# ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ



લેખક
ડૉ૦ રતન રુસ્તમજી માર્શલ
બી. એ., પીએચ. ડી.




વહીવટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયો ચકલો, સૂરત • અનંતવાડી, ભૂલેશ્વર, મુંબાઈ નં. ૨ • લાલગેટ, ચૌટાપુલ સૂરત

મુદ્રક : પ્રકાશક
**નટવરલાલ મૂ. માલવી**
ડૉ૦ રતન માર્શલ સન્માન સમિતિ વતી-
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, **સૂરત**

079.9
માલર
(ગુજ)

૧૨,૫૮૨



(સર્વ હક કર્તાને સ્વાધીન)



## મારા પૂજ્ય ગુરુઓ

પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, એમ. એ

પ્રા. કાલિદાસ દેસાઈ, એમ. એ., એલએલ. બી. (બોમ્બે),
બી. એ. (કેન્ટબ)

પ્રા. મનોહર પાળંદે, એમ. એ.

પ્રા. સુરેન્દ્ર દેસાઈ, એમ. એસ. (કોલંબિયા)

પ્રા. મૂળચંદ ઠાકુર, એમ. એ.

પ્રા. વજરાય દેસાઈ, એમ. એ.

શ્રી. રતિલાલ ગાંધી, એમ. એ.

શ્રી. હોરમસજી લામ્બા,

અને

શ્રી. છોટાલાલ ભૂખણદાસ

—ના ચરણોમાં

# નિવેદન

લગભગ બે દશકાથી વિવિધ ક્ષેત્રોમાં નિઃસ્વાર્થભાવે સેવા બજાવનારા શ્રી. રતન રુસ્તમજી માર્શલે, વર્ષોની જહેમતે, "ગૂજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ" રચ્યો, ને એ માટે મુંબાઈ વિદ્યાપીઠે તેમને "ડૉક્ટર ઑફ ફિલોસોફી"ની ઊંચી પદવીથી નવાજ્યા. ડૉ૦ માર્શલે જે ઘણાંએક મંડળો દ્વારા સેવાકાર્ય કર્યું છે તેના પ્રતિનિધિઓ તથા તેમના કાર્યના પ્રશંસકોએ ભેગા થઈ, તેમનું સરસ સેવાકાર્ય લક્ષમાં લઈ, તેમને ડૉક્ટરેટ મલવાના પ્રસંગને નિમિત્ત બનાવી, તેમનું જાહેર રીતે ગૌરવ કરવાને ઠરાવ્યું. એ માટે "ડૉ૦ રતન માર્શલ સન્માન સમિતિ" રચવામાં આવી અને તેણે નાણાંનો ફાળો ઉઘરાવ્યો. તા. ૨૦-૧૧-૧૯૪૯ને દિને નગીનચંદ હોલમાં દિ. બ. ચૂનીલાલ માણેકલાલ ગાંધીને પ્રમુખપદે મળેલી જાહેર સભામાં ડૉ૦ માર્શલને માનપત્ર આપવામાં આવ્યું; વક્તાઓએ એ પ્રસંગે તેમના વિવિધ દિશામાંના કાર્યની સ્તુતિ કરી.

સન્માન ફાળો સારો થએલો. ડૉ૦ માર્શલની એ ઇચ્છા હતી કે સન્માન પાછળ વધુ પડતો ખર્ચ ન થાય અને ભેગા થએલા ફાળામાંથી બને એટલી વધુ રકમ બચાવી તેનો કાંઈ બીજો ઉપયોગ થાય. આ ઇચ્છા અનુસાર સમિતિએ સન્માન સમારંભ અંગે અતિ જરૂરી જ ખર્ચ કરી, બચેલી રકમનો ઉપયોગ ડૉ૦ માર્શલે રચેલ ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસની પ્રસિદ્ધિમાં કરવાને વિચાર્યું. સમિતિએ ગાંડીવ સાહિત્ય મંદિર

સાથે વાટાઘાટ ચલાવી, જે સફળ નીવડી અને એ પ્રકાશન સંસ્થાના સહકારથી આ પુસ્તક પ્રકટ થઈ શક્યું છે, જે માટે સન્માન સમિતિ ગાંડીવ સાહિત્ય મંદિરની આભારી છે. ગૂજરાતી સાહિત્યમાં આ એક અતિ જરૂરી અને કીમતી ઉમેરો છે. ગૂજરાત આ ગ્રંથને આવકારશે એવી આશા અસ્થાને નથી.

જે ભાઇબહેનોએ, ડૉ૦ માર્શલનું સેવાકાર્ય ધ્યાનમાં લઈને, સન્માન ફાળામાં હોંસભેર નાણાં ભર્યાં, અને જેમણે લાગણીથી તે ભરાવ્યાં, તે બધાંની ઉમેદ આ ગ્રંથ પ્રગટ થવાથી પાર પડે છે. ગૂજરાતી સાહિત્યને એક ઉત્તમ ઇતિહાસગ્રંથનો લાભ આપવામાં તેમના ઉત્સાહનો હિસ્સો છે.

સૂરત, તા. ૨૪–૭–૫૦.

**નસરવાનજી કાવસજી વકીલ**
પ્રમુખ
**ડૉ૦ રતન માર્શલ સન્માન સમિતિ**

# પ્ર સ્તા વ ના

પહેલવહેલું ગૂજરાતી વૃત્તપત્ર પ્રગટ થયાને સવાસો વર્ષ થયાં છે. એ ગાળામાં ગૂજરાતી પત્રકારિત્વનો સળંગ ઇતિહાસ લખવાનો વિચાર કોઈ વિદ્વાનને થયો હશે કે કેમ એનો ઉત્તર આપવાને આધાર નથી. એ ઇતિહાસ આ પાનાંમાં પહેલી વાર રજૂ થાય છે. (ગૂજરાતી વૃત્તવિવેચનની શરૂઆતને સો વર્ષ થઈ જવા છતાં તેનું સળંગ વૃત્તાંત ત્યાર પછીના એકાદ દશકામાં ન લખાયું એ કાળના ગર્ભમાં લુપ્ત થઈ જતી હકીકતોને જાળવી રાખવા તરફની આપણી પ્રજાકીય ઉદાસીનતા સૂચવે છે એમ પ્રથમ નજરે લાગે, પરંતુ એ કબૂલવું પડશે કે આપણી રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત થયા પછી જ એ વસ્તુ પણ સૂઝે. ૧૮૮૪ પહેલાંનો યુગ તે એ દૃષ્ટિએ અંધકારયુગ લેખાય ને ખરી અસ્મિતા ૧૯૧૬માં ઍની બેસંટ પકડાયાં ત્યારથી આવી ગણાય. તે પછી જ રાષ્ટ્ર તરીકે આપણે એક સુગઠિત પ્રજા છીએ એવો સ્પષ્ટ ખ્યાલ આપણને આવ્યો.

રાષ્ટ્રીય અસ્મિતાની જાગૃતિ સાથે, બીજી દિશાઓ ઉપરાંત, પત્રકારિત્વ તરફ પણ વધુ લક્ષ અપાયું. કેટલાક ખંતીલા વૃત્તવિવેચકોના ઉત્સાહને લઇ ૧૯૨૪માં અમદાવાદમાં મહેરજીભાઈ પાલણજી માદનને પ્રમુખપદે પ્રથમ ગૂજરાતી પત્રકાર પરિષદ મળી. બે વર્ષ રહીને ફરી ગૂજરાતના પાટનગરમાં ગૂજરાતી પત્રકારોની બીજી પરિષદ મણિલાલ ઇચ્છારામ દેસાઈના અધ્યક્ષપદે મળી. એમાં, ગૂજરાતી પત્રકાર પરિષદનું કામ સતત ચાલુ રહે તે અર્થે, ગૂજરાતી પત્રકાર મંડળ સ્થાપવા, તેનું બંધારણ ઘડવા વગેરે માટે એક સમિતિ નિમાઈ અને તેમાં ગૂજરાતના આગેવાન

વૃત્તવિવેચકો સ્થાન પામ્યા, પરંતુ ત્યાર પછી એ દિશામાં ઝાઝું રચનાત્મક કાર્ય થયું નહિ. ૧૯૩૬માં અમદાવાદમાં મળેલા ગૂજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલનના બારમા અધિવેશનમાં પહેલી વાર નોખો પત્રકારિત્વ વિભાગ રખાયો ને તેને અધ્યક્ષપદે મહાદેવ હરિભાઈ દેસાઈની વરણી થઈ. તેરમા અને ચૌદમા સંમેલનના પત્રકારિત્વ વિભાગના પ્રમુખપદે સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી અને ચૂનીલાલ વર્ધમાન શાહ હતા. એ પછીનાં સંમેલનોમાં પત્રકારિત્વ વિભાગને સ્થાન નહોતું અપાયું. વૃત્તવિવેચનને સાહિત્ય કહેવું કે કેમ એ વિવાદનો પ્રશ્ન છે તેથી સાહિત્ય સંમેલનમાંથી એ વિભાગ પડતો મુકાયો હોય. મહાદેવભાઈએ બારમા સંમેલનના પત્રકારિત્વ વિભાગને પ્રમુખસ્થાનેથી આપેલા વ્યાખ્યાનમાં આ પ્રશ્ન ટૂંકમાં ચર્ચ્યો હતો. [૧]

"પત્રકારિત્વ" શબ્દ પણ વિવાદનો વિષય છે. કેટલાક વિદ્વાનો "પત્રકારિત્વ" નહિ પરંતુ "પત્રકારત્વ" શબ્દ યોગ્ય હોવાનું કહે છે. ગૂજરાત વિદ્યાપીઠના જોડણીકોશમાં "પત્રકારિત્વ" અપાયો હોઈ તે મુજબ એ શબ્દ આ નિબંધમાં વાપર્યો છે બાકી "પત્રકારિત્વ" અને "પત્રકારત્વ" એ બન્ને શબ્દો ગૂજરાતી ભાષામાં રૂઢ થએલા છે. વધારે વિવાદનો વિષય તો અંગ્રેજીમાં જેને "Journalism" કહીએ છીએ એના અર્થમાં આવતાં બધાં અંગો સમાઈ જાય એવો કયો શબ્દ ગૂજરાતી ભાષામાં છે તે છે. "પત્રકારિત્વ" કે "પત્રકારત્વ" એ શબ્દોમાં "Journalism"નો તમામ ભાવ આવતો નથી. એનો શુદ્ધ અર્થ 'પત્રકાર હોવું તે' એ જ થાય છે. 'પત્ર ચલાવવાનો ધંધો' એવો અર્થ એમાંથી ઉદ્‌ભૂત થતો નથી અને પરિણામે ઘણા વિદ્વાનો મરાઠી ભાષાનો "વૃત્તવિવેચન" શબ્દ વાપરવો પસંદ કરે છે. ૧૯૨૪માં કાકાસાહેબ કાલેલકરે પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદમાં "પત્રકારની દીક્ષા" નામે નિબંધ રજૂ કર્યો હતો તેમાં આ પ્રશ્ન પરત્વે અંગુલિનિર્દેશ કરતાં કહ્યું હતું કે :

"Journalism માટે આપણે ત્યાં હજી એક શબ્દ

---

૧ વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો, પૃ. ૩/૪

રૂઢ થયો નથી એ આશ્ચર્યજનક છે; આને સારુ સારા દૈનિકથી માંડીને માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક સુધીનાં બધાં છાપાંઓ અને તેમાં આવતી જૂજ ખબરથી માંડીને ગંભીર ચર્ચા સુધી બધું જેમાં સમાય એવો શબ્દ જોઈએ છે. આપણે ત્યાં 'લોકવૃત્ત' એ એવો જૂનો અને વિપુલાર્થવાહી શબ્દ છે. આમાં પ્રાણજીવનનાં બધાં અંગો આવી જાય છે. એ ઉપરથી 'જર્નાલીઝમ'ને 'લોક-વૃત્તવિવેચન' અથવા સંક્ષેપમાં 'વૃત્તવિવેચન' કહી શકાય. જ્યાં જ્યાં 'જર્નાલીઝમ' શબ્દ વપરાય છે તે દરેક જગાએ આ શબ્દ બંધબેસતો આવે છે."[૨]

કાકાસાહેબના આ મત સાથે વિદ્વાનોનો મોટો ભાગ સંમત થતો જણાય છે, પરંતુ "વૃત્તવિવેચન" શબ્દનો ઉપયોગ જૂજ પ્રમાણમાં થાય છે. "લોકવૃત્તવિવેચન" શબ્દ તો મુદ્દલ વપરાતો નથી. "પત્રકારિત્વ" કે "પત્રકારત્વ" શબ્દો જ નજરે પડે છે. આપણી ભાષામાં એ જ શબ્દો રૂઢ થઈ ગયા લાગે છે. આ મહાનિબંધમાં "Journalism" માટે "પત્રકારિત્વ" અને "વૃત્તવિવેચન" બન્ને શબ્દોનો ઉપયોગ કર્યો છે.

આ મહાનિબંધ ત્રણ ખંડમાં વહેંચાઈ જાય છે. પહેલા ખંડમાં શરૂઆતનાં બે પ્રકરણો સમાય છે: ગૂજરાતી બીબાંની ઉત્પત્તિ અને વિકાસ તથા મુદ્રણકલાનું અવલોકન એ વિભાગમાં વીગતવાર આપવામાં આવ્યાં છે. ગૂજરાતી બીબાંની ઉત્પત્તિ કેવા સંજોગોમાં થએલી, એ વિશે જુદા જુદા વિદ્વાનોએ આપેલાં મંતવ્યો વગેરે જણાવી તે સંબંધમાં આધારો અને દલીલો સાથે અમારો મત પ્રદર્શિત કર્યો છે. મુદ્રણકલાનું અવલોકન કરતાં પ્રારંભકાળનાં ગૂજરાતી છાપખાનાંઓને લગતી માહિતી કાંઈક વીગતે આપી છે.

બીજા ખંડમાં ૧૮૨૨થી ૧૯૧૮ સુધીનાં ગૂજરાતી વૃત્તપત્રોને લગતી માહિતીનાં જુદાં જુદાં ૧૮ પ્રકરણો છે. ગૂજરાતી પત્રકારિત્વનો વિકાસ ત્રણ સ્પષ્ટ તબક્કામાં વહેંચાય છે:

---

૨ પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૫), પૃ. ૪૩

પ્રહેલો તબક્કો : ૧૮૨૨માં સૌપ્રથમ ગૂજરાતી અખબાર "શ્રી મુમબઇના શમાચાર" શરૂ થયું ત્યાંથી તે ૧૮૮૦ સુધીનો,

બીજો તબક્કો : ૧૮૮૦માં "ગુજરાતી" સાપ્તાહિકનો ઉદ્ભવ થયો ત્યાંથી તે સન ૧૯૧૯ સુધીનો અને

ત્રીજો તબક્કો : ૧૯૧૯માં ગાંધીજીએ "નવજીવન"નું સુકાન સંભાળ્યું ત્યારથી તે આજ સુધીનો.

એમાંના પહેલા તબક્કા યા યુગને લગતી થોડીક માહિતી ડાહ્યાભાઈ દેરાસરીના "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન," દી૦ બ૦ કૃષ્ણલાલ ઝવેરીના "ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો" અને હીરાલાલ પારેખના "અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન"માં આપેલી છે. આ ગ્રંથોની ભૂમિકા વિસ્તૃત હોઈ પત્રકારિત્વ સંબંધી તેમાં સ્વાભાવિક રીતે સંક્ષેપે ઉલ્લેખ થએલો છે. એમાં આપેલી વીગતનો આધાર આ પુસ્તકમાં કેટલેક સ્થળે લીધો છે. એ તબક્કાના અખબારના અંકો મુંબાઈના મુલાંફિરોઝ કિતાબખાના જેવાં જૂના પુસ્તકભંડારમાં જોઇને તેમ જ કેટલાક જૂના ગ્રંથોમાં તેમના સંબંધી નિર્દેશ થએલા તે જોઈવાંચી, ભેગી કરેલી માહિતીમાંથી મહત્ત્વની વીગત, તે પરની સ્વતંત્ર ટીકા સાથે, આપી છે. પ્રકરણ ૩થી ૯ આ વિભાગને સ્પર્શે છે.

બીજા તબક્કામાં આવતા નર્મદના "ડાંડિયો"ને લગતી કેટલીક મહત્ત્વની માહિતી વિજયરાય વૈદ્યે તેમના "લીલાંસુકાં પાન" નામક પુસ્તકમાં આપી છે, તે સિવાય આ યુગને લગતાં પત્રો સંબંધી વિશ્વસનીય વીગત મળતી નથી. જુદાંજુદાં સાધનોમાંથી આ પત્રોની સમાલોચના વિસ્તૃત સ્વરૂપે પ્રકરણ ૧૦થી ૧૯માં આપી છે.

૧૯૧૯માં ઈન્દુલાલ યાજ્ઞિકના માસિક "નવજીવન"નું તંત્ર ગાંધીજીએ પોતાના હાથમાં લીધું અને તેને સાપ્તાહિક બનાવી દીધું, ત્યારથી

ગૂજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં ત્રીજો તબક્કો – ગાંધીયુગ – શરૂ થયો. આ યુગનાં પત્રોનું વીગતવાર અવલોકન ન કરવું એવી આ મહાનિબંધની મર્યાદા પહેલેથી રાખી છે. તેમાંનાં કેટલાંક પત્રો તો બાલ્યાવસ્થામાં છે એટલે તેમના સંબંધી કશો ચોક્કસ મત હાલ બાંધી શકાય નહિ. વિશેષ, પ્રજાની યાદમાં એને લગતી વીગતો તાજી છે એટલે એ યુગનાં અખબારોને લગતી માહિતી છૂટીછૂટી ન આપતાં પ્રકરણ ૨૦માં એકસાથે આપી છે ને તેમ કરતાં પત્રોની મહત્તા જોઈને તેમને યથોચિત જગ્યા આપી છે.

(સવાસો વર્ષના ગાળામાં સંખ્યાબંધ ગૂજરાતી અખબારો પ્રગટ થયાં, જેમાંનાં ઘણાંની જીંદગી ટૂંકી હતી. કેટલાંક ઠીક લાંબું જીવન જીવ્યાં, પરંતુ તેમનું જીવન જશવંતું ન નીવડ્યું ને પરિણામે ભુલાઈ ભુંસાઈ ગયાં.) એમાંનાં ઘણાં પત્રોનો તો એક અંક આજે ક્યાંય જોવા મળતો નથી, પરંતુ તેમને લગતા નિર્દેશ અહીંતહીં થયા છે તે પરથી ૧૯મા પ્રકરણમાં તેમના સંબંધી માહિતી આપી છે. ઓછા મહત્ત્વનાં આ પ્રકીર્ણ પત્રોમાં પારસી પત્રોનું પ્રમાણ મોટું લાગશે, પરંતુ તેને લગતી વીગતો "પારસી પ્રકાશ"ના પોથાઓમાં સંઘરાયેલી હોવાથી તે આ પ્રકરણમાં રજૂ કરવાનું સુલભ થયું છે. એ માટે "પારસી પ્રકાશ"નાં સઘળાં દફતરો ઉથલાવ્યાં છે અને મળી એટલી માહિતી તેમાંથી ભેગી કરી, જ્યાં બની શક્યું ત્યાં બીજા આધારોથી મેળવેલી હકીકતો સાથે તેની તુલના કરી, આ પ્રકરણમાં તે સમાવી છે. આ લાંબા પ્રકરણમાં જણાવ્યા ઉપરાંત પણ બીજાં કેટલાંક પત્રો પ્રગટ થયાં હતાં, જેમાંથી કોઈકનાં માત્ર નામ, તે શરૂ થયાની યા બંધ પડ્યાની સાલ યા પ્રગટ થવાનું સ્થળ જાણવા મળે છે. ૧૯૨૦ સુધીનાં એવાં અખબારોને લગતી નોંધ પરિશિષ્ટ (૧)માં આપી છે.

(૧૯૩૪–૩૫થી ગૂજરાતી પત્રકારિત્વ ગાંધીયુગની અસરમાંથી નીકળી ગયું છે.) એ અરસામાં પ્રગટ થવા માંડેલાં પત્રોને લગતી માહિતી– "વંદેમાતરમ્" અને "માતૃભૂમિ" સંબંધી "જન્મભૂમિ"ને લગતી ચર્ચા કરતાં ઉલ્લેખ કરવાની આવશ્યકતા લાગી છે તે બાદ કરતાં–આ

મહાનિબંધમાં આપી નથી, એટલે સન **૧૮૨૨થી ૧૯૩૫ સુધીમાં પ્રગટ થએલાં ગૂજરાતી વર્તમાનપત્રો** સંબંધી એમાં ચર્ચા કરી છે અને તેમ કરતાં **તેમને લગતી ૧૯૪૦ સુધીની વીગતો** એમાં આપી છે. કોઈ દાખલામાં એ પછી મહત્ત્વનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય, જેવો કે કોઈ પત્રનું લિમિટેડ કંપનીને સોંપાઈ જવું (દા. ત. "સંદેશ"નું), માલિકીમાં ફેરબદલી (દા. ત. "ગુજરાતી પંચ"ની) વગેરે, તો તે સંબંધી નિર્દેશ કરી લીધો છે. મહાનિબંધ લખાઈ ગયા પછી કોઈક પત્રો સંબંધી અગત્યના ફેરફારો થયા છે, પરંતુ ઉપર ટાંકેલી સમયની મર્યાદાને કારણે તે ફેરફાર સંબંધી એમાં ઉલ્લેખ નથી કર્યો.

આ મહાનિબંધના ત્રીજા ખંડમાં ચિત્રો તથા મર્મચિત્રો, પત્રકારિત્વનું હાસ્યાંગ અને નિયમન વિષે જુદાં પ્રકરણો આપીને તે પછીના ૨૪મા પ્રકરણમાં આખા ય વિષયનું વિહંગાવલોકન કર્યું છે. છેક શરૂથી માંડીને તે લગભગ આજ સુધીના ગૂજરાતી પત્રકારિત્વનું ઘડતર, તેની નીતિરીતિ, તેના આંતરપ્રવાહો અને તેના વિવિધ અંગો સંબંધી સમીક્ષા કરી છે. ગૂજરાતી વૃત્તવિવેચને અનુભવેલા યુગોનાં લક્ષણો, સાહિત્યને તેણે આપેલું પોષણ, ભાષાના વિકાસમાં તેનો ફાળો, સામાજિક અને રાજકીય સુધારા તરફનું તેનું વલણ, પીળું પત્રકારિત્વ, જાહેરખબરો, વગેરેને લગતી ચર્ચા આ પ્રકરણમાં કરી છે.

આ વિષય અંગે કાંઈ વિશ્વસનીય માહિતી મળે એમ હોય તો તે માટે સરકાર તરફથી પ્રસિદ્ધ થએલાં દફતરો, મુંબાઈના સરકારી દફતર ખાતાંમાં જઈને તપાસતાં, મુંબાઈ સરકારના વાર્ષિક અહેવાલો ( Reports on the Administration of the Bombay Presidency )માં ઈલાકાનાં વૃત્તપત્રોને લગતી કેટલીક માહિતી જોવા મળી. એમાંથી, ગૂજરાતી વૃત્તવિવેચનના ગ્રંથમાં સ્થાન પામવા યોગ્ય જે વીગત જણાઈ તે પરિશિષ્ટ (૨) રૂપે આ મહાનિબંધમાં આપી છે. એ બધી ય વીગત સરકારદૃષ્ટિએ અપાયેલી છે. જુદાં જુદાં ગૂજરાતી પત્રો સંબંધી યોગ્ય વિવેચન તેને

લગતાં પ્રકરણોમાં વીગતે કરેલું હોઈ, સરકારી અહેવાલોમાંથી ઉતારા આપતાં, તે વિશે કશી ટીકા કરી નથી.

મુંબાઈ, અમદાવાદ તથા વડોદરા જઈને ત્યાંનાં પુસ્તકાલયો, વર્તમાનપત્રનાં કાર્યાલયો, ત્યાંના વિદ્વાન અને વૃત્તવિવેચનના વિષયમાં માહિતી ધરાવતા વયોવૃદ્ધ સજ્જનો વગેરેની મુલાકાત લઈને આ વિષયને લગતી માહિતી ભેગી કરી છે. કેટલાક પત્રકારોએ આ દિશામાં સારો રસ લીધો છે અને તેમના કાર્યાલયમાંની ફાઈલો જોવાની સગવડ કરી આપી છે. કેટલાક આ દિશામાં ઉત્સાહ હોવા છતાં, આજના દૈનિક વર્તમાનપત્રની કચેરીની દોડધામમાં પુષ્કળ પરોવાયેલા રહેવાને કારણે ઝાઝો સહકાર આપી નહોતા શક્યા. જૂનાં પત્રોના કાર્યાલયમાં, જૂના અખબારોની ફાઈલના ડુંગર સામે બેસીને જર્જરિત થએલી ફાઈલ જોવા–તપાસવાનું કામ જેમ અમારે માટે તેમ એ કાર્યાલયના સંચાલકો માટે અગવડભર્યું હતું; છતાં કેટલાક વિદ્યાવિલાસી પત્રકારોએ એ દિશામાં એકંદરે સારો સહકાર આપ્યો હતો.

મુંબાઈના "કામા ઓરિયેન્ટલ ઈન્સ્ટિટયૂટ" અને અમદાવાદના "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" (હવે "ગુજરાત વિદ્યાસભા")ના પુસ્તકભંડારોમાં સંગ્રહાયેલા જૂના ગ્રંથો આ વિષયને લગતી કેટલીક જરૂરી વીગત ભેગી કરવામાં ઉપયોગી થઈ પડ્યા હતા. આ વિષયને અંગે સંખ્યાબંધ પુસ્તકો જોવાં પડ્યાં અને તેમાંનાં જે પુસ્તકોમાંથી આ મહાનિબંધમાં વીગત ઉતારી છે યા કાંઈ આધાર લીધો છે ત્યાંત્યાં ટિપ્પણો આપીને તેનો નિર્દેશ કર્યો છે. ઉપરાંત, મહાનિબંધને છેડે ગ્રંથસૂચિ આપી છે. આ વિષયને લગતી મહત્ત્વની તારીખો પણ છેવટે આપી છે, જેથી અમુક બાબત ક્યારે બનેલી તે જોવું સરળ પડે.

ફરદુનજી મર્ઝબાન, દાદાભાઈ નવરોજી, કરસનદાસ મૂળજી, કેખશરૂ કાબરાજી, પાલણજી દેસાઈ, કવિ નર્મદાશંકર, મહેરજીભાઈ માદન, ઇચ્છારામ દેસાઈ જેવા મહારથીઓએ જે ક્ષેત્રમાં કાર્ય કર્યું છે અને આ યુગના જગતના અસાધારણ પુરુષ ગાંધીજીએ જે ક્ષેત્રને અનોખી દિશા દેખાડી છે

એનો ઈતિહાસ વર્ણવતો આ મહાનિબંધ, અર્વાચીન ગૂજરાતના સાંસ્કારિક ઈતિહાસ ઉપર સારો પ્રકાશ આપશે એવી ધારણા છે.

*　　　*　　　*

૧૯૪૯ની શરૂઆતમાં પૂરો થએલો આ વિષય ૧૯૫૦ના મધ્ય ભાગમાં પ્રગટ થાય છે. એ વચગાળાની મુદ્દત દરમિયાન ગૂજરાતી વૃત્તવિવેચનના ક્ષેત્રમાં કેટલાક અગત્યના બનાવો બન્યા છે. "સાંજ વર્તમાન" અને "ગુજરાતી પંચ", જેમને માટે સ્વતંત્ર પ્રકરણો લખવામાં આવ્યાં છે તે, બંધ થઈ ગયાં. "સાંજ વર્તમાન" ૧૯૫૦ના મે માસથી મીનુ બરજોરજી દેસાઈના તંત્રીપદે માસિક સ્વરૂપે નીકળે છે. વડોદરાનું "નવગુજરાત" પણ આથમી ગયું છે. "સયાજી વિજય" પોતાનું દ્વિસાપ્તાહિક સ્વરૂપ ફેરવીને દૈનિક બન્યું છે. "દેશી મિત્ર" પોતાની સ્વતંત્ર હસ્તી મિટાવીને, સૂરતથી નવા નીકળેલા દૈનિક "નવયુગ" સાથે જોડાઈ નીકળવા માંડ્યું, પણ એમાંથી ઝટ છૂટા થઈને તરત જ, સૂરતના બીજા નવા દૈનિક "લોકશક્તિ"માં ભળ્યું છે. સૂરતનું "પ્રતાપ" "લોકપ્રકાશન લિમિટેડ"માં જોડાયું અને છૂટું પડ્યું. અમૃતલાલ દલપતભાઈ શેઠ "જન્મભૂમિ"ના તંત્રીપદેથી છૂટા થયા અને મોહનલાલ તુલસીદાસ મહેતાએ ("સોપાન") એમનું સ્થાન સંભાળી લીધું. આ અને એવા બીજા ફેરફારો આ ગાળામાં થયા છે; પરંતુ આ વિષય માટે, ઉપર જણાવ્યા અનુસાર, સમયની જે મર્યાદા બાંધી છે એને લઇને, થોડાક જરૂરજોગો—મુખ્યત્વે શાબ્દિક—ફેરફાર કર્યો છે એ બાદ કરતાં, જે સ્વરૂપે લગભગ દોઢ વર્ષ ઉપર આ વિષય પૂરો થએલો એ જ સ્વરૂપે પાછળનાં પાનાંઓમાં તે પ્રગટ થયો છે. આટલું ધ્યાનમાં રાખવા વાચક કૃપા કરે.

૧૯૪૯ના ઓગસ્ટમાં મુંબાઈ વિદ્યાપીઠે મને "ડૉક્ટર ઑફ ફિલોસોફી"ની પદવી આપી. એ પ્રસંગને નિમિત્ત બનાવી, સાહિત્ય અને સામાજિક સેવાના ક્ષેત્રમાં, ગયા બે દશકા દરમિયાન, મારી શક્તિ અનુસાર મેં જે સેવાકાર્ય કર્યું હોય એની કદર રૂપે મારું સન્માન કરવાને મારા

મિત્રો અને મારા કાર્યના જાણકારોએ ઠરાવ્યું. એ માટે તેમણે સન્માન-સમિતિ રચી નાણાં ભેગાં કરવા માંડ્યાં. મારા મુરબ્બીઓ–મિત્રોની આ ઇચ્છાને હું અવગણી ન શક્યો, પરંતુ મેં તેમને એટલી વિનંતિ કરી કે તેઓ ભેગાં કરે એ નાણાંમાંથી સન્માન અંગે જેમ બને એમ ઓછો ખર્ચ કરવો અને બને એટલી વધુ રકમ બચાવી તેનો કાંઈ બીજો નક્કર ઉપયોગ કરવો. મારી એ સૂચના એમણે સ્વીકારી અને ભેગા થએલા સન્માનફાળામાંથી સારી રકમ બચાવી તેનો ઉપયોગ મારા આ "ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસ"ની પ્રસિદ્ધિમાં કરવાને ઠરાવ્યું. આ નિર્ણય માટે સન્માન સમિતિના સભ્યોનો હું ઋણી છું. સન્માનફાળામાં નાણાં ભરીને જેમણે આ પુસ્તકના પ્રકાશનમાં સાથ આપ્યો છે એમનો હું આભારી છું.

"ગાંડીવ સાહિત્ય મંદિર"ના સંચાલક શ્રી. નટવરલાલ મૂળચંદ માલવીએ આ ગ્રંથના પ્રકાશનમાં ઘણો ઉત્સાહ દાખવ્યો છે અને એ પ્રકાશન સંસ્થાના વ્યવસ્થાપક શ્રી. હરગોવિંદ મંછારામ મોદીએ મુદ્રણ દરમિયાન દિવસો સુધી અંગત તકલીફ લઈને મને કીમતી સહકાર આપ્યો છે. આ સદ્‌ભાવ માટે એ બન્નેનો હું અંતરથી આભાર માનું છું.

મારા પૂજ્ય ગુરુ પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદીએ આ વિષય તૈયાર કરવામાં મને આપેલ માર્ગદર્શન માટે હું એમનો ઋણી રહીશ.

કેળાંની વખાર
કણપીઠ, સૂરત
તા. ૩૧–૭–૧૯૫૦

[signature]

# અનુક્રમણિકા

[૩]

"……વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે. પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામનાં ગામ ડુબાવે છે ને પાકનો નાશ કરે છે, તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ બહારથી આવે તો તે નિરંકુશતા કરતાં વધારે ઝેરી નીવડે છે. અંદરનો અંકુશ જ લાભદાયી હોઈ શકે.

"આ વિચારસરણી સાચી હોય તો દુનિયામાં કેટલાં વર્તમાનપત્રો નભી શકે? પણ નકામાંને બંધ કોણ કરે? કોણ કોને નકામું ગણે? કામનું ને નકામું સાથે ચાલ્યાં જ કરવાનાં. તેમાંથી મનુષ્યે પોતાની પસંદગી કરવાની રહી."

• ગાંધીજી •

# વિષયસંક્ષેપ

## (૧)

### પ્રકરણ ૧ : ગૂજરાતી બીબાંની ઉત્પત્તિ અને વિકાસ

બીબાં બન્યા પૂર્વેના હસ્તલિખિત ગ્રંથો – લહિયાઓની લેખનકલા – મુદ્રણકલાનું આગમન – ચીનમાં પ્રચલિત છાપકામની રૂઢિ – હિંદમાં મુદ્રણકલાનો પ્રચાર – ભીમજી પારેખનું કાર્ય – મુંબાઈમાં છપાયેલું ૧૭૮૦નું પ્રથમ અંગ્રેજી પંચાંગ – રુસ્તમજી કેરસાસ્પજીનું છાપખાનું – ૧૭૯૭માં "બોમ્બે કૂરિયર"માં છપાયેલી ગૂજરાતી જાહેરખબરો – એ માટે જીજીભાઈ છાપગરે પાડેલાં સૌપ્રથમ ગૂજરાતી બીબાં – "પશ્ચિમ હિંદનો કેક્સ્ટન" કોણ? – ૧૮૧૨માં તૈયાર થએલ દેવનાગરી અક્ષરોના ટાઈપ – જાવજી દાદાજીએ સ્થાપેલ નિર્ણયસાગર પ્રેસ અને ફાઉન્ડ્રી – ઈચ્છારામ દેસાઈ ને "ધી ગૂજરાતી ટાઇપ ફાઉન્ડ્રી"ની સ્થાપના.

### પ્રકરણ ૨ : છાપખાનાં તથા મુદ્રણકલાનું અવલોકન

છાપાંનો પુરોગામી વેપારી પત્રવહેવાર – સરકારી યાદીઓ – "કાસદો" અને "આંગડીઆ" – મધ્યકાલીન ખેપિયાખાતું – ફરદુનજી મર્ઝબાને સજીવન કરેલી ખેપિયા

અને આડતિયાની પ્રથા – "મુંબઈ સમાચાર" છાપખાનું – "મુંબઈ દુરબીન" શિલા છાપખાનું – સૂરતનું મિશન છાપખાનું – દુર્ગારામ મહેતાજીનું છાપખાનું – "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" – ગૂજરાતનું પહેલવહેલું અખબાર: "વરતમાન પતર" – અમદાવાદનાં કેટલાંક આગલાં શિલા – છાપખાનાં – બીબાંપદ્ધતિનાં છાપખાનાં – સિસકાક્ષરો મેળવવાની મુશ્કેલી – ગૂજરાતી બીબાંમાં વૈવિધ્યનો અભાવ – જોડાક્ષરો સંબંધી મહેરજીભાઇ માદનનું મંતવ્ય – મુદ્રણકામમાં કુમાર કાર્યાલયની સિદ્ધિ – સચિત્ર ગૂજરાતી પુસ્તકો – મુદ્રણકામ સંબંધી સંપૂર્ણ માહિતીસૂચના આપતા અધિકૃત ગૂજરાતી પુસ્તકનો અભાવ.

(૨)

## પ્રકરણ ૩: મુંબઈ સમાચાર

હિંદનું સૌપ્રથમ દેશી વર્તમાનપત્ર "સંબાદ કૌમુદી" – બીજું ભારતીય અખબાર ફરદુનજી મર્ઝબાનનું "શ્રી મુમબઇના શમાચાર" – તેને લગતી "મદેહનજર" – મુંબાઈ સરકારની મદદ – ૧૮૩૨માં સાપ્તાહિકને સ્થાને દૈનિક સ્વરૂપે – સમાચાર પૂરા પાડવા ગ્રાહકોને જ વિનંતિ – ૧૮૩૩માં દ્વિસાપ્તાહિક – પત્રની વાચનસામગ્રી – કાવ્યનો નમૂનો – વેપારી વર્ગને ઉપયોગી સમાચારને મહત્ત્વ – ૧૮૩૨માં ફરદુનજીએ છોડેલો પત્ર સાથેનો સંબંધ – પત્રની ગ્રાહકસંખ્યા – માલિકીમાં ફેરબદલી – પત્રની નીતિ – એ નીતિની સરકારે કરેલી પ્રશંસા.

## પ્રકરણ ૪ : મુંબઈ ચાબુક

૧૮૩૦માં "મુમબઈના વરતમાન" ની સ્થાપના – તેનું નવું નામ : " શ્રી મુમબઈના ચાબુક" – "મુંબઈ સમાચાર" સાથે વિરોધ – "ચાબુક"નો તંત્રી નવરોજી ચાનદારૂ – તેના ચાબખા – તેના અન્યાયી, એકતરફી અને અયુક્ત લેખો – તેની સામે અરદેશીનો દાવો – તેમાં તેની થએલી ખુવારી – પત્રની માલિકીમાં થએલ ફેરફારો – "અખબારે સોદાગર તથા સમાચાર દર્પણ" સાથે જોડાઇ જવું.

## પ્રકરણ ૫ : જામે જમશેદ

પારસી પંચાયતનો પક્ષ લેવા ૧૮૩૨માં થએલી સ્થાપના – "જામે જમશેદ" નામ કેમ રખાયું ? – શરૂમાં સાપ્તાહિક, ૧૮૩૮થી દ્વિસાપ્તાહિક અને ૧૮૫૩થી દૈનિક સ્વરૂપે – એકવીસ વર્ષનો પહેલો જીવન-તબક્કો – " છોકરવન તંત્રી" કેખશરૂ કાબરાજી – ૧૮૮૩નું મહત્ત્વનું વર્ષ – જેહાંગીર અને ફિરોઝશા મર્ઝબાનના અમલમાં પત્રે સાધેલી પ્રગતિ – " જામે "એ ખેલેલા કેટલાક ઝનૂની જંગ – "જામે"ની ભાષા – શતાબ્દિની ઉજવણી – કોમી પ્રશ્નોમાં પત્રની સ્થિતિરક્ષક નીતિ – "જામે જમશેદ વીકલી" – પત્રની નીતિમાં આવેલ પલટો.

## પ્રકરણ ૬ : વરતમાંન અને શમશેર બહાદુર

તળ ગૂજરાતનું સૌપ્રથમ ગૂજરાતી અખબાર – એના સંચાલન માટે શરૂની વિચિત્ર ગોઠવણ – અમદાવાદની તુરંગના વહીવટ સંબંધી યાદગાર કિસ્સો – "ખબરદાર દર્પણ" અને

"શમશેર બહાદુર" સાથે વિરોધ – "શમશેર બહાદુર"નું મૂલ્યાંકન.

**પ્રકરણ ૭ : રાસ્ત ગોફ્તાર**

એક સુધારક વાજિંત્રની જરૂરિયાત – ૧૮૫૧નું પારસી-મુસ્લિમ હુલ્લડ – પારસીઓને થએલો ગેરઈન્સાફ – તે સામે પડકાર કરતું ૧૮૫૧માં શરૂ થએલું પખવાડિક "રાસ્ત ગોફ્તાર" – તંત્રી દાદાભાઇ નવરોજીનું નિવેદન – ૧૮૫૨માં "રાસ્ત" સાપ્તાહિક સ્વરૂપે – દાદાભાઇ વિલાયત જતાં પત્રની દોરવણી માટે નિમાયેલી સમિતિ – શરૂમાં એમાં આવેલા મુખ્યત્વે પારસી સમાજને સ્પર્શતા સુધારા સંબંધી લેખો – ૧૮૫૮થી એમાં આવવા માંડેલી તમામ કોમોને લગતી ચર્ચા – ૧૮૫૮થી શરૂ થએલો અંગ્રેજી વિભાગ – ૧૮૬૧માં "સત્યપ્રકાશ"નું એની સાથે જોડાઈ જવું – પત્રના તંત્રીઓ – કેખશરૂ કાબરાજીની દોરવણી હેઠળ થએલો વિકાસ – કોંગ્રેસ સામેના કાબરાજીના વિરોધી વિચાર – દાદાભાઈનો કચવાટ – પત્રની રાજકીય નીતિનો કાબરાજીએ કરેલો બચાવ – "રાસ્ત"ની ભાષા – કપોળ સુધારકોની પીછેહઠ પર "રાસ્ત"ના પ્રહાર – ૧૯૦૧માં સુવર્ણ મહોત્સવની ઊજવણી – બદનક્ષીની ફરીઆદો – પાલણજી દેસાઇ તંત્રીસ્થાને – ૧૯૧૮માં "પ્રજામિત્ર અને પારસી"માં ભળી જવું – એના પ્રગતિવાદી સામાજિક અને સાંકડા રાજકીય વિચારો.

**પ્રકરણ ૮ : સત્યપ્રકાશ**

હિંદુઓના સામાજિક પ્રશ્નોની છણાવટ કરવાના પ્રધાન ઉદ્દેશથી ૧૮૫૫માં થએલી સ્થાપના – "છપ્પન ભોગ"ની ચર્ચા –

કરસનદાસ મૂળજીએ "સત્યપ્રકાશ"માં વૈષ્ણવ મહારાજો સામે કરેલા પ્રહારો – બીજાં પત્રોએ તેમને આપેલ સમર્થન – જદુનાથજી મહારાજ અને નર્મદનો શાસ્ત્રાર્થ – ૨૧-૧૦-૧૮૬૦નો કરસનદાસનો યાદગાર લેખ – જદુનાથજી મહારાજે નોંધાવેલી બદનક્ષીની ફરીઆદ – જોસેફ આર્નોલ્ડનો મશહૂર ચુકાદો – મહારાજો સામે થએલા આક્ષેપો સંબંધી ડૉ૦ ભૂથીના વિચારો – મહીપતરામ રૂપરામ તંત્રીસ્થાને – પરદેશગમન પ્રસંગે પત્રકાર બંધુઓએ કરસનદાસને આપેલું માનપત્ર – પત્રની ભાષા – "રાસ્ત ગોફ્તાર" સાથે ભળી જવું.

## પ્રકરણ ૯ : સ્વતંત્રતા

૧૮૭૮માં સૂરતમાં "શારદા પૂજક મંડળી"ની સ્થાપના – એના તરફથી ઇચ્છારામ દેસાઈએ પ્રગટ કરેલું "સ્વતંત્રતા" – પહેલા જ અંકમાં રાજકીય વિષયની ચર્ચા – સ્વતંત્ર થવાને પ્રજાને હાકલ કરતા જોરદાર લેખો – ૧૮૭૮નું સૂરતનું મોટું હુલ્લડ ને હડતાલ – એ અંગે પત્રકારોની ધરપકડ – "સૂરત રાયટ કેસ" – નિર્દોષ પુરવાર થયેલા આરોપીઓ – "સ્વતંત્રતા"નું "ડકલેરેશન" લેવાનું જ રહી ગએલું – મુકદ્દમાને લીધે બંધ પડયું – માર્ચ ૧૮૭૯માં પુનઃ પ્રગટ – આડંબરી સંસ્કૃતપ્રચુર શૈલી – એપ્રિલ ૧૮૭૯માં કીકાભાઈ પરભુદાસને સોંપાયેલાં મંડળી ને માસિક – ૧૮૭૯ની આખરે "સ્વતંત્રતા" બંધ – રાજકારણી ચર્ચામાં "સ્વતંત્રતા"નું પ્રસ્થાન.

## પ્રકરણ ૧૦ : ગુજરાતી

૧૮૭૬થી ૧૮૮૦ના ગાળાનું મહત્ત્વ – હિંદુ સમાજને

સ્પર્શતા પ્રશ્નોનો પડઘો પાડનાર ને દોરવણી આપનાર અખબારની આવશ્યકતા – મંગળદાસ નથ્થુભાઇની આર્થિક સહાયતા – ૧૮૮૦માં ઇચ્છારામ દેસાઈએ શરૂ કરેલું "ગુજરાતી"–તે પહેલાંનાં ગૂજરાતી પત્રો – પત્રની નીતિ વિષે નિવેદન – પત્રના સહાયકો – ધીમી પણ મક્કમ પ્રગતિ – ૧૮૮૪માં "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપના – રાજકીય વિષયોની સ્વતંત્ર ભાવે વિસ્તારપૂર્વક ચર્ચા – ફિરોજશા મહેતાને આપેલું સબળ સમર્થન – "ગુજરાતી"ની રાજકીય કાદંબરી: "હિન્દ અને બ્રિટાનિયા" – પત્રની રાજકીય નીતિ સંબંધી સ્પષ્ટીકરણ – સમાજ અને સંસારસુધારાની બાબતમાં પત્રની પ્રરક્ષક નીતિ – "સનાતન ધર્મ"નો પક્ષવાદ – ગૂજરાતી ભાષા અને સાહિત્યની વૃદ્ધિમાં તેનો હિસ્સો – ૧૮૯૧થી ગ્રાહકોને દર વર્ષે પુસ્તક ભેટ આપવાની દાખલ કરેલી પ્રણાલિ – ૧૯૦૮થી પ્રસિદ્ધ થવા માંડેલા ખાસ દીપોત્સવી અંકો – વિનોદી લખાણો – સાપ્તાહિક પત્રકારિત્વને સાંપડેલો વિશિષ્ટ ઘાટ – ગૂજરાતી વૃત્તવિવેચનમાં નવા યુગનું મંડાણ – ૧૯૦૪માં રૌપ્ય મહોત્સવની ઊજવણી – ૧૯૧૦માં સરકારે માગેલી રૂા. ૨૫૦૦ની જામીનગીરી – ઇચ્છારામનું અવસાન – મણિલાલ દેસાઇ તંત્રીસ્થાને – નાના ભાઈઓએ ખરીદી લીધેલું પત્ર – ૧૯૩૦માં નટવરલાલ દેસાઇ તંત્રીપદે – એમણે સમજાવેલી પત્રની નીતિ – આજનું નિર્બળ "ગુજરાતી".

**પ્રકરણ ૧૧: ગુજરાતમિત્ર, ગુજરાત દર્પણ ને દેશી મિત્ર**

૧૮૬૩માં "સુરતમિત્ર" સાપ્તાહિક – બીજે વર્ષે નામમાં ફેરફાર: "ગુજરાત મિત્ર" – તંત્રી દીનશા તાલેયાર-

ખાને પ્રનલાભાર્થે ઉઠાવેલા વિરોધો ને ચર્ચા – "ગુજરાત મિત્ર"ની પ્રતિષ્ઠા – દેશી રાજ્યોની ટીકા – માલિકીમાં ફેરફારી – સુધરાઈના કારોબારમાં લીધેલો ઉત્સાહ – "સૂરત રાયટ કેસ" – માલિકીમાં ફરી ફેરફારો – ૧૮૮૮માં "ગુજરાત દર્પણ"ની સ્થાપના – સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોમાં લક્ષ – ૧૮૯૪માં "મિત્ર" અને "દર્પણ"નું જોડાઈ જવું – ૧૮૮૨ના ખંભાતના બખેડામાં "મિત્રે" ભજવેલો મહત્ત્વનો ભાગ – પત્રની નીતિ – ૧૮૭૩માં "દેશી મિત્ર" સાપ્તાહિકની સ્થાપના – નજીવી કિંમત અને રમૂજી લેખો એની વિશિષ્ટતા – એમાં આવેલ રમૂજનો પ્રકાર – રમૂજી શૈલીમાં જ અપાયેલી ખબરો – કેટલાંક રસિક દૃષ્ટાંત – સામાજિક બાબતોમાં તેણે પ્રજાને કરાવેલું માર્ગદર્શન – લોકપ્રવૃત્તિને સમર્થન આપનાર પ્રજાકીય પત્ર – સાપ્તાહિક ઉપરાંત નીકળતી દૈનિક આવૃત્તિ – આજે એનું સ્થાન.

## પ્રકરણ ૧૨ : ખેડા વર્તમાન અને સયાજી વિજય

૧૮૬૧માં "ખેડા વર્તમાન"નો ઉદ્ભવ – ખેડાની પ્રજામાં વાચન વગેરેનો પ્રગટાવેલો શોખ – ૧૮-૭-૧૮૬૪ના અંકની તપાસ – એણે કરેલી સાધારણ પ્રગતિ – વડોદરામાં વૃત્ત-વિવેચનની શરૂઆત – દામોદર ચંદેનું "સયાજી વિજય" – ૧૮૯૯માં માણેકલાલ ડોકટરને હાથ આવેલ એનો કારોબાર - પત્રની નીતિ – "નવગુજરાત"ની ૧૯૨૩માં થએલ સ્થાપના – "સયાજી વિજય"ની ભેટોમાં રમણલાલ દેસાઈની નવલકથાઓ.

## પ્રકરણ ૧૩ : ડાંડિયો

કેવા સંજોગોમાં અને કયા ઉદ્દેશથી "ડાંડિયો"ની શરૂઆત થઈ – એમાં મુખ્ય લખનારા – "ડાંડિયા"ની ત્રણ શ્રેણી – ૧૮૭૦માં "સન્ડે રિવ્યૂ" સાથે જોડાઈ ગયું – વાચન-સામગ્રી – ગ્રામ્યતા એના લેખોનું સામાન્ય લક્ષણ – સવા વર્ષની પ્રથમ શ્રેણીમાં એણે કરેલાં "પરાક્રમ" – રાજકીય પ્રશ્નોમાં રસ – સ્વદેશાભિમાન અને સ્વમાનભાવના જાગ્રત કરી – ભાષા અને શૈલી – વિજયરાય વૈદ્યનું મંતવ્ય – ૧૯૩૬માં એ જ નામે પ્રસિદ્ધ થએલું વીમાવાળાનું સાપ્તાહિક – "ડાંડિયો", "ટૅટલર" અને "સ્પેક્ટેટર" સાથે સામ્ય.

## પ્રકરણ ૧૪ : સત્ય મિત્ર અને કયસરે હિન્દ

પારસી પ્રશ્નોમાં જૂનવટની હિમાયત કરતા "મનસુખ" – ૧૮૭૪માં એમણે શરૂ કરેલું "સત્ય મિત્ર" – વિરોધીઓ સામે કરેલ સખત ટીકા – ધર્માંધપણાને કારણે સમાજમાં ટંટાફિસાદનું કારણ બનેલું પત્ર – પારસીઓની ગૂજરાતી ભાષા સંબંધી મનઃસુખરામ સૂર્યરામના વિચારો – એની મનસુખે લીધેલી તપાસ – ૧૮૯૩માં પત્રની માલિકી બદલાઈ – ૧૮૯૮ની આખરે તેનું બંધ થવું – એ જ નામે મહેરજીભાઈ માદને શરૂ કરેલું નવું સાપ્તાહિક – "સત્ય મિત્ર"થી સાવ ઉલટું "કયસરે હિન્દ" – ૧૮૮૨માં તેની સ્થાપના – પહેલા જ અંકમાં તંત્રી ફરામજી મહેતાએ "સ્વતંત્રતાની હિમાયતે જવા" લીધેલી પ્રતિજ્ઞા – પત્રની નીતિ સંબંધી તેમણે કરેલી ચોખવટ – પ્રગતિવંત વિચારોનો પ્રસાર કરનારું પત્ર – એની અંગ્રેજી કટારો – ૧૯૧૪માં એરચશા હીરજીબહેદીને ખરીધું –

"કયસરે હિન્દ પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપના – નવા માલિકના પ્રગતિલક્ષી વિચાર – ગુજરાતી સાપ્તાહિકોમાં સૌથી વધુ પૃષ્ઠસંખ્યા આપનાર અખબાર – ગોળમેજી પરિષદમાં મોકલેલો પોતાનો હિંદી પ્રતિનિધિ – ૧૯૪૦માં પિતાને સ્થાને આવેલા જાલ હીરજીબહેદીન – પત્રમાં જણાતું વિશેષ ગાંભીર્ય ને ઠરેલપણું.

## પ્રકરણ ૧૫ : પ્રજાબંધુ

ઓગણીસમી સદીની આખરે અમદાવાદમાં પ્રસિદ્ધ થતાં ત્રણ પત્રો – ૧૮૯૮માં ભગુભાઈ કારભારીએ "પ્રજાબંધુ" સાપ્તાહિકની કરેલી શરૂઆત – પત્રની નીતિ સંબંધી નિવેદન – પ્રથમ અંકની રૂપરેખા – દોઢ વર્ષ પછી ઠાકોરલાલ ઠાકોરે તે ખરીદ્યું – ૧૯૦૫માં "પ્રજાબંધુ પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપના – સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોને પત્રમાં અપાયેલું મહત્ત્વ – ધૂર્ત પ્રૉવિડન્ટ સોસાયટીઓ સામે મોરચા – કેળવણીના વિષયમાં ઉત્સાહ – વિદ્વાન ને કર્તવ્યપરાયણ લેખકોનો સહકાર – દી. બ. અંબાલાલ દેસાઈની અંગ્રેજી કટારો – "ચપરા કેસ", "લેન્ડ રેવેન્યુ બીલ" વગેરે સંબંધી ચર્ચા – ૧૯૧૦થી ભેટ પુસ્તકની પ્રથા – સત્યાગ્રહના આરંભે "પ્રજાબંધુ" – ગાંધીજીની નીતિનું સમર્થન – સરકારે માગેલી જામીનગીરી – મોકૂફ રખાયેલું પત્રનું પ્રકાશન – ફરી ૧૯૩૨માં સ્વેચ્છાથી કામચલાઉ બંધ કરાયેલું પ્રકાશન – સમાચારપૂર્તિઓ – "ગુજરાત સમાચાર" દૈનિક – "પ્રજાબંધુ"નું પુનઃ પ્રગટ થવું – એની શરૂઆતની સાંકડી સામાજિક નીતિ – પાછળથી સમાજસુધારાને આપેલ પ્રબલ ટેકો – સાહિત્ય અને કલામાં

ઊંડો રસ – સહતંત્રી ચુનીલાલ શાહની સેવા – તંત્રી નીમવા સંબંધી અવનવી નીતિ – ત્રણ મહત્ત્વની તારીખો – "લોક પ્રકાશન લિમિટેડ"ની સ્થાપના – "લોકનાદ"ની શરૂઆત – મહાદેવ દેસાઇનો અભિપ્રાય.

## પ્રકરણ ૧૬ : ગુજરાતી પંચ

૧૯૦૧માં અમદાવાદમાં સોમાલાલ શાહે શરૂ કરેલું "ગુજરાતી પંચ" – શરૂમાં આવેલાં વ્યંગ ચિત્રો – થોડા સમયમાં ચિત્રોનું બંધ થવું – રમૂજી વાચનસામગ્રી – કેટલાક જાણીતા લેખકોનો સહકાર – ઓછું લવાજમ, દીપોત્સવી અંક ને વર્ષમાં બે ભેટ પુસ્તક આપવાનું સાહસ – સંચાલકે વર્ણવેલા પત્રના ત્રણ ઉદ્દેશ – હિંદી મહાસભાનું અધિવેશન ગૂજરાતમાં ભરવા પ્રચારકાર્ય –મહાસભાની ગાંધીવાદી નીતિનો વિરોધ – મહાસભાના કાર્યક્રમની ટીકા – અસ્પૃશ્યતા-નિવારણ ચળવળનો ઉગ્ર વિરોધ – ૧૯૪૩માં માલિકીમાં થએલી ફેરફારી – નંદલાલ બોડીવાલા તંત્રીસ્થાને – રાષ્ટ્રવાદી બનેલી પત્રની નીતિ.

## પ્રકરણ ૧૭ : સાંજ વર્તમાન

મુંબઈમાં સાંજે પ્રસિદ્ધ થવા માંડેલું પત્ર – ૧૯૦૨માં અરદેશર પટેલે કેવા સંજોગોમાં "સાંજ" શરૂ કર્યું – રુસ્તમ વાચ્છાગાંધીની ભાગીદારી – માત્ર દોઢ પૈસામાં છાપું આપવાનું સાહસ – અરદેશરનું અકાળ અવસાન – વાચ્છાગાંધીનું કાર્ય – મુશ્કેલીનાં પહેલાં સાત વર્ષ – પારસી સામાજિક સવાલોની ચર્ચામાં એણે કરેલી જૂનવટની હિમાયત – એની

પ્રગતિ અટકાવવા થએલા પ્રયાસ – "સમી સાંજ"ના સપાટા-ઝપાટા – "સાંજ"ની લોકપ્રિયતાનાં કારણો – એના પતેતી અંકો – હિંદી મહાસભાનું સમર્થન કરતી એની સ્વતંત્ર રાજકીય નીતિ – તંત્રીઓનાં અવસાન – એના સંચાલકોએ ૧૯૪૨માં શરૂ કરેલું સવારનું દૈનિક : "મુંબઈ વર્તમાન".

## પ્રકરણ ૧૮ : હિન્દુસ્તાન જૂથ

૧૯૧૨નો સહભોજનનો સમારંભ – જૂનવટના હિમાયતીઓના પ્રહાર – હિંદુ સમાજમાં પ્રગતિવંત વિચારોનો પ્રસાર કરવા રણછોડદાસ લોટવાળાએ ખરીદેલું "અખબારે સોદાગર" – ૭ માસ પછી એને આપેલું "હિન્દુસ્તાન" નામ – દૈનિક કાઢવાનું હિન્દુ હાથે થએલું પ્રથમ સાહસ – સુધારક વિચારોનો પ્રચાર અને ગાંધીજીની નીતિનો વિરોધ કરવાને કારણે પ્રજાના ટેકાનો અભાવ – લોટવાળાએ ખરીદેલાં બીજાં પત્રો – મોટી ખોટ – ખોટનાં કારણો – પચ્ચીસ વર્ષના પ્રચારક પત્રકારિત્વનું પરિણામ – પત્રોની નીતિનો બચાવ – ગૂજરાતમાં સમાજવાદ–સામ્યવાદનો પ્રચાર કરવામાં એનો ફાળો – "હિન્દુસ્તાન"ની કચેરીમાં પત્રકારિત્વની તાલીમ પામેલા ગૂજરાતના પત્રકારો – ૧૯૪૦માં "હિન્દુસ્તાન–પ્રજામિત્ર" દૈનિકનું બંધ થવું – "હિન્દુસ્તાન" પત્રોના આદર્શ સંબંધી લોટવાળાનું નિવેદન.

## પ્રકરણ ૧૯ : પ્રકીર્ણ પત્રો

ઝાઝી ખ્યાતિ પામ્યા વિના લાંબું યા ટૂંકું જીવન જીવીને અદૃશ્ય થએલાં પત્રોને લગતી અહીંતહીંથી મેળવેલી

હકીકતો – ઉપરાંત કલકત્તાના "નવરોઝ" તથા કરાંચીના "પારસી સંસાર અને લોકસેવક" વગેરે પત્રોને લગતી કેટલીક માહિતી.

## પ્રકરણ ૨૦ : ગૂજરાતી વૃત્તવિવેચનમાં નૂતન – જીવનનો યુગ

૧૯૧૯માં ગાંધીજીએ સંભાળેલું "નવજીવન"નું સુકાન – એની ઝડપી પ્રગતિ – એ દ્વારા એમણે આપેલી ગૂજરાતી રાજકીય પરિભાષા – ૧૯૩૨માં એનું બંધ થવું – એનાં કદ, સાદાઈ ને શૈલીનું થએલું અનુકરણ – તા. ૧૩-૧૧-૧૯૨૧ના એના અંકની તપાસ – "હરિજનબંધુ"ને નામે એનો પુનરવતાર – અકટોબર ૧૯૪૦માં મોકૂફ રખાયેલું હરિજનપત્રોનું પ્રકાશન – ૧૯૪૬માં એ ફરી પ્રગટ થવા માંડયાં – કિશોરલાલ મશરૂવાળા તંત્રીપદે – ૧૯૨૧માં શરૂ થએલું "સૌરાષ્ટ્ર" – ગૂજરાતી અખબારનવીસને એનું અર્પણ – એની કાર્યપ્રણાલિને સાચવી લેનારું "ફૂલછાબ" – કકલભાઈ કોઠારીનાં "નવસૌરાષ્ટ્ર" અને "પ્રભાત" – "જન્મભૂમિ"ની અપૂર્વ લોકપ્રિયતા – બે પીઢ પત્રકારો વચ્ચેનો ઝગડો – "જન્મભૂમિ"ને છોડી ગએલા કાર્યકરો – "જન્મભૂમિ"ની પ્રગતિ – તેની સંગીન આર્થિક સ્થિતિ – "સૌરાષ્ટ્ર"ની નકલમાં રચેલું "માતૃભૂમિ" – ૧૯૪૧માં સામળદાસ ગાંધીએ શરૂ કરેલું "વંદેમાતરમ્" – નંદલાલ બોડીવાળાનું "સંદેશ" – ગૂજરાત કાઠિયાવાડના વૃત્તવિવેચનમાં તેનું સ્થાન – ઠરેલ પત્રકારિત્વનો નમૂનો: વિચારપત્ર "જ્યોતિર્ધર" – સૂરતનાં સમાચાર-

પત્રો – વડોદરાનાં વૃત્તપત્રો – સિંધ, નડિયાદ, મુંબાઈ વગેરેનાં કેટલાંક પત્રો – બીજાં કેટલાંક છાપાં – આફ્રિકાનાં અખબારો – છેલ્લી પચ્ચીસીમાં ગૂજરાતી પત્રકારિત્વે કરેલી પ્રગતિ – દરેક જિલ્લામાં એક પત્ર.

(૩)

## પ્રકરણ ૨૧ : ચિત્રો અને મર્મચિત્રો

ચિત્રકલાનો ઉદ્ભવ લિપિથી પણ પહેલાં – ચિત્રો પછી શબ્દો – સાહિત્ય ચિત્રકલા વડે અલંકૃત બન્યું – ગૂજરાતી ચિત્રછાપમાં દક્ષિણી છાંટ – મહારાજ રાઓલશ્રી ભાવસિંહજીનાં પ્રકાશનોમાંનાં આલેખનો – વીસમી સદીની શરૂમાં થએલો ગૂજરાતી ચિત્રકલાને છાપામાં ઉતારવાનો સફળ પ્રયાસ – "ચિત્રજ્ઞાન દર્પણ," "હિંદી પંચ" વગેરેમાં આવેલાં ચિત્રો અને ઠઠ્ઠાચિત્રો – "લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્ક્સ"માંથી બહાર પડેલ કલાત્મક પ્રકાશનો – પશ્ચિમનું અણસમજુ અનુકરણ – રણજિતરામ, હાજી મહમ્મદ અને રવિશંકરની ત્રિપુટીએ શુદ્ધ ગૂજરાતી ચિત્રકલાનાં કરેલાં મંડાણ – એ યુગપલટાનું બચુભાઇ રાવતે કરેલું વર્ણન – ગૂજરાતી ચિત્રકલાના વિકાસમાં ફાળો આપનાર કલાકારો – શરૂમાં ચિત્રો કેમ છપાતાં ? – ગૂજરાતી અખબારોમાં ચિત્રો-છબિઓ – હાલહાલમાં એ દિશામાં થએલ પ્રગતિ – સમાચારચિત્રો ગૂજરાતી પત્રોમાં છપાવા માંડ્યાં – કટાક્ષચિત્રો અને ઠઠ્ઠાચિત્રો – ગૂજરાતના કેટલાક ઠઠ્ઠાચિત્રકારો – રમૂજી કટાક્ષચિત્રોની આપણાં અખબારોમાં ગેરહાજરી –

નકશા, આલેખનો, આકૃતિઓ આવ્યાં – વૃત્તપત્રના ચિત્ર-અંગનું ભવિષ્ય.

## પ્રકરણ ૨૨ : હાસ્યરસિક કટારો

વર્તમાનપત્રોનું વિનોદ અંગ પ્રાસંગિકજ હોય – રમૂજ કટાક્ષ પીરસવાના હેતુથી નીકળેલાં "દાતરડું", "પંચ અને શમશાહેર રમુજ", "પારસી પંચ", "ગપસપ" વગેરે – "દેશી મિત્ર"માં સૂરતીઓની રમૂજનો ચિતાર – "ભીમસેન", "પંચદાંડ" અને "રમતારામ" – "ગુજરાતી"નો હાસ્યકાર "બીરબલ" – જેહાંગીર અને ફિરોજશા મર્ઝબાનની "જામે"માં પ્રગટ થએલી રમૂજી લેખમાળા – "કયસરે હિન્દ"નો "ચલણી રૂપિયો" – "અર્ધાનો ખુર્દો અને અર્ધો બાંધો"ની લોકપ્રિય કટારો – છેલશંકર વ્યાસનો કટાક્ષ – હળવી કટારોના અંગમાં "મસ્તફકીર" વગેરેનો ફાળો – "કાતરિયું ગેપ" – "બે ઘડી મોજ" – "ફૂલછાબ" પત્રકારિત્વને આપેલ નવી શૈલીનું હાસ્ય-અંગ – "પ્રજાબંધુ"ના "મેરૂ" અને "ચકોર" – જ્યોતીન્દ્ર દવેની અવળવાણી – કટાક્ષકથનમાં પ્રગતિ: ઉદાહરણ – હળવી કટારોના વિકાસમાં પારસીઓનો ફાળો – ગૂજરાતના સાહિત્યમાં હાસ્યરસ થોડો કેમ? – સર રમણભાઈ નીલકંઠનો અભિપ્રાય – હાસ્યરસિક કટારોમાં રમૂજને નામે અગાઉ થએલું ગાલિ-પ્રદાન – હળવી કટારોની આધુનિક પરિસ્થિતિ.

## પ્રકરણ ૨૩ : પત્રકારિત્વનું નિયમન

વેલેસ્લીના અમલમાં છાપખાનાને લગતા કાયદાની થએલી શરૂઆત – ૧૭૯૯માં તેણે બહાર પાડેલાં પાંચ ફરમાન–હેસ્ટિંગ્સે

બંગાલમાંથી અને એલફિન્સ્ટને મુંબાઇમાંથી ઉઠાવી લીધેલું નિયમન–હેસ્ટિંગ્સનાં નવાં ફરમાનો – સરકારી અમલદારો સામે અંગ્રેજ પત્રકારોના આક્ષેપ – બકિંગહામ દેશપાર – ૧૮૨૩નો પરવાનો મેળવવાને લગતો ધારો – એ સામે પ્રજાનો વિરોધ – શાહેનશાહને નિવેદન – એમહર્સ્ટે ભરેલાં કડક પગલાં – પત્રો બંધ કરાવાયાં, પત્રકારો દેશપાર થયા – ૧૮૨૩માં એન્ટીકે ઓછી કરેલી કાયદાની સખતાઈ – ૧૮૩૫નો ધારો – બળવાને લઈ ઘડાયલો ૧૮૫૭નો કડક કાયદો – ૧૮૬૫માં ઊઠી ગએલો પ્રતિબંધ – ૧૮૬૭નો કાયદો – ૧૮૭૮નો "વર્નાક્યુલર પ્રેસ એક્ટ" – એ સામે સર્વત્ર ઊઠેલો પોકાર – ૧૮૮૨માં રિપને રદ કરેલો એ ધારો – ઉશ્કેરણી ફેલાવવા સંબંધીનો સન ૧૯૦૭નો ધારો – એની અસર ન જણાતાં ઘડાયેલો ૧૯૧૦નો "ધ ઇન્ડિયન પ્રેસ એક્ટ" – છાપાનાં તમામ સ્વાતંત્ર્ય પર એથી પડેલી તરાપ – ૧૯૧૪નું શ્વેતપત્ર – ૧૯૨૧માં પ્રેસ એક્ટ સંબંધી વિચાર કરવા નિમાયેલી સમિતિ – ૧૯૨૨નો કાયદો – અસહકારના આરંભથી નીકળેલા વટહુકમો – એની કલમોની ઉપરવટ થવાને પત્રકારોએ શોધેલ તરકીબો – પ્રજાકીય વિકાસની દૃષ્ટિએ ઘડાવું જોઈતું નિયમન – તંત્રીઓના સહકારથી થવા માંડેલ નિયમન.

## પ્રકરણ ૨૪ : ઉપસંહાર

(૧) ગૂજરાતી વૃત્તવિવેચનના ઈતિહાસના ત્રણ યુગ – પહેલા યુગનાં લક્ષણો – અશુદ્ધ ભાષા – સમાચારને ગૌણ મહત્વ – સામાજિક પ્રશ્નોની ચર્ચાથી ભરાયેલી કટારો –

ચર્ચાની નીચી કક્ષા – વ્યક્તિગત ચર્ચા – રાજકીય ચર્ચાનો અભાવ – જૂનવટવાદી સામાજિક ને ધાર્મિક ચર્ચા – સુધારકો સામે ઉખડેલા રૂઢિપૂજકો – ૧૮૮૦માં શરૂ થએલ બીજો યુગ – સ્પષ્ટપણે રાજકીય થવા માંડેલું પત્રોનું ધ્યેય – ગૂજરાતી પત્રકારિત્વનું એક અવનવું લક્ષણ – રાજકારણને મહત્તા આપી સમાજસુધારાને પાછળ ઠેલવાના પ્રયાસમાં "ગુજરાતી"નો સહકાર – સમાચાર, સામાજિક સુધારો, રાજકારણ ઉપરાંત સાહિત્ય પરત્વે અપાવા માંડેલું લક્ષ – ગાંધીજીએ "નવજીવન"નું સુકાન સંભાળતાં ત્રીજા યુગનો થએલો આરંભ – જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ક્રાન્તિપોષક વિચારો – રાજસ્થાની પ્રશ્નોનું વૃત્તવિવેચન – "સૌરાષ્ટ્ર"ની સેવા – એ દ્વારા કાઠિયાવાડની સંસ્કૃતિને ગૂજરાતભરમાં મળેલું પોષણ – "ફૂલછાબ": આગેવાન રાજસ્થાની અખબાર – રાજકીય ચળવળની ઉગ્રતા ઓછી થતાં વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડેલા નેતાઓ – ગાંધીજીની શૈલીની ઘાટીઓમાંથી નીકળી ગએલું પત્રકારિત્વ.

(૨) ગૂજરાતી પત્રકારિત્વ અને ગૂજરાતી ભાષા – શરૂનાં બીબાંમાં જોડાક્ષરોની ગેરહાજરી – પત્રકારિત્વમાં પડનારા પ્રારંભના પારસીઓ – ગૂજરાતી ભાષાનું તેમનું અલ્પ જ્ઞાન – તેમની ઉચ્ચારવું તેવું લખવાની ટેવ – પત્રકારિત્વની લખાવટ પર એની અસર – ભાષાશુદ્ધિ માટે કેખશરૂ કાબરાજી અને પાલણજી દેસાઇની તત્પરતા – ગૂજરાતીમાં ફારસી અને સંસ્કૃત શબ્દોના વપરાશ સંબંધી વિદ્વાનોમાં વિવાદ – ભાષાશુદ્ધિ જાળવવામાં નર્મદ અને તેના "ડાંડિયો"નો હિસ્સો – અંગ્રેજીના શબ્દશઃ તરજુમાથી બેડોળ બનેલી ભાષા – ભાષાશુદ્ધિ

માટે ઇચ્છારામ દેસાઈનો સફળ પ્રયાસ – એમની છાપાકલાનાં કેટલાંક લક્ષણો – કેળવાયેલા જુવાનો પત્રકારિત્વમાં પડતાં સંસ્કૃતમય બનવા લાગેલી ભાષા – તેને ફરી સાદી, સરળ, આડંબર વિનાની બનાવી ગાંધીજીએ – નક્કી થએલા જોડણીના નિયમો – ઓછો થએલો અંગ્રેજી શબ્દોનો વપરાશ – "સૌરાષ્ટ્ર"ની શૈલી અને તેની અસર.

(૩) કોમી પત્રો – ગૂજરાતી અખબારોમાં અભ્યાસપૂર્ણ લેખોનો અભાવ – એ સંબંધી આચાર્ય આનંદશંકર ધ્રુવનું કથન – પત્રકારોને મળતું વેતન – ગૂજરાતનાં પત્રોની આગેકૂચ – ખબરપત્રીઓમાં અભ્યાસની ઉણપ – ગૂજરાતી "રિપોર્ટિંગ" ખામીભરેલું કેમ? – શીઘ્ર લિપિનો અભાવ – એ દિશામાં થએલા પ્રયાસ – જાહેરખબરોમાં થતી અતિશયોક્તિ અટકાવવા પશ્ચિમમાં લેવાતી સાવચેતી – સમાજમાં બદબો ફેલાવતી જાહેરખબરો – જાહેરાતની વિકસતી કલા – અપ્રમાણિક અખબારનવીસ – સિનેમાસૃષ્ટિને સ્પર્શતાં સાપ્તાહિકો – "પીળું પત્રકારિત્વ" – ગ્રાહકસંખ્યા વધારવાના નુસખા – ભેટ પુસ્તકોની પદ્ધતિથી પ્રકાશમાં આવેલા સમર્થ સાહિત્યકારો – એથી પ્રજાને થએલી શિષ્ટ વાચનની અભિરુચિ – પત્રકારના વ્યવસાય માટે મહાદેવ દેસાઈનું મંતવ્ય.

(૪) સવાસો વર્ષોમાં ગૂજરાતી પત્રકારિત્વે અનુભવેલા યુગો – છેલ્લી પચ્ચીસીમાં સંગીન પ્રગતિ – આપણાં વૃત્તવિવેચનનો ઉત્સાહજનક વિકાસ – વધુ વિકાસની ધારણા.

●

## પરિશિષ્ટ

(૧) ખાસ નોંધપાત્ર નહિ એવું જીવન જીવીને બંધ પડેલાં ૧૯૨૦ સુધીનાં પત્રો, જેમનાં નામ અને તે શરૂ થવાનાં વર્ષમાત્ર જાણવા મળે છે તેને લગતી વીગત.

(૨) મુંબઈ સરકારના ૧૮૭૧-૧૮૭૨થી ૧૯૩૩-૧૯૩૪ સુધીના વાર્ષિક અહેવાલોમાં પત્રો માટે અપાયેલી વીગતમાંથી કીધેલું તારણ.

ગ્રંથસૂચિ

મહત્ત્વની તારીખો



# ૧ : ગૂજરાતી બીબાંની ઉત્પત્તિ અને વિકાસ

પત્રકારિત્વની સ્થાપના બધા દેશોમાં મુખ્યત્વે બે ભૂમિકા પર રચાય છે :

[૧] બીબાંની ઉત્પત્તિ

[૨] મુદ્રણની યંત્રકલાનો વિકાસ

આ બન્ને અંગોની ચર્ચા ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસમાં આવશ્યક બને છે એટલે સૌથી પહેલાં ગૂજરાતી બીબાંની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે વિષય હાથ પર લઈએ.

આપણા દેશમાં બીબાં બનવા લાગ્યાં, તે પૂર્વે હસ્તલિખિત ગ્રંથો માણસો પોતપોતાના શોખ કે ધંધા અંગે નકલો કરીને રાખતા ને પ્રચારતા. સંસ્કૃત તેમ જ પ્રાકૃત ભાષાઓમાં ધર્મ, વૈદક, શિલ્પ, સાહિત્ય, દર્શન આદિ વિષયોના ગ્રંથો એ જ રીતે જળવાયા. ધર્માચાર્યો પણ ફુરસદનો સમય નવા ગ્રંથો લખવામાં અને જૂનાની પ્રતો કરવા-કરાવવામાં ગાળતા અને એ રીતે તૈયાર થએલા હજારો ગ્રંથો ઉપલબ્ધ છે.

આવા હસ્તલિખિત ગ્રંથો માટે બોલતાં બીજી ગૂજરાતી પત્રકાર પરિષદને પ્રમુખપદેથી મણિલાલ ઇચ્છારામ દેસાઈએ જણાવ્યું હતું કે :—

> " આપણાં પુરાણો, ગાથાઓ, ઇતિહાસગ્રંથો, રાસાઓ, એ આપણાં જૂનાં, જૂની પધ્ધતિનાં ' જર્નલો ' છે. લખાયો છે આપણી જાતીનો ઇતિહાસ એ ' જર્નલો 'માં. આપણો ઇતિહાસ, આપણા પૂર્વજોનાં નિત્યનાં ચરિતો અને તે પરથી નીકળતા સારનો સંગ્રહ એ સહુમાં ચિરંજીવ કરી રાખેલો છે, આપણા કવિઓએ, વ્યાસોએ,

પુરાણીઓએ, ભાટોએ, ચારણોએ, કથાનકાઓ. એ સર્વે એક રૂપક તરીકે જૂના જમાનાના 'જર્નાલીસ્ટો' હતા. તેઓએ વાણીની સ્વતંત્રતા વિવેકથી સાચવી છે, લખીને પોતાની સ્વતંત્રતા, જાતીયતા, વ્યક્તિના હક્ક અને વ્યક્તિના ધર્મનું રક્ષણ કરવાને પ્રજાજનોમાં જાગૃતિ પ્રેરેલી છે, તેમ રાજ્યકર્તાઓને પોતાના પ્રજાજનોને દુઃખ દેતા અટકાવેલા છે, રાજાઓ અને પ્રજાજનો ઉભયને તેમનો ધર્મ શો છે તે સમજાવેલું છે.........

"એ જમાનામાં છાપાકળા ના હતી, પણ જર્નાલીસ્ટો અને રીપોર્ટરો અને જર્નલો તો હતાં જ. આપણા મોટામાં મોટા જર્નાલીસ્ટો વાલ્મીકિ અને કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ છે; આપણો સર્વશ્રેષ્ઠ રીપોર્ટર સંજય છે. વ્યાસ અને વાલ્મીકિએ આપણા જીવનની નોંધો ના કરી હોત તો? સંજયે કુરૂક્ષેત્રના મેદાનમાં અઢાર દિવસ મહા શ્રમસાણ ચાલ્યું તેનો રીપોર્ટ ધૃતરાષ્ટ્ર મહારાજને સંભળાવ્યો ન હોત તો? ચંદ બારોટે પૃથ્વીરાજ રાસો ના લખ્યો હોત તો?"[1]

આ ગ્રંથોની સારા અક્ષરે લખનારા પાસે નકલો કરાવી લેવામાં આવતી અને અભ્યાસનાં કેન્દ્રો યા જાહેર ધાર્મિક સ્થળોએ તે રખાતી. આ મુજબની નકલ કરનારાઓને "લહિયા" કહેવામાં આવતા. લહિયાઓની આ કલા અતિ સુંદર કલા હતી. એ કલામાં ફક્ત અક્ષર અને તેના મરોડ તરફ જ નહિ, પરંતુ વિષયને અનુરૂપ ચિત્રો દોરવાં, પૃષ્ઠની આસપાસ વેલ વગેરે ચીતરવાં અને એ માટે જુદા જુદા રંગની શાહીનો ઉપયોગ કરવો વગેરે બાબત પર ભારે લક્ષ આપવામાં આવતું અને પ્રતને જેમ બને તેમ વધારે સુશોભિત અને આકર્ષક કરવા પ્રયાસ કરવામાં આવતો. આ જાતની લેખન-કલા (Calligraphy)માં નિપુણતની તે સમયે સારી પ્રતિષ્ઠા રહેતી.[2]

---

૧ બીજી ગુજરાતી પત્રકાર પરિષદના રીપોર્ટ (૧૯૨૯), પૃ. ૧૭, ૧૮.

૨ હજી પણ આવું લેખનકાર્ય કેટલેક અંશે જૈન ધર્મગુરુઓમાં ચાલુ છે.

મહાન મુગલ સમ્રાટ અકબરને આ લેખનકલા અને લહિયાઓ પ્રત્યે કેટલો પક્ષપાત હતો તે નીચેના શબ્દોથી સમજાશે:

"In the midst of his complex activity he made (sic) time to collect a great library, composed entirely of manuscripts beautifully written and engraved by those skilful penmen whom he esteemed as artists fully equal to the painters and architects that adorned his reign. He despised print as a mechanical and impersonal thing, and soon disposed of the choice specimens of European Typography presented to him by his Jesuit friends. The volumes in his library numbered only twenty–four thousand, but they were valued at $ 3,500,000 by those who thought that such hoards of the spirit could be estimated in material terms." 3

લહિયાઓની લેખનકલા આજે ઝાઝી અસ્તિત્વમાં રહી નથી. આજના છાપકામની સગવડ જોતાં એ ક્રમે ક્રમે લોપ પામે એ કુદરતી છે. લહિયાઓને લેખનકલા સારી રીતે ગ્રહણ કરવા માટે લાંબો સમય ભારે મહેનત કરવી પડતી, નાણાંનો વ્યય થતો અને છતાં પુસ્તકોનો પ્રચાર જેવો જોઈએ તેવો ન થઈ શકતો. પરિણામે લેખનકલાનું સ્થાન મુદ્રણકલાએ ઝડપી લીધું.

મુદ્રણકલાના અસ્તિત્વમાં આવવા સાથે આપણા સામાજિક જીવનમાં પણ ભારે પરિવર્તન થવા પામ્યું છે. જ્ઞાનવિદ્યાનાં સાધન સુલભ થયાં છે, વાંચનનો શોખ વધ્યો છે, દેશપરદેશની ખબરો જાણવાનું શક્ય બન્યું છે, વિચારકો અને લેખકોને પોતાના કલ્પનાના તરંગો કે પોતાની શોધખોળોનો પ્રચાર કરવાનું સહેલું થઈ પડ્યું છે, પ્રજાની વિદ્યા માટેની ભૂખ વધી છે, સંખ્યાબંધ માનવોને રોજીનું એક નવું સાધન જડ્યું છે: આ અને બીજાં

---

આ નકલો કેવી રીતે તૈયાર કરવામાં આવતી, તેમા કઈ સાધનસામગ્રીનો ઉપયોગ થતો, એ નકલોની સાચવણી અર્થે શા ઉપાય લેવાતા એ સઘળી વીગત જાણવા જેવી અને રસમય છે. એ દિશામાં સારું સંશોધન કરી મુનિશ્રી પુણ્યવિજયજીએ તે સન ૧૯૩૬માં "જૈન ચિત્ર કલ્પદ્રુમ" નામક પુસ્તકમાં પ્રસિદ્ધ કરી છે.

3 The Story of Civilization, Part 1 (1935), Pages 467/812

પુરાણીઓએ, ભાટોએ. ચારણોએ, કથાનકોએ. એ સર્વે એક રૂપક તરીકે જૂના જમાનાના 'જર્નાલીસ્ટો' હતા. તેઓએ વાણીની સ્વતંત્રતા વિવેકથી સાચવી છે, લખીને પોતાની સ્વતંત્રતા, જાતીયતા, વ્યક્તિના હક્ક અને વ્યક્તિના ધર્મનું રક્ષણ કરવાને પ્રજાજનોમાં જાગૃતિ પ્રેરેલી છે, તેમ રાજ્યકર્તાઓને પોતાના પ્રજાજનોને દુઃખ દેતા અટકાવેલા છે, રાજાઓ અને પ્રજાજનો ઉભયને તેમનો ધર્મ શો છે તે સમજાવેલું છે.........

"એ જમાનામાં છાપાકળા ના હતી, પણ જર્નાલીસ્ટો અને રીપોર્ટરો અને જર્નલો તો હતાં જ. આપણા મોટામાં મોટા જર્નાલીસ્ટો વાલ્મીકિ અને કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ છે; આપણો સર્વશ્રેષ્ઠ રીપોર્ટર સંજય છે. વ્યાસ અને વાલ્મીકિએ આપણા જીવનની નોંધો ના કરી હોત તો? સંજયે કુરૂક્ષેત્રના મેદાનમાં અઢાર દિવસ મહા ધમસાણ ચાલ્યું તેનો રીપોર્ટ ધૃતરાષ્ટ્ર મહારાજને સંભળાવ્યો ન હોત તો? ચંદ બારોટે પૃથ્વીરાજ રાસો ના લખ્યો હોત તો?"[1]

આ ગ્રંથોની સારા અક્ષરે લખનારા પાસે નકલો કરાવી લેવામાં આવતી અને અભ્યાસનાં કેન્દ્રો યા જાહેર ધાર્મિક સ્થળોએ તે રખાતી. આ મુજબની નકલ કરનારાઓને "લહિયા" કહેવામાં આવતા. લહિયાઓની આ કલા અતિ સુંદર કલા હતી. એ કલામાં ફક્ત અક્ષર અને તેના મરોડ તરફ જ નહિ, પરંતુ વિષયને અનુરૂપ ચિત્રો દોરવાં, પૃષ્ઠની આસપાસ વેલ વગેરે ચીતરવાં અને એ માટે જુદા જુદા રંગની શાહીનો ઉપયોગ કરવો વગેરે બાબત પર ભારે લક્ષ આપવામાં આવતું અને પ્રતને જેમ બને તેમ વધારે સુશોભિત અને આકર્ષક કરવા પ્રયાસ કરવામાં આવતો. આ જાતની લેખન-કલા (Calligraphy)માં નિષ્ણાતની તે સમયે સારી પ્રતિષ્ઠા રહેતી.[2]

---

૧ બીજી ગુજરાતી પત્રકાર પરિષદનો રીપોર્ટ (૧૯૨૯), પૃ. ૧૭, ૧૮.

૨ હજી પણ આવું લેખનકાર્ય કેટલેક અંશે જૈન ધર્મગુરુઓમાં ચાલુ છે.

મહાન મુગલ સમ્રાટ અકબરને આ લેખનકલા અને લહિયાઓ પ્રત્યે કેટલો પક્ષપાત હતો તે નીચેના શબ્દોથી સમજાશે:

"In the midst of his complex activity he made (sic) time to collect a great library, composed entirely of manuscripts beautifully written and engraved by those skilful penmen whom he esteemed as artists fully equal to the painters and architects that adorned his reign. He despised print as a mechanical and impersonal thing, and soon disposed of the choice specimens of European Typography presented to him by his Jesuit friends. The volumes in his library numbered only twenty-four thousand, but they were valued at $ 3,500,000 by those who thought that such hoards of the spirit could be estimated in material terms." 3

લહિયાઓની લેખનકલા આજે ઝાઝી અસ્તિત્વમાં રહી નથી. આજના છાપકામની સગવડ જોતાં એ ક્રમે ક્રમે લોપ પામે એ કુદરતી છે. લહિયાઓને લેખનકલા સારી રીતે ગ્રહણ કરવા માટે લાંબો સમય ભારે મહેનત કરવી પડતી, નાણાંનો વ્યય થતો અને છતાં પુસ્તકોનો પ્રચાર જોવો જોઈએ તેવો ન થઈ શકતો. પરિણામે લેખનકલાનું સ્થાન મુદ્રણકલાએ ઝડપી લીધું.

મુદ્રણકલાના અસ્તિત્વમાં આવવા સાથે આપણા સામાજિક જીવનમાં પણ ભારે પરિવર્તન થવા પામ્યું છે. જ્ઞાનવિદ્યાનાં સાધન સુલભ થયાં છે, વાંચનનો શોખ વધ્યો છે, દેશપરદેશની ખબરો જાણવાનું શક્ય બન્યું છે, વિચારકો અને લેખકોને પોતાના કલ્પનાના તરંગો કે પોતાની શોધખોળોનો પ્રચાર કરવાનું સહેલું થઈ પડ્યું છે, પ્રજાની વિદ્યા માટેની ભૂખ વધી છે. સંખ્યાબંધ માનવોને રોજીનું એક નવું સાધન જડ્યું છે. આ અને બીજાં

---

આ નકલો કેવી રીતે તૈયાર કરવામાં આવતી, તેમાં કઈ સાધનસામગ્રીનો ઉપયોગ થતો, એ નકલોની સાચવણી અર્થે શા ઉપાય લેવાતા એ સઘળી વીગત જાણવા જેવી અને રસમય છે. એ દિશામાં સારું સંશોધન કરી મુનિશ્રી પુણ્યવિજયજીએ તે સન ૧૯૩૬માં "જૈન ચિત્ર કલ્પદ્રુમ" નામક પુસ્તકમાં પ્રસિદ્ધ કરી છે.

3 The Story of Civilization, Part 1 (1935), Pages 467/813

ઘણાં કારણોને લઈને છાપકામની શોધને દુનિયાભરની ક્રાંતિકારી શોધોમાં સ્થાન મળ્યું છે.

મુદ્રણ કલાનો યુરોપમાં આરંભ થયો તે પહેલાં સેંકડો વર્ષ પૂર્વે ચીન, જાપાન વગેરે દેશોમાં તે થયો હતો તેના ઐતિહાસિક પુરાવા મળી શકે છે. ઇસવી સન ૧૭૫માં ચીનમાં છપાયેલાં પુસ્તકોના કોઈક ભાગ સંઘરેલા રહ્યા છે એમ કહે છે. ઇસવી સન ૧૩૩૭માં કોરિયા પ્રદેશમાં છૂટાં બીબાંથી છપાયેલા પુસ્તકની એક પ્રત લંડનના "બ્રિટિશ મ્યુઝીયમ"માં આજે પણ સચવાયેલી રહી છે.

સૈકાઓ પૂર્વે ચીનમાં જે જાતનું છાપકામ પ્રચલિત હતું, તેનો યુરોપમાં પ્રવેશ થતાં તે 'બ્લૉક પ્રિંટિંગ'ને નામે ઓળખાવા લાગ્યું. તે સમયે લાકડાના કટકા ઉપર ધાર્મિક પુસ્તકમાંથી કોઈ પ્રસિદ્ધ ધાર્મિક વ્યક્તિના જીવનના એકાદ મહત્ત્વના પ્રસંગને આલેખી તેનું ચિત્ર કોતરવામાં આવતું,-અને તેની નીચે કે પડખે ચિત્રની સમજણ આપતા થોડા જરૂર જોગા શબ્દો કોતરાતા. એ પ્રમાણે તૈયાર થતા લાકડાના કટકા (બ્લૉક) ઉપર જેવા રંગનું ચિત્ર કાઢવું હોય તેવા રંગની શાહી લગાડી, તે ઉપર કોરો કાગળ મૂકી, તે ઉપર દબાણ કરી કાગળ ઉપાડી લેતા, એટલે ચિત્ર અને શબ્દોની છાપ તે કાગળ ઉપર પડતી અને એવા કાગળો મોટી સંખ્યામાં તૈયાર કરી ભાવિક વર્ગમાં વહેંચતા.

છાપકામની એ શરૂઆતની સ્થિતિ હતી. લાકડાના કટકા ઉપર ચિત્ર અને શબ્દોનું કોતરકામ કરવામાં ખૂબ શ્રમ પડતો, પુષ્કળ સમય જતો; અને ભારે જહેમતને પરિણામે જે બ્લૉક તૈયાર થતો તે બીજા કશા ઉપયોગમાં આવી શકતો નહિ. કાગળની ફક્ત એક જ બાજુએ ચિત્ર કે શબ્દો છાપી શકાતા, એથી જ્યારે કાગળના છૂટા ટુકડા પુસ્તકાકારે બાંધવામાં આવતા ત્યારે કાગળની એક બાજુ કોરી રહેવાથી પુસ્તક શોભાયમાન નહોતું લાગતું. પાછળથી એ કોરાં પાનને ચોંટાડી દેવામાં આવતાં. આમ આ કામ પાછળ ભારે શ્રમ ઉઠાવવો પડતો, પુષ્કળ ખર્ચ કરવો પડતો, એક બાજુ કોરી

રહેવાને કારણે કાગળનો વ્યય થતો, સમય પણ ખૂબ જતો અને છતાં પ્રચારકાર્યનું આજના જેવું સાધન તો તૈયાર ન જ થઈ શકતું.

ઈસસ ક્રાઈસ્ટના કેટલાક જીવનપ્રસંગો અને તેમના શિક્ષણનો પ્રચાર આવી રીતે ખ્રિસ્તી પાદરીઓ શરૂમાં કરતા હતા. પંદરમા સૈકામાં યુરોપમાં પ્રજા તરફથી બાઈબલનાં પુસ્તકોની મોટી સંખ્યામાં માગણી થતાં તેને પહોંચી વળવા જુદી જુદી દિશામાં જે પ્રયાસો થયા તેમાંથી આજે સાધારણ થઈ પડેલાં બીબાંનો જન્મ થયો. લોરેન્સ જેન્સજૂન નામના એક જર્મન કારીગરે આ દિશામાં અગત્યનું પ્રારંભિક કાર્ય કર્યું હતું, પરંતુ આજના જેવા છૂટા છૂટા શબ્દોનાં બીબાં તૈયાર કરવાનું માન જર્મનીમાં આવેલા મેંઝ (Mainz) નામક સ્થળના નિવાસી જોન ગુટેનબર્ગને ફાળે જતું હોવાની માન્યતા છે. ઈસવી સન ૧૪૫૦માં અલગ અલગ ટાઈપોની મદદથી છાપકામ કરવાની તેણે શરૂઆત કરી અને એ રીતે તૈયાર થએલી બાઈબલની કેટલીક પ્રત તેના ગામમાં હજી સચવાયેલી રહી છે.

એ પછી એ કલાની દિનપ્રતિદિન વૃદ્ધિ થતી ગઈ. ઈ. સ. ૧૪૬૬માં ફ્રાન્સમાં, ૧૪૭૭માં ઇંગ્લાંડમાં, ૧૫૪૪માં પોર્ટુગાલમાં અને ૧૫૫૦માં હિંદુસ્તાનમાં ગોવામાં આ કલાનો પ્રચાર થયો.

પોર્ટુગીઝોના હિંદમાં આવ્યા પછી મુદ્રણકલાનું હિંદમાં આગમન થયું હતું. "ન્યૂ રિવ્યૂ"ના સન ૧૯૩૫ના ઑક્ટોબર માસના અંકમાં એક લેખમાં જણાવ્યું છે કે, "The Jesuits, not long after their arrival in Goa, procured two printing presses, from Europe and located them in their colleges for St. Paul and Rachol. The presses arrived in 1550 but no use seems to have been made of them for some years. In 1557 a catechism which had been composed by St. Frances Xavier was printed (in the Portuguese language) and circulated. It was the first book printed in this country."

પ્રસ્તુત પુસ્તકનું નામ "Catechismo de Doctrina" હતું અને ગોવામાં પ્રસિદ્ધ થયું હતું તે હકીકતનું સમર્થન મળે છે.[૪] એ

૪ જો. આર બી. છીછાભાઈનો લેખ: "Historical Survey of Bombay Journalism"—જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ (૧૯૩૨), પૃ. ૨૭૨

પછીનાં સો વર્ષ દરમિયાનમાં માત્ર તેર પુસ્તક હિંદમાં છપાયાં હતાં, જેમાંનું મુખ્ય રોમન લિપિમાં છપાયેલું સેન્ટ પીટરનું ચરિત્ર હતું.[૫]

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના દલાલ ભીમજી પારેખે દેવનાગરી પુસ્તકો પ્રસિદ્ધ કરવાના ઇરાદાએ કંપની સરકારની ડિરેક્ટરોની કોર્ટને સન ૧૬૭૦માં એવી મતલબની અરજ કરી હતી કે એક કુશળ મુદ્રકને ત્રણ વર્ષ માટે હિંદ મોકલવો જેના ખર્ચના વાર્ષિક પચાસ પાઉન્ડ આપવાને તે બંધાતો હતો. આ અરજ માન્ય રાખી લંડનની ડિરેક્ટરોની કોર્ટે હેન્રી હિલ નામના શખસને મુંબાઈ ટાપુ માટેનો મુદ્રક ("Printer for the Island of Bombay") ઠરાવી મુંબાઈ રવાના કર્યો હતો. મજકૂર હેન્રી હિલ સન ૧૬૭૪માં છાપકામ માટેનું યંત્ર, ટાઈપ, કાગળ વગેરે લઈને મુંબાઈ આવ્યો હતો.

હેન્રી હિલ ભીમજી પારેખને સંતોષ ન આપી શક્યો, કારણ ભીમજીની મૂળ નેમ દેવનાગરી ટાઈપ પડાવી ધાર્મિક પુસ્તકો છપાવવાની હતી, જ્યારે હેન્રી હિલને બીબાં પાડવાના કામની માહિતી નહોતી. તે ફક્ત છાપકામ જ કરી જાણતો હતો. આ વસ્તુસ્થિતિથી હિંમત હાર્યા વિના ભીમજી પારેખે કોર્ટ ઑફ ડિરેક્ટર સાથે ફરી પત્રવહેવાર શરૂ કર્યો, જેને પરિણામે સન ૧૬૭૮માં બીબાં પાડી શકે એવા એક આસામીને હિંદ મોકલવામાં આવ્યો હતો. આ માણસે અત્રે આવી શું કર્યું, તેણે કયાં પુસ્તકો છાપ્યાં વગેરે વિષે કશી ઉપયોગી વીગત મળી શકતી નથી.

આ પછીના એક સદીના ગાળા દરમિયાન એ દિશામાં શું કાર્ય થયું તે વિષે માહિતી મળતી નથી. તે પછી છેક ૧૭૮૦માં અંગ્રેજીમાં છપાયેલા એક પંચાંગને લગતી નોંધ મળે છે. એ પંચાંગ ૩૪ ફૂલ્સકેપ પૃષ્ઠનું હતું અને તે ઉપર આ મતલબની નોંધ છે કે:

"Calendar for the year of our Lord 1780, printed by Rustom Carsaspjee in the Bazar. Price 2 Rupees."[૬]

---

૫ मुद्रण-प्रवेश अर्थात् कंपोज-कला (१९३८), पृ. ३

૬ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૨૭૩

"મુંબાઈ ટાઈમ્સ" પત્રના તંત્રીએ સન ૧૮૫૫માં મજકૂર પંચાંગની એક નકલ જોતાં, તા. ૪-૧૨-૧૮૫૫ના પોતાના પત્રના અંકમાં તે સંબંધે લખ્યું હતું કે:

"We have met with no information anywhere as to the original establishment of a Printing Press at Bombay, but the production before us shows that we in this matter anticipated Calcutta which first boasted of a Printing Press in 1780. The Calendar ofcourse must have been set up in 1779 and it seems reasonable to be presumed that the enterprising Parsee must have opened his establishment not later than the end of 1778.........and it is particularly creditable under these circumstances to the Parsees, who have always shown themselves the most enterprising of our natives, that one of their number should have provided us with a first Printing Press established in India."

"મુંબાઈ ટાઈમ્સ"ના તંત્રીના આ શબ્દો અતિશયોક્તિભર્યા છે, કારણ ઉપર જોઈ ગયા તેમ હિંદુસ્તાનમાં છાપકામનો આરંભ કરનાર ગોવાના જેસ્યુટ પાદરીઓ હતા, જેઓએ સન ૧૫૫૬માં એક પુસ્તક છાપી બહાર પાડ્યું હતું, જ્યારે રુસ્તમ કેરસાસ્પજીએ છેક સન ૧૭૮૦માં પોતાનું પંચાંગ પ્રગટાવ્યું હતું. અલબત્ત, **મુંબાઈમાં** પ્રથમ બીબાંનું છાપખાનું શરૂ કરવાનું માન મજકૂર રુસ્તમ કેરસાસ્પજીને પ્રાપ્ત થાય છે.

"મુંબાઈ ટાઈમ્સ"ના તંત્રીના શબ્દોના આધારે હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ પણ એમ માને છે કે "**હિન્દમાં** પહેલવહેલું ટાઈપનું છાપખાનું કાઢવાનું માન મુંબાઈને પ્રાપ્ત થાય છે અને તેનો યશ એક પારસી બિરાદરને મળે છે." ૭ એ વિધાન ભ્રમમૂલક છે.

ડાહ્યાભાઈ પિતાંબરદાસ દેરાસરી વધારે વિશદ હકીકતો આપે છેઃ

"હિંદુસ્થાનમાં છાપખાનું પ્રથમ ઉઘાડવાનું માન મુંબાઈ

---

૭ **અર્વાચીન** ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૨જો (૧૯૩૬), પૃ. ૧૮૫

અને બંગાળા બન્નેને ઘટે છે. બંગાળામાં પહેલું છાપખાનું સને ૧૭૭૮માં સર ચાર્લ્સ વિલ્કિન્સ નામના વિદ્વાને કાઢ્યું હતું. 'હેલ્ડ હેડ'નું બંગાળી વ્યાકરણ એ બંગાળામાં પ્રથમ છપાયલું પુસ્તક છે.

"લગભગ આજસમયે આપણા તરફ મુંબાઈમાં કોઈ રૂસ્તમજી કેરસાસ્પજી નામના પારસીએ પ્રથમ છાપખાનું કાઢયું હતું. એમણે સને ૧૭૮૦નું પંચાંગ પહેલવહેલું છાપીને પ્રગટ કર્યું હતું. મુંબાઈના પ્રખ્યાત વિદ્વાન ડા૦ બ્યુ ઇસ્ટના ૧૮૫૫માં બોંબે ટાઇમ્સમાં દર્શાવેલા અભિપ્રાય પ્રમાણે આ પંચાંગ સને ૧૭૭૯માં જ તૈયાર થવું જોઈએ અને તેથી આ સાહસિક પારસીએ મોડામાં મોડું સને ૧૭૭૮ના અંત સુધીમાં છાપખાનું ઉઘાડ્યું હોવું જોઈએ. **આપણી તરફ** આ પ્રમાણે પ્રથમ છાપખાનું કાઢનાર આ પારસી ગૃહસ્થ છે" [૮]

દેરાસરી જણાવે છે તેમ **આપણી તરફ** પ્રથમ છાપખાનું કાઢનાર રુસ્તમ કેરસાસ્પજી છે એ ખરું, પણ પ્રથમ છાપખાનું તો ગોવામાં જ શરૂ થયું હતું.

મુદ્રણકલાના વિષયમાં 'ગૂજરાતી' હોવાનો દાવો કરનાર કોઈએ પણ પહેલવહેલો પ્રવેશ કર્યો હોય તો તે પારસીઓએ જ. સન ૧૭૯૭ના સાલના એક અંગ્રેજી વર્તમાનપત્રમાં થોડાક ગૂજરાતી શબ્દો છપાએલા મળી આવે છે. મુંબઈથી તે સમયે બહાર પડતા "બોમ્બે કુરિયર" (Bombay Courier) નામના છાપામાં જાહેર ખબરમાં તેનો ઉપયોગ થએલો છે.

સન ૧૯૧૨ના "ગુજરાતી" સાપ્તાહિકના દીપોત્સવી અંકમાં પહેલે પાને 'ગુજરાતી મુદ્રણકળાની શતવર્ષી' નામનો લેખ પ્રગટ થયો છે. એ લેખના લેખક કોણ છે તે તેમાં જણાવેલું નથી પરંતુ તે મણિલાલ

૮ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન, (૧૯૧૧), પૃ. ૨૭૬

ઇચ્છારામ દેસાઇનો લખેલો હોવાની કલ્પના થઈ છે.[૯] એમાં જણાવવા પ્રમાણે સન ૧૭૯૦માં "બોમ્બે કુરિયર" નામક છાપું પ્રકટ થયું. તેના માલિક ડગ્લાસ નિકલસનને ઘણી મુશ્કેલી પડવાથી તેણે ૭ મરાઠાઓને કંપોઝ કરવાનું શીખવી તૈયાર કરી પોતાના છાપખાનામાં રાખ્યા. "બોમ્બે કુરિયર" છાપખાનામાં રહેલા કોઈ પારસી જેનું નામ આજે પ્રસિદ્ધિમાં નથી, તેણે ઈ. સ. ૧૭૯૭માં કેટલાક ગુજરાતી અક્ષર બનાવી, "બોમ્બે કુરિયર" પત્રના એક અંકમાં જાહેર ખબરમાં તેનો ઉપયોગ કરેલો જણાય છે. ઈ. સ. ૧૭૯૭ એ ગૂજરાતી બીબાંનું (ટાઇપ) જન્મવર્ષ એ લેખે ગણી શકાય અને તેને જન્મ આપનાર એક પારસી છે. છાપકલા અને છાપખાનું કાઢવાના વિચારનું તથા નાગરી અક્ષરો બનાવવાનું માન તો ભીમજીને છે. નાગરી અને ગૂજરાતીના ઉત્પાદક અનુક્રમે એક વાણીઓ અને એક પારસી છે.[૧૦]

સન ૧૭૯૭માં "બોમ્બે કુરિયર"માં છપાએલાં ગૂજરાતી બીબાંનો નમૂનો આજે હાથ લાગતો નથી, પરંતુ સન ૧૮૦૮માં "ગ્લોસરી" નામનું અંગ્રેજી, ગૂજરાતી અને મરાઠી એ ત્રણે ભાષાનાં બીબાં વડે તૈયાર થએલું ડ્રમંડ રચિત વ્યાકરણ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"ના સંગ્રહમાં છે.

સન ૧૯૩૪માં અમદાવાદમાં સમસ્ત ગૂજરાતની પ્રથમ પુસ્તકાલય પરિષદ મળી હતી, તે પ્રસંગે આપણા દેશમાં પુસ્તક પ્રકાશનના પ્રારંભથી એ દિશામાં કેવા કેવા પ્રયાસ થયા છે તેને લગતા નમૂના દર્શાવતું એક પ્રદર્શન યોજાયું હતું, તેમાં હીરાલાલ પારેખ તરફના કેટલાક નમૂના રજૂ થયા હતા. એ નમૂનામાં સૌથી જૂનો નમૂનો ઉપર જણાવેલા ઈ. સ. ૧૮૦૮માં બહાર પડેલા પુસ્તકના એક ભાગનો છે. એ નમૂનો સાચે જ અમૂલ્ય છે, કારણ કે એની પહેલાં ગૂજરાતી બીબાં તૈયાર થએલાં હોવાનું

૯. ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ૫ (૧૯૩૪), પૃ. ૨૫૪
૧૦. ગુજરાતી દીપોત્સવી અંક, ૧૯૧૨, પૃ. ૧

અને "બોમ્બે કૂરિયર"માં તે છપાયા હોવાનું જણાયું છે છતાં તેનો નમૂનો આજે હસ્તીમાં હોય એમ જણાતું નથી; પરંતુ એ બીબાં વડે ઈ. સ. ૧૮૧૧માં ગૂજરાતીમાં છપાએલી એક જાહેર પત્રિકાની તાદૃશ છબી "જામે જમશેદ સેન્ટીનરી વોલ્યુમ"માં છપાયેલ છે.[૧૧]

"બોમ્બે કૂરિયર" છાપખાનામાં ગૂજરાતીમાં છપાયેલી એ જાહેર પત્રિકા પર ૨૭ મી ઑગસ્ટ ૧૮૧૧ની તારીખ છે. એ જાહેર પત્રિકાનું કદ હાલના "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ"ના પૃષ્ટ કરતાં પણ સહેજ વધારે છે. તે માટે વપરાયેલા હાથકાગળ ખૂબ ઘૂંટીને બનાવેલા હોઈ તેની નકલો આજે પણ સચવાયેલી છે. સામસામાં અંગ્રેજી અને ગૂજરાતી લખાણો એમાં છાપેલાં છે. એ જાહેર પત્રિકાની એક નકલ નશરવાનજી દાદી ન. ખ. દાદીશેઠ પાસે અને એક નકલ રુસ્તમ બ. પેમાસ્તરના કુટુંબીઓ પાસે સચવાયેલી છે.[૧૨]

"બોમ્બે કૂરિયર"માં આવેલી ગૂજરાતી જાહેર ખબર તથા ઈ. સ. ૧૮૧૧માં ગૂજરાતી ભાષામાં છપાયેલી જાહેર પત્રિકામાં વપરાયેલાં બીબાંના શોધક માટે ઉપર ટાંકેલા "ગુજરાતી"માંના લેખના લખનાર, "'બોમ્બે કૂરિયર' છાપખાનામાં રહેલા કોઈ પારસી કે જેનું નામ આજે પ્રસિદ્ધિમાં નથી" એવો ઉલ્લેખ કરે છે, પરંતુ એ પારસી કોણ હતા તેની માહિતી "પારસી પ્રકાશ"ના યોજક ખા. બ. બમનજી બે. પટેલના એક વ્યાખ્યાનમાંથી મળે છે. તેઓ જણાવે છે કે :—

> "ગુજરાતી છાપખાનું, ગુજરાતી પંચાંગ તથા ગુજરાતી વર્તમાનપત્રનો પાયો નાંખનાર મરહુમ મોબેદ ફરદુનજી મરઝબાનજી હતા. પણ એવણના આગમજ એવણના એક હમવતની **મોબેદ જીજીભાઈ બહેરામજી છાપગર** પાસ "બોમ્બે કુરીઅર"ના માલેક મજકુર મી. લયુક એસબરનરે ગુજરાતી ટાઇપ ઓટાવી પોતાના વર્તમાનપત્રમાં કાંઈ ગુજરાતી જાહેર ખબર આવે તેને

૧૧. જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૧૦૦-૧

૧૨ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૨૦૪ અને ૨૦૬

માટે કામે લગાડ્યા હતા. કુરીઅરમાં ઈ. સ. ૧૭૯૭થી ગુજરાતી ભાષામાં કાંઈક જાહેર ખબરો છપાયલી સેવકના જોવામાં આવી છે "૧૩–૧૪

ડૉ૦ જોહાન્સ હુર્ટેલ એ સંબંધમાં લખે છે કે "The first important press of Western India was started by an American Mission in 1816. A young European of that press, Thomas Graham cut the first Marathi and Gujarati types at this press. At this press were later employed two young Hindu lads of whom Javji Dadaji learned the art of printing from the Americans and founded the Nirnaya Sagor Press."૧૫

ગૂજરાતી ટાઇપો પ્રથમ થોમસ ગ્રેહામ નામના અંગ્રેજે પાડ્યા એવી મતલબનું જે વિધાન ડૉ. હુર્ટેલે રજૂ કર્યું છે તેના સમર્થનમાં કશી જ વીગત મળી શકતી નથી અને તેથી તેને આધારપાત્ર ગણવાનું અશક્ય લાગે છે. સન ૧૮૧૬માં એ મિશન છાપખાનું સ્થપાયું હોય તો પણ તે પહેલાં ફરદુનજી મર્ઝબાનનું મુંબાઈ સમાચાર છાપખાનું સન ૧૮૧૪માં નીકળી ચૂકેલું હતું એ વાત સિદ્ધ છે.

"બોમ્બે કૂરિયર"માં કામ કરતા પ્રિન્ટર જીજીભાઈ છાપગર અને ફરદુનજી મર્ઝબાન મિત્રો હતા. ફરદુનજી પોતાના આ મિત્રને મળવા

---

૧૩ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૨૦૩–૨૦૪.

૧૪ જે. આર. બી. જીજીભાઇ આ બાબતને નીચલા શબ્દોમાં અનુમોદન આપે છે—

"Gujarati type was first moulded in Bombay about the year 1797 by Byramjee Jeejeebhoy (should read "Jejeebhoy Byramjee") Chhapgar, (1754–1804) a compositor of the Bombay Courier, for the purpose of Gujarati advertisements that off and on appeared in that paper." [ Jame Jamshed Centenary Volume, Page 279 ]

૧૫ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૨૦૬

"બોમ્બે કૂરિયર"ના છાપખાનામાં વારંવાર જતા અને એ અંગ્રેજી છાપખાનું જોઈ એક દેશી છાપખાનું શરૂ કરવાનો એમણે નિશ્ચય કર્યો. તેમણે લાકડાંનો એક દાબપ્રેસ અને છાપકામ માટેની કેટલીક સામગ્રી ભેગી કરી, પરંતુ સૌથી અગત્યનું સાધન–ગૂજરાતી બીબાં–કંઈ તૈયાર મળે એમ નહોતું; એટલે એમણે પોતાને હાથે ગૂજરાતી ટાઇપનો એક સટ તીખા લોઢા ઉપર કોતર્યો, પોતે જ તેની ત્રાંબાની તખ્તીઓ ઠોકી અને તેને સીસામાં ઓટી ટાઇપો પણ પાડ્યા.[16] આ ટાઈપ પાડવા, ઘસવા અને સાફ કરવામાં ફરદુનજીએ પોતાના ઘરની સ્ત્રીઓની સહાય લીધી હતી, કારણ એ કામ કરકસરથી કરવાનું હતું.

આમ જાતમહેનત, ઉત્સાહ અને ભારે માથાઝીકને પરિણામે ૧૮૧૨માં મુંબાઈમાં કોટમાં જૂની મારકેટ સામે નાના ઘરમાં એક નાના છાપખાનાનો ઉદ્‌ભવ થયો. "બોમ્બે કૂરિયર" છાપખાનામાં જીજીભાઈ બેરામજી છાપગરે તૈયાર કરેલાં થોડાંક ગૂજરાતી બીબાં બાદ કરતાં ગૂજરાતી ભાષામાં છાપકામ કરી શકે એવું આ એક જ છાપખાનું હતું. અને તે માટેનો યશ ગૂજરાતી છાપાના પિતા ફરદુનજી મર્ઝબાનને મળે છે.

આ દેશી છાપખાના પરત્વે પ્રજામાં ભારે ઉત્સાહ પ્રગટયો. ફરદુનજીએ ધાર્યું હશે તે કરતાં પ્રજા તરફથી તેને વધારે ટેકો મળ્યો. કિંમત ભારે હોવા છતાં તેમાંથી બહાર પડતાં પુસ્તકો સારા પ્રમાણમાં ખપવા લાગ્યાં. મુંબાઈમાં પહેલવહેલાં અંગ્રેજી બીબાં પાડનાર રુસ્તમ કેરસાસ્પજીએ પ્રથમ સન ૧૭૮૦નું અંગ્રેજી પંચાંગ પ્રગટ કરેલું અને ફરદુનજી મર્ઝબાને પણ ઈ. સ. ૧૮૧૪માં સંવત ૧૮૭૧નું પ્રથમ ગૂજરાતી પંચાંગ બહાર પાડ્યું. બે રૂપિયાની કિંમત હોવા છતાં આ પંચાંગની પુષ્કળ નકલો ખપી ગઈ. મુંબાઈ સમાચાર છાપખાનાનું એ પ્રથમ પંચાંગ હતું. આજે સવાસો વર્ષ પછી પણ એ "મુંબાઈ સમાચાર છાપખાનાનું પંચાંગ" બહાર પડે છે અને એ પંચાંગ ઠીક ઠીક લોકપ્રિય છે.

બીજે વર્ષે ફરદુનજીએ ફારસી ગ્રંથ દબેસ્તાનનો ગૂજરાતી તરજુમો

---

૧૬ ફરદુનજી મર્ઝબાનજી, (૧૯૯૮)૯ પૃ. ૪૯–૫૦

બહાર પાડ્યો. તેની એક નકલની કિંમત રૂ. ૧૫ રાખેલી હતી. સન ૧૮૧૮માં તેમણે "ખોરદેહ અવસ્તા બા માએની" પ્રસિદ્ધ કર્યું. પારસીઓના ધર્મ પુસ્તક ખોરદેહ અવસ્તાના ગૂજરાતી તરજુમા સાથેનું એ પ્રથમ પુસ્તક હતું. આ પ્રમાણે શેખ સાદીના કરીમાનો તરજુમો, પારસીઓનો ધર્મગ્રંથ બુનદેહેશ વગેરે કેટલુંક છાપ્યા બાદ સન ૧૮૨૨માં એમણે મરેના અંગ્રેજી વ્યાકરણનો ગૂજરાતી તરજુમો પ્રગટ કર્યો હતો. મરે કૃત વ્યાકરણની બાવનમી આવૃત્તિ પરથી અરદેશર બેરામજી લશ્કરીએ તેનો અનુવાદ કર્યો હતો, અને તેને લગતું તેમણે કરેલું વર્ણન ટાંક્યું છે તે ગૂજરાતી ભાષાના ઘડતરના અભ્યાસીઓને રસપ્રદ થઇ પડશેઃ

"અંગ્રેજી તથા ગુજરાતી
વાકા બો ઉલારી
ઈઆને
અંગ્રેજી તથા ગુજરાતી બોલીની કેતાબ
શ્રી
કલકત્તાની કાલેજ શારૂં છપાઇલી વા
કા બો ઉલારી ઉપરથી ગુજરાતી લોકો
ને અંગરેજી બોલી શીખવા શારૂ
બનાવી છે
શ્રી
મુમબઈ મધે
ફરદુનજી મોબેદ મરજબાંનજીનાં કારખાંનામો
શને ૧૮૨૨ અંગરેના વરશમો છપાઇ છે."

એ ગ્રંથના વ્યાકરણ વિભાગના મુખપૃષ્ટ પર નીચલું લખાણ નજરે પડે છેઃ

"મીશતર મરેની મોખનેદાર ગરામર
ઇઆને
અંગરેજી વેઆકરણની કેતાબનો તરજુમો તથા
શરેહ ગુજરાતી બોલીમો

આ૦ અરદેશેરજી બેહેરાંમજી લશકરીનાંએ
ગુજરાતી વાંચનારાવોને
અંગરેજી
વીદીઆ શીખવા શારૂં કીધો છે
એ કેતાબ
શ્રી
મુંમબઈ મધે
ફરદુનજી મોબેદ મરજબાંનજીનાં કારખાંનાંમો
શને ૧૮૨૨ અંગરેજીનાં વરશમો છપાઈ છે."[૧૭]

આમ આપણી ભાષાના બીબાંની બનાવટ અને છાપકામનો આરંભ કરવાનો યશ સ્પષ્ટપણે પારસીઓને ઘટે છે. પારસીઓએ પોતાના જીવનમાં ઘણું પાશ્ચાત્ય તત્ત્વ આમેજ કર્યું છે. આચારવિચાર, રહેણીકરણી, ખાધ-ખોરાકી, પોશાક વગેરે ઘણી બાબતમાં તેમણે પશ્ચિમની ખૂબ જ નકલ કરી છે અને સ્વાભાવિક રીતે જ તેમની વચ્ચે થતા કોઈ નામાંકિત લેખક, વિચારક, સંશોધક કે સાહસિક નરનારની, પશ્ચિમના એ દિશામાં નામ કાઢનારા નરનાર સાથે તેઓ સરખામણી કરતા આવ્યા છે. તેથી 'પશ્ચિમ હિંદનો કેક્ષ્ટન' કોણ એ માટેનો વાદવિવાદ પારસી લેખકો વચ્ચે ચાલેલો જોવામાં આવે છે.

એચ. ડી. દારૂખાનાવાળા ફરદુનજી મર્ઝબાનનું ટૂંક જીવન આલેખતાં તેમને "The Caxton of Gujarati Printing Press and the Founder of the First Vernacular Newspaper in Western India" તરીકે ઓળખાવે છે.[૧૮]

રુસ્તમજી પેસ્તનજી કરકરીઆએ સન ૧૮૯૮માં એવો અભિપ્રાય આપ્યો હતો કે "*Furdunji Marzban was the pioneer not of*

૧૭ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૧ લો (૧૯૩૫), પૃ. ૨૪૪
૧૮ Parsi Lustre on Indian Soil (1939), Page 297

Journalism in Western India but of only Gujarati printed literature. Though he may not be called the Caxton of Western India–that honour belongs to another man–also a Parsi–it was certainly he who showed his countrymen the way in the composition and publication of healthier literature."[૧૯]

રુસ્તમજી કરકરીઆ જે બીજી વ્યક્તિ માટે ઇશારો કરે છે તેનું નામ તેઓ જણાવતા નથી, પરંતુ એ વ્યક્તિ જીજીભાઈ બેરામજી છાપગર હશે એવી કલ્પના મર્ઝબાન મંચેરજી મર્ઝબાને (બાર–એટ–લૉ) પોતાના પિતાના પોતે રચેલા જીવનવૃત્તાંતમાં રજૂ કરી છે. એ કલ્પનાને અયોગ્ય ઠેરવતાં રુસ્તમ પેમાસ્તર એવો મત પ્રદર્શિત કરે છે કે:

> "જો **ગુજરાતી ટાઇપ** માટે આ લેખ હોય તો જ ઉપલું લખાણ મી. છાપગરને લાગુ પડે. બેશક તેમણે પહેલાં ગુજરાતી ટાઇપ ૧૭૯૭માં કાઢયા હતા પણ પશ્ચિમ હિંદમાં છાપા માટે ટાઇપ (ઈંગ્રેજીમાં) વાપરનાર તો આગળ જણાવેલા રૂસ્તમજી કેરસાસ્પજી હતા. તેવણ વાજબી રીતે The Caxton of Western India' કહી શકાય અને નહિ કે મી. મરઝબાન ધારે છે તેમ જીજીભાઈ છાપગર."[૨૦]

રુસ્તમ પેમાસ્તરનો આ અભિપ્રાય યોગ્ય છે.

ભીમજી પારેખ પછી દેવનાગરી લિપિના ટાઈપનો આરંભ કરવાનો પ્રયાસ સન ૧૮૦૪માં કલકત્તામાં કોઈ કારીગરે કર્યો હોવાનું કહેવાય છે, પણ એ કામમાં સફળતા ન મળવાથી એ પ્રયાસ તેણે છોડી દીધો હતો. ત્યાર પછી કેટલીક મુદ્દત બાદ એક બીજા કારીગરે એ કામ ફરી હાથમાં લીધું હતું અને સન ૧૮૧૨માં દેવનાગરી અક્ષરોના ટાઇપનો એક સેટ બનાવી પૂરો કર્યો હતો.[૨૧]

---

૧૯ Calcutta Review, April 1898

૨૦ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૨૦૫

૨૧ **मुद्रणप्रवेश अर्थात्त कंपोजकला, पृ. २**

પહેલા દેવનાગરી ટાઈપ વિલકિન્સે પાડયા હતા એવી કે. ડે. બી. કોડરિંગ્ટન (K. De B. Cocrington)ની માન્યતા છે. તેઓ લખે છે કે: "In 1785 Vilkins published his translation of the *Bhagavad Gita* and two years later opened that treasury of romance and fable, the *Hitopadesa*, to English readers. More significantly still, he cut with his own hands the first Devnagri and Bengali types, initiating a new era in the literary history of India itself. So in 1792, the lyrical Sanskrit poem, *Ritusamhara* was published under Jones' editorship, the first Sanskrit text to be printed." 22

દેવનાગરી લિપિની ચર્ચા કરતાં આ મુદ્દો ખાસ ધ્યાન આપવા લાયક છે. થોડા વરસથી કેટલાક પંડિતો એવી ભલામણ કરી રહ્યા છે કે હિંદભરની તમામ ભાષાઓનું સાહિત્ય દેવનાગરી લિપિમાં છપાવું જોઇએ. સંસ્કૃતમાંથી જન્મ પામેલી હિંદની ભાષાઓ પરસ્પર બહુ જ મળતી આવે છે, પણ લિપિફેરફારે પ્રાંતિક સાહિત્યો એકબીજાથી અલગ રહે છે. તેને બદલે બધાં જ એક લિપિમાં છપાય તો દેશસમગ્રમાં વંચાઈ શકે. ભીમજી પારેખે જ્યારે દેવનાગરીમાં જ છાપવાની ઇચ્છા રાખી ત્યારે એના મનમાં આ બેત્રણ મુદ્દા હશે એમ લાગે છે :

(૧) દેવનાગરી છાપકામ શરૂ કરે. તો દેશભરમાંથી છાપકામ મળવાનો સંભવ

(૨) દેવનાગરી અક્ષરોનું રૂઢ ને નક્કી સ્વરૂપ

(૩) ગૂજરાતી લિપિનું સ્વરૂપ જોઈએ તેવું પાકું ને સુપ્રચલિત રૂપ પામ્યું નહોતું તે.

બીબાં બનાવવાના ક્ષેત્રમાં સારી પ્રગતિ સાધનાર તો જાવજી દાદાજી હતા. ડૉ. જોહાન્સ હેરટેલના જણાવ્યા મુજબ જાવજી દાદાજી સન ૧૮૧૬માં

22 "The Legacy of India" (1937), P. 70/1 (Oxford University Press)

અમેરિકન મિશનરીઓ તરફથી શરૂ થએલા એક છાપખાનામાં નોકરીએ લાગ્યા હતા. ટાઈપ સાફ કરવાનું, ઘસવાનું વગેરે કામ તે કરતા, પરંતુ આ ચકોર પુરુષે પોતાનું કામ કરવા સાથે બીબાં તૈયાર કરવાની કલા પણ સારી રીતે હાથ કરી લીધી. થોડા વખત પછી એક રાણોજી નામના જાણકાર અને બીજા કારીગરોની સહાયતાથી તેમણે બીબાં તૈયાર કરવા માંડ્યાં અને એ કામ માટે તથા છાપકામ માટે નિર્ણયસાગર પ્રેસ અને ફાઉન્ડ્રી સ્થાપ્યાં હતાં. આ દિશામાં એમણે કરેલું કામ એટલું સંગીન હતું, કે મહારાષ્ટ્રમાં તેમને "મુદ્રણકલાના આદ્ય-જનક" તરીકે પિછાનવામાં આવે છે. [૨૩]

ગૂજરાતને આ દિશામાં વધારે આગળ પાડનાર વ્યક્તિ તો "ગુજરાતી"ના સ્થાપક અને તંત્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ છે. ગૂજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં ઇચ્છારામ દેસાઈએ કેવી અનન્ય સેવા બજાવી છે તે આપણે આગળ ઉપર જોઈશું, પરંતુ બીબાંની બનાવટમાં તેમણે જે હિસ્સો અર્પ્યો છે તેની અત્રે નોંધ લેવી જોઈએ.

હાલની છેલ્લામાં છેલ્લી પોઈન્ટ સિસ્ટમનાં તથા ત્રાંબાના ભેળવાળાં ટકાઉ અને સુંદર મરોડદાર અક્ષરોના ટાઈપો બનાવવાની પહેલ ઇચ્છારામે જ પોતાના મિત્ર મગનલાલ ઠાકોરદાસ મોદીની સાથે મળીને કરી હતી અને તેમના સતત પ્રયાસના ફળ રૂપે "ગુજરાતી ટાઈપ ફાઉન્ડ્રી" સ્થપાઈ હતી. [૨૪] આ "ગુજરાતી ટાઈપ ફાઉન્ડ્રી" હાલમાં છગનલાલ ઠાકોરદાસ મોદીના પુત્રો હસ્તક છે.

હવે તો મુંબાઈ ઉપરાંત સુરત, અમદાવાદ, લીંબડી વગેરે સ્થળે બીબાં તૈયાર થાય છે; પરંતુ વૈવિધ્ય કે નવીનતાની નજરે એ દિશામાં આપણે સંગીન પ્રગતિ સાધી શક્યા નથી એ સ્વીકારવું પડશે.

---

૨૩ **मुद्रण-प्रवेश अर्थात् कंपोज कला, पृ. ४**

૨૪ ગુજરાતી, તા. ૮-૧૨-૧૯૧૨



## ૨ : છાપખાનાં તથા મુદ્રણકલાનું અવલો

આપણા દેશમાં થએલ અંગ્રેજી અને ગૂજરાતી બીબાંની ઉત્પત્તિનો ઈતિહાસ આગલા પ્રકરણમાં જોઈ ગયા. આ પ્રકરણમાં આપણે ત્યાં મુદ્રણની યંત્રકલાએ પ્રવેશ કર્યો તે પહેલાં શી સ્થિતિ હતી અને એ દિશામાં અત્યાર સુધીમાં શી પ્રગતિ થઈ તે તરફ ધ્યાન આપીશું.

મુદ્રણકલાને અભાવે આપણા દેશમાં વર્તમાનપત્રો નહોતાં ત્યારે પણ પ્રજા અને ખાસ કરીને વેપારી વર્ગ દેશપરદેશની ખબરો તો મેળવતો જ. વેપારીઓનો પત્રવહેવાર આ ખબરો જાણવા–ફેલાવવાનું મુખ્ય સાધન હતું. આજે સવાર પડતાં છાપામાં ડોકિયું કરવાની આપણને આદત પડી છે તેવે સમયે પણ દેશી વેપારી વર્ગોમાં લખાતા કાગળમાં આબોહવા, વરસાદ-પાણી, બજારભાવ વગેરેના સમાચાર ટૂંકમાં લખવામાં આવે છે. વૃત્તપત્રો અસ્તિત્વમાં નહોતાં ત્યારે આ અને બીજી ખબરો કાંઈક વિસ્તારથી વેપારીઓના કાગળપત્રોમાં જણાવવામાં આવતી અને આમ વેપારીઓનો પત્રવહેવાર એક પ્રકારના વર્તમાનપત્રની ગરજ સારતો. આ ખબરો મંદિરો, કીર્તનો, કથાઓ, ચૌટાની મેદની દ્વારા પ્રજામાં ફેલાતી, પણ તેનું સ્વરૂપ મોઢે મોઢે બદલાતું. સરકારી યાદીઓની તે સમયે દાંડીઆઓ ઢંઢેરો પીટી જનતાને જાણ કરતા.

ટપાલખાતું સ્થપાયા પછી પત્રવહેવાર વધ્યો પરંતુ તે પહેલાં "કાસદો" મારફતે કાગળોની લાવલઈજા થતી. કાગળો ઉપરાંત દરદાગીના કે સરસામાન લઈ જવા લાવવા માટે "આંગડીઆ" નો મોટો વર્ગ તૈયાર જ

હતો. માલ મોકલવા માટે વણઝારો હતી. મોટાં શહેરોમાં ઉદ્યોગપતિઓ ને વેપારીઓ કાસદો અને આંગડીઆ રોકતા. આંગડીઆનો ધંધો ટપાલખાતાની ગરજ પૂરી પાડતો. આંગડીઆની પ્રથા હજી ચાલુ છે. કાસદો અને આંગડીઆ એક શહેરથી બીજે શહેર જતાં શહેર શહેરના સમાચાર વાતચીતમાં સ્વાભાવિક રીતે ફેલાવતા.

મોગલોના અમલ દરમિયાન રાજ્ય તરફનું ખાસ ખેપિયા ખાતું નિભાવવામાં આવતું હતું. જુદા જુદા સ્થળના અમલદારો ખેપિયાઓ મારફત પોતાના હવાલામાંના સ્થળની વીગતો શહેનશાહને દિલ્હી પાઠવતા. તેમ કરવામાં તેઓ કોઈ બાબત પર ઢાંકપિછોડો ન કરે યા ખોટી વીગત ઇરાદાપૂર્વક ન જણાવે તે માટે ઇલાયદું ખાનગી બાતમી ખાતું પણ રહેતું. મોગલ શહેનશાહત ઉપરાંત દરેક દેશી રાજ્યમાં આ કાર્ય માટે રાજ્ય તરફના ખબરપત્રીઓ ને જાસૂસો નિમાતા, જેઓ પોતપોતાના સ્થળની હકીકત નિયમિતપણે રાજ્યના મુખ્ય મથકે લખી મોકલતા.

'અયોધ્યાના રાજ્યમાં મુસાફરી' નામના ગ્રંથમાં કર્નલ સ્લીમેને આવા ખબરપત્રીઓ કે અખબારનવીસોનું વર્ણન કર્યું છે. અયોધ્યાના રાજ્યમાં જ છસેંસાઠ ખબરપત્રીઓ હતા અને તેમનું માસિક ખર્ચ રૂા. ૩,૧૯૪ થતું. આવા અખબારનવીસો પરિસ્થિતિનો લાભ લઈને કોઈ કોઈ બનાવ ઉપર ઢાંકપિછોડો ય કરતા. અંગ્રેજી રાજ્યનો એક અફસર અયોધ્યાના મુલકમાં કોઈ બદમાસને પકડવા ગયો હતો અને ત્યાં ઝપાઝપી થતાં એક માણસ માર્યો ગયો હતો. એણે ખબર લખનારને તેડાવીને ખુશ કર્યો એટલે આ બનાવની વાત રાજા, દરબાર, રેસિડન્ટ કે કોઈએ જાણી નહિ. કર્નલ સ્લીમેન એક બીજા અયોધ્યાના અમલદારની વાત પણ લખે છે. રજપૂતો સાથેની તકરારમાં એ અમલદાર માર ખાઈ ગયો હતો. આ હકીકત પ્રચાર ન પામે એ માટે એણે ચોતરફ ફરતા વીસ વીસ ગાઉ સુધીના અખબારનવીસોને ફોડીને આ વાત દબાવી દેવડાવી હતી. અખબારનવીસો રાજ્યમાં જ રહેતા એમ નહિ, મોટા વેપારીઓ પણ જુદાં જુદાં શહેરમાં પોતાના ખબરપત્રીઓ રાખતા. વેપારીઓના કાગળમાં આવી ખબર

લખવામાં આવતી તે સરકારની જાણબહાર નહોતું. સન ૧૮૫૭–૫૮માં લોર્ડ કેનિંગે એક વેપારીનો શિલા પ્રેસનો પત્થર પોતાના વેપારના કાગળમાં રાજકીય બાબતો લખવાના ગુનાસર જપ્ત કર્યો હતો. [૧]

ઉપર જણાવ્યા મુજબ વેપારીઓ મોટા શહેરમાં પોતાના ખબર-પત્રીઓ નીમતા, જેઓ પત્રવહેવારમાં વેપારને લગતી હકીકત નોંધ્યા પછી ઋતુ, બજારભાવ અને કોઈ અગત્યના બનાવ બન્યા હોય તો તેની વીગતો આપતા. વર્તમાનપત્રોનો ઉદ્ભવ આવાં ખબરપત્રોમાંથી' જ થયાનું જણાય છે. ન્યૂસપેપર, કરેન્ટ (Courent), ગેઝેટ વગેરે નામો એ વસ્તુનાં સૂચક છે. એ શબ્દો પરથી તેની પહેલ કરનાર ઇટાલિયનો હોવાનું સમજાય છે. ખબરપત્રો છાપીને મોકલવામાં આવતા તેની તા. ૬ઠ્ઠી જુલાઇ ૧૬૩૨ની એક પ્રત જળવાયેલી છે. તે પત્રનું નામ 'નેથેનિયમ બટર' અઠવાડિક સમાચાર હતું. સન ૧૬૨૨માં તે નીકળ્યું હતું અને અંગ્રેજી ભાષાનું તે પહેલવહેલું અખબાર હતું.[૨]

મુંબઇમાં ફરદુનજી મર્ઝબાને સન ૧૮૧૨માં ગૂજરાતી છાપખાનું સ્થાપ્યું અને ૧૮૨૨માં પ્રથમ ગૂજરાતી વૃત્તપત્ર "શ્રી મુમબઈના શમાચાર" પ્રગટ કર્યું, પરંતુ તેની થોડાં વર્ષ અગાઉ તેઓએ બેપિયા અને આડ-તિયાની જૂની પદ્ધતિ ફરી સજીવન કરી હતી. બનવાજોગ છે કે આ દિશામાં કાર્ય કરવાથી ફરદુનજીને વર્તમાનપત્ર પ્રગટ કરવાની પ્રેરણા મળી હોય.

"બોમ્બે કૂરિયર"માં તૈયાર થએલાં થોડાં ગૂજરાતી બીબાં બાદ કરતાં ગૂજરાતીમાં સારા પાયા પર છાપકામ કરી શકે એવું તે સમયે એક જ છાપખાનું ફરદુનજી મર્ઝબાનનું હતું. એને શરૂમાં કશું નામ આપવામાં આવ્યું નહોતું. તેમાંથી ઇ. સ. ૧૮૧૪માં બહાર પડેલાં ગૂજરાતી પંચાંગ ઉપર એટલું છપાયેલું કે "એ પંચાંગ શી મુમબઈ મધે મોબેદ ફરદુનજી મોબેદ મરજબાંનજીના કારખાંનામો છપાઇઊં છે." ગૂજરાતી ભાષામાં

૧ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (૧૯૧૧), પૃ. ૨૭૫/૬

૨ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૨જો (૧૯૩૬), પૃ. ૧૯૫

પ્રજાનું છાપકામ કરે એવું ત્યારે એક જ મુદ્રણાલય હોવાથી એ કશા નામ વિના ય જાણીતું હતું. સન ૧૮૨૨માં આ છાપખાનામાં છપાઈ પ્રથમ ગુજ્રાતી અખબાર "શ્રી મુમબઈના શમાચાર" બહાર પડ્યું. ત્યારથી એ 'શ્રી મુમબઈ શમાચાર છાપખાનું' તરીકે ઓળખાવા લાગ્યું.[3]

નસરવાનજી તેમુલજી દુરબીને તા. ૧૩મી ડિસેમ્બર ૧૮૩૬ને દિને "મુંબઈ દુરબીન" નામે શિલા છાપખાનું સ્થાપ્યું અને તા. ૧૫-૧૨-૧૮૩૭-થી એમાંથી એ જ નામનું વૃત્તપત્ર શરૂ કર્યું. તા. ૭-૧૦-૧૮૪૬ના દિનથી એ પત્ર બંધ પડ્યું હતું.

"લંડન મિશનરી સોસાઈટી"એ ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે ૧૮૦૪માં બે મિશનરીઓને સૂરત મોકલ્યા. ૧૮૧૫માં એ સંસ્થા તરફથી વિલિયમ ફ્રાઈવી અને જેમ્સ સ્કિનર સૂરત આવ્યા. પ્રચારનાં સાધનોના અભાવે તેઓ પોતાનું કાર્ય જેવું જોઈએ એવું કરી ન શક્યા. સૂરતમાં એક છાપખાનું શરૂ કરવાની તેમને જરૂર જણાઈ અને ૧૮૨૦માં તેમણે તે શરૂ કર્યું ય ખરું. એ છાપખાનું તે આજ સુધી ચાલુ રહેલું સૂરતનું

---

૩ હિંદુસ્તાનમાં શરૂ શરૂમાં સ્થપાયેલાં છાપખાનાં સંબંધી રમેશ રંગનાથ ગૌતમ, "વૃત્તવિવેચન" નામક તેમના પુસ્તકમાં, નીચેની માહિતી આપે છે:

"હિંદમાં દેશી ભાષાનું પહેલું છાપખાનું ૧૫૭૭માં કોચીન રાજ્યમાં બે પોર્ટુગીઝ પાદરીઓએ સ્થાપ્યાનું જૂની નોંધો જોતાં જણાય છે. તે પછી ૧૬૧૬માં મુંબાઈના સાલ્સેટ બેટમાં પામર્સ સ્ટિફન્સ નામના સાહસિક મુદ્રકે છાપખાનું નાખ્યું હતું. ૧૬૭૪-૭૫માં મલબારમાં કેટલાક ખ્રિસ્તી પાદરીઓએ આયુર્વેદની વનસ્પતિઓ વિષે શોધખોળ કરીને ૧૬૮૬થી ૧૭૦૩ના અરસામાં બાર પુસ્તકો છાપ્યાં હતાં. તે પહેલાં ૧૫૫૭માં ગોવામાં પાદરીઓએ બાઈબલ છાપ્યું હતું. ૧૬૨૨ની સાલમાં કાઠિયાવાડમાં ભીમજી પારેખે હિંદુ ધર્મનાં પુસ્તકો નાગરીમાં છાપવા માટે છાપખાનું કાઢ્યું હતું." ["વૃત્તવિવેચન" (૧૯૪૩), પૃ. ૨૪૯.]

લખવામાં આવતી તે સરકારની જાણબહાર નહોતું. સન ૧૮૫૭–૫૮માં લોર્ડ કેનિંગે એક વેપારીનો શિલા પ્રેસનો પત્થર પોતાના વેપારના કાગળમાં રાજકીય બાબતો લખવાના ગુનાસર જપ્ત કર્યો હતો. [૧]

ઉપર જણાવ્યા મુજબ વેપારીઓ મોટા શહેરમાં પોતાના ખબરપત્રીઓ નીમતા, જેઓ પત્રવહેવારમાં વેપારને લગતી હકીકત નોંધ્યા પછી ઋતુ, બજારભાવ અને કોઈ અગત્યના બનાવ બન્યા હોય તો તેની વીગતો આપતા. વર્તમાનપત્રોનો ઉદ્‌ભવ આવાં ખબરપત્રોમાંથી જ થયાનું જણાય છે. ન્યૂસપેપર, કરેન્ટ (Courent), ગેઝેટ વગેરે નામો એ વસ્તુનાં સૂચક છે. એ શબ્દો પરથી તેની પહેલ કરનાર ઇટાલિયનો હોવાનું સમજાય છે. ખબરપત્રો છાપીને મોકલવામાં આવતા તેની તા. ૬ઠ્ઠી જુલાઇ ૧૬૩૨ની એક પ્રત જળવાયેલી છે. તે પત્રનું નામ 'નેથેનિયમ બટર' અઠવાડિક સમાચાર હતું. સન ૧૬૨૨માં તે નીકળ્યું હતું અને અંગ્રેજી ભાષાનું તે પહેલવહેલું અખબાર હતું. [૨]

(મુંબઇમાં ફરદુનજી મર્ઝબાને સન ૧૮૧૨માં ગૂજરાતી છાપખાનું સ્થાપ્યું અને ૧૮૨૨માં પ્રથમ ગૂજરાતી વૃત્તપત્ર "શ્રી મુમબઈના શમાચાર" પ્રગટ કર્યું, પરંતુ તેની થોડાં વર્ષ અગાઉ તેઓએ ખેપિયા અને આડતિયાની જૂની પદ્ધતિ ફરી સજીવન કરી હતી. બનવાજોગ છે કે આ દિશામાં કાર્ય કરવાથી ફરદુનજીને વર્તમાનપત્ર પ્રગટ કરવાની પ્રેરણા મળી હોય.

"બોમ્બે કૂરિયર"માં તૈયાર થએલાં થોડાં ગૂજરાતી બીબાં બાદ કરતાં ગૂજરાતીમાં સારા પાયા પર છાપકામ કરી શકે એવું તે સમયે એક જ છાપખાનું ફરદુનજી મર્ઝબાનનું હતું. એને શરૂમાં કશું નામ આપવામાં આવ્યું નહોતું. તેમાંથી ઇ. સ. ૧૮૧૪માં બહાર પડેલાં ગૂજરાતી પંચાંગ ઉપર એટલું છપાયેલું કે "એ પંચાંગ શી મુમબઈ મધે મોબેદ ફરદુનજી મોબેદ મરજબાંનજીના કારખાંનામો છપાઉંછિં છે." ગૂજરાતી ભાષામાં

---

૧ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (૧૯૧૧), પૃ. ૨૭૫/૬

૨ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૨જો (૧૯૩૬), પૃ. ૧૯૫

પ્રજાનું છાપકામ કરે એવું ત્યારે એક જ મુદ્રણાલય હોવાથી એ કશા નામ વિનાય જાણીતું હતું. સન ૧૮૨૨માં આ છાપખાનામાં છપાઈ પ્રથમ ગૂજરાતી અખબાર "શ્રી મુમબઈના શમાચાર" બહાર પડ્યું. ત્યારથી એ 'શ્રી મુમબઈ શમાચાર છાપખાનું' તરીકે ઓળખાવા લાગ્યું.[3]

નસરવાનજી તેમુલજી દુરબીનને તા. ૧૩મી ડિસેમ્બર ૧૮૩૬ને દિને "મુંબઈ દુરબીન" નામે શિલા છાપખાનું સ્થાપ્યું અને તા. ૧૫-૧૨-૧૮૩૭-થી એમાંથી એ જ નામનું વૃત્તપત્ર શરૂ કર્યું. તા. ૭-૧૦-૧૮૪૬ના દિનથી એ પત્ર બંધ પડ્યું હતું.

"લંડન મિશનરી સોસાઇટી"એ ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે ૧૮૦૪માં બે મિશનરીઓને સૂરત મોકલ્યા. ૧૮૧૫માં એ સંસ્થા તરફથી વિલિયમ ફ્રાઈવી અને જેમ્સ સ્કિનર સૂરત આવ્યા. પ્રચારનાં સાધનોના અભાવે તેઓ પોતાનું કાર્ય જેવું જોઈએ એવું કરી ન શક્યા. સૂરતમાં એક છાપખાનું શરૂ કરવાની તેમને જરૂર જણાઈ અને ૧૮૨૦માં તેમણે તે શરૂ કર્યું ય ખરું. એ છાપખાનું તે આજ સુધી ચાલુ રહેલું સૂરતનું

---

3 હિંદુસ્તાનમાં શરૂ શરૂમાં સ્થપાયેલાં છાપખાનાં સંબંધી રમેશ રંગનાથ ગૌતમ, "વૃત્તવિવેચન" નામક તેમના પુસ્તકમાં, નીચેની માહિતી આપે છે :

"હિંદમાં દેશી ભાષાનું પહેલું છાપખાનું ૧૫૭૭ માં કોચીન રાજ્યમાં બે પોર્ટુગીઝ પાદરીઓએ સ્થાપ્યાનું જૂની નોંધો જોતાં જણાય છે. તે પછી ૧૬૧૬માં મુંબાઈના સાલ્સેટ બેટમાં પામર્સ સ્ટિફન્સ નામના સાહસિક મુદ્રકે છાપખાનું નાખ્યું હતું. ૧૬૭૪-૭૫ માં મલબારમાં કેટલાક ખ્રિસ્તી પાદરીઓએ આયુર્વેદની વનસ્પતિઓ વિષે શોધખોળ કરીને ૧૬૮૬થી ૧૭૦૩ના અરસામાં બાર પુસ્તકો છાપ્યાં હતાં. તે પહેલાં ૧૫૫૭માં ગોવામાં પાદરીઓએ બાઈબલ છાપ્યું હતું. ૧૬૨૨ની સાલમાં કાઠિયાવાડમાં ભીમજી પારેખે હિંદુ ધર્મનાં પુસ્તકો નાગરીમાં છાપવા માટે છાપખાનું કાઢ્યું હતું." ["વૃત્તવિવેચન" (૧૯૪૩), પૃ. ૨૪૯.]

"મિશન પ્રેસ."[૪]

૧૮૩૦માં મહેતાજી દુર્ગારામ મંછારામ સૂરતની પહેલા નંબરની શાળાના મહેતાજી નિમાઈ સૂરત આવ્યા. સંસાર સુધારાના આ મહારથીએ વખતને અનુસરતી પ્રગતિ કરવાને સૂરતની પ્રજાને હાકલ કરી. ધર્મને નામે ચાલતાં ધતિંગો સામે એમણે હિંમતથી અવાજ ઉઠાવ્યો. સંસાર સુધારાનું કાર્ય આગળ ધપાવવાને એમના કેટલાક સાથીઓની સહાયથી સન ૧૮૪૪માં "માનવધર્મસભા"ની સ્થાપના કરી. દુર્ગારામ મહેતાજી અને તેમના સાથીઓ દલપતરામ, દાદોબા માસ્તર, દિનમણિશંકર શાસ્ત્રી અને દામોદરદાસ મળ્યા અને સંસાર સુધારાનું કાર્ય ઉપાડ્યું. એ દિશામાં પ્રચાર કરવાનું સહેલું થાય અને સાથે જ્ઞાનનો પણ ફેલાવો થાય તે ઉદ્દેશથી તેમણે સૂરતમાં પુસ્તક પ્રસારક મંડળી સ્થાપી, શિલા છાપખાનું કાઢયું અને પુસ્તકો પ્રગટ કરવાં શરૂ કર્યાં. આ પહેલાં સર ચાર્લ્સ મેટકાફે અખબારને સ્વાતંત્ર્ય આપતો કાયદો ઈ. સ. ૧૮૩૫માં પસાર કરાવ્યો હતો, છતાં સૂરતના જિલ્લા મેજીસ્ટ્રેટે મહેતાજીને શહેરમાં છાપખાનું કાઢવાની પરવાનગી ન આપી. તેમની માન્યતા હતી કે એમ થવાથી સરકારી અધિકારીઓ ઉપર જાહેરમાં ટીકા કરવાનો માર્ગ મોકળો થશે. આથી દુર્ગારામને શહેર બહાર છાપખાનું કાઢવાની ફરજ પડી.[૫]

"સુરતની તવારીખ"ના રચનાર એદલજી બરજોરજી પટેલ સૂરતનાં છાપખાનાં સંબંધી લખતાં જણાવે છે કે સૂરતમાં પહેલવહેલું છાપખાનું સૂરતની લિટરરી સોસાયટીએ ૧૮૫૦માં કાઢયું હતું[૬] પણ આ કથન વાજબી નથી. ૧૮૨૦માં સ્થપાયેલું મિશન છાપખાનું સૂરતનું જ નહિ પરંતુ સમગ્ર ગૂજરાતનું પ્રથમ છાપખાનું હતું.

---

૪ ગુજરાતમાં ખ્રીસ્તી મંડળીનો ઉદય (૧૯૩૦), પૃ. ૫૪/૫૫

૫ ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો (૧૯૩૦), પૃ. ૧૫–ટિપ્પણ

૬ સુરતની તવારીખ (૧૮૯૦), પૃ. ૨૪૫

તા. ૨૬–૧૨–૧૮૪૮ને દિને અમદાવાદના મદદનીશ ન્યાયાધીશ એલેક્ઝાંડર કિન્લોક ફોર્બસે ત્યાંના પ્રતિષ્ઠિત દેશી અને અંગ્રેજ ગૃહસ્થોની એક સભા બોલાવી અને ગૂજરાતી સાહિત્યની ખીલવણી અર્થે "ગુજરાત-વર્નાક્યુલર સોસાયટી"ની સ્થાપના કરી. મુંબાઈના ગવર્નર લોર્ડ ફોકલેન્ડ તેના મુરબ્બી બન્યા અને ફોર્બસસાહેબ તેના માનદ મંત્રી થયા. આ સંસ્થાએ ગૂજરાતી ભાષા અને સાહિત્યની ખીલવણી અને વૃદ્ધિમાં કેટલો સંગીન ફાળો આપ્યો છે તે વર્ણવવાનું આ સ્થળ નથી, પરંતુ અત્રે એટલું નોંધવાની આવશ્યકતા છે કે એ સંસ્થાના આત્માસમા ફોર્બસસાહેબના પ્રયાસોને પરિણામે જ અમદાવાદમાં ગુજરાતનું પ્રથમ સાપ્તાહિક 'વરતમાન-પતર' અને કેટલાંક છાપખાનાં નીકળ્યાં હતાં.

ટાઈપની અછત અને તે મેળવવાની મુશ્કેલીને લીધે મુંબઇ સમાચાર છાપખાનાની સ્થાપના પછી કેટલાં વરસ સુધી ગૂજરાતી છાપકામ શિલા પ્રેસ પર થતું. ૧૮૪૯માં અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ "વરતમાનપતર" પ્રગટ કર્યું તથા ૧૮૫૦માં વિદ્યાભ્યાસક મંડળીએ "બુદ્ધિપ્રકાશ" કાઢ્યું તે બન્ને શિલા પ્રેસમાં શરૂઆતમાં છપાયાં હતાં. "બુદ્ધિપ્રકાશ" ટાઈપમાં સન ૧૮૬૪માં પ્રથમ નીકળ્યું. તે વર્ષના પહેલા જ અંકમાં અમદાવાદના શિલા છાપખાના વિષે નીચેની માહિતી આપેલી છે:

> "અમદાવાદમાં સૌથી પહેલું શિલા પ્રેસ પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળીવાળા લાવ્યા હતા. તેઓમાં રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મહેતાજી તુલજારામ, અને આજમ રામપ્રસાદ લક્ષ્મીલાલ વગેરે ગૃહસ્થો સામેલ હતા. પછી ગુ. વ. સોસાયટીએ જુદાં છાપખાનાં કર્યાં. એટલે ઉપર લખેલી મંડળીએ, પોતાની મૂળ મતલબ પૂરી થઈ એવું જાણીને પોતાનું કારખાનું બંધ કર્યું. પછી બાજીભાઈનું તથા સોસાયટીનું કેટલીક મુદત જતાં બન્ધ થયાં પણ એ બે છાપખાનામાં ઘણી ચોપડીઓ પ્રગટ થઈ. હાલ સોસાયટી કંટરાટથી પોતાની ચોપડીઓ છપાવે છે.

હાલ નીચે લખેલાં શિલા પ્રેસનાં કારખાનાં ચાલે છેઃ

| | |
|---|---|
| ૧. છગનલાલ મગનલાલનું | ૧. સરૂપચંદ દલીચંદનું |
| ૧. લલ્લુભાઈ કરમચંદનું | ૧. લલુભાઈ અમીચંદનું |
| ૧. લલુભાઈ શુભચંદનું | ૧. હરિલાલ તુળસીરાયનું |

તે શિવાય કેટલાંએક પડી રહેલાં છે."[૭]

"બુદ્ધિપ્રકાશ" ટાઇપમાં છપાય તે માટે "અમદાવાદ યુનાઇટેડ પ્રેસ" નામની કંપની કાઢવામાં આવી હતી. ઘણુંખરું, એ ગૂજરાતનું ટાઈપનું પ્રથમ છાપખાનું હતું.

આમ સમય જતાં શિલા–પદ્ધતિનાં છાપખાનાંને સ્થાને બીબાં–પદ્ધતિનાં છાપખાનાં આવ્યાં. એ બધાંનું અત્રે વર્ણન કરતાં પાર ન આવે. એ માટે અર્ધી સદી પૂર્વે પણ સીસકાક્ષરો મેળવવાને ઘણી મુશ્કેલી પડતી તેનું વર્ણન મણિલાલ ઇચ્છારામ દેસાઈએ બીજી ગૂજરાતી પત્રકાર પરિષદને પ્રમુખપદેથી કર્યું છે.[૮]

ગૂજરાતી ભાષામાં બીબાંથી શુદ્ધ અને સારું છાપકામ કરવાની શરૂઆત "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપનાથી થઈ હતી. ૮ પાનાનું "ગુજરાતી" સાપ્તાહિક મોટું કરી ૧૬ પાનાનું બનાવવાનો નિશ્ચય કરતાં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈને પોતાની માલિકીના એક સ્વતંત્ર મુદ્રણાલયની જરૂર જણાઈ. સર મંગળદાસ નથુભાઈએ તેમને રૂપિયા ત્રણ હજારની સહાય કરી અને ૧૮૮૪માં "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ" સ્થાપવામાં આવ્યું. ગૂજરાતી છાપકામની દિશામાં આ છાપખાનાએ ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે.

ગૂજરાતમાં કેળવણીના પ્રચાર સાથે છાપખાનાની સંખ્યામાં પણ વધારો થયો છે, પરંતુ એમાંનો મોટો ભાગ જૂનાં જમાનાનાં યંત્રો ધરાવે છે. ગૂજરાતી લીનોટાઈપ મશીનો–જે સૌથી પહેલાં "જામે જમશેદ"ના

૭ બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી ૧૮૬૪, પૃ. ૪

૮ બીજી ગૂજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ, પૃ. ૨૦/૧

સંચાલકોએ એક દસકા પૂર્વે તૈયાર કરાવી મંગાવ્યાં હતાં તે મુંબઈના ખેત્રણ છાપખાનાં બાદ કરતાં બીજે ક્યાંય નથી.

મુદ્રણકામમાં આપણે એટલા પછાત છીએ કે ગૂજરાતી બીબાંની બનાવટમાં પણ આપણે નવીનતા કે વૈવિધ્ય આણી શક્યા નથી. પશ્ચિમમાં આ દિશામાં એટલી ઝડપી પ્રગતિ થાય છે કે ત્યાં દર વર્ષે એકએ નવીન ઢબનાં બીબાં ઢળ્યાં જ હોય છે. ગૂજરાતી બીબાંમાં તો પ્રારંભથી જે થોડીક વિવિધતા ચાલતી આવી છે તે જ હજી કાયમ છે. આ સ્થિતિ માટે ગૂજરાતી લિપિ પણ કેટલેક અંશે જવાબદાર છે. હ્રસ્વ–દીર્ઘ, અનુસ્વાર, જોડાક્ષરો વગેરેનાં બીબાંની રચના એવી છે કે તે જલદી તૂટી જાય છે અને તેથી છાપકામ કરનારાઓ જેમ બને તેમ તેનો ઓછો ઉપયોગ કરવાને લલચાય છે. હિંદની દેશી ભાષાઓમાં હ્રસ્વ સ્વરોવાળા શબ્દો મોટા પ્રમાણમાં છે અને તેથી છાપામાં અને પુસ્તકોમાં તૂટેલી હ્રસ્વસંજ્ઞાઓ નજરે પડે છે. એને લીધે આપણું મુદ્રણકામ પૂરું સફાઈદાર લાગતું નથી.

૧૯૨૪ની પ્રથમ ગૂજરાતી પત્રકાર પરિષદમાં, ગૂજરાત પત્રકાર મંડળ તરફથી તેના મંત્રીઓએ જણાવ્યું હતું કે આપણાં છાપખાનાં બહુ પછાત રહેલાં છે. મુદ્રણકલા માટે વપરાતાં બીબાં ઘાટીલાં અને સુરેખ હોવાં જોઈએ, પણ તે તરફ કશું લક્ષ અપાતું નથી. બીબાં પાડવામાં એવી હલકી ધાતુનું મિશ્રણ ઉપયોગમાં લેવાય છે કે ટાઈપ–બીબાં લાંબો સમય ટકતાં નથી અને જલદી ઘસાઈ જાય છે. એવા ટાઈપો ચાલુ ઉપયોગમાં રાખ્યાથી છાપકામ ઝાંખું અને નરસું થાય છે: ભાંગેલા ટાઈપ અને અશુદ્ધિ એ બે દોષો સાધારણ થઈ પડ્યા છે.[૯] ચોપડીઓ કરતાં વર્તમાનપત્રોમાં લિપિ અને બીબાંની મુસીબત વધારે કે છે અને લોકમાનસ પર નબળી અસર પાડે છે.

આ ફરીઆદનો પત્રકાર પરિષદને પ્રમુખસ્થાનેથી જવાબ આપતાં મહેરજીભાઈ પાલણજી માદને જણાવ્યું કે બીબાંમાં વપરાતી હલકી ધાતુનો

૯ પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૫), પૃ. ૪

દોષ કઢાય છે તેમાં કેટલુંક વજૂદ છે, પણ વધારે દોષ જોડાક્ષરને માટે વાપરવામાં આવતાં માત્રા, અજ્જુ, રેફ, વગેરેનો છે. તેમની રચના એવી છે કે યંત્રમાં છપાતી વેળા તેમના ઉપર વધારે દબાણ આવે છે, અને તેને માટે અસાધારણ તજુમલથી ગોઠવણ કરવામાં ન આવે તો તૂટી જાય છે. દૈનિક પત્રોને જે અસાધારણ ઉતાવળે કામ કરવાનું હોય છે તેને લીધે એવી સંભાળથી કામ લેવાનું અશક્ય નહિ તો અતિ મુશ્કેલ છે.[૧૦] મહેરજીભાઇના આ કથનમાં કેટલુંક તથ્ય છે પરંતુ જોડાક્ષરો અને ભાષાની શુદ્ધતા પરત્વે ઉદાસીનતા સેવવી અયોગ્ય છે. આપણા મુદ્રણકામમાં, હિંદના બીજા ભાગોની સરખામણીમાં, આપણે સંગીન સુધારો નથી કરી શક્યા એ વાત આવાં બહાનાં હેઠળ ઢાંકી ન શકીએ.

બીબાંની બનાવટમાં આપણે ગર્વ કે ગૌરવ લેવા જોગ તો બાજુએ રહ્યું, પરંતુ સંતોષ લેવા જેટલું ય વૈવિધ્ય કે સૌંદર્ય આણી શક્યા નથી. એ દિશામાં પશ્ચિમમાં જે પ્રગતિ કરવામાં આવી છે તે આપણને આશ્ચર્ય-ચકિત કરે એવી છે. મુદ્રણકામને આકર્ષક કરવા ત્યાં તરેહવાર બીબાં બનાવવા પ્રયાસ થતા જ રહે છે. એક સામાન્ય પુસ્તક વેચનારના સ્થાનેથી બીબાં બનાવનાર તરીકે વિખ્યાત થએલ ફ્રેડ્રીક ડબલ્યુ. ગાઉડીએ એકસો કરતાં વધુ બીબાંના નમૂના બનાવ્યા છે. અંગ્રેજી મુદ્રણકામમાં કેટલું વૈવિધ્ય આણી શકાયું હશે તે આ એક દૃષ્ટાંત પરથી પણ સ્પષ્ટ થશે. આપણે ત્યાં તો પહોંચ વગેરે પર નંબર પાડવા માટે અંગ્રેજી આંકડાની હજી સહાય લેવી પડે છે.

અંગ્રેજી અને ગૂજરાતી લિપિની ચર્ચા ગૌણ છે. આપણા મુદ્રણ-કામમાં, આપણે મન પર લઇએ તો, સફાઈ અને સૌંદર્ય આણી શકીએ એ અમદાવાદના કુમાર કાર્યાલયે સિદ્ધ કરી બતાવ્યું છે. આ કાર્યાલયે એટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે કે ગૂજરાતી ભાષામાં છપાતાં પુસ્તકોમાંના ઘણાં ગૂજરાતના જુદા જુદા ભાગમાં છપાતાં હોવા છતાં તેમાંનાં ઘણાંનાં ઉપરણાં

---

૧૦ પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ, પૃ. ૧૭/૮

(‘જેકેટ’) “કુમાર પ્રિન્ટરી”માં છપાય છે. આ મુદ્રણાલયનાં વૈવિધ્ય અને સુઘડતાની ખાતરી તેમાંથી છપાઈ બહાર પડતાં “કુમાર” માસિકનો કોઈપણ અંક જોઈને થશે. કુમાર કાર્યાલયે ગૂજરાતી મુદ્રણકલામાં ‘રાવત લિપિ’ વગેરેને લઈને જે નવીનતા આણી છે તેથી આપણું મુદ્રણકામ ઠીક દીપ્યું છે અને તેનું અનુકરણ કરવાની પણ કોશિશ થઈ છે.

સ્વ. હાજીમહમદે રવિશંકર રાવળની પીંછી ગૂજરાતભરમાં વહેતી કરી તે પછી જ ગૂજરાતી ચિત્રકલાનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો અને ગૂજરાતમાં ઘણા ચિત્રકારો આગળ આવ્યા. એક પચ્ચીસી પૂર્વે ગૂજરાતમાં કહેવાતાં સચિત્ર પુસ્તકોમાં કશો જીવ નહોતો. ‘ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ’નાં ભાગવતાદિ પુસ્તકો સચિત્ર પ્રકટ થતાં તે દક્ષિણી ચિત્રકારોની પીંછીનો આશ્રય લઈને જ. ગૂજરાતી ચિત્રકલા ઉદય પામી તેની મુદ્રણકલા પર પણ સારી અસર થઈ છે અને અક્ષરવિધાનની ખીલવણીમાં ચિત્રકલાના વિકાસે ઘણો સારો ફાળો આપ્યો છે.

સારું મુદ્રણકામ કેમ થાય તે માટે સૂચના આપતાં સારાં પુસ્તકો આપણી પાસે નથી. એ દિશામાં એકાદએ તારીફલાયક પ્રયાસ થયા છે. બચુભાઈ રાવતે “ગ્રંથ અને ગ્રંથકાર”ના ભાગોમાં મુદ્રણકામ અને તે સાથે સીધો સંબંધ ધરાવતી બાબત પર લેખ લખ્યા છે. વડોદરાના “પુસ્તકાલય સહાયક સહકારી મંડળ” તરફથી ગ્રંથપાલોના માર્ગદર્શન માટે “પુસ્તકાલય” નામનું માસિક નીકળે છે તેનાં શરૂઆતના વર્ષોમાં નટવર મૂળચંદ વીમાવાળાએ “કેમ છપાવાય” નામની એક લેખમાળા કેટલાક અંકો સુધી લખી હતી અને છાપકામ કેવી રીતે થાય છે તથા સામાન્ય માનવીએ કેવી રીતે છાપકામ કરાવવું તેને લગતું માર્ગદર્શન કરાવ્યું હતું. પરંતુ આ વિષયની સંગીન માહિતી આપતું એકે સર્વગ્રાહી પુસ્તક આપણી પાસે નથી.

અમેરિકાના યુનાઇટેડ ટાઈપોથેટે પોતાના સૂત્ર તરીકે—છાપવાની કલા એ પ્રગતિની માતા છે—એવી મતલબનું વાક્ય રાખ્યું છે. આ સૂત્ર સારુ

છે, કારણ દેશમાં જ્ઞાનવિદ્યા અને કેળવણીના પ્રચારનો ખ્યાલ છાપખાનાની સંખ્યા અને તેમાં કેવા પ્રકારનું છાપકામ થાય છે તે પરથી કેટલેક અંશે મળી શકે. યુનાઇટેડ સ્ટેટ્સમાં તેની કુલ વસતિના દર સાડા ત્રણ હજાર માણસે એક મુદ્રણાલય છે. આ દેશમાં—હિંદુસ્તાનના બે ભાગ પડ્યા તે અરસામાં—અંદાજે ચાલીસ હજાર માણસે એક છાપખાનું હશે, એટલે આ વિષયમાં પ્રગતિનો ઘણો અવકાશ છે તે સહેજે સમજાશે.





ફેરદુનજી મર્ઝબાન

## ૩: મુંબઈ સમાચાર

"મુંબાઈ સમાચાર પોતાની અસલની રૂઢીને ચોખ્ખટપણે વળગી રહ્યું છે. ભાષા ચોખ્ખી રાખવામાં, નિષ્પક્ષપાત તથા મધ્યમ અંશવાળા વિચારો દર્શાવવામાં, કોઈપણ વિષયની ચર્ચામાં ઝેરીલાપણાથી દૂર રહી પોતાનો અભિપ્રાય આપવામાં ખરેખર મુંબાઈ સમાચાર બીજાં ઘણાં ન્યૂસપેપરોને ધડો પૂરો પાડે છે."[1]

દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ ત્રણ દસકા પૂર્વે ઉપરના શબ્દોમાં "મુંબાઈ સમાચાર"ની પ્રશંસા કરી હતી. ત્રીસ વર્ષ પછી એના વિષે એ જ પ્રશસ્તિવચન સહેજે સંકોચ વિના ઉચ્ચારી શકાય છે. એવી પ્રશંસાને તેની લગભગ આખીય યશસ્વી કારકિર્દી દરમિયાન યોગ્ય ઠરાવતું આ પત્ર ગૂજરાતી ભાષાનું સૌપ્રથમ વર્તમાનપત્ર છે અને સવાસો વર્ષે પણ પ્રજાહિતાર્થે સારું કાર્ય કરી રહ્યું છે-એ સઘળું ગૂજરાતી વૃત્તવિવેચનના ઇતિહાસનું એક તેજસ્વી પ્રકરણ બને છે.

ફરદુનજી મર્ઝબાને ગૂજરાતી છાપખાનું કેવા સંજોગોમાં કાઢેલું તે આપણે પહેલા પ્રકરણમાં જોઈ ગયા. છાપખાનું સારા પાયા પર મુકાતાં તેમને ગૂજરાતી વર્તમાનપત્ર શરૂ કરવાની ઇચ્છા થઈ. સીરામપોરવાળા ડૉ૦ માર્શમેન, ડૉ૦ કેરી અને વોર્ડ નામના ખ્રિસ્તી મિશનરીઓએ તા૦ ૩૧મી મે ૧૮૧૮ને દિને "સમાચાર દર્પણ" નામે વર્તમાનપત્ર બંગાળી ભાષામાં કાઢયું હતું, પણ મુંબાઈ ઇલાકામાં તે સમયે અને ત્યાર પછીનાં ચાર વર્ષ દરમિયાન એક પણ દેશી ભાષાનું પત્ર પ્રગટ નહોતું થયું.

---

૧ વીસમી સદી, એપ્રિલ ૧૯૧૭, પૃ. ૩૪

ફરદુનજીના જીવનચરિત્રના લેખક મીનોચહેર ખુરશેદ એવો મત ધરાવતા કે હિંદુસ્તાનમાં વર્તમાનપત્રનો પાયો નાખનાર ફરદુનજી મર્ઝબાન પ્રથમ હિંદી હતા, કેમકે બંગાળી ભાષામાં ૧૮૧૮થી પ્રગટ થવા માંડેલાં "સમાચાર દર્પણ"ની સ્થાપના બે ખ્રિસ્તી મિશનરીઓએ કરી હતી.[૨] આ કથન ખોટું છે, કારણ બાબુ રામમોહનરાય તરફથી સંસાર સુધારાની હિમાયત કરનારું, "મુંબઈ સમાચાર"ની થોડા જ માસ અગાઉ બહાર પડેલું "સંગબાદ કૌમુદી" હિંદનું સૌથી પહેલું દેશી વર્તમાનપત્ર છે.[૩]

ભારતીય વર્તમાનપત્ર સૌપ્રથમ પ્રગટ કરવાનું માન આમ એક ગૂજરાતીને મળતું નથી, પરંતુ ગૂજરાતને માટે ગૌરવનો વિષય છે કે બંગાળાના "સમાચાર દર્પણ" અને "સંગબાદ કૌમુદી" હયાત નથી, જ્યારે ગૂજરાતનું પહેલું અને ભારતવર્ષનું બીજું દેશી વર્તમાનપત્ર "મુંબઈ સમાચાર" સવાસો વર્ષ પછી પણ આજે પ્રજાની સેવા કરી રહ્યું છે.

મુંબાઈમાં ગૂજરાતી ભાષામાં એક વૃત્તપત્ર પ્રગટ કરવાના ફરદુનજીના વિચારને સારો સહકાર મળ્યો. તે સમયના મુંબાઈના ગવર્નર માઉન્ટ સ્ટૂઅર્ટ એલફિન્સ્ટનનો એમને ટેકો હતો. ફરદુનજીએ પોતાના છાપખાનાને તે સમયમાં બની શકે એટલી સાધનસામગ્રીથી સજ્જ કર્યું. અંગ્રેજી, ફારસી, મરાઠી, વગેરે ભાષાનાં બીબાં કલકત્તાથી મંગાવ્યાં અને પોતે અંગ્રેજી ભાષાનો કેટલોક વધુ અભ્યાસ કરી લીધો.

તા. ૧૦મી જૂન ૧૮૨૨ને દિને ફરદુનજીએ પોતાના વર્તમાનપત્રની "મદેહનજર" બહાર પાડી. પત્રમાં શું શું વાનગી પિરસાશે અને એનું લવાજમ શું રખાશે એ એમાં વિસ્તારથી જણાવ્યું હતું. પરંતુ પત્રની નીતિ શું રહેશે એ વિષે કશો ઉલ્લેખ નથી. દેશદેશાવરના સમાચાર હિંદ અને પરદેશના અંગ્રેજી અખબારોમાંથી ગૂજરાતીમાં તરજુમો કરીને અપાશે, પ્રજાને નીતિને પંથે દોરે એવા વિષય ફારસી અને અંગ્રેજી પુસ્તકોમાંથી.

---

૨ અહેવાલે મોબેદ ફરદુનજી મરજબાનજી (૧૮૯૬), પૃ. ૯

૩ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (૧૯૧૧), પૃ ૨૭૯

નારસીને રજૂ કરાશે, પરદેશથી હિંદ આવનાર અને અત્રેથી પરદેશ જનાર વહાણ તથા તેમાં હિંદ આવનાર અને અહીંથી પરદેશ જનાર મોટા અમલદાર વગેરેને લગતી માહિતી અપાશે, પત્રના દેશાવરના આડતીઆ તરફથી મળનારા સંદેશામાંથી છાપવા યોગ્ય બાબત.પ્રસિદ્ધિ પામશે, તે ઉપરાંત દોહરા, ચોપાઈ, કાવ્યો, વાર્તા વગેરે પણ આપશે અને વેપારીવર્ગને ઉપયોગી એવી માહિતી પત્રમાં અવશ્ય સ્થાન પામશે વગેરે.

આ પત્રનું લવાજમ મુંબાઈમાં માસિક બે રૂપિયા હતું અને મુંબાઈ બહારના ગ્રાહકો પાસે વધારામાં ટપાલખર્ચ તથા નાણાવટાવ લેવાનું કરાવ્યું હતું.

મુંબાઈના ગવર્નર "ધરમરાજ" માઉન્ટ સ્ટૂઅર્ટ એલફિન્સ્ટનને આ પત્ર પ્રસિદ્ધ થાય એ માટે આપેલી મદદનો સાભાર ઉલ્લેખ કરી આ "મદેહનજર"[4] ના અંતમાં, પ્રથમ ગૂજરાતી વર્તમાનપત્ર પ્રગટ કરવાના માર્ગમાં આવનારી મુશ્કેલી માટે ઊંડો ઈશારો કરતાં તેના પ્રવર્તકે જણાવ્યું હતું કે દેશદેશાવરના અંગ્રેજી અખબારોમાંથી ગૂજરાતીમાં તરજુમો કરવાનું કામ પણ કંઈ સહેલું નહોતું, કારણ એવો તરજુમો પ્રજાને સ્પષ્ટ સમજાય એ રીતે કરવો રહ્યો.

પત્રના ૧૦૦ ઉપરાંત? — 

પત્રના શ્રેષ્ઠો ગ્રાહક જલદી જ નોંધાયા, જેમાં ૬૭ પારસી, ૧૪ અંગ્રેજ (જેમાં સનદી અમલદાર પણ હતા), ૮ હિંદુ અને ૬ મુસલમાન હતા અને ૫૦ નકલ મુંબાઈ સરકારે ખરીદવા ઠરાવ્યું હતું તથા સરકાર તરફથી રૂપિયા બારસોની વાર્ષિક મદદ કરવાનું ઠર્યું હતું. ફરદુનજી પોતે આ વર્તમાનપત્રના તંત્રી બન્યા અને પોતાના હાથ નીચે ખબરપત્રીઓ, તરજુમો કરનારા વગેરેને રોક્યા.[5] તા૦ ૧ લી જુલાઈ ૧૮૨૨ અને સોમવારે "શ્રી મુમબઈના શમાચાર"નો પ્રથમ અંક બહાર પડ્યો.

---

૪ સૌપ્રથમ ગૂજરાતી વર્તમાનપત્રની આ "મદેહનજર" હોઈ તેનો મહત્ત્વનો ભાગ આ પ્રકરણને અંતે મૂળ સ્વરૂપે આપ્યો છે.

૫ ફરદુનજી મર્ઝબાનજી (૧૮૯૮), પૃ. ૬૦/૧

શરૂમાં એ પત્ર દર અઠવાડિયે સોમવારે પ્રગટ થતુ અને તેમાં પાંચ ૭ પાનાંનું વાંચન પીરસવામાં આવતું. સોમવાર તા૦ ૨૭ જાન્યુઆરી ૧૮૩૨ સુધી એ મુજબ સાપ્તાહિક સ્વરૂપે પ્રગટ થયા પછી મંગળવાર તા૦ ૩૭ જાન્યુઆરી ૧૮૩૨થી તે દૈનિક બન્યું.[૬] દૈનિક થતાં તેનું કદ એક જ પાનાનું રાખવામાં આવ્યું.

તે જમાનામાં આજનાં જેવાં સમાચાર મેળવવાનાં સાધનો નહોતાં એટલે પોતાના પત્રને દૈનિક બનાવતી વેળા સમાચાર મેળવવાની મુશ્કેલી ફરદુનજીને સમજાઈ. કોઈ દિવસ પૂરતા સમાચાર ન મળે તો વાંચકોને શું વાનગી પીરસવી એ તેમને માટે કોયડો હતો. એના ઉકેલ અર્થે "મુંબઈ સમાચાર" અઠવાડિકના છેલ્લા યાને તા૦ ૨–૧–૧૮૩૨ના અંકમાં એમણે જે લખાણ કર્યું છે તે રમૂજી હોવા ઉપરાંત વાંચવા જેવું છે. તેઓ લખે છે કે:—

> "......આવતી કાલથી આતવાર વનાંએ હરરોજ એકેકું કાગજ અને જે દાહાડે કાંઈજ ખબર નહી હશે તે દાહાડે અરધું કાગજ બી આપેઆમો આવશે. અને વલી હેવો ધારો રાખશું કે કોઈ વેલાએ પાછલા પોરે ૪ કલાકનાં અમલ સુધી ખબર મલી આવશે તો તે જ દીને શાંજના કાગજ તઈઆર કરી તુરત શરવે શાહેબોને તાં પોંચતું કરશું અને જે દાહાડે પાછલા પોહોરમાં ૪ કલાક પછી કાંઈ નવી ખબર મળવાની ધારણાં હોશે તો તે દીનેનું કાગજ તેહને બીજે દીને શહવારનાં પોહોંચાડેઆમો આવશે. એટલે જે કોઈ દાહાડે શાંજનાં અને કોઈ દાહાડે શહવારનાં પણ હરરોજની ખબર હરરોજ આપેઆમો આવશે."

ઉપલા અવતરણમાં જણાવવા મુજબનો એક વધારો તા. ૨૧મી એપ્રિલ ૧૮૩૦ને બુધવારે બહાર પડેલો જોવામાં આવે છે. એ વધારામાં ચીનની સરકાર સાથે થએલી કંઈક વાટાઘાટની વીગત આપતાં તેમાં

૬ અહેવાલે મોબેદ ફરદુનજી મરજબાનજી, પૃ. ૯

જણાવ્યું છે કે "હમારા પતરનાં વાંચનારાઓને શારૂ એક મીનીટ પણ ખોટી રાખના નથી."

તે જમાનામાં આજના જેવા ચંચળ, ચાલાક ખબરપત્રીઓ નહોતા; એટલે જાણવા જેવી ખબરો પૂરી પાડવા ફરદુનજીએ પોતાના ગ્રાહકોને જ નીચલા શબ્દોમાં. ઉપલા જ અંકમાં, વિનંતિ કરી હતી :

> "હવે હમારા શમાચાર પતરનાં ઘરાંક તથા બીજા શાહેબો તથા ભાઈબંધોથી એક મોટી કુરપા એ માંગીએચ કે જે કાંઈ નવી ખબર વાંચિઆમો અથવા શાંભલામો આવે તે તુરતની તુરત હુંકામાં જ લખી મોકલવી કે તેથી એ કામને મોટી મદદ પોંચશે અને હરેક ખબર લખી મોકલવાને કાંઈ ભએ રાખવો નહીં જે મલે તે મોકલવી કાં જે તે ખબર પરગટ કરવા જોગ છે અથવા નથી અથવા તે ખબર છાપેઆથી કોઈને હાંણી પોંચશે અથવા માહું થાશે અથવા દુઃખ જાશે તે શરવે હમોએ હમારા આગલા ચાલ પરમાંણે તપાશીને જોશું કે કશું હેવું નથી તારે જ પરગટ કરીશું."

આ ઉપરાંત જાહેરખબરો આપવાને ફરદુનજીએ વાંચકોને વિનંતિ કરેલી તે આજે આપણને રમૂજ લાગશે.

ખબરો મેળવવાની વગેરે અનેક મુશ્કેલીઓને લઈ ફરદુનજીને દૈનિક પત્ર પ્રગટ કરવાનું ઘણું મુશ્કેલ લાગ્યું, એટલે સન ૧૮૩૩થી અઠવાડિયામાં રવિવાર અને બુધવાર એમ બે દિવસોએ તે બહાર પાડવા માંડ્યું. સમય જતાં પત્રની પૃષ્ઠસંખ્યામાં સંપાદકે વધારો કર્યો. તા. ૧૩મી ડિસેમ્બર ૧૮૩૦ના અંકમાં ૨૦ પાનાંની વાચનસામગ્રી જણાય છે. એનો ઘણો મોટો ભાગ સામાન્ય પ્રજાજનને નહિ પરંતુ વેપારીવર્ગને ઉપયોગી એવા સમાચારથી ભરાયેલા છે. તે વેળા છાપામાં શું શું બાબત છપાતી તે જાણવાજોગ હોઈ મજકૂર અંકમાં પ્રસિદ્ધ થએલી બાબતોની ટૂંક વીગત નીચે આપી છે :

પહેલાં અઢી પાનાં જાહેરખબરો
પછી પરચુરણ ખબરો
'શરકારી જાહેરનામું'
'ઓામણે બજાર પરાઇશ કરેનટ'
[કલકત્તામાં થનાર
અફીણના વેચાણની વીગત છે.]
'મુંમબાઈ ગેઝેટ'
રાજદ્વારી ખબરો
પરદેશની ખબરો
દેશાવરના 'મહેશુલ' ખાતામાં થએલી ફેરબદલીની વીગત

'શ્રી મુમબાઈની શરકારથી લશકર ખાતાંનાં અમલદારોને બાહેર જાવા શારૂ રજા મલી છે તેહની વીગત'

'શ્રી મુમબાઈ મધે અંગરેજો આવેઆ' તેમનાં નામ વગેરે
'શ્રી મુંમબાઈથી અંગરેજો ગીઆ' તેમનાં નામ વગેરે
'શ્રી મુમબાઈ ખાતાનું મરતીણિક'
[શદાશીવ કાશીનાથ
નામના ગૃહસ્થની અવસાનનોંધ છે.]

'શ્રી મુમબાઈ મધે વાંહાંણો આવેઆં' [તેનાં નામ, કયાંથી આવ્યાં, કઈ તારીખે આવ્યાં અને તેમાં આવેલા 'ઉતારૂ'ઓની વીગત આપી છે.]

'શ્રી મુમબાઈથી વાંહાણો હંકરાઈ ગીઆ' [તેનાં નામ, કયાં ગયાં, કઈ તારીખે ગયાં અને તેમાં ઊપડી ગએલા 'ઉતારૂઓ'ને લગતી વીગત આપી છે.]

'જે જે વાંહાંણ અતરેથી ઉપડનાર છે તેહનો કોઠો' [વહાણનાં નામ, કપ્તાનનાં નામ, બંદરો અને ઊપડવાની તારીખ સાથે.]

'શ્રી ઈંગલંડથી વાંહાંણો આવનાર છે તેહની ટીપ'

'શ્રી મુમબઈથી લાંબે દેશાવરે જવા શારૂં શ્રી મુમબઈનાં બંદરમો વાંહાણો ભરાએ છે તેહની ટીપ'

'શ્રી મુમબઈનાં બંદરમાં વાંહાંણો લંગરવાના છે તેહની ટીપ' [" વેપારીના વાંહાંણો ", " ગામડી વાંહાંણો ", ફરીની, "ફ્રેય", વગેરે]

'શ્રી કલકત્તાની ખબર'

'શ્રી શંર્ઝ ઈલેનાંની ખબર'

'શ્રી ઈઓરોપની ખબર'

'શ્રી ફ્રાંશનાં કારભારો'

આગલા અંકની બાબત આગળ ચાલુ—અપૂર્ણ.

"તારીખ ૧૨મી ડીસેમબર શને ૧૮૩૦ને રવેઊને દીને શ્રી મુમબઈ મધે જનશોનો ભાવ હતો તેહની વીગત'

[ કુલ પૃષ્ઠ ૨૦ ]

તે સમયે કોઈ અગત્યના સમાચાર છપાતા તેની સાથે સાથે જ તે બાબત પર તંત્રી તરફની ટીકા પણ પ્રસિદ્ધ થતી. "શ્રી મુમબઈની હીંદ શીખશા મંડલીની નીશાલ"માં ગુજરાતી અને બાલબોધ બન્ને ભણાવવામાં આવતાં તેની જાહેરાત અને તરફદારી કરતા પત્રના તા. ૩–૫–૧૮૩૦ના અંકમાં જણાવાયેલું કે કેટલાક લોકોને એવો ખ્યાલ છે કે બાળબોધ શીખવવાની જરૂર નથી પણ એ ખ્યાલ ખોટો છે. બાળબોધના શિક્ષણને લઈને તો વિદ્યાર્થીઓ શુદ્ધ ઉચ્ચાર તથા લખાણ કરી શકે છે. એને આધારે ગૂજરાતી અક્ષર વાળતા અને વાચતા વહેલું આવડે છે અને ગૂજરાતી અને બાળબોધ બન્નેના જ્ઞાનથી વિદ્યાર્થી ચતુર બનવા સાથે અભ્યાસ ઝડપથી આગળ ધપાવી શકે છે.

સન ૧૮૪૨ની આખરે મુંબાઈના આબકારી ખાતાએ પીઠાંની

સંખ્યામાં ઘટાડો કર્યાની બાબત બહાર આવેતાં તેને લગતી વીગત "શ્રી મુમબઈના શમાચાર"ના તા. ૧૭–૧૧–૧૮૪૨ના અંકમાં પ્રસિદ્ધ થઈ તેની સાથે જ ટાપુમાં વધી ગયેલું છાકટાપણું, તેનો અટકાવ કરવાની જરૂર. સરકારની એ દિશામાંની ઉમેદ પાર પડે એવી શુભેચ્છા વગેરે એક જ બાબત તરીકે છાપવામાં આવ્યું હતું.

ગૂજરાતી પત્રકારિત્વના પ્રારંભકાળે તેમાં કેવા પ્રકારની કવિતા આવતી. તે "મુંબઈ સમાચાર"ના તા. ૨૪–૫–૧૮૩૦ના અંકમાંથી નીચે ઉતારેલી કવિતા પરથી સમજાય છે:

## ચોપાઈ *

દઈઆ કરે તમ હમ પર ઘણી *
અવતાર અવતરા પણ વીપત ઘણી *
માંથે ભાર શ્રી [illegible]આનો તાપ *
એ વગર વીદ્દેઆનો શંતાપ *
વીદ્દેઆએ ડાહેઓ કેવાએ *
વગર વીદ્દઆએ ચાકર બાએ *
વીદ્દેઆએ ધનવાંન થાએ *
મરણ પાંમે તારે વઈકુંઠ જાએ *
ભણે ગણે તે ભૂખે ન મરે *

## ચોક *

મુરખ પુછે ઈશવર કાંહાં છે *
ખબર નાહી હઈડામાં છે *
પાંચ તતવ એખઠાં થઆં *
હવે પુછો ઈશવર કાંહાં *

તારીખ ૧૬મી મેએ ૧૮૩૦

લા૦ જાંની *

આજે પારસી છાપામાં નજરે પડતી જન્મ, લગ્ન, મરણ વગેરેની ટીપ ફરદુનજીના વખતથી જ દેખાવ દેતી આવી છે. ઋતુ, આબોહવા વગેરેને લગતી વીગત પણ પ્રારંભથી જ આપવામાં આવતી જણાય છે. આવી ખબરોને લઈ સામાન્ય પ્રજા તેમ વેપારીવર્ગમાં "મુંબઈ સમાચાર"ની પ્રતિષ્ઠા વધી અને વખત જતાં બીજાં ગૂજરાતી છાપાં બહાર પડયા છતાં "મુંબઈ સમાચાર"નું સ્થાન અગ્ર રહ્યું હતું. એ સ્થાન ટકાવી રાખવા માટે રૂપિયા અગિયાર હજારનો ખર્ચ કરી ફરદુનજીએ વિલાયતથી ગૂજરાતી બીબાં કોતરાવી મંગાવ્યાં.

દશ વર્ષ સુધી ફરદુનજીએ "મુંબઈ સમાચાર"નું સુકાન સંભાળ્યું. પરંતુ એ મુદ્દત દરમિયાન તેમની નાણાંસ્થિતિ ઘણી તંગ બની અને એ અખબાર સાથેનો પોતાનો સંબંધ છોડવાની તેમને ફરજ પડી. તા. ૧૩મી ઓગસ્ટ ૧૮૩૨ને દિવસે પત્ર સાથેનો સંબંધ છૂટો કરતાં, એ જ તારીખના અંકમાં, તેમણે નિવેદન પ્રગટ કર્યું. એમાં પત્ર સાથેનો સંબંધ છૂટો કરવાનું કારણ એ જણાવતા નથી, પરંતુ એક દસકાની પોતાની કામગીરીનો જે અહેવાલ એમણે રજૂ કર્યો છે, નવા તંત્રીને શિખામણના જે શબ્દો સુણાવ્યા છે, અંગત તેરીમેરી અને ધાર્મિક તકરારોથી દૂર રહેવાને જે સૂચના આપી છે તે શબ્દો એકસો પંદર વર્ષ પછી પણ આજના પારસી—અને બીજાં અખબારોના સંચાલકોને પણ—માર્ગદર્શક થઈ પડે એમ છે. બીજાં વર્તમાનપત્રોમાં ગલીચ ભાષા વાપરવામાં આવતી, ખુલ્લા શબ્દોમાં ગાળાગાળી કરવામાં આવતી, પોતાથી જુદા વિચાર ધરાવનાર પર નિર્દય હુમલા કરવામાં આવતા. આ બધાથી એ જ જમાનામાં ફરદુનજી કેમ અળગા રહી શકયા હશે એ આશ્ચર્યજનક છે. ઉપર્યુક્ત નિવેદનમાં તેમણે પત્રકારની ફરજ સંબંધી દર્શાવેલા વિચાર જોતાં તેમણે ધંધાની ઉચ્ચ નીતિરીતિ જાળવવા સતત યત્ન કર્યો હશે એમ લાગે છે. એ નિવેદન પ્રમાણે પત્રકારે કોઈને વિના કારણે માઠું લખવું નહિ; પોતા માટે કોઈ અયોગ્ય બોલ લખે તો તેને સામો કડવો શબ્દ સંભળાવવો નહિ; બિનઉપયોગી ભાંજગડમાં પડવું નહિ; ચર્ચાપત્રો નહિ પણ ટંટાપત્રોની ગરજ સારે એવા પત્રોને પોતાના છાપામાં

સ્થાન આપવું નહિ; અને ત્યાં સુધી ધર્મની ચર્ચામાં પડવું જ નહિ અને તેમ કરવાની જરૂર જણાય તો તેમ કરતાં પહેલાં જે ધર્મ સંબંધી વિવાદ ઉપસ્થિત થયો હોય તે ધર્મના વડાની આજ્ઞા મેળવવી; સારામાઠાને સત્વર પિછાણવાની બુદ્ધિ ખીલવવી, અને ગૂજરાતી ભાષામાં અરબી કે ફારસી ભાષાના શબ્દો ભેળવવા નહિ જેથી બિનપારસીઓ—ખાસ કરીને હિંદુ વાચકો—પણ તે બરોબર સમજી શકે. ફરદુનજી મર્ઝબાનની આ અખબારી નીતિ એકંદરે પ્રશસ્ય ગણાય એવી હતી.

ફરદુનજીને સ્થાને તહેમુલજી રુસ્તમજી મિરઝાં "મુંબઈ સમાચાર"ના તંત્રી થયા. બીજા સામાન્ય પત્રકારોથી એ પણ જુદા પડતા ને ફરદુનજી માફક અંગત આક્ષેપના વિરોધી હતા. પોતાના ગુરુને પગલે ચાલવામાં એમણે મોજ માની હતી. એમના હાથ હેઠળ પત્ર સંગીન પ્રગતિ કરશે એમ લાગતું હતું, પરંતુ માત્ર બે જ વર્ષમાં ક્ષયના રોગને લીધે એમનું ૨૬ વર્ષની વયે અવસાન થયું. તહેમુલજી પછી કાવસજી હોરમસજી મામા, મહેરજી હોરમસજી મહેરજી આદિ અનેક અધિપતિઓ થયા, જેમાં ચોથા અને પાંચમા હિંદુઓ હતા—જનાર્દન વાસુદેવ (મુંબઈની વડી અદાલતના પ્રથમ હિંદી ન્યાયમૂર્તિ) તથા વિનાયક વાસુદેવ.

૧૮૫૫માં "મુંબઈ સમાચાર" પુનઃ દૈનિક સ્વરૂપે નીકળવા માંડ્યું હતું.

શરૂઆતથી જ "મુંબઈ સમાચાર" પારસી સમાજને સ્પર્શતા સવાલો ઉપરાંત સ્થાનિક સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરતું. વખત જતાં એ સમગ્ર ગૂજરાતનું પત્ર બન્યું. એના શરૂના અંકોમાં વેપારીઓને ઉપયોગી માહિતી મોટા પ્રમાણમાં આપવામાં આવતી અને એ નીતિ આજ પર્યંત ચાલુ છે. વેપારીવર્ગમાં એ અખબારની લોકપ્રિયતા ભારે છે અને તે વર્ગને ઉપયોગી માહિતી ખૂબ આપવાની કાળજી લેવાતી જણાય છે. નવું શિક્ષણ પામેલા વર્ગને આ પત્રમાં પરંપરાપૂજા, રૂઢિચુસ્તતા, મથાળાં આદિની ગોઠવણીની એકવિધતા અને સન ૧૯૦૦ની આસપાસની ભાષા ને શૈલીનું પ્રાબલ્ય દેખાય છે અને તેથી તેને "જન્મભૂમિ" આદિ વધારે

રસિક, લલિત અને રોમાંચક શૈલીએ લખાતાં પત્રો તરફ વધુ આકર્ષણ થાય છે.

"મુંબઈ સમાચારે" વેપારીવર્ગમાં ખ્યાતિ સંપાદન કરી તેનો જશ ઘણે અંશે તેના એક આગલા સહતંત્રી મહેરજીભાઈ પાલણજી માદનને ઘટે છે. પત્રકાર તરીકેની તેમની લાંબી કારકિર્દી યશસ્વી નીવડી હતી. તેમના પત્રકારજીવનની શરૂઆત "મુંબઈ સમાચાર"થી જ થઈ. ૧૮૭૧માં અગિયાર વર્ષની વયે રૂ. ૧૨ના પગારે શરૂઆત કરી, 'પ્રૂફ રીડર'ના સ્થાનેથી તેઓ પોતાની કાર્યકુશળતાને પરિણામે ૧૮૯૮માં એ પત્રના તંત્રીપદે પહોંચ્યા હતા. 'રિપોર્ટર' તરીકેની તેમની કારકિર્દી દરમિયાન તેમની નીડરતા, નિખાલસતા અને પ્રમાણિકપણાનો પુરાવો આપતા અનેક પ્રસંગ બન્યા હતા. પ્રભાસપાટણના હુલ્લડની તપાસ વેળાએ એઓ જૂનાગઢ ગએલા અને લાંચની લાલચને વશ થયા વિના કેટલાક સ્વાર્થીઓએ છુપાવેલા દસ્તાવેજ મેળવી તથા છાપી, હાહાકાર મચાવી મૂક્યો હતો. એ તપાસને અંતે જૂનાગઢના નવાબ તરફથી એમને પોશાક ભેટ મળ્યો હતો તે નવાબનું માન રાખવા તરત તો સ્વીકારી લીધેલો, પણ પછી પાછો વાળ્યો હતો. તે કાળે અમુક અમુક સંસ્થાઓનાં બારણાં દેશી અખબારો માટે બંધ હતાં. એ પત્રોના પ્રતિનિધિઓને તેની સભામાં હાજરીની છૂટ નહોતી તેથી તે સામે મહેરજીભાઈએ સફળ લડત ચલાવી હતી.

વેપારી સવાલોનો તેઓ બારીકીથી અભ્યાસ કરતા અને એ બાબતમાં તેઓ જે લખતા તે તરફ વેપારીવર્ગનું અને અર્થશાસ્ત્રીઓનું લક્ષ ખેંચાતું. તા. ૨–૬–૧૯૩૧ને દિને ૭૦ વર્ષની વયે તેમનું અવસાન થતાં "મુંબઈ સમાચારે" તેમને અંજલિ અર્પતાં તા. ૪થી જૂનના અંકમાં લખેલું કે "વેપારી સવાલોમાં તેઓ ઘણી ઊલટ લેતા હતા અને મુંબઈની દેશી વેપારી ચેમ્બરની સ્થાપના તેમના લખાણ અને લડતને આભારી છે એમ એ ચેમ્બરના આગેવાનોએ અનેક વખતે કબૂલ કર્યું છે."

જરથોસ્તી ધર્મના તેઓ અભ્યાસી હતા. તેમનું વલણ સુધારાવાદી

ગરજ નથી કાં જે હમો જો બીજને ઊદંમ કરીએ તો હમો એ જ ઈઅંતરમોથી વધારે નફો મેલવીએ.....જમે જમશેદ બાહેર કહેવો ધોતો ધોતો અને શાળુનાં ગોરા જેહેવો ફરેચ–અને તેહનાં ઘેરમો હેનાં કુટુંમબની પરવરશી શી રીતે થાએચ અને તેવો પાએલી ચોખાને તથા શેર તેલને તથા મંન લાકડાંને વાશતે કેહેવો હાએવાએ કરેચ તે જો સઘલું લખીએ તો જમે જમશેદને ઘરથીબા ઊભો રેહેવાની જગો નહી આપશે* રે નીલાજરા જરરા લાજ કરીને ટર–તારે કરતાં તો કશબન રાંડ ભલી છે કે તેબા કાંઈ લાજ રાખીને પોતાનાં ઘેરનાં લોંડા બાંડાંની પરવરશી કરેચ–હમો કાંઈ તારી પેઠે વગર ભાડે નથી રેહેતા–હમો કાંઈ તારી પેઠે બચાંને હાથની હારડી વેચીને વરશગાંઠ નથી કરતા–હમો કાંઈ વારા ઘરણે મેલીને દોશતનાં છોકરાને જભલું ટોપી નથી કરતા–હમો કાંઈ આંધલા લુલાવોના મુંઢમોથી ભીખ માંગીને ફીશો નથી લેતા–હમો કાંઈ તારી પેઠે શેઠીઆવોના ગોલાંમી નથી કરતા–હમો કાંઈ તુકડા રોટી અને બાટલી શરાબને વાશતે પાલખીઓ પકડીને હમાલની શાથે દોડતા નથી–હમો કાંઈ નવ રૂપીઆની લવાડીમો બે કેરા ચોખા લઈને વારડ નથી કરતા–હમો કાંઈ તારી પેઠે રંડીબાજી કરીને કશબનોને હાથની ટાલ છકર નથી ખાતા–હમો શેહેરોની સાથે શફાઈથી અને વાજબીથી લડત કરીએચ–હમો ખરચ કરીએચ–હમો કરજ કરીએચ–અને પરમેશવરની કરણીથી હમારી જાતે પેદા કરીને અદા કરીએચ*”......

“મુમબઈના ચાબુક”માં છપાયેલાં ચર્ચાપત્રોમાં પણ બુરખાધારી લેખકો યા બુરખાતળે તંત્રી પોતે જ અંગત હુમલા કરતી કે બીજાની નિંદા–નાલેશી કરતી બાબત પ્રગટ કરતા. એ ચર્ચાપત્રો અત્રે ઉતારી લેવામાં ઉપયોગી હેતુ સરે એમ નથી, પરંતુ તે જમાનામાં ચર્ચાપત્રો કેવી રીતે લખાતાં તેનો ખ્યાલ મળે તે સારુ એ પત્રમાં કોઈ ‘નશવાંન ખીચરા’ની પૂંછી સંબંધે છપાયેલું એક જ ‘ચરચા પતર’ નીચે આપ્યું છે:

"શમાચારના અધીપતી જેવો નખતો ધધેડો અને શોહાંમણું ચોપગું હમોએ હમારી ઉમરમો બીજું કોઈ જોઈઉતું નહી......એ માંણુશની શુરતનું હેવાન......નાંખ ખોહી આજેજ થાઈ......માફ માંગી હારીને પાછું હટીઉંચ......હમોને એ અનાંરી પશુની દએઆ આવેચ......કાંજે હેમાં મનુશનો આકાર છે પણ આચાર નથી......એ નાંખ વગરના ધરધબમો ઢોરને જેટલું બી ગનેઆન નથી......શમાચાર જેહવો નફ્ત અને વગર નાંખનો ધધેડો......કોઈ હજારો મુશરાંનો માર ખાએચ... પણ......લજવાતો અથવા શરમાતો નથી......એ શમાચારનાં બનાંવનાર જેહવું શોખ ચાંમરાંનું જાંનવર હમોએ બીજું કોઈ જોઈઉતું નાહી. એ તો એ જ કંમબખત જાંનવરનું ચામડું છે કે ડકણાં ખમી શકેચ......બાકી હવાં ડકણાંથી તો એકવાર પારાનું ચામડું બી આજેજ થાયે......"[3]

"મુંબઈ સમાચાર" માફક "જામે જમશેદ" સાથે પણ "ચાબુક"નો અધિપતિ જ્યારેત્યારે જંગ જમાવતો હતો. અનેક સ્થળે તેણે 'જામે'ના તંત્રીને "માંથું ફરી ગણેચ", "હાંથલો થઈ ને" વગેરે અલંકારોથી નવાજ્યા. "તારીખ ૩૧મી આગશટ શને ૧૮૪૪ ને શનેઉની શાંહાંજ"ના અંકમાં "જામે જમશેદ" પર હુમલો કરવામાં હદ કરી છે. એમાં 'જામે'ના તંત્રીની અંગત તેરીમેરી કરવામાં આવી છે, તેમના ઘરની ખાનગી બાબત પર જાહેરમાં હુમલા કર્યા છે, ને તેમને રંડીબાજ, કૂતરો, ભીખ માગનાર વગેરેની ઉપમા આપી છે. પોતાના હરીફને કલમના જોરે નવરોજી ચાનદારૂ કેટલો દબડાવતો અને સાથે સાથે જ પોતાની સેવા અને હોશિયારીનું નગારું કેમ વગાડતો તે આ લખાણ પરથી સ્પષ્ટ થશે:

"—બેચારા દેશીઓ—તહમો જોવો કે તહમારાં કલેઆંણ ઈછવા શેવાએ બીજાં કોઈ કારણશર હમોને ચાબુક છાપવાની

3 "મુમબઈના ચાબુક", તા. ૧૫–૮–૧૮૪૭

ગરજ નથી કાં જે હમો જો બીજો ઊદમ કરીએ તો હમો એ જ ઈઅંતરમોથી વધારે નફો મેલવીએ......જાંમે જમશેદ બાહેર કહેવો ધોતો ધોતો અને શાળુનાં ગોરા જેહેવો ફરેચ–અને તેહનાં ઘેરમો હેનાં કુતુંમબની પરવરશી શી રીતે થાએચ અને તેવો પાએલી ચોખાને તથા શેર તેલને તથા મંન લાકડાંને વાશતે કહેવો હાએવાએ કરેચ તે જો સઘલું લખીએ તો જાંમે જમશેદને ધરથીબી ઊભો રેહેવાની જગો નહી આપશે: રે નીલાજરા જરરા લાજ કરીને રર–તારે કરતાં તો કશબન રાંડ ભલી છે કે તે બી કાંઈ લાજ રાખીને પોતાનાં ઘેરનાં લોંડા બાંડાંની પરવરશી કરેચ–હમો કાંઈ તારી પેઠે વગર ભાડે નથી રેહેતા–હમો કાંઈ તારી પેઠે બચાંને હાથની હારડી વેચીને વરશગાંઠ નથી કરતા–હમો કાંઈ વારા ધરણે મેલીને દોશતનાં છોકરાને જભલું ટોપી નથી કરતા–હમો કાંઈ આંધલા લુલાવોની પુંજીમોથી ભીખ માંગીને ફીશો નથી લેતા–હમો કાંઈ તારી પેઠે શેઠીઆવોની ગોલામી નથી કરતા–હમો કાંઈ તુકડા રોટી અને બાટલી શરાબને વાશતે પાલખીઓ પકડીને હમાલની શાથે દોડતા નથી–હમો કાંઈ નવ રૂપીઆની લવાડીમો બે ફેરા ચોખા લઈને વારડ નથી કરતા–હમો કાંઈ તારી પેઠે રંડીબાજી કરીને કશબનોને હાથની ટોલ છકર નથી ખાતા–હમો શેહેરોની સાથે શફાઈથી અને વાજબીથી લડત કરીએચ–હમો ખરચ કરીએચ–હમો કરજ કરીએચ–અને પરમેશવરની કરૂણીથી હમારી જાતે પેદા કરીને અદા કરીએચ:”......

“મુમબઈના ચાબુક”માં છપાયેલાં ચર્ચાપત્રોમાં પણ બુરખાધારી લેખકો યા બુરખાતળે તંત્રી પોતે જ અંગત હુમલા કરતી કે બીજાની નિંદા–નાલેશી કરતી બાબત પ્રગટ કરતા. એ ચર્ચાપત્રો અત્રે ઉતારી લેવામાં ઉપયોગી હેતુ સરે એમ નથી, પરંતુ તે જમાનામાં ચર્ચાપત્રો કેવી રીતે લખાતાં તેનો ખ્યાલ મળે તે સારુ એ પત્રમાં કોઈ ‘નશવાંન ખીચરા’ની પૂંજી સંબંધે છપાયેલું એક જ ‘ચરચા પતર’ નીચે આપ્યું છે:

" ચાબુકના બનાવનાર ઃ

શાહેબ ઃ

મારા માશતરની ટેબલ ઉપર કેટલાએક જાટલીમેનો જમવાને આવેઆતા તાંહા ઘણીએક વાતો થાતાં પારશીનાં મોટાં ભએઅંકાર ખુણની વાતો થાવા લાગી તેહમો એક જાટલીમેન બોલેઓ કે નશવાંન ખીચરા પાશે તરણ ચાર લાખ રૂપીઆની પુંજી છે. તેથી પારશીની પંચાતનાં શેઠીઆવો તેહને છોડવવાની ઘણી મેહેનત કરેચ હેવી વાત શાંભલીને હું અચરત થાઈઓ—અને જો પણ મારા ધણીઓની ગોફતગો વચ્ચે મહને બોલવાની શતા નહી હતી તોહો પણ હીમત પકડીને હું વચે બોલેઓ કે શાહેબ—નશવાંન પાશે તહમો ધારોચ તેટલી પુંજી નથી—તોહો પણ—પેલા જાટલીમેનની પતીજ થાઈ નહી—પણ મારા ધણીને મારી શચાઈ ઉપર ભરોશો હતો તેથી મારા માશતર અને તેહના મીતર વચે શરત થાઇચ—વાશતે હવીપતી શાહેબ તહમો અઠવા તહમારા હરેક વાંચનારાવો નશવાંન ખીચરાની પુંજી ઉપર અજવાલું કરશો તો મારૂં અેહશાન થાશે ઃ

મજગાંમ ઃ }
તા. ૬ થી આ }
ગશટ ૧૮૪૪ }

હું છું તહમારો શેવક—

**એક જાટલીમેનનો બુટલેર ***

---

:• નશવાંન ખીચરાઉ જો પોતાનું છેલું વીલ તુરંગમો નહી કીધુ હતે તો હમે હમારા ચરચા કરનારનાં શવાલનો ઉતર વાલી શખતે નહી—પણ હમારા શાંભલવામો શારી શતાથી આવીઉચ કે નશવાંને પોતાનું છેલું વીલ તુરંગમો કીધુચ તેહમો આશરે ૪૫૦૦ રૂપીઆની પુંજી બાકી દેખાડીચ—અને એ વગેરે બે હજાર રૂપીઆ વાશતે જે ઘેહેરમો રેહેચ તે ગેર·ગીરવી રાખીઉં

છે* હેની દેખહ્તી પુંછ તો એટલી છે પણે છુપી હુએ તો
કોણ જાણે * ચાબુકનો બનાવનાર *[૪]

ઉપરનાં અવતરણો પરથી સ્પષ્ટ થાય છે કે નવરોજી ચાનદારૂ ઉર્ફે હલકારૂ પોતાના પત્રના નામ મુજબ વિરોધીઓ પર ચામડી ચચણાવી મૂકે એવા ચાબખા લગાવવામાં પ્રવીણ હતો. એ પ્રવીણતા માટે એને કેટલાક લેખકો તરફથી શાબાશી પણ મળી છે, પરંતુ એ શાબાશી સાફ દાનતની કે તટસ્થ માણસો તરફથી મળેલી જણાતી નથી. "મુંબઈ સમાચાર", "જામે જમશેદ", "સત્ય પ્રકાશ" વગેરે તે સમયનાં વર્તમાનપત્રોના વિરોધીઓ પણ હતા અને તેઓ "ચાબુક"ના એ પત્રો પરના ચાબખાથી રાજી થતા અને તેના લેખક નવરોજી ચાનદારૂને એક અતિ હિંમતવાન લેખક તરીકે ઓળખાવતા.

હલકારૂના સ્વભાવ અને કાર્યનો તોલ નીચે પ્રમાણે જે. આર. બી. જીજીભાઈ કરે છે અને તે યોગ્ય જણાય છે:

"Halkaru was the wisest, the brightest and the wildest of mankind. Possessed of a facile pen and a language superb in its delightful metaphors and flowery expressions, he poured, when occasion demanded, the vitriol of his wrath on the rich and the poor alike and was as hard to deal with as a worn-out pack of cards. He was no respector of the sanctity of domestic life and showered his opponents with all kinds of abuses in language which in modern times would launch him into several law-suits. Indeed like General Dyer of Jallianwallah notoriety, he would only stop when the whole stock of his wordy ammunition ran short and fortunately or unfortunately for him, he was amply provided with that particular commodity."[૫]

---

૪ "મુમબઈના ચાબુક," તા. ૭-૮-૧૮૪૪

૫ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ (૧૯૩૨), પૃ. ૨૭૯

ગમે તેની સામે ગમે તેમ લખ્યા જવાનું પરિણામ પાછલાં વર્ષોમાં એને ભોગવવું પડ્યું. એની સામે મંડાયેલા મુકદ્દમાઓમાં બચાવ અર્થે નાણાંની જરૂર પડતાં એણે પોતાના પત્રને અમુક પક્ષોનું હથિયાર બનાવી, તે પક્ષોના વિરોધીઓ સામે હુમલા કરી નાણાં મેળવ્યાં. લોકોને દમ ભિડાવી. નાણાં ન આપે તો પોતાના પત્રમાં હુમલા કરવાની ધમકી આપીને પણ તે નાણાં મેળવતા એમ કહેવાય છે. તેણે અન્યાયી, એકતરફી અને અયુક્ત લખાણોથી પોતા માટે ઘણા વિરોધીઓ ઊભા કર્યા. જેમાંનાં એકને તેનો સામનો કરવા "જામે જમશેદ" નામનું વર્તમાનપત્ર કહાડવાની ફરજ પડી, જેની વીગત આગળ આવશે.

૧૮૫૧માં "રાસ્ત ગોફતાર" પત્ર શરૂ થતાં જ "ચાબુક" તેનાં ચામડાં ઉતારવા માંડ્યાં. "રાસ્ત ગોફતાર" એટલે સત્ય બોલનાર, એવું નામ કેમ રાખ્યું તે માટે તેણે તકરાર ઉઠાવી. પણ આ વેળા "ચાબુક" ઘર ભૂલ્યું હતું. તે સમયે "રાસ્ત ગોફતાર"ને તંત્રીપદે હિંદના દાદા દાદાભાઈ નવરોજી હતા. તેમણે "બુઢાભાઈ ચાબુકના સવાલો" એ શીર્ષક હેઠળ 'ચાબુક'ને જડબાતોડ જવાબ આપ્યા.[૬]

સરકારની નજરમાંથી પણ 'ચાબુક' છટકી શક્યું નહોતું. સરકાર સામે લખાણ કરવા માટે વર્તમાનપત્રો પર જાપતો રાખનારા "ગૅગિંગ ઍક્ટ" અન્વયે તા. ૨૪–૩–૧૮૫૮થી તેનો પરવાનો છીનવી લેવામાં આવ્યો; પરંતુ સરકારને ખુલાસો આપવાથી ફરી છાપવા માટેની પરવાનગી આપવામાં આવી હતી અને તા. ૨૦–૪–૧૮૫૮થી તે પાછું ચાલુ થયું.[૭]

૧૮૫૮માં દયારામ મોતીરામ નામના આસામીએ મુંબાઈના જીવણલાલજી મહારાજ સામે દીવાની અદાલતમાં દાવો નોંધાવ્યો, પરંતુ એ બાબતની ઘરમેળે પતાવટ થઈ ગઈ. આ દાવાને અંગે વર્તમાનપત્રોમાં મહારાજોને લગતી બાબત ચર્ચાવા લાગી. કરસનદાસ મૂળજી અને તેમના

૬ એમાંનો કેટલોક ભાગ "રાસ્ત ગોફતાર"ના પ્રકરણમાં આપ્યો છે.

૭ "પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૯ (૧૮૯૪), પૃ. ૭૫૮.

પત્ર "સત્ય પ્રકાશે" આ સવાલને પોતાનો કરી લીધો. "સત્ય પ્રકાશ"ને જવાબ આપવા તેના વિરોધીએ "ચાબુક"ના તંત્રીને હાથમાં લીધો. એક ભાડૂતી પત્રકારને રોકી 'ચાબુક' દ્વારા સુધારકો સામે હુમલા કર્યા. તેમની ખૂબ વગોવણી અને નિંદા કરી અને તેમ કરતાં 'ચાબુક' કાયદાની બારીકીમાં સપડાઈ ગયું. બદનક્ષીનો દાવો નોંધાયો અને તેમાં "ચાબુક"નો તંત્રી હાર પામ્યો, પૈસેટકે ખુવાર થઈ ગયો અને મહારાજ જીવણલાલજીએ મુંબાઈ છોડી બહારગામ નાસી છૂટવામાં શોભા જોઈ. [૮]

નવરોજજી ચાનદારૂ ૧૮૫૯માં પર વર્ષની વયે મરણ પામ્યો. એના મરણ લગી (તા. ૨-૫-૧૮૫૯ સુધી) એ પત્ર તેના તંત્રીપદે પ્રગટ થયું હતું.

નવરોજી પછી તેના ભત્રીજા ખરશેદજી સોરાબજી ચાનદારૂએ "ચાબુક"ની લગામ પોતાના હાથમાં લીધી હતી. જુલાઈ ૧૮૬૦થી તે નવેમ્બર ૧૮૭૧ સુધી તેનું સુકાન દાદાભાઈ એદલજી પહોંચખાનાવાળાના હાથમાં હતું. નાનાભાઈ રુસ્તમજી રાણીનાએ એ પત્ર વેચાતું લઈ તા. ૪થી ડિસેમ્બર ૧૮૭૧થી બહાર પાડવા માંડ્યું, અને તા. ૧૫મી માર્ચ ૧૮૭૨થી "અખબારે સોદાગર તથા સમાચાર દરપણ"[૯] સાથે તેને જોડી દીધું.[૧૦]

---

૮ "મુંબઈ ચાબુકના અધીપતી શેઠ નવરોજી હોરાબજી ચાંનદારૂ ઉપર શેઠ લખમીદાસ ખીમજીએ પોતાની ગીબત કરવાના વાંકે મેલી રૂા. ૫૦૦૦૦)ની ડામીજીની ફરીઆદી સુપરીમ કોરટમાં માંડી હતી, જેનો ચુકાદો આજ દીને (તા. ૧૩-૨-૧૮૫૯) ચીફ્-જસટીશ સર હેનરી ડેવીસને વાદીના લાભમાં કરી પરતી વાદીને રૂા. ૬૦૦) ડામીજીના તથા બેઉ બાજુનો ખરચ આપવાનો હોકમ કીધો હતો." [પારસી પ્રકાશ," દફતર ૧, ભાગ ૯ મો, પૃ ૭૭૮].

૯ "અખબારે સોદાગર"ની વીગત માટે જુઓ પ્રકરણ ૧૯મું

૧૦ "પારસી પ્રકાસ", દફતર ૧, ભાગ ૯, પૃ. ૭૯૫

## ૫ : જામે જમશેદ

"મુંબઈ સમાચાર" પછી સો વર્ષની વય વટાવીને હયાત રહેલું આજું એક જ ગૂજરાતી વર્તમાનપત્ર "જામે જમશેદ" છે. "મુંબઈ સમાચાર" અને ખાસ કરીને ચાનદારનું "ચાબુક" તે સમયના મુંબાઈની પારસી પંચાયતના અગ્રેસરોના જમ્બર વિરોધી ગણાતાં. એ બે પત્રોમાં એ અગ્રેસરોની સત્તા અને હક બાબત ઘણી ટીકા થતી. આવી ટીકા-નુકતેચીનીનો જવાબ આપવા અને તેમના તરફથી થતા કાર્યનું વાજબીપણું સમાજને સમજાવવા માટે એક પત્ર પ્રગટ કરવાની પંચાયતના અગ્રેસર સર જમશેદજી જીજીભાઈને જરૂર જણાઈ અને પરિણામે તા. ૧૨મી માર્ચ ૧૮૩૨ને દિને "શ્રી મુમબઈનાં જામે જમશેદ" પ્રકાશ પામ્યું. પેસ્તનજી માણેકજી મોતીવાળા એના પ્રથમ તંત્રી. "જામે"ના સ્થાપક પણ એ જ કહેવાયા છે કારણ જમશેદજી પડદા પાછળ રહી એમને મદદ કરતા હતા.

પત્રનું નામ "જામે જમશેદ" શા માટે રખાયું તે સંબંધી મતભેદ છે. ઈરાની ઈતિહાસના જાણકારને સમ્રાટ જમશેદના 'જામ'ની હકીકત સુવિદિત છે. કહે છે કે આ ઈરાની સમ્રાટ પાસે એક જામ-પ્યાલો હતો તેમાં નજર નાખનારને પૃથ્વીના પટ પર બનતા બનાવોનું દર્શન થતું. એ પ્યાલો "જામે-જમશેદ" યાને જમશેદની માલિકીનો જામ તથા "જામે-જહાનુમા" યાને જેમાં દુનિયાનાં દર્શન થાય એવા જામ તરીકે ઓળખાતો. જેમ જમશેદના જામમાં નજર નાખવાથી જગતમાં બનતા

બનાવોનું દર્શન થતું તેમ પેસ્તનજી મોતીવાળાના પત્ર "જામે જમશેદ"માં નજર કરવાથી દુનિયામાં બનતા બનાવોની માહિતી મળે છે, એવા આશયથી એ નામ પત્રને આપવામાં આવ્યું હતું એમ સામાન્યપણે મનાય છે. બીજી માન્યતા એવી છે કે ગઈ સદીના મહાન પારસી અગ્રેસર સર જમશેદજી જીજીભાઈના નામ પરથી પત્રને એ નામ અપાયું હતું–જમશેદજી અને પારસી પંચાયતના તેમના સહકાર્યકર્તાઓનો પક્ષ લેનારું પત્ર તે "જામે જમશેદ". એમ કહી શકાય કે પેસ્તનજી મોતીવાળાના મગજમાં સમ્રાટ જમશેદ અને સર જમશેદજી જીજીભાઈ બન્નેનો ખ્યાલ હશે અને એ બન્ને મહાપુરુષોને ધ્યાનમાં રાખીને પત્રને "જામે જમશેદ" નામ અપાયું હશે.

૧૮૩૨માં "જામે" શરૂ થયું ત્યારે તેનું કદ શિલામુદ્રિત ફૂલ્સકેપ ચાર પૃષ્ઠનું હતું. તેનું માસિક લવાજમ રૂપિયા બે હતું. અને તે દર સોમવારે પ્રસિદ્ધ થતું. ૧૮૩૮થી તે અઠવાડિયે બે વાર બહાર પડવું શરૂ થયું અને બીબાંમુદ્રણથી છપાવા માંડ્યું. દૈનિક તો છેક ૧લી ઑગસ્ટ ૧૮૫૩થી બન્યું.

એકત્રીસ વર્ષના પહેલા જીવનતબક્કા દરમિયાન "જામે જમશેદે" પારસી સમાજના તે ગાળાના ઘણાએક મહત્ત્વના પ્રશ્નો પર પોતાની નીતિ અન્વયે પ્રજામત કેળવ્યો હતો; ખાસ કરીને કબીસા યાને પારસી સાલ–ગણતરીની ચર્ચામાં તેણે અગત્યનો હિસ્સો અર્પ્યો હતો. જરથોસ્તી ધર્મ સામે ખ્રિસ્તી મિશનરીઓએ કરેલ હુમલાનો નવરોજી ફરદુનજી અને એદલજી દારાબજી સંજાણાની સહાય વડે તેના તંત્રીએ મજબૂત વિરોધ કર્યો હતો.

એકત્રીસમે વર્ષે "જામે" દૈનિક બનતાં ડોસાભાઈ ફરામજી કરાકા તેના તંત્રીપદે આવ્યા. આ વિખ્યાત લેખક ચાર વર્ષ તંત્રીસ્થાને રહ્યા, તે દરમિયાન તેની સારી દોરવણી કરી. એ અરસામાં દેશી વૃત્તપત્રો પર અંકુશ રાખવા માટે તા. ૧૩મી જૂન ૧૮૫૭થી સરકારે એક ધારો કાઢયો. એ અંગે મુંબાઈનાં દેશી પત્રોમાં પ્રગટ થતી બાબત પર નજર

રાખવા દોસાભાઈ કરાકાની નિમણૂક થતાં[1] તેઓ "જામે"થી એ સાલમાં છૂટા થયા. આ વારાની ચુંગાલમાં "જામે જમશેદ" પણ સપડાઈ ગયું. તા. ૧૫મી મે ૧૮૫૮ના અંકમાં સાવંતવાડી રાજ્યને લગતી પ્રગટ થએલ એક હકીકતને સરકાર સામેના ખબર ગણી સજા તરીકે તા. ૩૧–૫–૧૮૫૮થી "જામે" છાપવાનો પરવાનો સરકારે ખેંચી લીધેલો, પરંતુ ઘટતો ખુલાસો થતાં ત્રણ દિવસ પછી પત્ર ફરી પ્રગટ કરવાને પરવાનગી મળેલી.[2]

૧૮૫૯માં કેખશરૂ કાબરાજી "જામે"માં રિપોર્ટર તરીકે રૂપિયા વીસના પગારે જોડાયા ને ટૂંકમાં જ એ પત્રના મદદનીશ તંત્રી નિમાયા. એ દરમિયાન કામા કુટુંબમાં, સાધારણ રીતે સાંજે થતાં લગ્નને સ્થાને, સવારે લગ્ન થયું. "રાસ્ત ગોફતાર" આ ફેરફારને આવકાર્યો પરંતુ "જામે" જેવા સ્થિતિચુસ્ત પત્રમાં પણ એ પ્રત્યે પસંદગી દેખાડવામાં આવી ત્યારે તેના હિમાયતીઓને આશ્ચર્ય અને ખેદ ઊપજ્યાં. એ માટે "જામે"ના તંત્રી સોરાબજી જાલને પત્રના માલિકો તરફથી ઠપકો મળતાં તેઓએ "જામે" સાથેનો સંબંધ છોડી દીધો. પત્રના મદદનીશ તંત્રી કેખશરૂ કાબરાજીની વય ત્યારે માત્ર સત્તર વર્ષની હતી. તંત્રીનું સઘળું કામ કરવાને એ સંમત થયા, પરંતુ તંત્રી તરીકેની જોખમદારી સ્વીકારવા ના પાડી. આનું પરિણામ વિચિત્ર ગોઠવણમાં આવ્યું. કાબરાજીએ "જામે"ના તંત્રીની સઘળી ફરજ બજાવવી. કુંવરજી રુસ્તમજી મોદીએ તેમના કામ પર દેખરેખ રાખવી અને હોરમસજી મોતીવાલાએ તંત્રી તરીકેની જોખમદારી ઉપાડવી.[3] આ વિચિત્ર ગોઠવણ ટકી શકી નહિ, તેમાં ફેરફાર થતો રહ્યો અને અંતે કાબરાજીએ રૂપિયા ચાલીસના પગારે "જામે જમશેદ"ના તંત્રીસ્થાનનો સ્વીકાર કર્યો. નાની વયના આ અધિપતિને "ગૂજરાતી રીવ્યુ"એ "Boy Editor" નો ઇલ્કાબ આપ્યો.

૧ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૯ (૧૮૮૪), પૃ. ૭૩૩

૨ જામે જમશેદ, તા. ૩–૬–૧૮૫૮

૩ જ્ઞાનોદય–કાબરાજી સ્મારક અંક (૧૯૦૪), પૃ. ૬/૭

સુધારક મનોવૃત્તિ ધરાવનાર કેખશરૂ કાબરાજી "જામે" જેવા સ્થિતિચુસ્ત અખબારના તંત્રી થતાં તેમને પોતાના અંતરના અવાજ વિરુદ્ધ જૂનવટની આંધળી હિમાયત કરવી પડતી. એમના સુભાગ્યે કરસનદાસ મૂળજી સાથે એમને પિછાણ થઈ. "જ્ઞાનવર્ધક સભા" તરફથી કાબરાજીએ સ્ત્રીઓને સ્પર્શતા સવાલો સંબંધી વ્યાખ્યાન આપ્યું. સંસાર સુધારક કરસનદાસ એ સાંભળી ખુશ થઈ ગયા. સુધારાની સર્વદા હિમાયત કરતા "રાસ્ત ગોફ્તાર" પત્રમાં જોડાવા એમણે કાબરાજીને સમજાવ્યા. "રાસ્ત"ના માલિકોની સંમતિ મળતાં રૂપિયા પચાસના પગારે એ પત્રના મદદનીશ તંત્રી તરીકે ૧૮૬૨માં કાબરાજી જોડાતાં "જામે" સાથનો તેમનો સંબંધ બંધ થયો.

"જામે જમશેદ" ૧૮૫૩માં દૈનિક બનતાં બીબાંમુદ્રિત 'રોયલ' સાપનાં ચાર પૃષ્ઠો અપાતાં. ને વેળા તેનું મથાળું નીચે મુજબ થતું :

| | | |
|---|---|---|
| મુંબઇના | સૂર્યમુખી નો બ્લૉક | જામે જમશેદ |
| તથા | | સમાચાર |
| | વેપાર | |

કીંમત વરસ એકના રૂ. ૨૪
આગાઉ ઉપર આપે તો રૂ. ૨૧

જાહેર ખબર રૂપ્યા એકની
ઓલ પાંચ
બીજી વાર અરધી કીંમત
લેવામાં આવશે

The Bombay Jame Jamshed

તારીખ______ આદીતવાર શીવાએ
(દરરોજ છપાએ છે) સંવત______

પુશતક——મું] રોજ——મો, માહ——મો, શાહેનશાહી
સને——હીજરી—શને——જરથોસ્તી [આંક——મો

ત્યાર પછીના બીજા બે દસકા દરમિયાન "જામે"ના રૂપરંગમાં કશો નોંધપાત્ર ફેરફાર નહોતો થયો. પૃષ્ઠસંખ્યા પણ જેની તેજ રહેલી પરંતુ ત્રીજે પાને નીચલી બે લીટી વંચાતી :

"કહેવું નહીં તારે જાહાં સુધી કે વચણ ન હોય સારો–
ઉત્તર દેજે તેહને જેહેને તું જાણે કે નથી નઠારો"
શેખ–શાહદી

જાહેર ખબરની સંખ્યા વધેલી ખરી અને અગ્રલેખ પણ પહેલાં કરતાં ધીમે ધીમે મોટો થતો ગયો.

૧૮૮૩નું વર્ષ "જામે"ના ઈતિહાસમાં મહત્ત્વનું છે. એ વર્ષમાં એની માલિકી બદલાઈ ને તે કાવસજી મેરવાનજી શરાફના હાથમાં આવ્યું. એ વેળા તેની ગ્રાહકસંખ્યા માત્ર બસોની હતી. "ધી બોમબે જામે જમશેદ પરીટીંગ પરેસ કંપની લીમીટેડ" માટે કોટના એપોલો સ્ટ્રીટમાં તે છપાઈને ડબલ રોયલ કદના ચાર પૃષ્ઠનું બહાર પડતું હતું. અરદેશર બેરામજી પટેલની સહાયથી કાવસજી શરાફે "જામે"ની પ્રગતિ માટે ભારે મહેનત કરી. એનું કદ બેવડું–ડબલ રોયલ આઠ પૃષ્ઠનું–બનાવ્યું. વાર્તા અપાવી શરૂ થઈ, ક્રિકેટને લગતા લેખ પ્રગટ થયા અને વેપારી બાબતો પર પણ ધ્યાન અપાવા માંડ્યું. ફ્રામજી ગુસ્તાદજી તે સમયે મુંબાઈના એક આગેવાન શેરદલાલ હતા. એમને "જામે"નો વેપારી વિભાગ સોંપાયો. તે અરસાના નામાંકિત નાણાંશાસ્ત્રીઓ શેઠ પ્રેમચંદ રાયચંદ અને સર શાપુરજી ભરૂચા સાથે આ ફ્રામજીને ગાઢ પરિચય હતો, એટલે "જામે" મારફતે જનતાને મહત્ત્વના અને આધારપાત્ર વેપાર સમાચાર સૌપ્રથમ જાણવા મળતા. "જામે"ની વેપારી રૂખનું વજન પડવા લાગ્યું અને પત્રનું તે એક અગત્યનું આકર્ષણ હતું. આમ છતાં ફ્રામજી ગુસ્તાદજીને માત્ર રૂપિયા પંદરનો પુરસ્કાર મળતો. વેપારી વર્ગને ઉપયોગી સોનું, ચાંદી, અફીણ, ઘઉં વગેરેને લગતી બાબત શેઠ નથુ ત્રિકમજી "જામે જમશેદ"ને પૂરી પાડતા.

૧૮૮૭માં જેહાંગીર બેરામજી મર્ઝબાન, કાવસજી શરાફ સાથે "જામે"ની ભાગીદારીમાં જોડાયા, પણ એ પછી કાવસજી વેપાર અર્થે જાપાન જતાં તેમણે પોતાનો માલિકીહક ઉઠાવી લીધો અને મર્ઝબાન "જામે"ના એકલા માલિક બન્યા. ત્રેવીસ વર્ષની નાની વયના પરંતુ એમ. એ.ની ઊંચી ઉપાધિ પામેલા અને સાહિત્યસેવાનો શોખ સેવતા તેમના પુત્ર ફિરોઝશાહ ("પીજામ") પિતા સાથે "જામે"ના સંચાલનમાં જોડાતાં પત્રની ઝડપભેર પ્રગતિ થવા માંડી.

એના કદમાં ફરી વધારો થયો. રોજ એકસરખાં પૃષ્ઠ ન આપતાં જુદા જુદા વાર માટે જુદી જુદી પૃષ્ઠસંખ્યા નક્કી થઈ અને તેમાં સમાચાર ઉપરાંત કેટલાક વિષય નિયમિત પ્રગટ થવા માંડ્યા. "બાવા આદમ" (જેહાંગીર મર્ઝબાન)ની "અઠવાડિક ઝાડુપીછી", "ફરેશોખ" (ડા. દીનશા માસ્તર)ની "પારસી એરોજગારી", "બહેલી ભગત"ની "સાત દિવસનાં સરવાયાં", "મટલાંની મહેરાં" (જરબાઈ લામ)ની "બાઈ સાહેબોનું ગજેટ"ની બાબતો, "પંડીત મોરો ત્રિમળ"ના ખુલ્લા પત્રો વગેરે નિયમિત પ્રગટ થતાં "જામે"નું સારું આકર્ષણ બન્યાં હતાં.

એને લઈને "જામે"ની લોકપ્રિયતામાં વધારો થયો. પારસી કોમનું એ આગેવાન અખબાર બન્યું. પારસી સમાજમાં અવાજ ફેલાવવા માટેનું તે સબળ સાધન બન્યું. એની પ્રતીતિ તેના ફેલાવા અને તેની જાહેરખબરની આવકના આંકડા પરથી મળી રહે છે. ૧૮૮૩માં કાવસજી શરાફે તે ખરીદ્યું ત્યારે તેની ગ્રાહકસંખ્યા માત્ર બસોની હતી, જેહાંગીર મર્ઝબાનની સ્વતંત્ર માલિકીમાં આવતાં એ સંખ્યા સાતસોની બની, એ પછી એ આંક બે હજારનો થયો. ૧૯૦૭માં ૪,૩૦૦, ૧૯૧૩માં ૫,૩૦૦ અને એ મુજબ વધતો રહીને ૧૯૩૨માં એ આંક ૭,૦૦૦ પર આવ્યો, એ જ મુજબ ૧૮૮૮માં "જામે"ની જાહેરખબરની વાર્ષિક આવક રૂપિયા પંદર હજારની હતી તે વધીને ૧૯૩૨માં તેની શતાબ્દિ પ્રસંગે ત્રણ લાખની થઈ હતી. [૪]

---

૪ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ (૧૯૩૨), પૃ. ૧૭

સન ૧૯૦૨ના વર્ષમાં પિતાને સ્થાને તંત્રીપદે આવતાં ફિરોઝશા મર્ઝબાને "સિનેમા વિભાગ", "મોટર વિભાગ", "ફિઝિકલ કલ્ચર વિભાગ", જુદી જુદી કોમને લગતી ચર્ચાના વિભાગ વગેરે પોતાના પત્રમાં શરૂ કરી, તેનું સુકાન તે તે બાબતના જાણકારને આપ્યું. એમનાં આ પગલાંની એ પછી બીજા પત્રકારોએ નકલ પણ કરી છે.

પારસી કોમમાં અદ્યતન સુધારો થાય તે સામે "જામે જમશેદ" પોકાર કરતું આવ્યું છે. એ દિશામાં તેણે કેટલાક ઝનૂની જંગ પણ ખેલ્યા છે. એમ થતાં તેની સામે અદાલતમાં અનેક દાવા નોંધાયેલા ને લાંબા ખર્ચાળ મુકદ્દમા ચાલેલા, દા. ત. કેખશરૂ કાબરાજી વિરુદ્ધ જેહાંગીર મર્ઝબાન, વલસાડ ધૂણવાનો મુકદ્દમો, રંગુન ગેલા કેસ વગેરે. આ સઘળાને કોરે મૂકે એવો મુકદ્દમો "જામે"એ ગોતે, છાપાના સ્વાતંત્ર્ય અંગે, મુંબાઈ સરકાર સામે માંડેલો. મુંબાઈની પહેલી મહાસભા સરકારની મદ્યનિષેધની નીતિનો "જામે"એ જબ્બર વિરોધ કર્યો હતો. એમ કરતાં તે શિષ્ટાચારની હદ કુદાવી ગયું હતું એવો પણ એક મત હતો. મુંબાઈમાં એ સમયે કોમી હુલ્લડ ફાટી નીકળતાં "જામે" સામે પ્રતિબંધ મુકાયો કે શરાબબંધી, અને મિલકતવેરાને લગતી કોઈ પણ વીગત સરકારના પ્રતિનિધિને આગળથી દેખાડ્યા વિના પ્રગટ કરવી નહિ. આ પ્રતિબંધ દૂર કરવાને "જામે" અદાલતે ચઢયું ને સફળ થયું. એ મુકદ્દમાના ચુકાદાએ પ્રજાકીય મુંબાઈ સરકારનો નિર્ણય બિનજરૂરી અને ગેરકાયદે ઠરાવ્યો. આ જીત "જામે જમશેદે" મેળવી, પણ તે મુંબાઈ ઇલાકાની પત્રકાર દુનિયાની મોટી સેવારૂપ બની.

"જામે"ના માલિકો મગરૂરીથી કહેતા આવ્યા છે કે તેમનું અખબાર તેમના એકલાની મુના નથી, એ પારસી કોમની મતા છે. "જામે"ના પ્રશંસકોએ ભૂતકાળમાં અનેક વેળા કહ્યું છે કે "જામે જમશેદ" માત્ર વર્તમાનપત્ર નથી-એ તો કોમની મહત્ત્વની સંસ્થા છે. ગરીબ પારસીઓને વસવા માટે દાદર ખાતેની "જામે જમશેદ" ચાલીઓ, ખંડાલા ખાતેનું ૧૮ બ્લોકવાળું સેનેટોરિયમ અને ગરીબ વર્ગને નાણાં, અનાજ, કાપડ વગેરેની મદદ આપવા માટેનું ખાતું, "જામે" માત્ર વર્તમાનપત્ર નથી

પરંતુ પારસી સમાજની સેવાભાવી સંસ્થા પણ છે એ વિધાનને સત્ય ઠરાવે છે. છ–સાત કોમોપયોગી સંસ્થાઓને મદદ કરવા માટે "જામે"ના કાર્યાલયમાં વર્ષોથી નાણાં સ્વીકારવામાં આવે છે અને તેની પહોંચ એ પત્રમાં પ્રગટ થતી રહે છે. એ ખાતાંઓએ પોતાની આજની સ્થિતિ ઘણે અંશે "જામે"ની સહાયને આભારી હોવાનું સ્વીકાર્યું છે. આ ઉપકારોનો બદલો પારસીઓએ ૧૯૩૨માં "જામે"ની શતાબ્દિ ધામધૂમથી ઉજવી વાળી આપ્યો હતો. એ પ્રસંગે તેના માલિકોને તેમના મુંબાઈના પારસી પ્રશંસકો તથા દેશાવરોની પારસી સભાઓ (અન્જુમનો) તરફથી માનપત્રો અપાયાં હતાં. એ પ્રસંગની ખુશાલીમાં સમારંભો યોજાયા હતા અને એક દળદાર શતાબ્દિ ગ્રંથ પણ પ્રકટ થયો હતો,

"જામે જમશેદ" પારસી ગૂજરાતીનું ઝંડાધારી રહ્યું છે. ગયાં થોડાં વર્ષો સુધી એમાં આવતી ભાષા ઘણી અશુદ્ધ છપાતી, પરંતુ હાલ થોડા સમયથી તેમાં કંઈક આવકારલાયક ફેરફાર જણાય છે અને જાણીતા લેખકોના લેખ શુદ્ધ ગૂજરાતીમાં પ્રકટ કરવાની કાળજી ઘણી વેળા લેવાતી નજરે પડે છે. ભાષા અશુદ્ધિ છતાં "જામે"નું મુદ્રણ ખડું ઉઠાવદાર રહે છે અને તેના પહેલા પૃષ્ઠ પરની સમાચારોની ગોઠવણી કલાત્મક હોય છે.

"જામે જમશેદ"ના ચાલકો પોતાના પત્રની નીતિને મધ્યમ માર્ગની નીતિ તરીકે ઓળખાવતા આવ્યા છે. એ નીતિનો બચાવ કરતાં સંરક્ષક (Orthodox) કોને કહેવો અને સુધારક (Reformist) કોને કહેવો એ માટે ઘણી ચર્ચા થઈ છે. અહીં એ ચર્ચામાં ઊંડા ઊતરવાની આવશ્યકતા નથી, પરંતુ "જામે"ની નીતિ હંમેશ "મધ્યમ માર્ગની નીતિ" રહી છે એમ નથી લાગતું. રાજદ્વારી ક્ષેત્રમાં એણે વિનીત (Liberal) પક્ષને હમેશાં સબળ સમર્થન આપ્યું છે અને એ પક્ષની રાજનીતિ, ગયાં ગણત્રીનાં વર્ષ બાદ કરતાં, વફાદારો (Loyalists)ની જ હતી. બ્રિટિશ સરકાર પક્ષે "જામે"ની આ રાજકીય નીતિની સ્વાભાવિક રીતે પ્રશંસા કરવામાં આવી છે. "સ્વરાજ" માટે જોરશોરથી માગણી કરનારા દેશી વૃત્તપત્રો વિરુદ્ધ

સરકારી અહેવાલમાં ઇશારો કરીને એ અંગ્રેજી પત્રો ભેગા, "જામે" જણાવ્યું છે કે "*The Jame Jamshed* has been emphatically on the side of order and constitutional progress."[૫]

પરંતુ "જામે જમશેદ" રાજકારણના રસિયાઓ માટેનું પત્ર નથી. એ તો મુખ્યત્વે પારસી કોમને લગતા વિષયોની ચર્ચા કરનારું અખબાર છે. પારસી સમાજમાં ભૂતકાળમાં ઉપસ્થિત થએલા મહત્ત્વના પ્રશ્નો પ્રસંગે "જામે"એ દાખવેલી વલણ 'મધ્યમ' કહી શકાય એવી નથી. એ પત્ર પારસીત્વ પરત્વે, જૂના વિચારો અને રિવાજોની હિમાયત કરતું આવ્યું છે. તેમ કરવામાં તેણે આઘુંપાછું જોયું નથી. તેના વિચારોથી વિરુદ્ધ જનારા સામે તેણે જબ્બર પ્રહાર કર્યા છે. ધર્મની બાબતમાં સહેજે સુધારાની હિમાયત કરનારની સખત ટીકા કરી છે અને લાગલાગટ તે પર ગરમ ચર્ચા કરી છે. પ્રરક્ષક મતના વક્તાઓનાં પિષ્ટપેષણ સમાં પ્રવચનો મોટાં મથાળાં બાંધી આખાં ને આખાં તેણે પ્રકટ કર્યાં છે.

જુલાઈ ૧૯૪૨માં પારસી કોમ એક ગૂંચવણભરી ચર્ચામાં સંડોવાઈ હતી. વાંસદા ખાતે "મિક્સ્ડ પારસીસ"ની નવજોત (જરથોસ્તી ધર્મમાં લેવા માટે સુદરેહ-કુસ્તી પહેરાવવાની ક્રિયા) થતાં તે સામે સમાજમાં ઊહાપોહ જાગ્યો. એ અંગે "જામે"એ, પોતાની પુરાણી નીતિ અનુસાર, નવજોતની ક્રિયા કરનારા અને તેની હિમાયત કરનારા સામે ચળવળ કરી. આગળ એવી નવજોતના પ્રસંગ ઉપસ્થિત થએલા ત્યારે પારસી કોમે કેવો પ્રબળ પોકાર કરેલો એની એણે વારંવાર યાદ આપી લાગતાવળગતાને ચેતાવ્યા. અઠવાડિયાના ત્રણ દિવસ એ જ વિષય પર તંત્રીએ લાંબા અગ્રલેખ લખ્યા. "જામે" જૂનવટની હિમાયતમાં અડગ રહ્યું [illegible] દૃષ્ટાંત પરથી પણ સારી રીતે સમજાય છે.

કોમી સવાલોની ચર્ચા વેળા "જામે જમશેદે" અખત્યાર કરેલી નીતિ ભૂતકાળમાં પારસીઓની બહુમતીને પસંદ આવેલી એમ માનવાને કારણ છે. "જામે"ને કચડવાને સુધારક વર્ગ તરફથી થએલા પ્રયાસો છતાં તે ટકી રહ્યું છે. "મુંબઈ સમાચાર" અને "ચાબુક"ની જોહાકી તોડવાને "જામે" હસ્તીમાં આવેલું એટલે સ્વાભાવિક રીતે એમનો વિરોધ શરૂઆતનાં વર્ષોમાં તેને ઝીલવાનો હતો, પરંતુ તે ઉપરાંત પાછળથી કેખશરૂ કાબરાજીનું "રાસ્ત ગોફ્તાર" પણ તેની સામે જબ્બર હુમલા કરતું. હમેશ ગુલાબી રંગના કાગળ પર છપાતા એ અખબારને કાબરાજી "ગુલાબી લૂંછો" કહેતા અને તેને "એરાં-ઓના છાપા"ની ઉપમા આપતા. નાનાભાઈ ચીચગરે પણ "અખબારે સોદાગર" મારફતે "જામે" સામે જેહાદ પોકારી, કારણ તેમના ભાઈ દારાશા ચીચગરની "રાહનુમાય માઝદયસ્નાન સભા"ની સુધારક નીતિનો "જામે" સામનો કરતું હતું. "પારસી", "પ્રજા મિત્ર", "સત્ય મિત્ર", "કયસરે હિન્દ" વગેરે પત્રોએ પણ "જામે" સામે જંગ માંડ્યા હતા. એ એક અખબાર સામે જુદાં જુદાં પારસી પત્રોં ટીકાનાં બાણ હજી છોડ્યે જાય છે છતાં તેના જુવાન તંત્રી અરદેશર ફિરોઝશા મર્ઝબાન અને અનુભવી ઉપતંત્રીઓ જમશેદ શાપુરજી બલસારા અને રૂસ્તમ નસરવાનજી બલસારાની દોરવણી હેઠળ "જામે જમશેદ"ની વણઝાર આગળ ધપ્યે જાય છે. દૈનિક ઉપરાંત, એની અઠવાડિક આવૃત્તિ લગભગ બે વર્ષ સુધી દર રવિવારે પ્રગટ થતી રહેલી અને તા. ૨૮-૬-૧૯૪૨થી તે "જામે જમશેદ વીકલી"ને નામે સ્વતંત્ર સાપ્તાહિક તરીકે પણ બહાર પડે છે.

"જામે જમશેદ" ૧૧૫ વર્ષની વય વટાવી ગયેલું પત્ર છે. એ લાંબા સમય દરમિયાન દેશમાં જુદી જુદી દિશામાં જબ્બર પરિવર્તન આવ્યું છે. સામાજિક સુધારા, રાજકારણ, સાહિત્ય વગેરે ક્ષેત્રમાં સારી પ્રગતિ થઈ છે છતાં આશ્ચર્યજનક છે કે ફેરવાયેલાં એ સ્થિતિસંજોગો તરફ લક્ષ આપવાને "જામે"ના ચાલકોએ પરવા ન કરી ને પરિણામે તેની નીતિમાં નવા જમા-નાના નવા પ્રવાહને પિછાણતો સુધારો ન જણાયો. પારસી કોમ સાધારણ રીતે પ્રગતિશીલ કોમ ગણાય છે, પરંતુ તેની પ્રગતિ અમુક ક્ષેત્રમાં સંકોચાઈ

સરકારી અહેવાલમાં ઇશારો કરીને એ અંગ્રેજી પત્રો ભેગા, "જામે" જણાવ્યું છે કે "*The Jame Jamshed* has been emphatically on the side of order and constitutional progress."[૫]

પરંતુ "જામે જમશેદ" રાજકારણના રસિયાઓ માટેનું પત્ર નથી. એ તો મુખ્યત્વે પારસી કોમને લગતા વિષયોની ચર્ચા કરનારું અખબાર છે. પારસી સમાજમાં ભૂતકાળમાં ઉપસ્થિત થએલા મહત્ત્વના પ્રશ્નો પ્રસંગે "જામે"એ દાખવેલી વલણ 'મધ્યમ' કહી શકાય એવી નથી. એ પત્ર પારસીત્વ પરત્વે, જૂના વિચારો અને રિવાજોની હિમાયત કરતું આવ્યું છે. તેમ કરવામાં તેણે આઘુંપાછું જોયું નથી. તેના વિચારોથી વિરુદ્ધ જનારા સામે તેણે જમ્બર પ્રહાર કર્યા છે. ધર્મની બાબતમાં સહેજે સુધારાની હિમાયત કરનારની સખત ટીકા કરી છે અને લાગલાગટ તે પર ગરમ ચર્ચા કરી છે. પ્રરક્ષક મતના વક્તાઓનાં પિષ્ટપેષણ સમાં પ્રવચનો મોટાં મથાળાં બાંધી આખાં ને આખાં તેણે પ્રકટ કર્યાં છે.

જુલાઈ ૧૯૪૨માં પારસી કોમ એક ગૂંચવણભરી ચર્ચામાં સંડોવાઈ હતી. વાંસદા ખાતે "મિક્સ્ડ પારસીસ"ની નવજોત (જરથોસ્તી ધર્મમાં લેવા માટે સુદરેહ-કુસ્તી પહેરાવવાની ક્રિયા) થતાં તે સામે સમાજમાં ઊહાપોહ જાગ્યો. એ અંગે "જામે"એ, પોતાની પુરાણી નીતિ અનુસાર, નવજોતની ક્રિયા કરનારા અને તેની હિમાયત કરનારા સામે ચળવળ કરી. આગળ એવા નવજોતના પ્રસંગ ઉપસ્થિત થએલા ત્યારે પારસી કોમે કેવો પ્રબળ પોકાર કરેલો એની એણે વારંવાર યાદ આપી લાગતાવળગતાને ચેતાવ્યા. અઠવાડિયાના ત્રણ દિવસ એ જ વિષય પર તંત્રીએ લાંબા અગ્રલેખ લખ્યા. "જામે" જૂનવટની હિમાયતમાં અડગ રહ્યું છે એ આ એક દૃષ્ટાંત પરથી પણ સારી રીતે સમજાય છે.

---

૫ Report on the Administration of the Bombay Presidency for the year 1906-1907 (1908), Page 93.

કોમી સવાલોની ચર્ચા વેળા "જામે જમશેદે" અખત્યાર કરેલી નીતિ ભૂતકાળમાં પારસીઓની બહુમતીને પસંદ આવેલી એમ માનવાને કારણ છે. "જામે"ને કચડવાને સુધારક વર્ગ તરફથી થએલા પ્રયાસો છતાં તે ટકી રહ્યું છે. "મુંબઈ સમાચાર" અને "ચાબુક"ની જોહાકી તોડવાને "જામે" હસ્તીમાં આવેલું એટલે સ્વાભાવિક રીતે એમનો વિરોધ શરૂઆતનાં વર્ષોમાં તેને ઝીલવાનો હતો, પરંતુ તે ઉપરાંત પાછળથી કૈખશરૂ કાબરાજીનું "રાસ્ત ગોફ્તાર" પણ તેની સામે જબ્બર હુમલા કરતું. હંમેશ ગુલાબી રંગના કાગળ પર છપાતા એ અખબારને કાબરાજી "ગુલાબી છુંછો" કહેતા અને તેને "ઐરાં-ઓના છાપા"ની ઉપમા આપતા. નાનાભાઈ ચીચગરે પણ "અખબારે સોદાગર" મારફતે "જામે" સામે જેહાદ પોકારી, કારણ તેમના ભાઈ દારાશા ચીચગરની "રાહનુમાય માઝદયસ્નાન સભા"ની સુધારક નીતિનો "જામે" સામનો કરતું હતું. "પારસી", "પ્રજા મિત્ર", "સત્ય મિત્ર", "કયસરે હિન્દ" વગેરે પત્રોએ પણ "જામે" સામે જંગ માંડ્યા હતા. એ એક અખબાર સામે જુદાં જુદાં પારસી પત્રો ટીકાનાં બાણ હજી છોડયે જાય છે છતાં તેના જુવાન તંત્રી અરદેશર ફિરોઝશા મર્ઝબાન અને અનુભવી ઉપતંત્રીઓ જમશેદ શાપુરજી બલસારા અને ફરામ નસરવાનજી બલસારાની દોરવણી હેઠળ "જામે જમશેદ"ની વણઝાર આગળ ધપ્યે જાય છે. દૈનિક ઉપરાંત, એની અઠવાડિક આવૃત્તિ લગભગ બે વર્ષ સુધી દર રવિવારે પ્રગટ થતી રહેલી અને તા. ૨૮-૬-૧૯૪૨થી તે "જામે જમશેદ વીકલી"ને નામે સ્વતંત્ર સાપ્તાહિક તરીકે પણ બહાર પડે છે.

"જામે જમશેદ" ૧૧૫ વર્ષની વય વટાવી ગયેલું પત્ર છે. એ લાંબા સમય દરમિયાન દેશમાં જુદી જુદી દિશામાં જબ્બર પરિવર્તન આવ્યું છે. સામાજિક સુધારા, રાજકારણ, સાહિત્ય વગેરે ક્ષેત્રમાં સારી પ્રગતિ થઈ છે છતાં આશ્ચર્યજનક છે કે ફેરવાયેલાં એ સ્થિતિસંજોગો તરફ લક્ષ આપવાને "જામે"ના ચાલકોએ પરવા ન કરી ને પરિણામે તેની નીતિમાં નવા જમા-નાના નવા પ્રવાહને પિછાણતો સુધારો ન જણાયો. પારસી કોમ સાધારણ રીતે પ્રગતિશીલ કોમ ગણાય છે, પરંતુ તેની પ્રગતિ અમુક ક્ષેત્રમાં સંકોચાઈ

રહેલી છે. એ સ્થિતિ દૂર કરવામાં "જામે જમશેદે" સહકાર આપ્યો નથી એટલું જ નહિ પણ એ સ્થિતિ માટે તે ઘણે અંશે કારણભૂત પણ છે. સામાજિક અને રાજકીય ક્ષેત્રમાંની તેની સ્થિતિરક્ષક નીતિ સમાજના સુધારક વર્ગમાં સખત ટીકાનો વિષય બની છે. એ ટીકાની અને બદલાયેલા વાતાવરણની અસર હાલહાલમાં થવા માંડી હોય એમ લાગે છે.

પત્રની નીતિ અંગે થતી ટીકાનો જવાબ "જામે"ના તંત્રીએ તા. ૧૧–૫–૧૯૪૬ના અગ્રલેખમાં આપતાં જણાવ્યું હતું કે "જામે જમશેદ ઓરથોડાક્ષ હતું અને હમેશાં ઓરથોડાક્ષ જ રહેશે....એક વખત ફરીથી ખાત્રી આપીએ છીએ કે "જામે" સાચી ઓરથોડાક્ષી ઉપરથી જરા પણ ખસવા માંગતું નથી." આ શબ્દો લખાયા પછી ગણતરીના માસમાં "જામે"ની માલિકીમાં ફેરફાર થયો. મર્ઝબાનભાઇઓ ભેગા એમાં બીજા પારસી ગૃહસ્થો ભાગીદાર બન્યા અને પત્રની નીતિમાં પલટો આવ્યો. મે ૧૯૪૬માં ઉપરનાં વચન લખનાર તંત્રી પોતે જ તા. ૫મી અકટોબર ૧૯૪૬ના અગ્રલેખમાં નવા માલિકોએ એ વૃત્તપત્રની નક્કી કરેલી નીતિ સમજાવતાં પારસી કોમ સાથે " તદ્દન ખુલ્લાં દિલથી થોડીક સીધી વાતો " કરવાની જરૂર જુએ છે :--

> " સૌથી પહેલાં તો અમે પારસી કોમનું ધ્યાન ઘણા ઝડપથી બદલાતા નવા જમાના—નવી દુન્યા તરફ ખેંચવા માંગ્યે છીએ........જુની જ રાજદ્વારી ગદેરમાં પડી રહેવાનું પાલવી શકે એમ નથી. પારસી કોમ જો દુન્યાની બીજી ભાઇબંધ કોમોની સામે (" સાથે " જોઇએ ) જીવવા માંગતી હોય અને ખરેખરી રીતે પોતાની હસ્તીને નીભાવી રાખવા ચાહતી હોય તો તેણે હવે આ પ્રગતીશાલી જમાનાની સાથે જ આગળ વધવું પડશે..... આપણી નાની કોમે જમાનાને અનુસરીને ધારમીક, સામાજીક, રાજદ્વારી વગેરે સવાલોમાં અક્કલ પસંદ (rational) વીચારો ધરાવવા જોઇએ......અમારી ખાહેશ કોમને યાહોમ આગળ

વંધ્યા જતા જમાનાના રાહમાં સંભાળથી સાવચેતીથી લાગણીથી અને દીલસોજીથી દોરવવાની છે."

એ જ તારીખના અંકમાં પત્રના એક નવા ભાગીદાર, સાપ્તાહિક "બ્લીટઝ"ના તંત્રી, રુસ્તમ કરંજીઆએ "જામે"ના અંગ્રેજી વિભાગનું સંચાલન સંભાળતા લખ્યું કે:

"First of all, we would like to see the Parsi community shake itself free—and it would take SOME shaking—of the dead weight of a benumbing load of dead ideas, dead ideals, dead orthodoxy, dead dogmas, dead politics, dead ethics, dead economics and, worst of all the dead things A DEAD LEADERSHIP, which weigh the community down, break its spine, make it impossible for the Parsis to meet, standing erect, unfettered and unafraid, the challenge of a New India and a New World."

લાગલાગટ એક સદી સુધી સ્થિતિરક્ષક વિચારોનો સમાજમાં જોર-શોરથી પ્રચાર કરનાર પુરાણા વૃત્તપત્રની નીતિ આમ બદલાઈ છે. જૂનવટના હિમાયતીઓને ચમકાવી મૂકનાર આ અંગ્રેજી વચન લખનાર રુસ્તમ કરંજીઆ તો ગણતર માસમાં "જામે"થી છૂટા થઈ ગયા. પરંતુ ઉપર વર્ણવેલી નવી નીતિ "જામે"ની કટારો પર નજર રાખતા પળાતી જોવાય છે. સંજોગોએ જ તેને તેમ કરવાની ફરજ પાડી છે.



રહેલી છે. એ સ્થિતિ દૂર કરવામાં "જામે જમશેદે" સહકાર આપ્યો નથી એટલું જ નહિ પણ એ સ્થિતિ માટે તે ઘણે અંશે કારણભૂત પણ છે. સામાજિક અને રાજકીય ક્ષેત્રમાંની તેની સ્થિતિરક્ષક નીતિ સમાજના સુધારક વર્ગમાં સખત ટીકાનો વિષય બની છે. એ ટીકાની અને બદલાયેલા વાતાવરણની અસર હાલહાલમાં થવા માંડી હોય એમ લાગે છે.

પત્રની નીતિ અંગે થતી ટીકાનો જવાબ "જામે"ના તંત્રીએ તા. ૧૧-૫-૧૯૪૬ના અગ્રલેખમાં આપતાં જણાવ્યું હતું કે "જામે જમશેદ ઓરથોડોક્ષ હતું અને હમેશાં ઓરથોડોક્ષ જ રહેશે....એક વખત ફરીથી ખાત્રી આપીએ છીએ કે "જામે" સાચ્ચી ઓરથોડોક્ષી ઉપરથી જરા પણ ખસવા માંગતું નથી." આ શબ્દો લખાયા પછી ગણતરીના માસમાં "જામે"ની માલિકીમાં ફેરફાર થયો. મર્ઝબાનભાઇઓ ભેગા એમાં બીજા પારસી ગૃહસ્થો ભાગીદાર બન્યા અને પત્રની નીતિમાં પલટો આવ્યો. મે ૧૯૪૬માં ઉપરનાં વચન લખનાર તંત્રી પોતે જ તા. ૫મી અકટોબર ૧૯૪૬ના અગ્રલેખમાં નવા માલિકોએ એ વૃત્તપત્રની નક્કી કરેલી નીતિ સમજાવતાં પારસી કોમ સાથે " તદ્દન ખુલ્લાં દિલથી થોડીક સીધી વાતો" કરવાની જરૂર જુએ છે:--

> "સૌથી પહેલાં તો અમે પારસી કોમનું ધ્યાન ઘણા ઝડપથી બદલાતા નવા જમાના—નવી દુન્યા તરફ ખેંચવા માંગ્યે છીએ.........જુની જ રાજદ્વારી ગદેરમાં પડી રહેવાનું પાલવી શકે એમ નથી. પારસી કોમ જો દુન્યાની બીજી ભાઇબંધ કોમોની સામે ("સાથે" જોઈએ) છવવા માંગતી હોય અને ખરેખરી રીતે પોતાની હસ્તીને નીભાવી રાખવા ચાહતી હોય તો તેણે હવે આ પ્રગતીશાલી જમાનાની સાથે જ આગળ વધવું પડશે...... આપણી નાની કોમે જમાનાને અનુસરીને ધારમીક, સામાજીક, રાજદ્વારી વીગેરે સવાલોમાં અક્કલ પસંદ (rational) વીચારો ધરાવવા જોઈએ......અમારી ખાહેશ કોમને યાહોમ આગળ

વંધ્યા જતા જમાનાના રાહમાં સંભાળથી સાવચેતીથી લાગણીથી અને દીલસોઝથી દોરવવાની છે."

એ જ તારીખના અંકમાં પત્રના એક નવા ભાગીદાર, સાપ્તાહિક "બ્લીટઝ"ના તંત્રી, રુસ્તમ કરંઝીઆએ "જામે"ના અંગ્રેજી વિભાગનું સંચાલન સંભાળતા લખ્યું કે:

"First of all, we would, like to see the Parsi community shake itself free--and it would take SOME shaking--of the dead weight of a benumbing load of dead ideas, dead ideals, dead orthodoxy, dead dogmas, dead politics, dead ethics, dead economics and, worst of all the dead things A DEAD LEADERSHIP, which weigh the community down, break its spine, make it impossible for the Parsis to meet, standing erect, unfettered and unafraid, the challenge of a New India and a New World."

લાગલાગટ એક સદી સુધી સ્થિતિરક્ષક વિચારોનો સમાજમાં જોર-શોરથી પ્રચાર કરનાર પુરાણા વૃત્તપત્રની નીતિ આમ બદલાઈ છે. જૂનવટના હિમાયતીઓને ચમકાવી મૂકનાર આ અંગ્રેજી વચન લખનાર રુસ્તમ કરંઝીઆ તો ગણતર માસમાં "જામે"થી છૂટા થઈ ગયા. પરંતુ ઉપર વર્ણવેલી નવી નીતિ "જામે"ની કટારો પર નજર રાખતા પળાતી જોવાય છે. સંજોગોએ જ તેને તેમ કરવાની ફરજ પાડી છે.



## ૬ : વરતમાંન અને શમશેર બહાદુર

ગૂજરાતમાં વૃત્તવિવેચનનું બીજ "વરતમાંને" સન ૧૮૪૯માં વાવ્યું. એ પત્રનો એકે અંક આજે પ્રાપ્ય નથી એટલે તેને લગતી વીગતવાર માહિતી મળી શકતી નથી, પરંતુ મગનલાલ વખતચંદે છેક ૧૮૫૧માં પ્રગટ કરેલ "અમદાવાદનો ઇતિહાસ", નાનાલાલ દલપતરામ કૃત "કવીશ્વર દલપતરામ", "બુદ્ધિપ્રકાશ" અને "ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ"માંના એક પ્રકરણમાંથી ગૂજરાતના એ પહેલવહેલા ગૂજરાતી વર્તમાનપત્ર માટે ઠીકઠીક માહિતી મળી રહે છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આવું પત્ર પ્રગટ કરવાનું માથે લીધું ત્યારે જમાનો આજ કરતાં તદ્દન જુદો હતો. પ્રજાને વાંચવાનો મહાવરો નજેવો હતો. કેળવણીનું પ્રમાણ સાવ અલ્પ હતું, ખબરઅંતર મેળવવાનાં કશાં પ્રમાણભૂત સાધન નહોતાં અને છતાં સોસાયટીએ એ દિશામાં હિંમતથી કદમ ભર્યાં. આ સાહસ એ સંસ્થાના સ્થાપક ગૂજરાત-હિતચિન્તક એલેકઝાન્ડર કિન્લોક ફોર્બસને આભારી હતું.

"વરતમાંન" પત્રનો પ્રથમ અંક જોવાને મળતો નથી, પરંતુ મગનલાલ વખતચંદ કૃત "અમદાવાદનો ઇતિહાસ" પરથી જણાય છે કે તેનો પહેલો અંક તા. ૨-૫-૧૮૪૯ને દિને બહાર પડ્યો હતો,[૧] જ્યારે નાનાલાલ દલપતરામના જણાવ્યા મુજબ તે તા.

---

૧ અમદાવાદનો ઈતિહાસ (૧૮૫૧), પૃ. ૧૮૭

૪-૪-૧૮૪૯ને દિને પ્રગટ થયો હતો.[૨] એ પત્ર દર બુધવારે બહાર પડતું તેથી લોકો તેને "બુધવારિયું" કહેતા અને પાછળથી નીકળેલાં બીજાં છાપાંઓને પણ "બુધવારિયું" કહીને ઘણી વેળા સંબોધતા. એ સંબંધી "બુદ્ધિપ્રકાશ"ના પ્રથમ અંકમાં તંત્રીએ ટીકા કરી છે કે "જેટલાં મુંબાઈનાં વરતમાન અથવા ચોપાનીઆં આવે છે, તેને લોકો ગપાઊસ કહે છે. વળી અહીંઆ જે વરતમાંન બુધવારે બુધવારે છપાએ છે તેનું નામ વરતમાંન છે તેને લોકો બુધવારીઉં એટલે ઘણું હલકું નામ પાડું છે."[૩]

"આ વરતમાંન" પત્રના સંચાલન માટે શરૂઆતમાં જે ગોઠવણ થએલી તે આજે વિચિત્ર લાગે. પત્રનો પગારદાર તંત્રી નિમાયેલો ખરો, પરંતુ પત્રનો વહીવટ, તેની નીતિ વગેરેની જવાબદારી સોસાયટીના મંત્રીને માથે નાખવામાં આવેલી. "વરતમાંન"ની એક વર્ષની કામગીરીનો અહેવાલ આપતાં ફોર્બસ સાહેબ કહે છે:

"It is well to state, to avoid misconception, that though the Secretary of the Society has a veto on the publication of any article in the 'Vartman' he is not and has not been at any time the editor of it, though he both has and had much of the trouble of an editor."

કવિ નાનાલાલ "વરતમાંન" સંબંધી કેટલીક મહત્ત્વની માહિતી આપે છે. સંવત ૧૯૦૨-૩ના અરસામાં બાજીભાઈ અમીચંદ અમદાવાદમાં પહેલવહેલું શિલાછાપખાનું લઈ આવ્યા અને તેમાં "વરતમાંન" છપાવું શરૂ થએલું. સોસાયટીના એક કારકુન અમરેશ્વર કુબેરદાસ એના તંત્રી નિમાયા હતા. ભોગીલાલ ભોલાનાથ અને ફોર્બસ સાહેબના શિરસ્તેદાર છોટમલાલ એમાં મુખ્યત્વે લખતા. વિદ્યાવૃદ્ધિ અને પ્રજાકેળવણીની વાર્તાવિચારણા દલપતરામ ડાહ્યાભાઈ લખતા. બજારભાવ અને શહેરસમાચારને એમાં

---

૨ કવીશ્વર દલપતરામ, ભાગ ૨-પૂર્વાર્ધ (૧૯૩૪), પૃ. ૮૪

૩ બુદ્ધિપ્રકાશ, પ્રથમ અંક (૧૮૫૦)

બીજી બાબતો ભેગાં સ્થાન મળતું. એના આશરે સવાસો ગ્રાહક હતા અને એનું વાર્ષિક લવાજમ રૂપિયા ૭ હતું. અમદાવાદમાં આ પત્રના આરંભ-કાળે ચાલતા ચકચારભર્યા હીરાલાલ ફોજદારના મુકદ્દમા અંગે એમાં કાંઈ લખાણ આવ્યું એથી અકળાઈને સરકારે ફરમાન કાઢયું કે કોઈ સરકારી અમલદારે જાહેર છાપામાં લખાણ કરવાં નહિ. આ ફરમાનને લઈ સરકારી નોકરી કરતા ફાર્બસસાહેબને "વરતમાંન"માં લખવું બંધ કરી દેવું પડયું.[૪]

"વરતમાંન"પત્રે પ્રજા પર કેવી અસર કરેલી, એને લીધે પ્રજાને શું ફાયદો થએલો એ વગેરે જાણવાને કશું સાધન નથી, પરંતુ "અમદાવાદનો ઇતિહાસ"માં તેના લેખક જણાવે છે કે પ્રજાનો વાંચવાનો શોખ વધ્યો તે માટેનો જશ "વરતમાંન"ને ફાળે જાય છે.[૫] ગમે તેમ પણ તળગૂજરાતના પ્રથમ અઠવાડિક પત્ર તરીકે "વરતમાંન"ને ગૂજરાતી પત્રકારિત્વના ઈતિહાસમાં સ્થાન છે. એના મુખપૃષ્ઠનો નમૂનો "ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ"ના ભાગ ત્રીજાને ૧૦૨મે પાને પ્રસિદ્ધ થએલો છે.

"વરતમાંન"ને લગતો એક કિસ્સો જાણવા જેવો છે. એ પત્રમાં અમદાવાદની તુરંગના વહીવટ સંબંધી ઉલ્લેખ થતાં એ બાબત ખૂબ ચર્ચાને ચકડોળે ચઢેલી અને એ પત્ર બંધ પડવા જેવી સ્થિતિ પણ આવેલી. આ બાબત રસિક હોઈ અને તેમાં નિષ્પક્ષપાત અંગ્રેજ અમલ-દારોએ ભજવેલો ભાગ નોંધવાયોગ્ય હોઈ એ ચર્ચાનો અત્રે નિર્દેશ કરવો આવશ્યક છે.

તા. ૨૭ જૂલાઇ ૧૮૫૧ના "વરતમાંન"ના અંકમાં અમદાવાદની તુરંગના વહીવટ પર નીચે મુજબ ટીકા થઇ:

> "કેદખાનાંનો મુખ્ય કારભારી કેવી રીતે ચોકશી રાખે છે. કેદમાં પડેલાં માંણસોને જાળીએ રહીનેં તેનાં સગાં સાંગવાં પીછાંનવાલા લોકો સાથે વગર હુકમે વાત કરવાની રજા મળે છે."

---

૪ કવીશ્વર દલપતરામ, ભાગ ૨– પૂર્વાર્ધ, પૃ. ૮૫/૬

૫ "અમદાવાદનો ઈતિહાસ" (પ્રસ્તાવના), પૃ. ૪.

શરૂમાં આ લખાણ પર કોઈનું ખાસ ધ્યાન નહોતું ખેંચાયું, કારણ આમ તો સાવ સામાન્ય ટીકા હતી; પરંતુ પાછળથી મુંબાઈના "ટેલીગ્રાફ એન્ડ કૂરિયર" નામના અંગ્રેજી પત્રના તા. ૧૧–૭–૧૮૫૧ના અંકમાં એ સંબંધી ચર્ચા થઈ. તેમાં લખાયું કે જેલનો નાજર કેદીઓને તેનાં સગાંસંબંધીઓ સાથે વાતચીત કરવા દઈને પોતાની ફરજ બજાવવામાં ચૂક કરે છે અને તે માટે તે શિક્ષાને પાત્ર ઠરે છે. આ નાજરના ઉપરી હેરિસન નામે અંગ્રેજ હતા. તે સોસાયટીની કાર્યવાહક સમિતિના સભ્ય પણ હતા એટલે તેણે એ પ્રશ્ન ઉપાડી લીધો, અને "વરતમાંન"માં છપાયેલી ખબર ખોટી હતી એવું લખાણ એ પત્રના બીજા અંકમાં આવે એમ સીધી યા આડકતરી રીતે ખટપટ કરી.

સોસાયટીની કાર્યવાહક સમિતિના અંગ્રેજ સભ્યોમાંના કેટલાક અંગત અનુભવથી જાણતા હતા કે "વરતમાંન"માં પ્રસિદ્ધ થએલી ખબર સાચી હતી અને તેથી તે અસત્ય છે એમ પુરવાર કરવામાં ન આવે ત્યાં સુધી તેવી મતલબનું કશું લખાણ પ્રગટ કરવું ગેરવાજબી હોવાનું તેમણે જણાવ્યું. તેમણે વધુમાં વિચાર્યું કે આજે આવી એક સાધારણ અને બિનતકરારી બાબત ઉલટાવી નાખવાને દબાણ થાય છે તો કાલે એવી બીજી અનેક બાબત સંબંધી પણ તકરાર થશે અને તેમ થાય તો સોસાયટીનું છાપું સ્વતંત્રતાપૂર્વક કામ કરી શકશે નહિ, અને જે ઉદ્દેશોથી તે સ્થપાયું છે તે નિષ્ફળ જશે.

હેરિસનની સૂચનાનો આમ અસ્વીકાર થવાથી તેણે સમિતિને એક કડક પત્ર લખ્યો અને જણાવ્યું કે "વરતમાંન"પત્રમાં આવી બાબત પ્રસિદ્ધ કરવામાં એ પત્રના સંચાલકોએ અયોગ્ય પગલું ભર્યું છે. કાગળમાંનો આ આક્ષેપ ખેંચી લેવા સમિતિએ હેરિસનને વિનંતિ કરી, પણ તેણે તેમ ન કરવાથી સમિતિએ એ બાબતને લગતા પત્રો વગેરે પ્રસિદ્ધ કર્યું. તેની પ્રસ્તાવનામાં અંતે સમિતિએ જણાવેલું કે:

"—એ બાબતનાં સઘળાં કાગળપત્રો હાલ છપાવ્યાં છે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની કમેટીએ મી. હારીસંનના

આ ઝગડામાં નોંધવાયોગ્ય બાબત એ છે કે સમિતિના સર્વ સભ્યો અંગ્રેજો હતા છતાં તેમણે પોતાના જાતભાઈ અને ભાઈબંધના એકતરફી વિચારોને મચક ન આપી, ચર્ચાસ્પદ બનેલું લખાણ "વરતમાંન" પત્રની સ્વીકારાયેલી નીતિરીતિ અનુસાર થએલું હોવાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો અને હેરિસને તેમની સામે આક્ષેપ કર્યા ત્યારે એ ઝગડાને લગતી સઘળી વીગત જાહેર પ્રજાની જાણ અર્થે પ્રસિદ્ધ કરી. તેમની એ નીડરતાને કારણે "વરતમાંન" પત્રનું એક રસીલું પ્રકરણ જાણીતું થઈ ગયું છે. પત્રકારિત્વના સ્થાપિત હક અને સ્વાતંત્ર્ય તથા પ્રજાહિતના વિષયો છણવાના અધિકાર માટે આ અંગ્રેજ સજ્જનોએ દેખાડેલી મક્કમતા, નિષ્પક્ષ વલણ તથા જાહેર હિંમત ગૂજરાતી વૃત્તવિવેચનને યોગ્ય દિશામાં આગળ વધવા સરળતા કરી આપે છે.

---

૬ "અમદાવાદના જડજ મીસતર ચારલ્સ
ક્ંુલર. સોસાયટીના, વરતમાન ઉપર એક :
તથા સોસાઈટીની કામેટી વચ્ચે ...ચેલાં ...

આ તકરારની સોસાયટીના કાર્ય પર અસર થઈ. તેમાં મતભેદ પડવા માંડ્યો. સમિતિએ અખત્યાર કરેલું વલણ મુંબઈ સરકારને પસંદ ન પડ્યું. ફોર્બસસાહેબની બદલી સૂરત થઈ અને "વરતમાંન" સોસાયટીના હાથમાંથી ગયું. "બુદ્ધિપ્રકાશ"ના એપ્રિલ ૧૮૭૮ના અંકમાં કવિ દલપતરામનો અમદાવાદના તે સમયના નગરશેઠ હિમાભાઈ વખતચંદ સાથેનો સંવાદ પ્રસિદ્ધ થયો છે તે પરથી જણાય છે કે તે સમયે એ પત્ર બાલુભાઈ અમીચંદ તરફથી પ્રગટ થતું હતું.[૭] "ખબરદાર દર્પણ" નામના એક બીજા પત્ર સાથે એને તકરાર થએલી, પરંતુ આખરે તો "ખબરદાર દર્પણ"ને જ શાંત થઈ જવું પડેલું.

કવિ દલપતરામ "વરતમાંન" અને "શમશેર બહાદુર" વચ્ચે જામેલા જંગનું વર્ણન કરે છે. એ પરથી જણાય છે કે "વરતમાંન" પત્રમાં લલ્લુભાઈ રાયચંદ નામે પગારદાર લખનાર હતો. એ પત્રના વિરોધીઓએ એક વેળા પૂછ્યું કે "વરતમાંન"ની સામે ઝઝૂમી જાણે એવો કોઈ સમશેર બહાદુર છે? ગર્વિષ્ઠ લલ્લુભાઈ પોતાની સાચી ફરજ વીસરી જઈ બોલી ઊઠ્યો કે મને મદદ મળે તો હું શમશેર બહાદુર બની શકું છું. એને મદદ મળી: એક શિલાછાપખાનું ખરીદ કર્યું; અને જુલાઈ ૧૮૫૪થી "શમશેર બહાદુર" નામે પત્ર શરૂ કર્યું. તેણે સોસાયટીના એક સભ્યનું ઠઠ્ઠાનામ "ટચાક કારીગર" પાડ્યું એટલે "વરતમાંન"વાળાએ પોતાના વિરોધીઓ માટે ટેકચંદશા, લોભીદાસ અને પ્લીડરપક્ષી નામ પાડ્યાં અને સામસામાં બદનક્ષીભર્યાં લખાણ થવા માંડ્યાં. ૧૮૫૫માં "વરતમાંન"ની સ્થિતિ નાજુક બનતાં તેણે બેવફા નીવડેલા લલ્લુભાઈ રાયચંદ માટે અફસોસ કર્યો. પ્રત્યુત્તરમાં "શમશેર બહાદુરે" "વરતમાંન"ના ચાલતા ઘરેડા પર "ઓ મારા વરતમાન કાકા રે!" કરીને અશ્રુપાત કર્યો.

"શમશેર બહાદુર"નો મુદ્રાલેખ હતો :

---

૭ "બુદ્ધિપ્રકાશ", એપ્રિલ ૧૮૭૮, પૃ. ૮૦/૮૧

કહીઆ મુજબ કદીએ નીંદા વીશેની દાદ સાંભળવાની ના પાડી છે કે, મી. હારીસંને જે લોકો ઉપર કશી રીતે ન ફાવતાં હલ્લો કર્યો હતો તે લોકોની નીંદા કરી ખશી ગયો. એહેવી જે ચાલ ચાલ્યો તેમાં પોતાની અકલ તથા વીચાર કાંઈ જ નહી ચલાવી. એહેનો વીચાર કરવાની બાબતો એ સોસાઈટીના મેંમબરો તથા દુનીઆના લોકો આગળ મેલી છે.

સહી જારજ, ફુલ જેમ્સ
,, રાબર્ટ, વાલેસ
,, વીલીઅમ, ફારસ્ટર કારમાક
,, આલેકશાંડર, કીનલાક ફારબ્સ
(કમીટીના મેમબરો)

,, જારજ, શીવરડ——સેક્રેટરી." ૬

આ ઝગડામાં નોંધવાયોગ્ય બાબત એ છે કે સમિતિના સર્વ સભ્યો અંગ્રેજો હતા છતાં તેમણે પોતાના જાતભાઈ અને ભાઈબંધના એકતરફી વિચારોને મચક ન આપી, ચર્ચાસ્પદ બનેલું લખાણ "વરતમાંન" પત્રની સ્વીકારાયેલી નીતિરીતિ અનુસાર થએલું હોવાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો અને હેરિસને તેમની સામે આક્ષેપ કર્યા ત્યારે એ ઝગડાને લગતી સઘળી વીગત જાહેર પ્રજાની જાણ અર્થે પ્રસિદ્ધ કરી. તેમની એ નીડરતાને કારણે "વરતમાંન" પત્રનું એક રસીલું પ્રકરણ જાણીતું થઈ ગયું છે. પત્રકારિત્વના સ્થાપિત હક અને સ્વાતંત્ર્ય તથા પ્રજાહિતના વિષયો છણવાના અધિકાર માટે આ અંગ્રેજ સજ્જનોએ દેખાડેલી મક્કમતા, નિષ્પક્ષ વલણ તથા જાહેર હિંમત ગૂજરાતી વૃત્તવિવેચનને યોગ્ય દિશામાં આગળ વધવા સરળતા કરી આપે છે.

---

૬ "અમદાવાદના જડજ મીસતર ચારલ્સ મેથ્યુ હારીસંને ગુજરાતી, વરનાક્યુલર. સોસાયટીના, વરતમાન ઉપર એક ફરીઆદ કરી તે વીશે એ જડજ તથા સોસાઈટીની કામેટી વચે ચાલેલાં કાગળ પતર"—૧૮૫૧, પૃ. ૪.

આ તકરારની સોસાયટીના કાર્ય પર અસર થઈ. તેમાં મતભેદ પડવા માંડયો. સમિતિએ અખત્યાર કરેલું વલણ મુંબઈ સરકારને પસંદ ન પડયું. ફૉર્બસસાહેબની બદલી સૂરત થઈ અને "વરતમાન" સોસાયટીના હાથમાંથી ગયું. "બુદ્ધિપ્રકાશ"ના એપ્રિલ ૧૮૭૮ના અંકમાં કવિ દલપતરામનો અમદાવાદના તે સમયના નગરશેઠ હિમાભાઈ વખતચંદ સાથનો સંવાદ પ્રસિદ્ધ થયો છે તે પરથી જણાય છે કે તે સમયે એ પત્ર બાઉભાઈ અમીચંદ તરફથી પ્રગટ થતું હતું.[૭] "ખબરદાર દર્પણ" નામના એક બીજા પત્ર સાથે એને તકરાર થએલી, પરંતુ આખરે તો "ખબરદાર દર્પણ"ને જ શાંત થઈ જવું પડેલું.

કવિ દલપતરામ "વરતમાન" અને "શમશેર બહાદુર" વચ્ચે જામેલા જંગનું વર્ણન કરે છે. એ પરથી જણાય છે કે "વરતમાન" પત્રમાં લલ્લુભાઈ રાયચંદ નામે પગારદાર લખનાર હતો. એ પત્રના વિરોધીઓએ એક વેળા પૂછયું કે "વરતમાન"ની સામે ઝઝૂમી જાણે એવો કોઈ શમશેર બહાદુર છે? ગર્વિષ્ઠ લલ્લુભાઈ પોતાની સાચી ફરજ વીસરી જઈ બોલી ઊઠયો કે મને મદદ મળે તો હું શમશેર બહાદુર બની શકું છું. એને મદદ મળી; એક શિલાછાપખાનું ખરીદ કર્યું; અને જુલાઈ ૧૮૫૪થી "શમશેર બહાદુર" નામે પત્ર શરૂ કર્યું. તેણે સોસાયટીના એક સભ્યનું ઠઠ્ઠાનામ "ટચાક કારીગર" પાડ્યું એટલે "વરતમાન"વાળાએ પોતાના વિરોધીઓ માટે ટેકચંદશા, લોભીદાસ અને બ્લીડરપક્ષી નામ પાડયાં અને સામસામાં બદનક્ષીભર્યાં લખાણ થવા માંડ્યાં. ૧૮૫૫માં "વરતમાન"ની સ્થિતિ નાજુક બનતાં તેણે બેવફા નીવડેલા લલ્લુભાઈ રાયચંદ માટે અફસોસ કર્યો. પ્રત્યુત્તરમાં "શમશેર બહાદુરે" "વરતમાન"ના ચાલતા ઘરેડા પર "ઓ મારા વરતમાન કાકા રે!" કરીને અશ્રુપાત કર્યો.

"શમશેર બહાદુર"નો મુદ્રાલેખ હતો :

---

૭ "બુદ્ધિપ્રકાશ", એપ્રિલ ૧૮૭૮, પૃ. ૮૦/૮૧

"નિત કલમ હમારી, ચાલશે એકધારી,
વગર તરફદારી, લોકને લાભકારી.
પણ રસમ નઠારી, દેખશે જો તમારી,
ચટ કલમ ચિતારી, દેઈ દેશે ઉતારી."

મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ તેમના માસિક "સુદર્શન"ના માર્ચ ૧૮૯૬ના અંકમાં "શમશેર બહાદુર"નું મૂલ્યાંકન આમ કર્યું હતું :

"એકતાળીશ વર્ષનું થયા છતાં વધતી જતી વયથી તેણે કાંઇ ડહાપણ પ્રાપ્ત કર્યું જણાતું નથી. જ્યારે પ્રસિદ્ધ થયું હશે ત્યારે એક નવાઈ તરીકે સારૂં લાગ્યું હશે, પણ ચાલુ સમયમાં એ પત્રની કશી વિશિષ્ટતા જણાતી નથી."[૮]

હવામાં ગમે એમ શમશેર વીંઝી રહેલા "શમશેર બહાદુર"ને તલવાર મ્યાન કરવાનો વખત જલદી જ આવ્યો. રા. બ. મગનભાઈ કરમચંદના ગુમાસ્તાઓ ધરમચંદ ફૂલચંદ અને ભાઉ વિશ્વનાથ માટે તેમાં વિરુદ્ધ લખાણ છપાયાં. બન્નેએ પોતાની બદનક્ષી થએલી હોવાનું જણાવી બદલો મેળવવા ફરીઆદ નોંધાવી. એ મુકદ્દમો લડતાં "શમશેર બહાદુર"નું પાણી ઊતરી ગયું અને ૧૮૫૫માં તે બંધ થયું. ૧૮૫૬માં એ ફરીથી સજીવન થયાનું જણાય છે ને લાંબી મુદત ચાલ્યું હશે એમ મણિલાલ દ્વિવેદીના ઉપરના અવતરણ પરથી લાગે છે.

કદાચ, "શમશેર બહાદુર"ની દુર્દશા પરથી બોધ મળ્યાથી "વરતમાંન"માં નિંદાનાલેશી આવતી બંધ થઈ. એ પછી એ કેટલો વખત ચાલ્યું અને ક્યારે બંધ થયું તેને લગતી માહિતી મળી શકતી નથી.

---

૮ સુદર્શન ગદ્યાવલિ (૧૯૦૯), પૃ. ૯૩૩



## ૭ : રાસ્ત ગોફ્તાર

સન્ ૧૮૫૦માં મુંબાઇમાં પાંચ ગૂજરાતી વર્તમાનપત્રો નીકળતાં. એ સર્વ પારસી માલિકીનાં હતાં. એના માલિકો કે તંત્રીઓ એક યા બીજા પક્ષના હાથ હેઠળ દબાયેલા હતા. કોઇની રાખરખાવટ કે મહેરબાની વિના, સ્વતંત્રપણે, પોતાને જે યોગ્ય લાગે તે પ્રસિદ્ધ કરવા જેવી સ્થિતિમાં તેઓ ન હતા. મોટે ભાગે એ સઘળાં પત્રો જૂના વિચારના પક્ષનાં વાજિંત્રો હતાં અને સુધારાના વિચારોનો પ્રચાર તેમાં થઈ શકતો નહિ. આ સ્થિતિ સુધારકોને બહુ અકળાવતી. એક સ્વતંત્ર પત્ર શરૂ કરવાનો તેમને વિચાર થયા કરતો. એવું પત્ર ચલાવવાને તેમની લાયકાત હતી પરંતુ એ માટે આવશ્યક નાણાનું સાધન તેમની પાસે નહોતું. તેમણે પોતાની એ મુશ્કેલી જ્ઞાનવિદ્યાના પરમ પૂજારી ખરશેદજી નશરવાનજી કામાને સમજાવી તેમને સહાય કરવા વિનંતિ કરી. સમગ્ર હિંદના દાદા કહેવાયા ને જગભરમાં ઓળખાયા તે દાદાભાઇ નવરોજી એ વિનંતિ કરનારામાં મુખ્ય હતા. તેમની સમજાવટથી ખરશેદજી કામાએ મદદ કરવા હા પાડી. એવી ગોઠવણ કરવામાં આવી કે ખરશેદજીએ નાણાંની મદદ આપવી અને દાદાભાઈએ કેવળ સેવાભાવે પત્ર ચલાવવું અને તે પ્રજાને મફત વહેંચવું.

ખરશેદજી કામાનું આ ઉદાર કામ થોડા જ જાણતા. પ્રજા તો દાદાભાઈને જ "રાસ્ત ગોફ્તાર" પત્રના સ્થાપક, માલિક ને આત્મા માનતી. લોકો જ નહિ, જેના હાથ નીચે પાછળથી એ પત્ર ખૂબ વિકસ્યું એ કેખશરૂ કાબરાજીને પણ ક્યાં સુધી આની ખબર નહોતી. ૧૯૦૦માં લંડનમાં 'પારસી ડીનર' (Parsi Dinner)નો સમારંભ યોજાયો ત્યારે "રાસ્ત

તરાંહાંના ફાએદેમંદ શુધારાને ઘણી અડચણ નહી પડે અને કેટલીએક અનઘટતી તથા નુકશાનભરેલી રશમો વધારે શેહેલથી કાહાડી નખાએ—એ વીચાર ઉપરથી હાલમાં આએ પતરની એક હજાર નકલ છાપીને મુફ્ત વેહેચવાનો ઠેડાવ છે..."

૨. "હાલમાં પાંચ પતરો છે ખરાં પણ તેમાંથી કીઉં પતર ખરી હીમત અને આપએખતેઆરી અને રાશતીથી ઘણું કરીને બોલેચ તે શરવેને માલમ છે—અને તે છતાંબી કેટલીએક અગતની અને ફાએદેમંદ બાબતો ખુશામદને લીધે શારી પેઠે રોશનીમાં આવતી નથી વાશતે આએ પતરની એક મુળ મતલબ એ છે કે કોઇબી ખરી અને અગતની બાબદ ખુશામદની ધાકથી આપણી પાશેથી જેમ બને તેમ નાહાશી જવા દેવી નહી."

૩. "આપણા દેશીઓની હરએક તરાંહાંની—શું શરકાર બાબેની ઇઆ શું હરએક કારોબારીઓ બાબેની ફરીઆદ હોએચ તેને ઘણું કરીને આપણા ગુજરાતી પતરોમાં એકુ પતર શીવાએ બીજાઓ ખરી હીમતથી તથા વગર ખુશામદે જાહેર કરતા નથી અને અંગરેજી પતરવાલા ઘણું કરીને આપણી ચાલ-ચલનથી—આપણી હાલતથી મુતલગ અનજાણ—તેથી તેઓની આપણી ફરીઆદ સાથે એકદીલી થઇ શકતી નથી તથા કોઇ વેલાએ તેઓ પણ આપણાં કોઇ કોઇ પતરની ચાલની નકલ કરેચ ઇઆને (જાણે જાણતા જ નથી) તેથી કરીને આપણને ઘણીએક વખત ફોકટમાં જુલમ ખમવો પડેચ તે એવો કે તેની ઘટતી રીતે ફરીઆદ કીધી હોએ તો શતાવાળાઓ તેની ઉપર ઘટતું ધેઆંન પોહોચાડેઆ વીનાં રેહે નહી." ૩

"રાસ્ત ગોફ્તાર"નો પહેલો અંક બહાર પડતાં જ "ચાબુક" તેની રીત મુજબ સપાટા લગાવવા માંડ્યા. "રાસ્ત ગોફ્તાર" નામ યોગ્ય નથી એવો પોકાર તેણે ઉઠાવ્યો. એ પત્રની સૂત્રલીટીઓ

---

૩ "રાસ્ત ગોફ્તાર", તા. ૧૫–૧૧–૧૮૫૧

"ન પોંહોંચે કદી તુંને શરમીંદગી ઇઆર
કરે જો તું રાશતી હંમેશ અખતીઆર"

નો આધાર લઈ રાસ્તી અને આપઅખત્યારી વિશેના તેના વિચારોની ટેકડી કરી અને એ પોકાર અને ટેકડીને "હમોએ જરા હમારા ભાઈબંધ સાથે મીતરાચારીનો જોગોપાલ" કીધાની ઉપમા આપી. એ "જોગોપાલ" માટે બીજા અંકમાં દાદાભાઈએ કુનેહથી "ચાબુક"નો આભાર માન્યો; પણ પછી ત્રીજા અંકમાં તેને જવાબ આપ્યો.

"રાસ્ત ગોફ્તાર" નામની યોગ્યતા વિશે શંકા દર્શાવતાં "ચાબુકે" લખ્યું હતું :

"કોઇ બેવકુફ જોશીએ એ નવા પતરનું નાંમ (રાસત ગોફ્તાર) આપીઊ. રાસત ગોફ્તાર નાંમ પેગંમબર વગર બીજાં કોઇ માંનવી જાત ઉપર લાગુ પડતું નથી. ખોદા પેગંમબર અને પારલીઆમેનટની શભા એ વગેરે (રાસત ગોફ્તાર)નો ખેતાબ લેવાને આએ ધરથી પર બીજા કોણની શતા અને મગદુર છે."

એના જવાબમાં "રાસ્ત ગોફ્તારે" લખ્યું :

"હમારો ભાઈબંધ ચાબુકનો અધીપતી હમુને રાસત ગોફ્તાર નાંમ વીશે ઠપકો આપતી વેલાએ એક ઠેકાણે કેહેચ કે, એ નાંમ માંનવી જાતને અપાએ જ નહી–અને વલી બીજે ઠેકાણે બોલેચ કે–ખોદા પેગમબર તથા પારલેમેટ શવાએ બીજા કોઈને એ નામ શજાવાર નથી–તારે હમે પુછીએચ કે શું પારલેમેટમાં માંનવી જાત બેશેચ કે ફરેશતા બેશેચ? શું હમારો ભાઈબંધ એમ શમજેચ કે પારેલેમેટમાં ૫૦૦ આદમી મલેચ તે ૫૦૦ આદમી એક ખોદાની બરોબર છે?"[૪]

---

૪ "રાસ્ત ગોફ્તાર", તા. ૧૫-૧૨-૧૮૫૧

"ચાબુક"ની કેટલીક વધુ દલીલોનો જવાબ આપ્યા પછી પારસી કોમના આગેવાનોના વાજિંત્ર "જામે જમશેદ"ને પણ પ્રત્યુત્તર અપાયો છેઃ

> "હમારી બીજી કેટલીએક ચુકો દેખાડવાને વાશતે હમારો ભાઇબંધ બીહેચ કે તેહેમાંથી કદાચ શારૂં ફલ નહી નીપજશે, હેનું કારણ શું તે હમુને મુતલગ શાહમજ પડતી નથી. જાહાં શાફ દીલથી બેએ શખશો ખોટાંખરાંની તકરાર કરે તાંહાં માઠું લફ ('ફલ' જોઇએ) શી રીતે નીપજે? હમે હમારા ભાઇની નીશાં કરીએચ કે હમારી ખાતરી થાય તેવી તેહેવી રીતે હમારી હરએક ચુક જો એક બુચુંબી દેખાડશે તો હમે તેહનું હેશાંન માંનીને દીલોજાંનથી કબુલ કરશું વાશતે કંઇબી માઠાં ફલની ધાશતી રાખવાની મુતલગ જરૂર નથી......"[૫]

દાદાભાઈએ પોતાના વિરોધીઓને–ખાસ કરીને "ચાબુક"ને– આપેલા લાંબા જવાબ વાંચવા જેવા છે. તે આખા રજૂ કરવાનું આ સ્થાન નથી, પરંતુ ઉપર જે થોડોક ભાગ આપ્યો છે તે પરથી પણ એટલું સ્પષ્ટ થાય છે કે દાદાભાઈ નીડર અને નેક પત્રકાર હતા. વિરોધીઓની સખત ટીકાથી એ ડર્યા નહિ, પોતા પર હલકટ ભાષામાં થએલા હુમલાના જવાબ તેમણે તેવી જ હલકી ભાષામાં નહોતા આપ્યા, વિરોધીઓના 'જેગોપાલ' તેમણે સહર્ષ વધાવી લીધા અને સાથેસાથે સાફ દિલથી ખોટાખરાની ચર્ચા કરવાની પોતાની આતુરતા દર્શાવી. "ચાબુક" એની રીત પ્રમાણે "આપઅખતીઆર પતર" (જેના તંત્રી સોરાબજી દોરાબજી, "ચાબુક"ના તંત્રી નવરોજીના ભાઈ જ થતા હતા) સામે પણ હુમલા કર્યા. "રાસ્ત ગોફ્તાર"ના તા. ૨૧–૩–૧૮૫૨ના અંકમાં સોરાબજીનો લાંબો ખુલાસો પ્રગટ થયો છે, પણ તેને છેડે દાદાભાઈએ નીચેની નોંધ ઉમેરીને પત્રકારની ફરજનો ખ્યાલ આપ્યોઃ

---

૫ "રાસ્ત ગોફ્તાર", તા. ૧૫–૧૨–૧૮૫૧

"હરકોઈબી શખશ કદી પોતાનો શલુકાઈની રીતે બચાવ કરવા માગે તો તેઓને હમારાં કાગલમાં જગો આપવાની ફરજ છે તે ફરજ ઊપરથી હમોને આએ કાગલને જગો આપવી પડીચ–પણ હમો એ ભાઈ શેરાબજીને અરજ કરીએચ કે હવે પછી તમારા રદ જવાબો ચાબુક પરજ મોકલવા કાંજે તેમની ફરજ છે કે જો તમારે વીશે તેનાંઓ કાંઈ બોલે તો તેનાં જવાબમાં તમારો બચાવબી તેવનને પોતાનાં જ પતરમો છાપવો જોઈએચ–કે તેથી કરીને ચાબુકના વાંચનારાંઓ ખરી મુનશફી કરી શકે અને જો તેમ તમારા ભાઈ નહી કરશે તો તકશીર કોણની તે આલમમાં આપોઆપ માલમ પડશે." ૬

શરૂઆતમાં "રાસ્ત ગોફ્તાર" મહિનામાં બે વેળા તા. ૧લી અને તા. ૧૫મીએ બહાર પડતું, પરંતુ "ઘણી તરફથી ફરીઆદ થાએચ કે રાસત ગોફ્તાર ઘણે દાહાડે તથા ઘણું નાંહાનું નીકલેચ તે વધારે જલદી તથા વધારે મોટું કાહાડવું જોઈએ" તેથી દાદાભાઈએ જાહેર કર્યું કે હવેથી ગ્રાહકો નોંધાશે, લવાજમ માસિક બે આના રખાશે અને યોગ્ય સંખ્યામાં ગ્રાહકોનાં નામ નોંધાયાથી તેઓ વાંચકોની માગણી જરૂર સંતોષશે. "ગરીબ લોકોમેં ફેલાવો કરવાને તથા દેશાવર માટે મોકલવા શારૂ વધારે નકલો છાપવાને બની આવે" તે માટે તેમણે "જે શાહેબોની શકતી હોએ અને બેએ આંનાંથીબી વધારે ભરીને એ પતર પરવરતાવવાની ખાએશ રાખતા હોએ તેઓએ પોતાની મરજી પરમાણે વધારે ભરવું" એવી વિનંતિ કરી.[૭] એ વિનંતિનો ઠીક જવાબ મળ્યો અને જાન્યુઆરી ૧૮૫૨થી "રાસ્ત ગોફ્તાર" દર અઠવાડિયે–રવિવારે સવારે–પ્રગટ થવા માંડ્યું.

દાદાભાઈ ૧૮૫૫માં વિલાયત વસવા ગયા, પરંતુ તેમનો એ પત્ર સાથેનો લેખક તરીકે સંબંધ ચાલુ રહ્યો. પત્રની દોરવણી માટે એક સમિતિ

૬ "રાસ્ત ગોફ્તાર", તા. ૨૨–૩–૧૮૫૨

૭ તા. ૧ અને ૧૫–૧–૧૮૫૨ના "રાસ્ત ગોફ્તાર"માં પ્રગટ થએલી 'મદદનજર'

(Syndicate) સ્થપાઈ. દાદાભાઈ નવરોજી, ખુરશેદજી નશરવાનજી કામા, ખરશેદજી રુસ્તમજી કામા, ડોસાભાઈ ફરામજી કામા, નવરોજી ફરદુનજી, સોરાબજી શાપુરજી બંગાલી અને પેસ્તનજી રતનજી કોલાહ એ સમિતિના સભ્યો હતા. ત્રણ વર્ષ પછી મશહૂર હિંદુ સમાજસુધારક કરસનદાસ મૂળજીને પણ એ સમિતિમાં સામેલ કરેલા.

"રાસ્ત ગોફ્તાર"ના સ્થાપકોએ "હરએક તરાંહાંના ફાએદેમંદ શુધારાને ઘણી અડચણ નાહીં પડે અને કેટલીએક અનઘટતી તથા નુકશાંન ભરેલી રશમો વધારે શેહેલથી કાહાડી નખાએ એ વિચાર"થી તે પ્રકટ કરવા માંડ્યું હતું. શરૂમાં એમાં મોટે ભાગે પારસીઓને જ લગતા વિષયો ચર્ચાયા હતા અને તેમને જુદી જુદી દિશામાં સુધારા કરવાને હાકલ કરી હતી. ૭ વર્ષની સેવાનું તારણ કાઢતાં તંત્રી જણાવે છે કે "રાસ્ત ગોફ્તારે" પારસીઓની સંસારવિષયક સારી સેવા કરી છે. સ્ત્રીકેળવણીનો પ્રસાર કરવા, અનિચ્છનીય ધાર્મિક રિવાજોને દૂર કરવા, જ્ઞાન–વિદ્યાનો ફેલાવો કરવા વગેરે દિશામાં તેણે પ્રચારકાર્ય કર્યું છે.

સાતમા વર્ષમાં પ્રવેશતાં એ વૃત્તપત્ર માત્ર પારસીઓના નહિ પરંતુ "તમામ દેશી લોકના લાભને માટે" પ્રવર્તાવવામાં આવશે એવી મહત્ત્વની જાહેરાત તંત્રીએ કરી છે:

> "દેશી વરતમાંન પતરમાં નામ રાખીને આએ પતરને ફકત પારશીઓનાં જ ફાએદાને શારૂં કામે લગાડવું તેમાં હમો ચુક શમજીએચ. હીનદુશથાનના દેશીઓમાં જુદી જુદી કોમ હોવાથી તેઓમાં એક બીજા વચે જે મમતા ઓછી ચાલે છે તે હાલત ખરેખર દલગીરીભરેલી છે, પણ જુદી જુદી કોમના લોકોને શારૂં જુદાં જુદાં પતરો પરવરતાવીને તે ફરક વધારવો અને આપણે એક દેશનાં લોકો જેઓએ હંમેશા એકબીજાનાં શુખદુખમાં શામેલ થાવું જોઈએ તથા બને તાંહાં શુધી એકબીજામાં ઘણું વીતરાવવું જોઈએ તેહને ઠેકાંણે પોતાનો લાભ એકબીજાથી હલાએદો

> શમજવો અને તે વેગલાઈ કાંઠેબી પરકારે જુદાઈ કરતા જવું તે વાત ડહાપણની નથી, અને એટલા માટે રાશત ગોફતારના લખનારાઓ પોતાનાં પતરની કટાર શંઘલી કીશમના દેશીઓના લાભને શારૂ ખોલલી મુકવાની અગત વીચારે છે, અને તેઓ એલતેમાશ કરેચ કે જે જે જગોએ તેઓની કલમથી "આપણા લોકો" કરીને લખેઆમાં આવે તે જગોએ એ શબદો તમાંમ દેશી લોકોને લાગુ પાડેલા વાંચનારે શમજવાં." ૮

લગભગ નવ દાયકા પર લખાયેલા આ શબ્દો "રાસ્ત ગોફ્તાર"ના સુકાનીઓની દીર્ઘદૃષ્ટિ અને તેમના દેશાભિમાનનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. જુદી જુદી ન્યાતજાતના આસામીઓથી વસાયેલા દેશમાં સૌ વચ્ચે એખલાસ અને ઐક્ય રહે એ જોવું અને એ માટેનું વાતાવરણ તૈયાર કરવું એ પત્રકારની એક ફરજ છે એવું "રાસ્ત ગોફ્તાર"ના તંત્રીનું કથન આજે ૯૦ વર્ષ પછી પણ એટલું જ સબળ છે, અને તેમને માટે આદર ઉપજાવે છે.

તા. ૩-૧-૧૮૫૮ના એ જ અંકથી પત્રમાં અંગ્રેજી વિભાગ પણ શરૂ થયો. દેશીઓનો અવાજ જાણવાને અંગ્રેજોને બની આવે તે માટે એ વિભાગ શરૂ કર્યો હતો. કાવસજી એદલજી ખંબાતા એમાં સારા અંગ્રેજી લેખો લખતા.

૧૮૫૨માં કરસનદાસ મૂળજીએ "સત્ય પ્રકાશ" નામનું વર્તમાનપત્ર કાઢેલું૯ તે ૧૮૬૧માં "રાસ્ત ગોફ્તાર" સાથે જોડાઈ ગયું અને ત્યારથી રાસ્ત "રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ"ને નામે બહાર પડવા માંડ્યું.

દાદાભાઈ પછી નશરવાનજી પૂસ્વા, જહાંગીર બરજોરજી વાચ્છા, સોરાબજી શાપુરજી બંગાલી, કરસનદાસ મૂળજી, ડોસાભાઈ ફરામજી કામા, કાવસજી એદલજી ખંબાતા વગેરે "રાસ્ત ગોફ્તાર"ના તંત્રી થયા હતા.

---

૮ "રાસ્ત ગોફ્તાર", તા ૩-૧-૧૮૫૮

૯ એને લગતી વીગત આપણે હવે પછી જોઈશું.

પરંતુ દાદાભાઈ નવરોજી પછી એ પત્રની અનન્ય સાધારણ સેવા કરનાર તંત્રી કેખશરૂ કાબરાજી હતા. સતત ચાલીસ વર્ષ સુધી એમણે એ પત્રનું સુકાન સંભાળ્યું અને પત્રનો ખૂબ વિકાસ કર્યો.

કાબરાજી પહેલાં "જામે જમશેદ"માં કામ કરતા હતા પરંતુ તેમના સુધારક વિચારો દાખી 'જામે'ની જૂની નીતિ અનુસાર લખવામાં તેમને પોતાના અંતઃકરણની માન્યતા વિરુદ્ધ કામ કરવું પડતું. દરમિયાન "રાસ્ત ગોફ્તાર"ના આગેવાન કાર્યકર્તા સોરાબજી બંગાલી અને કરસનદાસ મૂળજી સાથે તેમને પિછાણ થઈ. કરસનદાસ અને કાબરાજીના વિચારો ઘણે અંશે મળતા હતાઃ કારણ બન્ને સમાજસુધારક હતા. કરસનદાસે કાબરાજી સંબંધી 'રાસ્ત'ના માલિકો જોડે વાત કરી તેમને 'રાસ્ત' માટે રાખી લેવા સલાહ આપી. તા. ૧લી ડિસેમ્બર ૧૮૬૨થી કાબરાજી 'રાસ્ત'ના ઉપતંત્રી તરીકે માસિક રૂપિયા પચાસના પગારે નિમાયા. પછીથી થોડીક મુદ્દતમાં કરસનદાસ વિલાયતને પ્રવાસે ગયા એટલે 'રાસ્ત'નું સુકાન પૂરેપૂરું એમના હાથમાં મુકાયું અને ત્યારથી તે તા. ૧લી મે ૧૯૦૨ સુધીની લાંબી મુદ્દત દરમિયાન તેમણે તે સંભાળ્યું હતું.[૧૦]

કાબરાજીના સમયમાં "રાસ્ત ગોફ્તાર"માં પારસી અને હિંદુ સમાજને લગતાં લખાણ ઉપરાંત રાજદ્વારી વિષયો પણ ચર્ચાવા લાગ્યા. કાબરાજી અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદાર હતા અને સ્વાભાવિક રીતે "રાસ્ત ગોફ્તાર" અંગ્રેજ રાજ્ય અમલનું મોટું વખાણનાર બન્યું. દાદાભાઈની રાજનીતિથી કાબરાજીની નીતિ જુદી પડતી. હિન્દી મહાસભા સામેના કાબરાજીના વિરોધથી કચવાઈને દાદાભાઈએ ૧૮૮૯માં સર દીનશા વાચ્છાને લખ્યું :

"I am sorry about the opposition (to the Congress) of some Parsis...... *The Rast Goftar* is my greatest distress—the instrument that I had so fondly cherised (in the hope that it) would be for the progress of India and showing how thoroughly

---

૧૦ "સ્રોબોધ" કાબરાજી સ્મારક અંક (૧૯૦૪), પૃ. ૭/૮

the Parsis are faithful to the land of their birth and desirous to repay some of the debt to their asylum by doing whatever little good they can to promote the happiness and prosperity of its children. ૧૧

"રાસ્ત ગોફતાર"ની રાજકીય નીતિનો બચાવ કાબરાજીએ એ અખબારના સુવર્ણ મહોત્સવ ટાણે પ્રગટ કરેલા "અહેવાલે રાસ્ત ગોફતાર"માં વિસ્તારથી કર્યો છે. એમાં તેઓ જણાવે છે કે રાજકીય હક્ક પ્રાપ્ત કરવાના કામમાં 'રાસ્તે' હંમેશ ટેકો આપ્યો છે. બોમ્બે એસોસિયેશન, લંડનના ઈસ્ટ ઈન્ડિયા એસોસિયેશન તથા મુંબાઈના પ્રેસિડન્સી એસોસિયેશનને "રાસ્ત ગોફતારે" ટેકો આપેલો. ૧૮૫૫માં કોંગ્રેસને પણ સાથ આપેલો પરંતુ ત્યાર પછી કોંગ્રેસે, તેના સ્થાપકોએ તેને માટે નિર્માણ કરેલો મધ્યમપણાનો અને વફાદારીનો માર્ગ છોડી દીધો. તેની હિમાયતો પારસી જેવી કોમ માટે હાનિકર સમજાઈ. તેથી કોંગ્રેસ અને તેના કાર્યવાહકોની કામ કરવાની નીતિ સામે પોકાર કરવાની જરૂર 'રાસ્ત'ને પડી. "રાસ્ત ગોફતાર"ને અભિપ્રાયે કોંગ્રેસની નીતિ અંગ્રેજી રાજ્ય અને પારસી કોમની વિરુદ્ધ જતી હતી તેથી તેનો વિરોધ કર્યો અને દાદાભાઈ જેવા મિત્રો તેને જતા કરવા પડ્યા.

કાબરાજી અંગ્રેજી રાજ્યના હિમાયતી હોવા છતાં એ રાજ્યની ખામીઓ પ્રત્યે અંધ નહોતા, સરકારી અમલદારો તરફથી ચલાવવામાં આવતી જોહુકમી અને ગેરરીતિ સામે તેમણે સખતાઈથી લખ્યું હતું. સરકારને મન એ કેવળ નિર્દોષ છાપું નહોતું. લોર્ડ લિટનના અમલમાં દેશી છાપાને મોઢે ડૂચો દેનારો "વર્નાક્યુલર પ્રેસ એક્ટ" અમલમાં મેલતાં સરકારે જુદાં જુદાં પત્રોમાંથી તેને વાંધાભરેલા લાગતા ભાગના અંગ્રેજી તરજૂમાનો સંગ્રહ ધારાસભામાં રજૂ કર્યો તેમાં "રાસ્ત ગોફતાર"નો પણ સમાવેશ થતો હતો. તા. ૨૬મી ઓગસ્ટ ૧૮૭૭ના એ પત્રના અંકમાંથી એવો એક 'ફિતૂરી ફકરો' એ સંગ્રહમાં સ્થાન પામ્યો હતો. "રાસ્ત

11 "Dadabhai Naoroji", P. 301

પરંતુ દાદાભાઈ નવરોજી પછી એ પત્રની અનન્ય સાધારણ સેવા કરનાર તંત્રી કેખશરૂ કાબરાજી હતા. સતત ચાલીસ વર્ષ સુધી એમણે એ પત્રનું સુકાન સંભાળ્યું અને પત્રનો ખૂબ વિકાસ કર્યો.

કાબરાજી પહેલાં "જામે જમશેદ"માં કામ કરતા હતા પરંતુ તેમના સુધારક વિચારો દાખી 'જામે'ની જૂની નીતિ અનુસાર લખવામાં તેમને પોતાના અંતઃકરણની માન્યતા વિરુદ્ધ કામ કરવું પડતું. દરમિયાન "રાસ્ત ગોફતાર"ના આગેવાન કાર્યકર્તા સોરાબજી બંગાલી અને કરસનદાસ મૂળજી સાથે તેમને પિછાણ થઈ. કરસનદાસ અને કાબરાજીના વિચારો ઘણે અંશે મળતા હતાઃ કારણ બન્ને સમાજસુધારક હતા. કરસનદાસે કાબરાજી સંબંધી 'રાસ્ત'ના માલિકો જોડે વાત કરી તેમને 'રાસ્ત' માટે રાખી લેવા સલાહ આપી. તા. ૧લી ડિસેમ્બર ૧૮૬૨થી કાબરાજી 'રાસ્ત'ના ઉપતંત્રી તરીકે માસિક રૂપિયા પચાસના પગારે નિમાયા. પછીથી થોડીક મુદ્દતમાં કરસનદાસ વિલાયતને પ્રવાસે ગયા એટલે 'રાસ્ત'નું સુકાન પૂરેપૂરું એમના હાથમાં મુકાયું અને ત્યારથી તે તા. ૧લી મે ૧૯૦૨ સુધીની લાંબી મુદ્દત દરમિયાન તેમણે તે સંભાળ્યું હતું.[૧૦]

કાબરાજીના સમયમાં "રાસ્ત ગોફતાર"માં પારસી અને હિંદુ સમાજને લગતાં લખાણ ઉપરાંત રાજદ્વારી વિષયો પણ ચર્ચાવા લાગ્યા. કાબરાજી અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદાર હતા અને સ્વાભાવિક રીતે "રાસ્ત ગોફતાર" અંગ્રેજ રાજ્ય અમલનું મોટું વખાણનાર બન્યું. દાદાભાઈની રાજનીતિથી કાબરાજીની નીતિ જુદી પડતી. હિન્દી મહાસભા સામેના કાબરાજીના વિરોધથી કચવાઈને દાદાભાઈએ ૧૮૮૯માં સર દીનશા વાચ્છાને લખ્યું :

"I am sorry about the opposition (to the Congress) of some Parsis...... *The Rast Goftar* is my greatest distress—the instrument that I had so fondly cherised (in the hope that it) would be for the progress of India and showing how thoroughly

---

૧૦ "સ્ત્રીબોધ" કાબરાજી સ્મારક અંક (૧૯૦૪), પૃ. ૭/૮

the Parsis are faithful to the land of their birth and desirous to repay some of the debt to their asylum by doing whatever little good they can to promote the happiness and prosperity of its children. [૧૧]

“ રાસ્ત ગોફતાર ”ની રાજકીય નીતિનો બચાવ કાબરાજીએ એ અખબારના સુવર્ણ મહોત્સવ ટાણે પ્રગટ કરેલા “ અહેવાલે રાસ્ત ગોફતાર ”માં વિસ્તારથી કર્યો છે. એમાં તેઓ જણાવે છે કે રાજકીય હક્ક પ્રાપ્ત કરવાના કામમાં ‘ રાસ્તે ’ હંમેશ ટેકો આપ્યો છે. બોમ્બે એસોસિયેશન, લંડનના ઈસ્ટ ઈન્ડિયા એસોસિયેશન તથા મુંબાઈના પ્રેસિડન્સી એસોસિયેશનને “ રાસ્ત ગોફતારે ” ટેકો આપેલો. ૧૮૫૫માં કોંગ્રેસને પણ સાથ આપેલો પરંતુ ત્યાર પછી કોંગ્રેસે, તેના સ્થાપકોએ તેને માટે નિર્માણ કરેલો મધ્યમપણાનો અને વફાદારીનો માર્ગ છોડી દીધો. તેની હિમાયતો પારસી જેવી કોમ માટે હાનિકર સમજાઈ. તેથી કોંગ્રેસ અને તેના કાર્યવાહકોની કામ કરવાની નીતિ સામે પોકાર કરવાની જરૂર ‘ રાસ્ત ’ને પડી. “ રાસ્ત ગોફતાર ”ને અભિપ્રાયે કોંગ્રેસની નીતિ અંગ્રેજી રાજ્ય અને પારસી કોમની વિરુદ્ધ જતી હતી તેથી તેનો વિરોધ કર્યો અને દાદાભાઈ જેવા મિત્રો તેને જતા કરવા પડ્યા.

કાબરાજી અંગ્રેજી રાજ્યના હિમાયતી હોવા છતાં એ રાજ્યની ખામીઓ પ્રત્યે અંધ નહોતા, સરકારી અમલદારો તરફથી ચલાવવામાં આવતી જોહુકમી અને ગેરરીતિ સામે તેમણે સખતાઈથી લખ્યું હતું. સરકારને મન એ કેવળ નિર્દોષ છાપું નહોતું. લૉર્ડ લિટનના અમલમાં દેશી છાપાને મોઢે ડૂચો દેનારો “ વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ ” અમલમાં મેલતાં સરકારે જુદાં જુદાં પત્રોમાંથી તેને વાંધાભરેલા લાગતા ભાગના અંગ્રેજી તરજૂમાનો સંગ્રહ ધારાસભામાં રજૂ કર્યો તેમાં “ રાસ્ત ગોફતાર ”નો પણ સમાવેશ થતો હતો. તા. ૨૬મી ઑગસ્ટ ૧૮૭૭ના એ પત્રના અંકમાંથી એવો એક ‘ ફિતૂરી ફકરો ’ એ સંગ્રહમાં સ્થાન પામ્યો હતો. “ રાસ્ત

---

11 “ Dadabhai Naoroji ”, P. 301

ગોફ્તાર"ના તંત્રીએ એ સંબંધી સરકાર સાથે પત્રવહેવાર ચલાવ્યો અને ફિતૂરી ફકરાઓવાળા દેશી વર્તમાનપત્રોની નામાવલિમાંથી પોતાના પત્રનું નામ દૂર કરાવ્યું.

કાબરાજીના રાજદ્વારી વિચારોને લીધે તે સમયના "ગુજરાતી" સાપ્તાહિકમાં તેમની ઠેકડી થયા કરતી અને બન્ને પત્રોમાં સામસામાં તીખાં લખાણ થતાં. કાબરાજીની ભાષાને શુદ્ધ ગૂજરાતીની ઉપમા મળતાં તે સામે ટીકા થઈ અને "હિન્દુ ગુજરાતી" અને "પારસી ગુજરાતી" સંબંધી ગરમ ચર્ચા ચાલી. શરૂઆતનાં કેટલાંક વર્ષમાં "રાસ્ત ગોફ્તાર"ની ભાષા અશુદ્ધ જ હતી, પણ પાછળથી બીજાં પારસી પત્રોની સરખામણીમાં તેની ભાષા સાધારણ રીતે શુદ્ધ ગણાય એવી હતી. એના પહેલાંનાં મુંબાઈનાં વૃત્તપત્રો લેખનશૈલીમાં 'રાસ્ત' જેટલો ઝડપી સુધારો કરી શક્યાં નહોતાં. કરસનદાસ મૂળજી અને કેખશરૂ કાબરાજીએ વર્તમાનપત્રોની જોડણી સુધારવા ભરેલું પગલું તે વખતે 'હિંમતભરેલું' પગલું લેખાયું હતું અને તેમણે તે સારુ યોગ્ય તાલીમ રણછોડભાઈ ઉદયરામ અને મનસુખરામ સૂર્યરામ પાસેથી લીધી હતી.[૧૨]

"રાસ્ત ગોફ્તાર" હતું તો પારસી કોમનું વાજિંત્ર; તેના માલિક, તંત્રી વગેરે પારસી હતા; પરંતુ કરસનદાસ મૂળજીના સંબંધને લીધે તથા પાછળથી કરસનદાસનું "સત્યપ્રકાશ" તેમાં જોડાઈ જવાથી હિંદુ સમાજને લગતા વિષયો પણ એમાં વિસ્તારથી ચર્ચાવા લાગ્યા. જૂના જમાનાના વિચારો છોડી દઈ પ્રગતિશીલ વિચારો અપનાવવા હિંદુ સમાજને તેણે હાકલ કરી. જેઓ એ સુધારો અપનાવતા તેમની પ્રશંસા થતી, જેઓ તેને નકારતા તેમની કડવી ટીકા થતી. કરસનદાસના વિલાયતગમન અંગે પરદેશગમન કપોલ ન્યાતમાં ભારે ચર્ચાનો વિષય બન્યો. કરસનદાસ મૂળજી અને એમના કુટુંબને એ માટે અતિશય સોસવું પડ્યું.

૧૨ ચૂનીલાલ શા.હનો નિબંધ–પહેલી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૫), પૃ. ૪૭/૪૮

માધવદાસ રઘુનાથદાસે હિંદુઓમાં પહેલવહેલું પુનર્લગ્ન કર્યું અને તે માટે તેમનું સમગ્ર કુટુંબ ન્યાતબહાર મુકાયું. એમના જમાઈ ડૉ. રણછોડદાસ વોરા વિલાયત જઈ આવ્યા. મૂળજી બારભાયા તો પોતાની પત્નીને પણ સાથે વિલાયત લેતા ગયા. પત્ની સાથે દેશાટન કરવાની એમણે પહેલ કરી. વિલાયતના પ્રવાસનું પાપ કરવા માટે એ ત્રણે ન્યાતબહાર મુકાયા. ન્યાતની જોહુકમી સામે એ થોડો સમય તો ઝૂઝયા, પરંતુ બારભાયાની પત્નીના અવસાન પછી ડૉ○ વોરા અને બારભાયા પ્રાયશ્ચિત્ત કરી ન્યાતમાં ફરી દાખલ થયા. તેમની આ પીછેહઠ સામે "Kapole Reformers at the Shrine of the Idole of Caste" એ અંગ્રેજી શીર્ષક હેઠળ 'રાસ્ત' કડવી ટીકા કરે છે:

"ન્યાતનાં મોટાં નસીબે મિસિસ મૂળજીનો અકાળ સ્વર્ગવાસ થયો અને તેમના પતિ હિંમત હારી બેઠા. ન્યાતે એમને પ્રાયશ્ચિત કરી પાવન થવા ફરમાવ્યું છે, અને કપોળ ન્યાતના હાલના નાઈટે ખુલાસો આપ્યો છે તેમ મી. મૂળજી ન્યાતને જે જમણ આપનાર હતા તે આપીને ન્યાતને ખબર આપશે કે હું પાવન યાને પાક થયો. ડૉ○ વોરાને માથે જમણનો એવો જ દંડ પડ્યો છે. વિલાયત જઈ આવેલા આ બંને કંગાવાયેલા કપોળો ત્યાં જવાના કામને "પાપ" ગણીને પ્રાયશ્ચિત લઈ "પાક" થશે અને પોતે પાક થયા તેની ખબર ન્યાતને પકવાન જમાડીને આપશે!" ૧૩

જૂન ૧૯૦૦માં કેખશરૂ કાબરાજી વિલાયત ગયા. તે યુગના એક નામાંકિત હિંદી પત્રકાર તરીકે તેમનો ત્યાં સત્કાર થયો. "બ્રિટિશ ઈન્સ્ટિટયૂટ ઑફ જર્નલિસ્ટ્સ" તરફથી તેમના માનમાં એક ખાસ સભા થઈ અને તેમને એ સંસ્થાના સભ્ય તરીકે ચૂંટયા.

---

૧૩ રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા. ૧૫-૨-૧૯૦૫

૧૯૦૧માં "રાસ્ત ગોફ્તાર"ને પચાસ વર્ષ પૂરાં થયાં ને એ પત્રનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો. અર્ધી સદી દરમિયાન તેણે ભિન્ન ભિન્ન દિશામાં કરેલી સેવાની યાદ આપતો "અહેવાલે રાસ્ત ગોફ્તાર" નામનો ગ્રંથ કાબરાજીએ એ પ્રસંગે પ્રગટ કર્યો.

કેખશરૂ કાબરાજી ૧૯૦૪માં અવસાન પામ્યા. "રાસ્ત ગોફ્તાર"ના તંત્રી તરીકે તેમણે ચાર દસકા સુધી કામ કર્યું. તેમની કારકિર્દીનાં છેલ્લાં ત્રીસ વર્ષ દરમિયાન એમણે અન્ય પત્રકારો સામે બદનક્ષીની ઘણી ફરીઆદ નોંધાવેલી ને તેમાં જીતેલા; પરંતુ "કયસરે હિન્દ" પત્રના માલિક ફરામજી કાવસજી મહેતાએ તેમની સામે માંડેલા મુકદ્દમામાં તેમને તથા 'રાસ્ત'ના માલિક મેરવાનજી ફરદુનજી મર્ઝબાનને દંડ થયો હતો.[૧૪] "સત્યમિત્ર"ના માલિક અને તંત્રી મંચેરજી કાવસજી લંગડાના સામે "ગીબત કરવા, ગુનાહ ભરેલી ધમકી આપવા અને અપમાન કરવાનાં તોહમતો" મૂકી કાબરાજીએ માંડેલો મુકદ્દમો અગત્યનો છે. તેમાં પ્રતિવાદીને રૂા. ૧૦૦૦નો દંડ યા ત્રણ માસની સખત કેદની સજા થઈ હતી. ગીબતના ગુના માટે મુંબાઈમાં દેશી વર્તમાનપત્રના તંત્રીને આવી ભારે સજા પહેલી જ વાર થઈ.[૧૫]

કાબરાજી પછી પાલણજી બરજોરજી દેસાઈ "રાસ્ત ગોફ્તાર"ના તંત્રી થયા. એ પત્રની સેવામાં એમણે આખું જીવન અર્પણ કર્યું. ૧૮૭૪માં એ 'રાસ્ત'માં જોડાયા તે નિવૃત્ત થયા ત્યાં સુધી તેને વળગી રહ્યા. ૧૯૦૨થી ૧૯૧૬ સુધી એ પત્રના તંત્રી તરીકે હતા.

તા. ૧-૧-૧૯૧૬થી રુસ્તમ પેસ્તનજી જેહાંગીરે "રાસ્ત ગોફ્તાર અને સત્ય પ્રકાશ" પીરોજશા મેરવાનજી મર્ઝબાન પાસેથી ખરીદી પ્રગટ કરવા માંડ્યું, પરંતુ અઢી વર્ષ પછી જુલાઈ ૧૯૧૮માં તે "પ્રજામિત્ર અને પારસી" સાથે જોડાઈ જઈ, ખરી રીતે, અદૃશ્ય થયું.[૧૬]

---

૧૪ પારસી પ્રકાશ, દફતર ૪, ભાગ ૨ (૧૯૨૬), પૃ. ૭

૧૫ પારસી પ્રકાશ, દફતર ૩ (૧૯૨૦), પૃ. ૪૧

૧૬ પારસી પ્રકાશ, દફતર ૪, ભાગ ૧ (૧૯૨૩), પૃ. ૪૬

જે પત્રને તંત્રીસ્થાને દાદાભાઈ નવરોજી, કરસનદાસ મૂળજી, ખરશેદજી કામા અને પાલણજી દેસાઈ જેવા ગૂજરાતના ગૌરવસમા પુત્રો બિરાજી ગયા એ અખબારે સમાજની શું સેવા કરી એનો ખ્યાલ એ નામો માત્રથી આવે છે. સમાજસુધારાનો ઝંડો "રાસ્ત ગોફ્તાર"માં દાદાભાઈએ ફરકાવેલો તેને એમના સ્થાને આવનાર દરેક ફરકતો રાખ્યો હતો. એમ કરવામાં તેમને મોટી મુશ્કેલી વેઠવી પડેલી. આજ કરતાં પ્રજાનો વધારે મોટો ભાગ ત્યારે અભણ હતો; અંધશ્રદ્ધાવાળો હતો; ધર્મગુરુઓ ધર્મને નામે જે કહે તે માનવાવાળો હતો; દરેક બાબતમાં પૂર્વજોને પગલે ચાલવામાં ગૌરવ અનુભવનારો હતો. એ વર્ગ શરૂઆતમાં 'રાસ્ત'ના વિચારોની પરવા નહોતો કરતો. 'રાસ્ત'ના સમકાલીન વૃત્તપત્રો જૂના વિચારનાં જુદા જુદા પક્ષનાં મુખપત્રો હતાં. તે મુખપત્રો "રાસ્ત ગોફ્તાર"નો વિરોધ કરતાં. આવી મુશ્કેલીઓ છતાં "રાસ્ત ગોફ્તારે" પોતાની સુધારક નીતિ છોડી નહિ, એટલું જ નહિ, પાછલાં વર્ષોમાં તો તેણે વધારે જોરથી સુધારાનો શંખ ફૂંક્યો અને ફક્ત પારસી નહિ, પરંતુ હિંદુ સમાજમાં પણ સુધારાની ઘોષણા કરી; પણ તેના પ્રગતિવાદી સામાજિક વિચારો સાથે તેના સાંકડા રાજદ્વારી વિચારોનો મેળ બેસતો નહિ. સામાજિક ક્ષેત્રમાં આગેકદમ ભરવાને પ્રજાને પ્રેરનાર અને તેમ કરતાં જે જે મુશ્કેલી માર્ગમાં આવે તેને હઠાવનાર પીઢ પત્રકાર, રાજકીય ક્ષેત્રમાં તટસ્થતા જ ધારણ ન કરતાં, મુક્તિ માટેના પ્રયાસોની ઠેકડી કરે, તેને ઉતારી પાડે અને અંગ્રેજ રાજઅમલની આંધળી હિમાયત કર્યે જાય એ સાચે જ આશ્ચર્યજનક લાગે છે અને એને લઈને "રાસ્ત ગોફ્તાર"ની મહત્તા કેટલેક અંશે ઓછી થઈ જાય છે. એની પછી જન્મેલા "ગુજરાતી" સાપ્તાહિકે એથી ઊલટું જ વલણ દાખવ્યું. તેણે રાજકીય દિશામાં ખૂબ આગળ વધેલા વિચારો દર્શાવી સમાજસુધારાના ક્ષેત્રમાં સાંકડી મનોવૃત્તિ દેખાડી. સમાજસુધારા માટે કાર્ય કરનાર ત્યારે બીજી વ્યક્તિઓ તથા સંસ્થાઓ હતી એટલે "ગુજરાતી"ની એ દિશામાંની નીતિએ ઝાઝી હાનિ ન કરી; જ્યારે તેની પ્રગતિશીલ રાજકીય નીતિ દેશ અને પ્રજા માટે ખૂબ હિતકર નીવડી.

આમ છતાં પત્રકારિત્વના ઈતિહાસમાં "રાસ્ત ગોફ્તાર" એ નવું પગરણ છે. એના વિકાસમાં એ ધ્યાન દોરનાર સ્તંભ છે. તેણે ગૂજરાતી ભાષા વિશે વિશેષ કાળજી રાખી. તેણે ચર્ચામાં વિવેક અને શિષ્ટતા જાળવી. તેણે પોતાની સેવાની નીતિમાં ચોકસાઈ દાખવી અને સમાજસુધારામાં અસાધારણ મહત્ત્વનો ભાગ ભજવ્યો. એકંદરે, ઠરેલ સમજદારી દાખવી ગૂજરાતી વૃત્તવિવેચનનું તેણે ગૌરવ વધાર્યું.



# ૮ : સત્ય પ્રકાશ

"To expose and denounce evil and barbarous practices, to attack usages and customs inconsistent with moral purity and social progress, is one of its (of the Press) highest, its most imperative duties. When those evils and errors are consecrated by time, fenced round by custom, countenanced and supported by the highest and most influential class in society, when they are wholly beyond the control and supervision of any other tribunal, then it is the function and the duty of the Press to intervene, honestly endeavouring by all the powers of argument, denunciation and ridicule, to change and purify the public opinion which is the real basis on which these evils are built and the real power by which they are perpetuated."

વૈષ્ણવ ધર્મના અને ગૂજરાતી પત્રકારિત્વના ઈતિહાસમાં જેને અમરત્વ પ્રાપ્ત થયું છે એવા "મહારાજ લાઈબલ કેસ"નો ચુકાદો આપતાં વિદ્વાન ન્યાયમૂર્તિ સર જૉસેફ આર્નોલ્ડે આ વચન ઉચ્ચાર્યાં હતાં. વૈષ્ણવ ધર્મગુરુઓ સામે પોતાની કલમ અને પત્ર દ્વારા ઝઝૂમનાર અને ન્યાયની અદાલતમાં કપરી કસોટીમાંથી પાર ઊતરી ન્યાયમૂર્તિની, વર્તમાનપત્રોની, નામાંકિત નરોની અને દરેક ન્યાતજાતના શિક્ષિત વર્ગની પ્રશંસા અને અભિનંદન મેળવનાર એ પત્રકાર તે વીર કરસનદાસ મૂળજી; અને પ્રજાને મુખે અને અદાલતને આંગણે ખૂબ ખૂબ જાણીતું થએલું એમનું પ્રચારવાહન "સત્ય પ્રકાશ".



ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

# ૮ : સત્ય પ્રકાશ

"To expose and denounce evil and barbarous practices, to attack usages and customs inconsistent with moral purity and social progress, is one of its (of the Press) highest, its most imperative duties. When those evils and errors are consecrated by time, fenced round by custom, countenanced and supported by the highest and most influential class in society, when they are wholly beyond the control and supervision of any other tribunal, then it is the function and the duty of the Press to intervene, honestly endeavouring by all the powers of argument, denunciation and ridicule, to change and purify the public opinion which is the real basis on which these evils are built and the real power by which they are perpetuated."

વૈષ્ણવ ધર્મના અને ગૂજરાતી પત્રકારિત્વના ઈતિહાસમાં જેને અમરત્વ પ્રાપ્ત થયું છે એવા "મહારાજ લાઈબલ કેસ"નો ચુકાદો આપતાં વિદ્વાન ન્યાયમૂર્તિ સર જૉસેફ આર્નોલ્ડે આ વચન ઉચ્ચાર્યાં હતાં. વૈષ્ણવ ધર્મગુરુઓ સામે પોતાની કલમ અને પત્ર દ્વારા ઝઝૂમનાર અને ન્યાયની અદાલતમાં કપરી કસોટીમાંથી પાર ઊતરી ન્યાયમૂર્તિની, વર્તમાનપત્રોની, નામાંકિત નરોની અને દરેક ન્યાતજાતના શિક્ષિત વર્ગની પ્રશંસા અને અભિનંદન મેળવનાર એ પત્રકાર તે વીર કરસનદાસ મૂળજી; અને પ્રજાને મુખે અને અદાલતને આંગણે ખૂબ ખૂબ જાણીતું થએલું એમનું પ્રચારવાહન તે "સત્ય પ્રકાશ".

કરસનદાસે ઊંચી કેળવણી લીધી હતી. ભણેલાઓને સામાજિક ને ધાર્મિક સુધારા માટે બંગાળાથી–રામમોહનરાય અને બ્રહ્મસમાજથી–પ્રેરણા મળી હતી. સુધારા માટે જોમજોશથી કામ કરનારા કેટલાક પારસી સજ્જનોના મિત્રમંડળમાં કરસનદાસે સ્થાન મેળવ્યું હતું, એટલે સ્વાભાવિક રીતે એ અર્થ વગરના જૂના રિવાજોના વિરોધી બન્યા અને સમાજમાં સુધારાનો પ્રચાર કરવાનો આદર્શ સેવ્યો. દાદાભાઈ નવરોજીએ શરૂ કરેલા "રાસ્ત ગોફ્તાર"માં સામાજિક અને ધાર્મિક સુધારાની હિમાયત કરતા લેખો કરસનદાસે લખવા માંડ્યા. મુખ્યત્વે સ્ત્રીઓના જ વિષયોને સ્પર્શતા "સ્ત્રીબોધ" સામયિકમાં પણ એમણે લખવા માંડ્યું. "બુદ્ધિવર્ધક" અને "જ્ઞાન પ્રસારક"માં પણ એમણે લેખો લખ્યા. "નીતિ વચન" અને "સંસાર સુખ" નામનાં બે પુસ્તકો બહાર પાડ્યાં. કરસનદાસનું નામ લેખક તરીકે–ખાસ કરીને સુધારાવાદી લેખક તરીકે–જાણીતું થયું. પરંતુ કરસનદાસને કેવળ લેખક તરીકે ખ્યાતિ મેળવવાના કોડ નહોતા. એમને તો કલમ દ્વારા સમાજ સામે પડેલા મહત્ત્વના પ્રશ્નો ચર્ચવા હતા. "રાસ્ત ગોફ્તાર" અને "સ્ત્રી-બોધ" તેમનાં લખાણોને સ્થાન આપતાં, પરંતુ એ બંનેનો વાચકવર્ગ મોટે ભાગે પારસી હતો અને તે પણ પારસી કોમનો સુધારક વર્ગ. એટલે કરસનદાસના લેખોની ચોટ જ્યાં લાગવી જોઈએ ત્યાં લાગતી નહિ. આથી કરસનદાસે એક નવું પત્ર પ્રગટ કરવાનો નિશ્ચય કર્યો અને મંગલદાસ નથ્થુભાઈની સહાયતાથી "સત્ય પ્રકાશ" શરૂ કર્યું.

દાદાભાઈ માફક કરસનદાસે પણ આજીવિકા માટે નહિ પરંતુ સમાજના ઉદ્ધાર અને ઉન્નતિ અર્થે જ પત્રકારનો વ્યવસાય પસંદ કર્યો હતો. એટલે પૈસાની અપેક્ષા વિના "સત્ય પ્રકાશ"નું તંત્રીપદ માથે લીધું. દરમિયાન હિંદુ ધાર્મિક ક્ષેત્રમાં એક નવી ચર્ચા ઊભી થઈ. "છપ્પન ભોગ" યાને ભગવાનને નૈવેદ્યરૂપે અર્પણ કરવા માટે છપ્પન જાતનાં પકવાન તૈયાર કરવાની પ્રથા સંબંધે વૈષ્ણવ મહારાજો અને મુંબાઈના ભૂલેશ્વરવાસી બ્રાહ્મણો વચ્ચે ચકમક ઝામી. વૈષ્ણવ મહારાજોની પ્રથાનું અનુકરણ કરી ૧૮૫૫માં ભૂલેશ્વરમાં વસતા બ્રાહ્મણોએ પણ શિવમંદિરમાં "છપ્પન ભોગ"નો સમારંભ યોજ્યો અને પછીથી અર્પણ થએલાં પકવાન આરોગી ગયા.

શિવસમર્પિત પક્વાન શિવનિર્માલ્ય ગણાય અને એનો ઉપયોગ બ્રાહ્મણો કરી શકે નહિ એટલે આ પ્રશ્ન ચર્ચાનો વિષય બન્યો. બ્રાહ્મણોની આ હઠાગ્રહ-વૃત્તિ જોઈ ને તથા ચાલી આવતી માન્યતાનો ધ્વંસ કરી શિવનું માહાત્મ્ય અનુચિત રીતે વધારવાની તેમની લાલસા જોઈ વૈષ્ણવ મહારાજોએ પોતાના સંપ્રદાયને ફરમાવ્યું કે બ્રાહ્મણો શિવનિર્માલ્ય પક્વાન આરોગવાના પાપનું પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી તેમનો બહિષ્કાર કરવો.

ખરું જોતાં, બ્રાહ્મણોના પાપનું પ્રાયશ્ચિત્ત માગવા બહાર પડેલા મહારાજો પોતે અનેક પાપોમાં ડૂબેલા હતા. એ પાપો કરસનદાસને સુવિદિત હતાં. એ વાતને જાહેરમાં રજૂ કરવાને એ તક શોધતા હતા. "છપ્પન ભોગ"ની ચર્ચા ખૂબ જોરથી ચાલતી હતી તે જ વેળાએ "સત્ય પ્રકાશ"નો પ્રથમ અંક એમણે પ્રકટ કર્યો: ને બ્રાહ્મણોના 'પાપ' માટે ઊહાપોહ કરતા મહારાજોનાં પાપનો ઘડો એમણે "સત્ય પ્રકાશ"માં ફોડી નાખ્યો.

મહારાજોના મંડળમાં ભારે ખળભળાટ મચ્યો. મહારાજોને ખાસ પુષ્ટિજીવો માનનારા સંપ્રદાયમાં આ કરસનદાસ નવી વાતો ફેલાવી રહ્યો હતો. એના મુખને તાળું દેવાની, એની કલમને આગળ વધતી અટકાવવાની કોશિશ થઈ. એણે લાંચ સ્વીકારવા ના પાડી, એટલે ધમકી અપાઈ, દાબદબાણ થયાં, પરંતુ કરસનદાસ અણનમ રહ્યા. એમની કલમ સપાટા-ઝપાટા લગાવ્યે જ ગઈ. કરસનદાસનો કોઈ રીતે પણ પ્રતિકાર કરવાનું જરૂરી લાગ્યાથી "ચાબુક"ના તંત્રી નવરોજી દોરાબજીને લાંચ આપી મહારાજોએ પોતાના પક્ષમાં ખેંચ્યો. "ચાબુક" પોતાની ટેવ મુજબ ચોગરદમ ચાબખા વીંઝવા માંડ્યા, પરંતુ એમ કરતાં તેણે શેઠ લક્ષ્મીદાસ ખીમજી ઉપર અંગત હુમલો કર્યો ને તેથી શેઠ લક્ષ્મીદાસે "ચાબુક"ના તંત્રીને ૧૮૫૯માં અદાલતમાં ઘસડ્યો.

આમ મહારાજોની તરફદારી કરતાં નવરોજી મુશ્કેલીમાં આવી પડ્યો. મહારાજો પોતે મુશ્કેલીમાં મુકાય તો તેઓ ઘટતે સ્થળે દબાણ લાવી પોતાને છોડાવે એ આશાએ નવરોજીએ મહારાજોને મુકદ્દમા વેળા અદાલતમાં

હાજર રહેવા સમન્સ કઢાવ્યા. મહારાજોએ આ આફતમાંથી છૂટવા યુક્તિ અજમાવી. તેમણે એક નિવેદનમાં જણાવ્યું કે મહારાજોનો ધાર્મિક દરજ્જો જોતાં તેમને અદાલતમાં બોલાવી શકાય નહિ; તેમની સામે કોઈથી લખી-બોલી શકાય નહિ; અને જેઓ એ લખાણ મુજબ અમલ ન કરે તેમને ન્યાત બહાર સમાજે મૂકવા જોઈએ. આ લખાણ પર સહીઓ લેવાવા માંડી. મહારાજોને અદાલતમાં હાજરી આપવામાંથી હંમેશ માટે મુક્ત કરવા કાજે સરકારને એક નિવેદન કરી કાયદો ઘડાવવા પણ મહારાજોએ નક્કી કર્યું.

મહારાજો સામે લખનારા અને બોલનારાને ન્યાત બહાર મૂકવાનું સૂચન કરસનદાસ માટે જ હતું. ન્યાત બહાર જવાની હિંમત તે વેળા કોઈમાં નહોતી એટલે કરસનદાસ માટે મોટો સવાલ આવી પડ્યો, પરંતુ એ વીરે નિર્ણય કરી નાખ્યો. મહારાજોની ત્રુટીઓ જાણવા છતાં તેમની તરફદારી કરવા કે મૂગા બેસવા કરતાં ન્યાત બહાર જવું પડે તો તેમ કરીને પણ પોતાના સિદ્ધાંતો ને અભિપ્રાયો વ્યક્ત કરવાની હિંમત કરસનદાસે દાખવી. ન્યાતમાં રહેવાના હક ખાતર કલમની સ્વતંત્રતા લુંટાવા ના દીધી; અને "સત્ય પ્રકાશ"ના બીજા અંકમાં એક યાદગાર લેખમાં મહારાજોની તરફદારી કરતા નિવેદનને "ગુલામી ખત"ની ઉપમા આપી અને તેની પ્રત્યેક દલીલનો રદિયો આપ્યો.

આ લેખની સારી અસર થઈ અને લગભગ બસો માણસે તેમને સાથ આપ્યો. પચાસ હજાર સામે આ બસોએ ઝઝૂમવાનું હતું, પરંતુ તેમનો નેતા કરસનદાસ જેવો નેક, નીડર ને વિદ્વાન પુરુષ હતો. અને "સત્ય પ્રકાશ"ની સુશિક્ષિતોમાં સારી પ્રતિષ્ઠા હતી. કરસનદાસના પ્રચારને પરિણામે બીજાં પત્રોએ પણ વૈષ્ણવ મહારાજોના પ્રશ્નમાં રસ લેવા માંડ્યો. "ધી બોમ્બે ટાઇમ્સે" મહારાજોની ઝાટકણી કાઢતાં લખ્યું હતું કે—

"The deeds of the Maharajs are evil and so they love the darkness and not the light, and have resolved to resist to the death, the inevitable exposure of the witness box, which is sure to bring on them the detestation of the majority of the public,

and must at last overthrow their influence even with their most benighted and bigoted devotees. It is not our purpose to deal with their lives, their inevitable avarice, their greed of power, their insufferable pride, their grinding tyranny, and utter contempt of their people, and their abandoned profligacy; it suffices to tell the readers that they claim to be gods and we leave them to conceive how abhorrent and infamous must be their yoke."[1]

"આપઅખત્યાર" પત્રે તો મહારાજો સામે લખવામાં કશી બાકી રાખી નથી. એણે લખ્યું :

> "હિંદુઓના માહરાજના મંદીર એક છીનાલવાડો, તેઓના દીવાનખાના એક ભરશટ અને બેઆબરૂ કુટણીનું ઘર, તેમની દરશટીનો દેખાવ ફાંકડી રંડીબાજી, તેમના અવીઅવ બુરા હવશનું ઘર, તેમના શરીરની દરેક રતી અપવીતરાઈ, ગલીચાઈ, નઠશાઈ, અને બુખતેશરમાં તેઓ જે ઇશ્વર અવતારી ગણાએ છે તેને બદલે ગખશસ અવતારી દેવ અને સેતાનની ખસલતના અને ખવાસના માલુમ પડી ચુકા છે."[2]

આ જુસ્સાદાર પ્રચારને પરિણામે કરસનદાસને ન્યાત બહાર મૂકવાની ક્ષેપોળોની હિંમત ચાલી નહિ. શેઠ લક્ષ્મીદાસ સામે "ચાબુક"નો તંત્રી સોરાબજી ને ખુવાર થયો.

૧૮૬૦માં જદુનાથજી મહારાજ સુરતથી મુંબાઈ આવ્યા. કવિ નર્મદાશંકરે સ્ત્રીકેળવણીના વિષય પર પોતાની સાથે શાસ્ત્રાર્થ કરવાને એમને આહ્વાન કર્યું. જદુનાથજીએ ચર્ચા કરવાનું સ્વીકાર્યું, પરંતુ નર્મદની નાદાનીને લીધે સ્ત્રીકેળવણીને સ્થાને પુનર્વિવાહનો પ્રશ્ન ચર્ચાયો અને તેમાંથી કશું સારું પરિણામ ન આવ્યું. કરસનદાસ નિરાશ ન થતાં "સત્ય પ્રકાશ"માં

---

૧ "The Bombay Times", 23-8-1859

૨ "આપઅખતીઆર", તા. ૨૨-૬-૧૮૫૯

શાસ્ત્રાર્થના વિષય પર લખ્યે ગયા. એમને જવાબ આપવાને જદુનાથજી મહારાજે "સ્વધર્મ વર્ધક અને સંશય છેદક" નામે ચોપાનિયું કાઢયું. બન્ને પક્ષોએ પરસ્પર સખત ટીકા કરી. મહારાજના વાજિંત્રે સુધારકોને મૂર્ખા, લુચ્ચા, નાસ્તિક વગેરેના ઇલકાબ આપ્યા. કરસનદાસના પક્ષે ધર્મગુરુઓને છેતરપિંડી કરનારા અને તેમનાં ધાર્મિક પુસ્તકોને ઝેરથી ભરેલાં જણાવ્યાં. ધર્મગુરુઓને વ્યભિચારીનું વિશેષણ લગાડતાં વાત વધી પડી અને તા. ૧૬-૯-૧૮૬૦ના "ચાબુક"ના અંકમાં જદુનાથજી મહારાજે સુધારકો સામે સખત શબ્દોમાં પોતાનો રોષ ઠાલવ્યો. એનાઇ જવાબમાં કરસનદાસે "સત્ય પ્રકાશ"ના તા. ૨૧-૧૦-૧૮૬૦ના અંકમાં "હીંદુનો અસલ ધરમ અને હાલના પાખંડી મતો" એ નામનો અમર લેખ લખ્યો. ચકચારભર્યા "મહારાજ બાઇબલ કેસ"ની ઉત્પત્તિ એ જ લેખમાંથી થઇ.

મહારાજોના આચરણ સંબંધી સખત ટીકા કરી કરસનદાસે જણાવ્યું કે:

> "મહારાજનો પંથ પાખંડ ભરેલો તથા ભોલા લોકોને ઠગવાનો છે તે અસલના વેદપુરાણ વગેરેના ગરંથોથી ઉપર જણાવેઆ પ્રમાણે સાબેત થાય છે. એટલું જ નહીં પણ મહા-રાજોના બનાવેલા પુસ્તકો ઉપરથીબી સાબેત થાય છે કે મહારાજોએ કાંઈ જ નહી પણ નવું પાખંડ અને તોખલ ઉભું કીધું છે. જુઓ બરહમ સંબંધ બાબત મુળ શલોક લઆવીને ગોકુળનાથજીએ કેવી ટીકા કીધી છે.
>
> **तस्माद् आदौ स्वोपभोगात् पूर्वमेव सर्ववस्तुपदेन भार्यापुत्रादीनामपि समर्पणं कर्तव्यम्। विवाहानन्तरं स्वोपभोगात् पूर्वमेव स्वोपभोगार्थम् तत्तन्निवेदनं कर्तव्यम्। एवमपि पुत्रोत्पत्त्यनन्तरम् अपि पुत्रादीनां समर्पणं कर्तव्यम्। सर्वकार्ये सर्वकार्यनिमित्तं**

तत्तत् कार्योपयोगि वस्तुसमर्पणं कार्यम्। समर्पणं कृत्वा पश्चात् तानि तानि कार्याणि कर्तव्यानि इत्यर्थः।

(સિદ્ધાન્ત રહસ્યની ટીકામાંથી)

અરથ—"તે માટે પોતે ભોગવેઆ અગાઉ પોતાની પરણેલી બાયડી પણ (ગોસાઈજી મહારાજને) સોપવી અને પોતાના બેટાબેટી પણ તેમને સોપવાં. પરણેઆ પછી પોતે ભોગવેઆ પહેલાં જ (ગોસાઈજી મહારાજને) અરપણ કરીઆ પછી પોતાના કામમાં લેવી."

અરરરર! આ કેવું પાખંડ. આ કેવા ઢોંગ અને આ કેવી ઠગાઈ!! હમો જદુનાથજી માહારાજને પુછીએ છે કે કહા વેદમાં, કહા પુરાણમાં, કહા શાસ્ત્રમાં અને કહી સમૃતીમાં લખી-ઉંછે કે માહારાજને અથવા ધરમ ગુરૂને પોતાની પરણેલી સ્ત્રી ભોગવેઆ પેહેલાં સોંપવી. પોતાની સ્ત્રી જ નહી પણ પોતાની બેટી અથવા દીકરીને બી સોંપવા! અરરરર, આ લખતાં હમારી કલમ ચાલતી નથી. હનોને અતીશે કંટાલા અને ધ્રુજારા છુટે છે. લોકોને દેખતી આંખે આંધલા કરવા, અને તેઓની આંખમાં ધુલ છાંટીને ધરમને નામે અને ધરમને બાને તેઓની કાચી કુવારી વહુ દીકરી ભોગવવી એનાં કરતાં વધારે પાખંડ અને વધારે ઠગાઈ કહી? વલભચારીઅ શીવાએ કલીયુગમાં બીજા ઘણા પાખંડ અને ઘણા પંથો ઉભાં થયા છે પણ માહારાજોના પંથ જેવી નઠ્ઠાઈ, ખંડાઈ, બેહાઈ, લુચાઈ અને ઠગાઈ બીજા કોઈબી પંથવાલાએ કીધી નથી. હમો જારે આવા કઠણ શબદ વાપરીએ છે તારે હમારા ભોલા હીંદુ ભીતરોને હમારી ઉપર ગુસો ઉપજે છે, અને તે ગુસાને લીધે હમને ઘણું સોસવું પડીઉં છે અને પડે છે. પણ જાંહાં ભોલા લોકની આંખમાં ધુલ છાંટીને તેમની વહુ દીકરીને કાચી કુવારી ભોગવવાને માહારાજો પોતાના પુસતકોમાં

લખે છે અને તે પરમાણે તેઓ ભોગવે છે તારે હમારા પેટમાં મોટાં ભડકા ઉઠે છે, હમારી. કલમ એકદમ તપીને ગરમ થઈ જાએ છે, હમારા ભોલા હીંદુ મીતરો ઉપર અને તેઓની વીચાર-શકતી ઉપર અફસોસ કરવો પડે છે".[3]

તા. ૧૮-૧૧-૧૮૬૦થી કરસનદાસે એ બાબતની ચર્ચા પડતી મૂકી. ૧૮૬૧ના એપ્રિલમાં જદુનાથજી મહારાજના ધારાશાસ્ત્રી તરફથી કરસનદાસને નોટિસ મળી કે મજકૂર લેખ માટે કરસનદાસે દિલગીરી જાહેર કરવી અને માફી માગવી. દરમિયાન "સત્ય પ્રકાશ" "રાસ્ત ગોફતાર" સાથે જોડાઈ ગયું; એટલે તા. ૫મી મે ૧૮૬૧ના "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ"ના અંકમાં મજકૂર નોટિસનો આવો જવાબ હતો :

"એ બીના લખનારે નીરદોશ બુધીથી લખી હતી અને તે બધે જે ટીકા કરેઆ હતા તે ઘટતા અને અને વાજબી હતા. એ બીનાથી અગર જદુનાથજી માહરાજને માઠું લાગીઉં હતું તો એટલા ૬ મહીના એ માહરાજ કાંહાં સુઈ રહેઆ હતા તેની હમને સમજ પડતી નથી. જદુનાથજી માહરાજને સત્ય પ્રકાશ ઉપર કરોધ ચહડેઓ હોયે ઈઆ નહી હોય પણ એ બીનામાં ખુલાસો કરવા જેવી અથવા ફેરવી નાખવા જેવી અથવા માફી માગવા જેવી કાંઈ પણ વાત હમારા જોવામાં આવતી નથી".

એને પરિણામે તા. ૧૪મી મેએ જદુનાથજી મહારાજે "સત્ય પ્રકાશ"ના તંત્રી કરસનદાસ મૂળજી અને પ્રકાશક નાનાભાઈ રુસ્તમજી રાણીના સામે બદનક્ષીની ફરિયાદ નોંધાવી, રૂ. ૫૦,૦૦૦નો બદલો માગ્યો. મુંબાઈના ભાટિયાઓએ ૬ઠ્ઠી સપ્ટેમ્બરે નક્કી કર્યું કે કોઈ ભાટિયાએ મહારાજની સામે જુબાની આપવી નહિ, અને એ ઠરાવનો ભંગ કરનાર ન્યાત ફરમાવે તે શિક્ષાને પાત્ર ઠરશે.

૩ "સત્ય પ્રકાશ", તા. ૨૧-૧૦-૧૮૬૦

આ ઠરાવ ન્યાય મેળવવાના માર્ગમાં અંતરાય રૂપ હોઈ ગેરકાયદેસર હતો. ૧૬મી નવેમ્બરે કરસનદાસે નવ ભાટિયાઓ જેમણે ઉપર્યુક્ત ઠરાવ પસાર કરાવવામાં આગેવાની લીધી હતી તેમની સામે ફરિયાદ કરી. સર જૉસેફ આર્નોલ્ડે નવે આરોપીઓને ગુનેગાર ઠરાવ્યા, પરંતુ કરસનદાસની વિનંતિનો સ્વીકાર કરી તેમને કેદની સજા ન કરતાં માત્ર દંડની શિક્ષા કરી.

જદુનાથજી મહારાજની ફરિયાદની પહેલી સુનાવણી તા. ૨૬–૧–૧૮૬૨ને દિને નીકળી અને તે ચોવીસ દિવસ ચાલી. કરસનદાસે પોતાના બચાવમાં કહ્યું હતું કે પોતે બિનતકસીરવાર છે, પોતાનો તકરારી લેખ બદનક્ષીભર્યો નથી અને જે લખાણ બદનક્ષીભર્યું હોવાનું કહેવાય છે તે માત્ર સત્ય બાબતનું વર્ણન છે.

એપ્રિલમાં આ મુકદ્દમાનો ચુકાદો અપાયો. તેમાં કરસનદાસનો વિજય થયો. મહારાજે સામે મૂકેલા આક્ષેપો પુરવાર થએલા હોવાનું ઠર્યું અને એ મુકદ્દમાના ખર્ચ તરીકે કરસનદાસને રૂ. ૧૧,૫૦૦ આપવા મહારાજને હુકમ થયો.

સર જૉસેફ આર્નોલ્ડનો એ યાદગાર ચુકાદો રસીલું વાચન પૂરું પાડે છે. તેમાં કરસનદાસના કાર્યને તેમણે ભવ્ય અંજલિ આપી છે :–

"The principles for which the defendent and his witnesses have been contending is simply this that what is morally wrong cannot be theologically right, that when practices which sap the very foundation of morality, which involve a violation of the eternal and immutable laws of Right, are established in the name and under the sanction of Religion, they ought, for the *common* welfare of society, and in the interest of Humanity itself, to be publicly denounced and exposed. They have denounced, they have exposed them at a risk and at a cost which we cannot adequately measure. These men have done determined battle against a foul and powerful delusion. They have dared to look Custom and Error boldly in the face, and

proclaim before the world of their votaries, that their Evil is not Good, that their Lie is not the Truth. In doing this they have done bravely and well."

ડૉ. નોશીરવાન થૂથીએ "ગુજરાતના વૈષ્ણવો" નામના અંગ્રેજી ગ્રંથમાં 'મહારાજ લાઇબલ કેસ' સંબંધી વિવેચન કર્યું છે;[૪] અને કરસનદાસ તેમજ મહારાજો બન્નેની બાજુ બતાવવાનો પ્રયાસ કર્યો છે. તેઓ લખે છે:

"Let us remember, that the case against them (*Vallabhites*) is overstated, exaggerated and in some instances even fabricated.

It may be mentioned, also, that the evils within the Vallabhi fold loom especially large before the public eye only because of the publicity given to them in the Maharaj Libel Case. On examination, the other *Sampradayas* would not escape censure."

ડૉ. થૂથીના આ શબ્દો આગલા મહારાજોની સ્થિતિ કોઈ રીતે સુધારતા નથી. તે સમયના બીજા સંપ્રદાયો પણ ઠપકાને પાત્ર હતા એમ કહેવાથી વૈષ્ણવ મહારાજોના વર્તનનો બચાવ થઈ શકે નહિ. કરસનદાસની લડત અને જીત બંને વાજબી હતાં. કરસનદાસનું એ દિશામાંનું કાર્ય ગૂજરાતી પત્રકારિત્વના ઈતિહાસમાં તેમને એક નીડર અને પ્રજાસેવક પત્રકાર તરીકે મહત્ત્વનું સ્થાન અપાવે છે અને મહારાજોના હિમાયતીઓ કે ધાર્મિક અંધશ્રદ્ધા તેમનું એ સ્થાન લુપ્ત કરી શકે એમ નથી.

૧૮૫૭માં કરસનદાસ મુંબાઈ છોડી ડીસા ગયા ને "સત્ય પ્રકાશ"નું સુકાન તેમના મિત્ર મહીપતરામ રૂપરામને સોંપી ગયા. મહીપતરામ છ માસ તંત્રી રહ્યા. તેમણે પણ સામાજિક કુચાલ ઉપર હુમલા ચાલુ રાખ્યા. અમદાવાદમાં નોકરી મળતાં ઝવેરીલાલ ઉમિયાશંકરને "સત્ય પ્રકાશ" સોંપ્યું ને એ પછી થોડા માસમાં કરસનદાસ મુંબાઈ પાછા ફરતાં પોતાનું પત્ર સંભાળી લીધું.[૫]

---

૪ "The Vaishnavas of Gujarat" (1935), P. 96/8

૫ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૧૨

એ સમયમાં પત્રકારો એકમેક સામે લખવામાં પાછી પાની નહોતી કરતા. છતાં કરસનદાસે પત્રકાર બંધુઓમાં પોતા માટે ઊંચી છાપ પાડી હતી. એ ઈંગ્લાંડના પ્રવાસે ગયા ત્યારે મુંબાઈના પત્રકારોએ એમને માનપત્ર આપ્યું (તા. ૧૨–૩–૧૮૬૩). ૮૫ વર્ષ પર એક સુધારક ગૂજરાતી પત્રકારને તેના પત્રકારબંધુઓ તરફથી માન આપવાનો પ્રસંગ વિરલ હતો. સ્વાભાવિક રીતે મહારાજને લગતા મુકદ્દમા બાબત માનપત્રમાં વિસ્તૃત ઉલ્લેખ છે. તેમાં જણાવ્યું છે કે દેશી વર્તમાનપત્રે પોતાની નેમ દેશના કલ્યાણ અને સુધારા તરફ ટાંકી છે. પ્રજામાં વાંચવાનો શોખ પેદા કરવો તથા તેમની રાજદ્વારી, સંસારી અને નીતિ સંબંધી હાલતની ખામી દેખાડી આપી તે હાલત સુધારવી એ પત્રકારોની નેમ અને મુરાદ છે. એ દિશામાંની ફરજ તમે બરોબર બજાવી છે.[૬]

કરસનદાસે પત્રકાર લેખે પોતાની ફરજ બરોબર બજાવી એમ કહેનારા સમકાલીન પત્રકારોમાં માત્ર બે હિંદુ છે, બીજા પારસી જ છે. એ બે હિંદુ સજ્જનો તે "બુદ્ધિવર્ધક ગ્રંથ"વાળા દલપતરામ પ્રાણજીવન અને "સત્ય દીપક"વાળા ત્રિભોવનદાસ દ્વારકાદાસ. તે સમયના બીજા હિંદુ પત્રકારો કયાં તો કરસનદાસની નીતિના બલ્કે સંસારસુધારાના વિરોધી હશે; તટસ્થ હશે; યા તો માનપત્ર પર સહી મૂકવાથી સનાતનીઓનો રોષ વહોરવા નારાજ હશે. સુધારાનો વિરોધ કરી લોકપ્રિય થઈ શકાતું તેથી છેલ્લી શક્યતા વિશેષ છે.

"સત્ય પ્રકાશ"ની ભાષા અશુદ્ધ છે. તેના તંત્રીઓ કેળવાયલા હિન્દુઓ હતા છતાં ભાષાની બાબતમાં તે સમયના બીજાં પત્રો અને "સત્ય પ્રકાશ"માં ઝાઝો તફાવત નથી. ભાષાશુદ્ધિ પ્રત્યે પૂરતી કાળજી કોઈ પત્રમાં રખાતી નહોતી. વિચારપ્રદર્શન એ જ મુખ્ય નેમ હતી. ગૂજરાતી ગદ્યનો પિતા નર્મદ હજી ઊગતો હતો, ગૂજરાતી ગદ્યશૈલી ઘડાઈ નહોતી.

૬ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૧૫/૫૬

proclaim before the world of their votaries, that their Evil is not Good, that their Lie is not the Truth. In doing this they have done bravely and well."

ડૉ. નોશીરવાન ગ્રૂથીએ "ગૂજરાતના વૈષ્ણવો" નામના અંગ્રેજી ગ્રંથમાં 'મહારાજ લાઇબલ કેસ' સંબંધી વિવેચન કર્યું છે:[૪] અને કરસનદાસ તેમજ મહારાજો બન્નેની બાજુ બતાવવાનો પ્રયાસ કર્યો છે. તેઓ લખે છે:

"Let us remember, that the case against them (*Vallabhites*) is overstated, exaggerated and in some instances even fabricated.

It may be mentioned, also, that the evils within the Vallabhi fold loom especially large before the public eye only because of the publicity given to them in the Maharaj Libel Case. On examination, the other *Sampradayas* would not escape censure."

ડૉ. ગ્રૂથીના આ શબ્દો આગલા મહારાજોની સ્થિતિ કોઈ રીતે સુધારતા નથી. તે સમયના બીજા સંપ્રદાયો પણ ઠપકાને પાત્ર હતા એમ કહેવાથી વૈષ્ણવ મહારાજોના વર્તનનો બચાવ થઈ શકે નહિ. કરસનદાસની લડત અને જીત બંને વાજબી હતાં. કરસનદાસનું એ દિશામાંનું કાર્ય ગૂજરાતી પત્રકારિત્વના ઈતિહાસમાં તેમને એક નીડર અને પ્રજાસેવક પત્રકાર તરીકે મહત્ત્વનું સ્થાન અપાવે છે અને મહારાજોના હિમાયતીઓ કે ધાર્મિક અંધશ્રદ્ધા તેમનું એ સ્થાન લુપ્ત કરી શકે એમ નથી.

૧૮૫૭માં કરસનદાસ મુંબાઈ છોડી ડીસા ગયા ને "સત્ય પ્રકાશ"નું સુકાન તેમના મિત્ર મહીપતરામ રૂપરામને સોંપી ગયા. મહીપતરામ છ માસ તંત્રી રહ્યા. તેમણે પણ સામાજિક કુચાલ ઉપર હુમલા ચાલુ રાખ્યા. ...માં નોકરી મળતાં ઝવેરીલાલ ઉમિયાશંકરને "સત્ય પ્રકાશ" ...ું ને એ પછી થોડા માસમાં કરસનદાસ મુંબાઈ પાછા ફરતાં પોતાનું પત્ર સંભાળી લીધું.[૫]

---

૪ "The Vaishnavas of Gujarat," (1935), P. 96/8

૫ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૧૨

એ સમયમાં પત્રકારો એકમેક સામે લખવામાં પાછી પાની નહોતી કરતા. છતાં કરસનદાસે પત્રકાર બંધુઓમાં પોતા માટે ઊંચી છાપ પાડી હતી. એ ઈંગ્લાંડના પ્રવાસે ગયા ત્યારે મુંબાઈના પત્રકારોએ એમને માનપત્ર આપ્યુ (તા. ૧૨–૩–૧૮૬૩). ૮૫ વર્ષ પર એક સુધારક ગૂજરાતી પત્રકારને તેના પત્રકારબંધુઓ તરફથી માન આપવાનો પ્રસંગ વિરલ હતો. સ્વાભાવિક રીતે મહારાજને લગતા મુકદ્દમા બાબત માનપત્રમાં વિસ્તૃત ઉલ્લેખ છે. તેમાં જણાવ્યું છે કે દેશી વર્તમાનપત્રે પોતાની નેમ દેશના કલ્યાણ અને સુધારા તરફ ટાંકી છે. પ્રજામાં વાંચવાનો શોખ પેદા કરવો તથા તેમની રાજદ્વારી, સંસારી અને નીતિ સંબંધી હાલતની ખામી દેખાડી આપી તે હાલત સુધારવી એ પત્રકારોની નેમ અને મુરાદ છે. એ દિશામાંની ફરજ તમે બરોબર બજાવી છે.[૬]

તરીકે રહ્યા અને ત્યાં અગિયાર માસ નોકરી કરી ૧૮૭૭માં સુરત પાછા આવ્યા. પોતાના મિત્રો "દેશીમિત્ર"ના સ્થાપક મંછારામ ઘેલાભાઈ, "ગુજરાતમિત્ર"ના તંત્રી કીકાભાઈ પરભુદાસ, "ગુજરાતમિત્ર"ના ઉપતંત્રી જેવચરામ કેશવરામ, ભાનુશંકર નારણશંકર વગેરે સાથે મળીને એમણે સુરતમાં "શારદા પૂજક મંડળી"ની સ્થાપના કરી[1] અને તેના આશ્રયે ૧૮૭૮ના જાન્યુઆરીથી "સ્વતંત્રતા" નામે એક માસિક પત્ર કાઢવાનું શરૂ કર્યું.

એના પહેલા અંકનું મુખપૃષ્ઠ નીચે પ્રમાણે છે:

સ્વતંત્રતા

પુસ્તક ૧લું જાન્યુઆરી ૧૮૭૮ અંક ૧લો

જેમાં રાજ્યદ્વારી, સંસારી, ભાષાજ્ઞાન, વેપાર, હુન્નરાદિ પરચુરણ વિષય પર જુદી જુદી કલમથી જુદાં જુદાં વિષયો લખવામાં આવશે.

છપાવી પ્રગટ કરનાર
"શારદા પૂજક મંડળી"ના કાર્યભારીઓ

સુરત
"વિક્ટોરિયા પ્રેસ"માં શાહ મંછારામ ઘેલાભાઈએ
છાપી પ્રકટ કીધું

એનો પહેલો અંક ઘણાને મફત મોકલ્યો ને વિનંતિ કરી કે "શારદા પૂજક મંડળી" ઊગતી છે અને સ્વતંત્રતાની આ કાળમાં જરૂર છે માટે પત્રને આશ્રય આપવા કૃપા કરવી.

---

૧ "શારદા પૂજક મંડળી"ના સભ્યો કોણ કોણ હતા એ જાણવાને કશું સાધન ઉપલબ્ધ નથી. ભગુભાઇ જાની તો એમ જણાવે છે કે "તેમણે (ઈચ્છારામે) એક "સારદા પૂજક" નામની મંડળી પોતે એકલા મેંમ્બરથી જ સ્થાપી હતી." (રાવસાહેબ મંછારામ ઘેલાભાઈનું જન્મચરિત્ર (૧૮૯૦), પૃ. ૫૩)

"વિજય વિજય શ્રી રંગ"ના શીર્ષક હેઠળ લખાયેલા "સ્વતંત્રતા"ના પહેલા લેખમાં આર્યજનોને ઉદ્દેશી જણાવવામાં આવ્યું હતું કે "તમારી સ્વતંત્રતા, આજ લાંબો કાળ થયા નિસ્તેજ થૈ ગઈ છે, તેનાં પાછા દર્શન થવા વાસ્તે અને જયયશ સુખના ધામની કીર્તિ પ્રકાશિત કરવા વાસ્તે સ્વતંત્રતાએ જન્મ લીધો છે."

"સ્વતંત્રતા"ના પહેલા જ લેખમાં રાજદ્વારી વિષયની ચર્ચા કરવામાં આવી છે. ગુલામીની બેડી તોડીને મુક્ત થવાને, સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને કંઈક સખત શબ્દોમાં લખાયું છે:

> "નિસ્તેજ થયલી સ્વતંત્રતાને સતેજ કાંતિમાન કરવાની જરૂર છે કે નહીં? જ્યારે આપણા દેશની અનરગળ દોલત વીચક્ષણ પ્રયત્ને પરદેશીઓ ઘસડી લઈ જાય, જ્યારે લોર્ડ સાલસબરી જેવા વિર પુરૂષો સિવિલ સરવિસના લાયક ઓદ્દા ન આપવા છુપા યત્ન જારી કરે; જ્યારે સર જાન સ્ત્રાચી જેવા સ્વાર્થિ દેશને પાયમાલ કરવા વાસ્તે ઈન્કમ ટેક્ષ-લાઈસેન્સ-ટેક્ષ જેવા જાલિમ કર મુકવાની યુક્તિ બતાવી-ગરીબ-રાંકડી નિરબળ પ્રજાને દુઃખના અગાધ સાગરમાં ડુબાડી; ને તેને સુન-પણ સ્વાર્થિ-અવિવેકી લોર્ડ લીટન જેવા વૈસરાય સંમત થાય; જ્યારે "હુન્નર વારે આફ્ટ અને વળોણાવારે સરક્યુલર" કરી પ્રજાને દમે; અને નિમક જેવી વસ્તુ પર અઘટિત વેરા લેવાય! પ્રજા કૌશલ્યતાના માર્ગ સ્વાર્થિ આંધળાઓ બંધ કરે અને તે પ્રપંચ વિવેક વિજયી પ્રવિણ પ્રદેશીઓ આપણી દેશ ઉન્નતિ જોઈ આપણા પર બળી જાય-ને તે પ્રૌઢ યુક્તિનું ખંડન કરવા નિચ જુક્તિ જારી કરે, આપણા હક્ક આપણને વખતસર મળે નહીં અને એક નબળા ગુલામની માફક આપણા પર જુલમની ઝોંસરી બેસવે, ત્યારે આપણે આપણા ખરા હકને સારૂં સ્વતંત્ર ન થવું? આ ઓશિયાળો અવતાર ક્યાં સુધી ભોગવવો? પરાધીનપણાની પિડા અતિશય દુઃખદાયી છે. આ

ઓશિયાલાપણું હવે સેહેવાતું નથી! હવે બહુ થયું! બહુ ખમ્યું! આપણે ખમવામાં કંઈ પણ બાકી રાખી નથી. ગુલામની માફક આપણે રેહેવાયા! દયામણા મહોએ—પથ્થર પલ્લે એવી આજીજીથી શોક કરી આપણી સ્વતંત્રતા માંગી, પણ કોણે આપણી આજીજી પર લક્ષ દીધું છે? કાયરમાં ખપ્યા! તો હવે ક્યાં સુધી રાંડી-રાંડની પેઠે ખૂણામાં ભરાઈ બેસવું? સ્નેહીઓ! આ ગુલામગીરી હવે વેઠાતી નથી! સ્વતંત્રતા યશસુખનું ધામ છે. સ્વતંત્રતા આપણા ઉત્સાહના કાર્યો સમય પરત્વે કરાવે છે. અહા! વહાલી સ્વતંત્રતા! તારા યશ સદા સુખદાયી છે; અને તે સુખના મીઠા સાગરમાં હમને રમતા મૂક, કે જેથી હમે હમારી નિસ્તેજ થયલી યશસ્વિ કીર્તિ પાછી સંપાદન કરિયે."[૨]

આવું સખત લાગણી ઉશ્કેરતું લખતાં આજનો તંત્રી પણ વિચાર કરે. સાત દસકા ઉપર આમ લખનાર પત્રકારની નીડરતાનો આ અવતરણથી ખ્યાલ આવશે.

લોર્ડ લિટનના અમલમાં એ સમયે છાપા સંબંધી નીકળેલા કાયદા પર "સ્વતંત્રતા"ના ત્રીજા અંકમાં "ક્યાં છે રે છાપાની છુટ!" એ મથાળા હેઠળ તંત્રી લખે છે કે:

"પ્રજાના મનમાં ઉશ્કેરણી ભરી લાગણી પેદા કરવાનું તોહોમત ચઢાવી દેશી છાપાનું છુટાપણું સરકારે છીનવી લીધું છે. સ્વતંત્ર છાપાની જીંદગાનીના તત્વનો નાશ કરી તેના પર જરૂરીયાત અંકુસ મુકવાનો કાયદો કીધો છે એથી ચીંતાતુર હાલત પેદા થાય છે. રાજ્યની આબાદાની અને ક્ષેમકુશળનું હથીઆર જતું થયું છે. સ્વતંત્રતા! છેલી સલામ! ત્રણ માસ તારો ઉપયલોગ કીધો નથી! નિશ્વાસ! બળાપો! પશ્ચાતાપ! હાય, હાય, હાય રે! તું વિના અમારે ચલાવી લેવું પડશે!—ભુલીયેછ, છુટ વગરના છાપા કેવા?—ખરાંપણાંના છાપા, તુંને છેલી સલામ!—રે જીવ, તું

૨ સ્વતંત્રતા, જાન્યુઆરી ૧૮૭૮

હવેથી વેશ બદલવાને તતપર બની રહો!—અહો તમે દૈવના દેવો (સરકારી સત્તાવાળા) તમે પ્રજાનું દૈવ જાણવાને છેલ્લી સલામ કરો! સલામ, સલામ, સ્વતંત્રતાને છેલામાં છેલ્લી સલામ!"[3]

એજ અંકમાં "દેશી છાપાની કતલ" નામના બીજા લેખમાં પણ ટીકા કડક છે. ઝમઝમારવાળા આવા રાજકીય લેખો વાંચવાને પ્રજા—ખાસ કરીને જ્યાંથી "સ્વતંત્રતા" બહાર પડતું એ સૂરત શહેરની પ્રજા—ટેવાયેલી નહોતી. વળી તે જમાનો આપણી લઘુતાવૃત્તિ (Inferiority Complex)નો યુગ હતો. પ્રજા માટે આ નવો અનુભવ હતો. "વિક્ટોરિયા પ્રેસ"ના સંચાલકોએ આવાં સખત લખાણોથી ડરીને છાપવાની ના પાડી એટલે ત્રીજો અંક "સુરત સીટી સેન્ટ્રલ પ્રેસ"માંથી પોતાની જોખમદારી પર બહાર પાડવાની ઇચ્છારામને ફરજ પડી.

૧૮૭૮માં સૂરત સુધરાઈએ ઘરવેરો—દુકાનવેરો દાખલ કર્યો; સુરતમાં લવાદ મંડળ સ્થાપવા વકીલો અને પ્રજામાં મતભેદ પડ્યો; સરકારે મીઠા પરનો કર બમણો કર્યો અને "લાઇસન્સ ટેક્ષ"નો પ્રશ્ન પણ ઉપસ્થિત થયો. આમ સૂરતમાં ૧૮૭૮ની શરૂઆતમાં ચતુર્વિધ ગુંચવાડો ઊભો થયો હતો. અકળાઈ ગએલી પ્રજાએ એપ્રિલમાં હડતાલ પાડી. તેનું જોર તોડવા સરકારે લશ્કરને બોલાવ્યું ને પાંચમી એપ્રિલે બરાનપુરી ભાગોળ આગળ મોટું હુલ્લડ થયું.

"સ્વતંત્રતા"ના ત્રીજા અંકમાં ઇચ્છારામ દેસાઈએ લખેલું કે :—

"એક તરફથી રાજકીય સ્વતંત્રતા માગો, કેળવણીના ફળવંત આશીરવાદોને પહોંચીને વાજબી છુટ તથા દાવાઓને માટે લડો; અને જે ટોળાંની દોરી પ્રજાને દોરવે છે તેનો જવાબ સ્પર્શ કરવાને રાજકીય સભાઓમાં પ્રતીનીધી મોકલવાને વીનંતી ગુજારો પણ બીજી તરફથી સરકાર જે બક્ષીસો કરીને માન પામી છે તેને પાછી છીનવી લઈને પોતાની ભુલ કબુલ કરે છે કે હમારે

---

૩ સ્વતંત્રતા, માર્ચ ૧૮૭૮

તમને આટલા ઇનિસાનીયતના હક પણ નહોતા જ આપવા જોઇતા તેની સાબેતી લેતા જાવ". ૪

હડતાળ તોડવામાં નિષ્ફળ નીવડેલી પોલિસે સરકારને જણાવ્યું કે શહેરમાં થએલા બખેડા માટે બીજાં કારણો ઉપરાંત "સ્વતંત્રતા"માં પ્રગટ થતાં આ પ્રકારનાં કડવાં લખાણો પણ છે. "સ્વતંત્રતા" "શારદા પૂજક મંડળી" તરફથી બહાર પડતું તેથી એ મંડળીના કાર્યવાહકોનો હુલ્લડમાં હાથ હશે એમ સત્તાવાળાઓને લાગ્યું. એ કાર્યવાહકો કોણ છે તેની માહિતી પત્રનું 'ડેકલેરેશન' લેનાર તરફથી માલૂમ પડશે એમ વિચારી તેમણે તેની તપાસ સૂરતના હજૂર ડેપ્યુટી કલેકટર અને ફૂલ પાવર મેજીસ્ટ્રેટની કોર્ટમાં કરતાં માલૂમ પડયું કે "સ્વતંત્રતા" માટેનું 'ડેકલેરેશન' લેવામાં જ નહોતું આવ્યું. આ કારણે એમનો શક મજબુત થયો કે સરકારને જાહેર કર્યા વિના "સ્વતંત્રતા" પ્રગટ કરવાનો "શારદા પૂજક મંડળી"ના કાર્યવાહકોનો હેતુ પ્રજામાં સરકાર સામે છૂપી ઉશ્કેરણી કરવાનો હતો અને તેથી એ પત્ર સાથે સંબંધ ધરાવનાર દરેકને પકડવાનો તેમણે નિર્ધાર કર્યો.

પત્રકારિત્વના ક્ષેત્રમાં ઇચ્છારામ નવા જ હોઈ સરકારી ધારાધોરણની તેમને પૂરતી માહિતી નહોતી. તેમણે પત્રનું 'ડેકલેરેશન' લીધું નહોતું અને જાન્યુઆરી તથા ફેબ્રુઆરી ૧૮૭૮ના અંક વગર 'ડેકલેરેશને' બહાર પાડ્યા હતા. ઇચ્છારામે બીજી ભૂલ એ કરી હતી કે પત્રના મુખપૃષ્ઠ પર પ્રસિદ્ધ કરનાર તરીકે "શારદા પૂજક મંડળી" લખ્યું હતું અને સાથે એમ પણ જણાવ્યું હતું કે એ પત્ર "વિકટોરિયા પ્રેસ"માં મંછારામ ઘેલાભાઈએ છાપી પ્રગટ કીધું હતું. આ 'પ્રગટ' શબ્દને કારણે ઉપર જણાવેલા હુલ્લડમાં મંછારામનો મુખ્ય હાથ હશે એમ સત્તાવાળાઓને લાગ્યું અને તેથી ૨૮મી એપ્રિલે એમની અને એમની સાથે સંબંધ ધરાવનારાઓની ધરપકડ થઈ.

વકીલ ગુલાબદાસ ભાઈદાસ, મંછારામ ઘેલાભાઇ, કીકાભાઇ પરભુદાસ વગેરે ૭ જણ ઉપર કામ ચાલ્યું. આ મુકદ્દમો "સૂરત રાયટ કેસ"ને

---

૪ સ્વતંત્રતા, માર્ચ ૧૮૭૮

નામે મશહૂર થયો. સમગ્ર દેશનું એ પ્રત્યે લક્ષ ખેંચાયું અને વિલાયતમાં પણ એનો પડઘો પડ્યો. આરોપીઓનો બચાવ કરવાને ફિરોઝશા મહેતા અને ગીલ બૅરિસ્ટરો હતા. પાંચ માસની લાંબી તપાસને અંતે તા. ૧૮મી સપ્ટેમ્બરે આરોપીઓ નિર્દોષ જાહેર થઈ છૂટી ગયા.[૫]

ઉપર નિર્દેશ કરેલાં કંઈક સખત ભાષામાં અને નર્મદાશંકરને મળતી શૈલીમાં લખાયેલાં લખાણોના લેખક પોતે છે એમ ઇચ્છારામ દેસાઈએ અદાલતમાં આપેલી જુબાનીમાં સ્વીકાર્યું છે.[૬] "સ્વતંત્રતા"નું 'ડેક્લેરેશન' ન લેવાની ગફલતની માહિતી મળતાં જ ઇચ્છારામે તે ભૂલ સુધારી લીધી. "સુરત રાયટ કેસ"માં મંછારામ ઘેલાભાઈ અને બીજા આરોપીઓ છૂટી ગયા અને પોલિસના હાથ નબળા પડ્યા એટલે સરકારે વગર 'ડેક્લેરેશને' પત્ર પ્રસિદ્ધ કરવાના ગુના માટે "શારદા પૂજક મંડળી"ના. કાર્યવાહકો સામે કામ ચલાવવાનો વિચાર પણ માંડી વાળ્યો.

આ પ્રખ્યાત હુલ્લડ કેસમાં સંડોવાયાથી "સ્વતંત્રતા" પ્રગટ થવું બંધ પડ્યું. પરંતુ એક વર્ષ રહીને ૧૮૭૯ના માર્ચમાં ફરી ચાલુ થયું. હુલ્લડ અંગેના મુકદ્દમામાં "સત્તા અને સ્વતંત્રતા" વચ્ચે કેવું "ઘાટું યુદ્ધ" મચ્યું હતું તેની એમાં તંત્રીએ ચર્ચા કરી હતી.

"સ્વતંત્રતા"માં ગુજરાતી ભાષા આડંબરવાળી અને સામાન્ય વર્ગને ઉચ્ચારતાં પણ મુશ્કેલી પડે એવી આવતી. સંસ્કૃત શબ્દોનું તેમાં ખૂબ ભારણ હતું. "સ્વતંત્રતા"ની આ એક ત્રુટી હતી, પરંતુ હુલ્લડ કેસમાં બચી જવામાં એ સંસ્કૃતમય શૈલી એક કારણ બન્યું. ન્યાયમૂર્તિ એ. ડી. પોલને અભિપ્રાય આપ્યો કે "સ્વતંત્રતા"માંના લેખોને તહોમતદારોની વિરુદ્ધ ન સ્વીકારવા કેમકે ઘણા વિદ્વાન સાક્ષીઓએ કસમ ઉપર કહ્યું છે કે એ 'આર્ટિકલો બેહદ અઘરી ગુજરાતી ભાષામાં લખેલા છે–એમાં

---

૫ "ગુજરાતી" સાપ્તાહિકના માર્ચથી ઑગસ્ટ ૧૯૧૧ના અંકોમાં આ "સૂરત રાયટ કેસ"ના કેટલાક નેપથ્ય પ્રસંગો ઈચ્છારામે રજૂ કર્યા તે વેળા તેણે ખૂબ ધ્યાન ખેંચેલું ને ઊહાપોહ મચાવેલો.

૬ સૂરત રાયટ કેસ, પૃ. ૭૫

ઘણા જ સંસ્કૃત શબ્દો આવે છે—અને એ ભાષા સાધારણ લોકોથી સમજાય એમ નથી. માટે લોકો એ આર્ટિકલોથી ઉશ્કેરાઈ ગયા હતા એમ કહી શકાય નહિ '.[૭]

"સ્વતંત્રતા"નો એપ્રિલ ૧૮૭૯નો અંક ઇચ્છારામે બહાર પાડયો, પરંતુ પછી "શારદા પૂજક મંડળી"એ "ગુજરાત મિત્ર"ના તંત્રી કીકાભાઈ પરભુદાસને તે સોંપી દીધું અને તેમણે ૧૮૭૯ની આખર સુધી ચલાવીને બંધ કર્યું. હુલ્લડ કેસમાં આ કીકાભાઈ પણ સપડાયેલા અને તેઓ બહુ સમાલીને "સ્વતંત્રતા"માં લખતા.

હુલ્લડ કેસમાં કીકાભાઈ પરભુદાસ અને મંછારામ ઘેલાભાઇ પકડાયેલા ત્યારે તેમનાં "ગુજરાત મિત્ર" અને "દેશી મિત્ર" છાપાં જેવચરામ કેશવ-રામ અને ઇચ્છારામ સૂર્યરામે ચલાવ્યાં હતાં. "સ્વતંત્રતા" બંધ પડતાં જેવચરામે "વીકલી રીપોર્ટર" નામે અંગ્રેજી માસિક શરૂ કર્યું પરંતુ પ્રજાના ટેકાના અભાવે તે ૧૧ અઠવાડિયાં પછી બંધ પડ્યું.

"સ્વતંત્રતા" માસિકની, તેનું કાર્યક્ષેત્ર જોતાં "સ્વતંત્રતા" પત્રની, આ કારકિર્દી છે. એ કારકિર્દી ઘણી ટૂંકી છે. છતાં એને ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન છે. એ પત્રે તેના નામને છાજે તેવું સાહિત્ય પ્રજાને આપ્યું, અને તેમ કરવામાં કોઈની શરમ રાખી નહોતી. એના લેખો લખાયા તે સમયનો જમાનો જુદો હતો એ હકીકતનો વિચાર કરતાં, "સ્વતંત્રતા"એ પ્રજાની સેવા સારુ જાળવેલી સ્વતંત્રતા અને દાખવેલી નીડરતા માટે ગૂજરાતી પ્રજા એને અને ઇચ્છારામને યાદ રાખશે.

ગૂજરાતી વૃત્તવિવેચનમાં સ્વતંત્રતા—સ્વરાજ—મુક્તિનો મંત્ર સર્વ-પ્રથમ ઇચ્છારામ દેસાઈ "સ્વતંત્રતા"માં ભણ્યા. રાજકીય દૃષ્ટિએ ગૂજ-રાતના પહેલા પત્રકારગુરુ ઇચ્છારામ. "સ્વતંત્રતા"માં ઇચ્છારામે પોતાની કારકિર્દીનાં શ્રીગણેશ કર્યાં. એ પછી "ગુજરાતી" પત્ર દ્વારા એમણે મુક્તિ-દેવીની જે સતત, ઉત્કટ, પ્રકટ પૂજાઅર્ચા કરી તેને લીધે ગૂજરાતી વૃત્તવિવેચનના ઇતિહાસમાં એમનું સ્થાન અચળ રહેશે.

---

૭ સૂરત રાયટ કેસ, પૃ. ૪૪૮

# ૧૦ : ગુજરાતી

૧૮૭૬થી ૧૮૮૦નાં વર્ષ હિંદના ઈતિહાસમાં અગત્યનાં છે. લોર્ડ લિટનનો અમલ પ્રજાપ્રિય નીવડયો નહોતો અને તે સામે ખળભળાટ મચ્યા કરતો. એક બાજુ કારમા દુકાળને લીધે પ્રજા દુઃખથી અકળાઈ ગઈ હતી અને રાહત માટે પોકાર કરતી, ત્યારે બીજી બાજુ દિલ્હી દરબાર ભરવાની ધમાચકડી ચાલી રહી હતી. એ દરબારમાં રાણી વિક્ટોરિયાએ હિંદની સામ્રાજ્ઞીનું પદ ધારણ કર્યું. છાપાંનું મોઢું બંધ કરવાના અને શસ્ત્રબંધીના ધારા ત્યારે પસાર થયા. એ સઘળા સામે દેશમાં સર્વત્ર ચર્ચા ચાલી. 'લાયસન્સ ટેક્ષ'ની ચર્ચાને લીધે પણ પ્રજામાં સારી જાગૃતિ આવી હતી.[1]

મુંબાઈમાં "મુંબાઈ સમાચાર", "જામે જમશેદ", "રાસ્ત ગોફતાર", "સત્ય મિત્ર", "અખબારે સોદાગર", "ચાબુક પરસ્ત" અને "લોકમિત્ર" એટલાં ગૂજરાતી વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં હતાં. એ સઘળાં પત્રો પારસી માલિકીનાં હતાં અને તેમાં મુખ્યત્વે પારસીઓને લગતા વિષયો જ—ખાસ કરીને સાંસારિક અને ધાર્મિક વિષયો—ચર્ચાતા હતા. "રાસ્ત ગોફતાર"ને બાદ કરતાં રાજદ્વારી વિષયોની ચર્ચા એ છાપાંમાં ભાગ્યે થતી ને હિંદુ સમાજને સ્પર્શતા વિષયોની ચર્ચા માત્ર "રાસ્ત ગોફતાર"માં જ આવતી.

એક ગૂજરાતી અગ્રણી સર મંગળદાસ નથ્થુભાઈને એક નવું ગૂજરાતી છાપું કાઢવાની ઈચ્છા થઈ. તેમણે એ વિચાર પોતાને ત્યાં છોક-

---

૧ "મહાસભાનો ઈતિહાસ" (નવજીવન પ્રકાશન મંદિર)–૧૯૩૫, પૃ. ૧૦ અને ૧૫.

રાંઓને શિક્ષણ આપવા આવતા ઇચ્છારામ ભગવાનદાસ દલાલને જણાવ્યો. ઇચ્છારામ દલાલે પોતાના મિત્ર ઇચ્છારામ દેસાઈનું નામ સૂચવ્યું. "સૂરત રાયટ કેસ"નો ઇતિહાસ સાંભળી સર મંગળદાસને ઇચ્છારામને મળવાની ઇચ્છા થઇ એટલે મગનલાલ મોદી ખાસ સૂરત જઇને ઇચ્છારામ દેસાઈને મુંબાઈ તેડી લાવ્યા ને પત્ર કાઢવાનું નક્કી થયું. કવિ નર્મદાશંકરે એ નવા વૃત્તપત્રનું નામ "ગુજરાતી" રાખવા સૂચવ્યું જે સર મંગળદાસ અને બીજાઓને ગમી ગયું.

ઇચ્છારામ દેસાઇ મુંબાઇના વાતાવરણથી બહુ પરિચિત નહોતા તેથી તેમને કેટલાક મિત્રોની સહાય માંગવી પડી. આ મિત્રોમાં રતિલાલ દુર્ગારામ દવે (મહેતાજી), વૈકુંઠરાય મન્મથરાય મહેતા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, સાકિરલાલ દુર્ગારામ દેસાઈ, ઇચ્છારામ ભગવાનદાસ અને છગનલાલ ઠાકોરદાસ મોદી મુખ્ય હતા. આ સઘળા સહાયકો મુંબાઈ વિદ્યાપીઠના સ્નાતક હતા. એવા સંસ્કારી સજ્જનોની મદદ વડે ૧૮૮૦ના જૂનની છઠ્ઠી તારીખે "ગુજરાતી"નો પ્રથમ અંક બહાર પડ્યો.

તે સમયની રાજકીય પરિસ્થિતિ અને વર્તમાનપત્રો સંબંધી ઇચ્છારામ દેસાઈએ "'ગુજરાતી'ના જન્મ પૂર્વના ગુજરાતી પત્રો" નામક લેખમાં સન ૧૯૦૪માં દોરેલા ચિત્રમાંથી ઘણી મહત્ત્વની માહિતી મળે છે. તેઓ લખે છે:

"ગયા સૈકાની અધવચ્ચે ગુજરાતી પ્રજાઓના કેટલાક વીર રત્નો દેશોદયનો ઝુંડો લઈ મેદાન પડ્યા હતા. તેઓ સાંસારિક, ધાર્મિક અને રાજકીય સુધારણા માટે સબળ વાદ કરતા હતા. કેટલીક સાંસારિક અને રાજકીય સમાજો સ્થાપવામાં આવી, અને તેને અંગે વર્તમાનપત્રો પણ કાઢવામાં આવ્યાં. સ્વ. કરસનદાસ મૂળજીએ ૧૮૫૨માં "સત્ય પ્રકાશ" પત્ર કાઢ્યું અને બુદ્ધિવર્ધક સભાએ "બુદ્ધિવર્ધક" માસિક કાઢવા માંડ્યું. કરસનદાસનું પત્ર ગમે તે કારણસર ૧૮૬૧માં "રાસ્ત ગોફ્તાર" સાથે જોડાઈ

> ગયું, અને કેટલોક સમય અવ્યવસ્થિત ચાલ્યા પછી "બુદ્ધિવર્ધક" પણ બંધ પડી ગયું. સ્વ. રા. સા. મહીપતરામ અને બીજા વિદ્વાનો તરફથી "સત્ય દીપક" નામનું પત્ર ૧૮૬૨માં નીકળ્યું હતું. બે વર્ષ ચાલી તે પણ બંધ પડ્યું. કવિ નર્મદાશંકર અને બીજા સાક્ષરોએ મલી પાક્ષિક પત્ર "ડાંડિયા" ૧૮૬૪ના અકટોબર માસમાં કાઢ્યું. તે સવા વર્ષ સતત ચાલી, થોડો સમય બંધ પડી ૧૮૬૬–૬૭માં સાપ્તાહિક પત્ર તરીકે દેખાવ દઈ, ૧૮૬૯માં બંધ પડી ગયું.[૨] એના લેખકોએ છાપાની જે સેવા બજાવી છે તે અપૂર્વ જ છે. ૧૮૭૪માં મરહૂમ ગીરધરલાલ દયાલદાસ કોઠારીએ "અવધૂત" નામે પાક્ષિક પત્ર કાઢ્યું હતું; પણ તેના બે અંક બહાર પડી આશ્રયની ગેરહાજરીમાં સૂઈ ગયું હતું. ૧૮૭૨માં સાપ્તાહિક પત્ર "આર્યમિત્ર" અને તેના પછી તરત જ "પંચદંડ" નીકળ્યાં હતાં. "આર્યમિત્ર" દશેક વર્ષ ચાલી તેના અધિપતિની અવ્યવસ્થાને લીધે મરણ પામ્યું હતું".[૩]

"ગુજરાતી" પત્ર શરૂ થયું ત્યારે મુંબાઇનાં સઘળાં જ અખબારો પારસીઓ તરફથી બહાર પડતાં હતાં. કરસનદાસ મૂળજીનું "સત્ય પ્રકાશ" તો કયારનું કેખશરૂ કાબરાજીના "રાસ્ત ગોફ્તાર" સાથે જોડાઈ ગયું હતું એટલે તે સમયે હિંદુ પ્રજાના વિચારોનો પડઘો પાડનારા અને તેને દોરવણી આપનારા એકાદ વૃત્તપત્રની ખરેખર જરૂર હતી. એ ખોટ "ગુજરાતી"એ સારી રીતે પૂરી. છતાં તેના પહેલા અંકમાં પ્રસિદ્ધ થએલા પત્રની નીતિ અને ઉદ્દેશ સ્પષ્ટ કરતા વિચારો કોઈ પણ પ્રકારના કોમી વલણવાળા નથી. "ગુજરાતી" પત્ર કોઈ એક કોમ કે ધર્મ કે જાતિનું વકીલ બનશે એવો

---

૨ ઇચ્છારામની અહીં ભૂલ થાય છે. "ડાંડિયો" સાવ બંધ નહોતું પડયું પરંતુ તે "સન્ડે રિવ્યૂ" નામના સાપ્તાહિકમાં જોડાઇ ગએલું અને "સન્ડે રિવ્યૂ અને ડાંડિયો" એ નામે બહાર પડવું ચાલુ રહેલું.

૩ ગુજરાતી, તા. ૨–૭–૧૯૦૪

તેમાં લેશ પણ ઇશારો નથી. ઊલટું, હિંદમૈયાની સેવા કરવાને તે જન્મ પામ્યું છે એવો નિર્દેશ થએલો છે:

> "રાજકીય વીચારથી અમારો કીલો બાંધવા માંગતા નથી. સંસારી સુધારાની પહેલી જરૂર છે. તેમ છતાં રાજકીયને અમે ધીકારનાર નથી: અને જ્યારે ચોમેર 'રાજકીય' 'રાજકીય'ની હાક વાગી રહી છે ત્યારે અમે રાજકીય ને સંસારી સંયુક્ત બળથી અમારો કીલો બાંધવા માંગીએ છીએ. "હિંદુસ્થાનનો બચાવ માત્ર રાજકીય વીષયમાં નથી પણ તેના સંસારી સુધારા—જે (હમણા) ઘણા દુખદાયક ને નાશકારક છે—તેનો નાશ કરી અગાડી પગલાં ભરવામાં છે." અમારે પોલીટીકલમાં બોલવાનું એટલું જ કે રાજા અને પ્રજા વચ્ચે ગેરસમજુતીનો જે મોટો અખાત પડેલો છે તેને પુરી નાખવો: અને બંને વરગ વચે ગાઢ પ્રીતી બંધાય તેવા ઉપાય યોજવા, નીપુણ રાજકરતાથી કેવા લાભ થાય છે તે બતાવવાને જરૂર પડે તો અમારી સલાહનો નબલો અવાજ બહાર કાઢવો. ધરમ વીષય માટે અમારી કશી કબુલાત નથી, અને વીદ્યા વરધનના વીષયો અમારી સાથે ધીમે ધીમે ચાલશે." ૪

"ગુજરાતી"પત્રનો વિકાસ ધ્યાનમાં લેવા અને તે પોતાની નીતિને કેટલે અંશે વળગી રહ્યું અને પોતે શરૂઆતમાં જે કહેલું તે તેણે કેટલે અંશે કરી બજાવ્યું એનો તોલ ઉપરના નિવેદનથી થઈ શકશે.

સર મંગળદાસ નથ્થુભાઈએ એ પત્રની આર્થિક જવાબદારી માથે લીધી હતી. જગમોહનદાસ સામળદાસે રોકડ મદદ આપેલી નહિ, પણ પત્રનું કાર્યાલય બજારગેટમાં તેમના મકાનમાં રાખેલું તેનું તેમણે કશું ભાડું લીધું નહોતું. "ગુજરાતી"નો પ્રથમ અંક આઠ રોયલ ફોલિયો પૃષ્ઠનો નીકળેલો અને તેમાંની વીગત તે આજના પાંચ પૃષ્ઠ જેટલી પણ ભાગ્યે જ

---

૪ ગુજરાતી, તા. ૬–૬–૧૮૮૦ [પ્રથમ અંક]

હશે. એ અંકની એક હજાર નકલ છાપેલી. લગભગ ચાર માસ સુધી પત્રની નકલો મફત વહેંચેલી અને પછી લવાજમની માંગણી થઈ ત્યારે ઘણી નકલો પાછી આવેલી. પહેલા વર્ષની આખરે માત્ર ૧૪૫ ગ્રાહક નોંધાયેલા પરંતુ તે વેળાએ પણ ૨૦૦૦ નકલ મફત વહેંચાતી ને તેથી વાચકની સંખ્યા મોટી હતી.

૧૮૮૧ની આખરે "ગુજરાતી"ના ગ્રાહકોની સંખ્યા માત્ર ૨૦૦ હતી, પરંતુ પછી તે વધી. આ સમયમાં રાજકીય વિષયની નીડર ને સચોટ ચર્ચા કરનારું મુંબાઈનું તે એક જ ગુજરાતી પત્ર હતું. સામાજિક સવાલો પણ તેમાં સારી રીતે ચર્ચાતા. એટલે દિવસે દિવસે પ્રજાનું લક્ષ તેના તરફ વધારે દોરાયું. વાઇસરોય લૉર્ડ રિપનનો અમલ પ્રજાને પસંદ પડયો. સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ સરકારે બહાર પાડયો અને પ્રજામાં સાચી જાગૃતિ આવી. એ તક સાધી "ગુજરાતી"માં પ્રજાના ઉત્સાહને પોષે એવાં લખાણો વધારે પ્રમાણમાં આવવા માંડ્યાં, ને પ્રજાની એ પત્ર પ્રત્યે ચાહના વધી.

એવામાં ધાર્મિક ક્ષેત્રમાં ચર્ચા જગાડનારો એક બનાવ બન્યો. જામનગરવાળા મહારાજ વ્રજેશ્વરજીના એંગી કેસે લોકમાં ખળભળાટ મચાવ્યો. એ વિષેનાં "ગુજરાતી"માં પ્રસિદ્ધ થએલાં લખાણો વાંચવાને પ્રજા ઉત્સુક રહેતી. દેશી રજવાડાની અંધાધુંધી અને આપખુદી સંબંધી પણ તેમાં લખાણો આવવા માંડ્યાં અને પરિણામે કાઠિયાવાડમાં "ગુજરાતી"નો પગપેસારો થયો. આમ સમય, સંજોગ અને પ્રજામાનસ પારખીને તેના હોશિયાર તંત્રીએ કુશળતાથી અખબારનું સુકાન રાખ્યું. "ગુજરાતી" જનપ્રિય બન્યું ને ૧૮૮૩માં તેના ૮૫૦ ગ્રાહક થયા.

ધીમે ધીમે પત્રનું કદ વધ્યું. ૧૮૮૨માં બાર પૃષ્ઠ બહાર પડતાં. સર મંગળદાસને તેટલાથી સંતોષ નહોતો થયો; પરંતુ "ગુજરાતી"ને પોતાનું છાપખાનું નહોતું તથા એ અરસામાં કેટલાક બદનક્ષીના મુકદ્દમા લડવામાં મોટો ખર્ચ થયો એટલે પૃષ્ઠ સંખ્યા વધારવાની વાત મનમાં જ રહી.

તેમાં લેશ પણ ઇશારો નથી. ઊલટું, હિંદમૈયાની સેવા કરવાને તે જન્મ પામ્યું છે એવો નિર્દેશ થએલો છે:

"રાજકીય વીચારથી અમારો કીલો બાંધવા માંગતા નથી. સંસારી સુધારાની પહેલી જરૂર છે. તેમ છતાં રાજકીયને અમે ધીકારનાર નથી; અને જ્યારે ચોમેર 'રાજકીય' 'રાજકીય'ની હાક વાગી રહી છે ત્યારે અમે રાજકીય ને સંસારી સંયુક્ત બળથી અમારો કીલો બાંધવા માંગીએ છીએ. "હિંદુસ્થાનનો બચાવ માત્ર રાજકીય વીષયમાં નથી પણ તેના સંસારી સુધારા—જે (હમણા) ઘણા દુખદાયક ને નાશકારક છે—તેનો નાશ કરી અગાડી પગલાં ભરવામાં છે." અમારે પોલીટીકલમાં બોલવાનું એટલું જ કે રાજા અને પ્રજા વચ્ચે ગેરસમજુતીનો જે મોટો અખાત પડેલો છે તેને પુરી નાખવો: અને બંને વરગ વચે ગાઢ પ્રીતી બંધાય તેવા ઉપાય યોજવા, નીપુણ રાજકરતાથી કેવા લાભ થાય છે તે બતાવવાને જરૂર પડે તો અમારી સલાહનો નબલો અવાજ બહાર કાઢવો. ધરમ વીષય માટે અમારી કશી કબુલાત નથી, અને વીદ્યા વરધનના વીષયો અમારી સાથે ધીમે ધીમે ચાલશે." ૪

"ગુજરાતી"પત્રનો વિકાસ ધ્યાનમાં લેવા અને તે પોતાની નીતિને કેટલે અંશે વળગી રહ્યું અને પોતે શરૂઆતમાં જે કહેલું તે તેણે કેટલે અંશે કરી બજાવ્યું એનો તોલ ઉપરના નિવેદનથી થઈ શકશે.

સર મંગળદાસ નથ્થુભાઈએ એ પત્રની આર્થિક જવાબદારી માથે લીધી હતી. જગમોહનદાસ સામળદાસે રોકડ મદદ આપેલી નહિ, પણ પત્રનું કાર્યાલય બજારગેટમાં તેમના મકાનમાં રાખેલું તેનું તેમણે કશું ભાડું લીધું નહોતું. "ગુજરાતી"નો પ્રથમ અંક આઠ રોયલ ફોલિયો પૃષ્ઠનો નીકળેલો અને તેમાંની વીગત તે આજના પાંચ પૃષ્ઠ જેટલી પણ ભાગ્યે જ

૪ ગુજરાતી, તા. ૬–૯–૧૮૮૦ [પ્રથમ અંક]

હશે. એ અંકની એક હજાર નકલ છાપેલી. લગભગ ચાર માસ સુધી પત્રની નકલો મફત વહેંચેલી અને પછી લવાજમની માંગણી થઈ ત્યારે ઘણી નકલો પાછી આવેલી. પહેલા વર્ષની આખરે માત્ર ૧૪૫ ગ્રાહક નોંધાયેલા પરંતુ તે વેળાએ પણ ૨૦૦૦ નકલ મફત વહેંચાતી ને તેથી વાચકની સંખ્યા મોટી હતી.

૧૮૮૧ની આખરે "ગુજરાતી"ના ગ્રાહકોની સંખ્યા માત્ર ૨૦૦ હતી, પરંતુ પછી તે વધી. આ સમયમાં રાજકીય વિષયની નીડર ને સચોટ ચર્ચા કરનારું મુંબાઈનું તે એક જ ગુજરાતી પત્ર હતું. સામાજિક સવાલો પણ તેમાં સારી રીતે ચર્ચાતા. એટલે દિવસે દિવસે પ્રજાનું લક્ષ તેના તરફ વધારે દોરાયું. વાઈસરોય લોર્ડ રિપનનો અમલ પ્રજાને પસંદ પડ્યો. સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ સરકારે બહાર પાડ્યો અને પ્રજામાં સાચી જાગૃતિ આવી. એ તક સાધી "ગુજરાતી"માં પ્રજાના ઉત્સાહને પોષે એવાં લખાણો વધારે પ્રમાણમાં આવવા માંડ્યાં, ને પ્રજાની એ પત્ર પ્રત્યે ચાહના વધી.

એવામાં ધાર્મિક ક્ષેત્રમાં ચર્ચા જગાડનારો એક બનાવ બન્યો. જામનગરવાળા મહારાજ વજ્રેશવજીના એંગી કેસે લોકમાં ખળભળાટ મચાવ્યો. એ વિષેનાં "ગુજરાતી"માં પ્રસિદ્ધ થએલાં લખાણો વાંચવાને પ્રજા ઉત્સુક રહેતી. દેશી રજવાડાની અંધાધુંધી અને આપખુદી સંબંધી પણ તેમાં લખાણો આવવા માંડ્યાં અને પરિણામે કાઠિયાવાડમાં "ગુજરાતી"નો પગપેસારો થયો. આમ સમય, સંજોગ અને પ્રજામાનસ પારખીને તેના હોશિયાર તંત્રીએ કુશળતાથી અખબારનું સુકાન રાખ્યું. "ગુજરાતી" જનપ્રિય બન્યું ને ૧૮૮૩માં તેના ૮૫૦ ગ્રાહક થયા.

ધીમે ધીમે પત્રનું કદ વધ્યું. ૧૮૮૨માં બાર પૃષ્ઠ બહાર પડતાં. સર મંગળદાસને તેટલાથી સંતોષ નહોતો થયો; પરંતુ "ગુજરાતી"ને પોતાનું છાપખાનું નહોતું તથા એ અરસામાં કેટલાક બદનક્ષીના મુકદ્દમા લડવામાં મોટો ખર્ચ થયો એટલે પૃષ્ઠ સંખ્યા વધારવાની વાત મનમાં જ રહી.

અને એ સ્મરણીય મુકદ્દમો લડી ઇચ્છારામને ન્યાયની અદાલતમાંથી નિષ્કલંક બહાર આણેલા. એ પ્રસંગથી ઇચ્છારામે ફિરોઝશાને પોતાના રાજકીય ગુરુ માન્યા. બન્નેના વિચારોમાં સામ્ય હતું. બન્નેની સ્થિતિમાં, બુદ્ધિશક્તિમાં, લાગવગમાં અલબત્ત ઘણો તફાવત હતો; પરંતુ બન્ને પોતાની માતૃભૂમિની મુક્તિ માટે આતુર ને કાર્યપરાયણ હતા. ફિરોઝશા હિંદી મહાસભાના આત્મા બન્યા અને તેમના અનુયાયી તરીકે ઇચ્છારામે પોતાની કલમ અને પત્રદ્વારા તેમના વિચાર અને લડનને સંગીન ટેકો આપ્યો. "રાસ્ત ગોફતાર" રાજકારણની ચર્ચા કરતું ખરું પણ મોટે ભાગે તે સરકારનો પક્ષ તાણતું ને તેથી તેના મૂળ સ્થાપક દાદાભાઈ નવરોજી સુદ્ધાં નારાજ થએલા; પરંતુ "ગુજરાતી" કોંગ્રેસની સેવામાં ધાયું અને પોતાની શક્તિ અને સાધન તેણે કોંગ્રેસને અને તે સંસ્થા દ્વારા દેશને ચરણે ધર્યાં. મહાસભાનાં ફરમાન માથે ઉઠાવવાને પ્રજાને હાકલ કરનારાં આજે અનેક પત્રો છે, પરંતુ તેની પ્રવૃત્તિની શરૂઆતમાં તેની પડખે ઊભું રહેનાર ગૂજરાતી ભાષાનું એકમાત્ર પ્રતિષ્ઠા પામેલું પત્ર તે "ગુજરાતી" હતું.

૧૮૮૫માં એક પ્રસંગ ઉપસ્થિત થતાં રાજદ્વારી વર્તુલોમાં ઇચ્છારામને સારી પ્રસિદ્ધિ મળી ને સાથેસાથે "ગુજરાતી"ની ગ્રાહક સંખ્યા વધીને ૨૫૦૦ જેટલી થઈ. ૧૮૭૮માં તેમણે "સ્વતંત્રતા"માં શરૂ કરેલી "હિન્દ અને બ્રિટાનિયા" નામની વાર્તા ૧૮૮૩થી ૧૮૮૫ સુધીમાં સંપૂર્ણ લખી કાઢી ને ૧૮૮૬માં તે પ્રસિદ્ધ કરી અને લોર્ડ રિપનને અર્પણ કરી. એ પુસ્તકમાં હિંદની પ્રજા અને રાજકીય સ્થિતિનું સ્વરૂપ સમજાવ્યું છે. એ ગ્રંથ બ્રિટિશ રાજ્ય સામે બેદિલી ફેલાવે એવો છે અને તેથી લેખક પ્રકાશક સામે કાયદેસર કામ ચાલવું જોઈએ એવા સૂર કેટલેક સ્થળેથી સંભળાયા પણ એ શમી ગયા. "ગુજરાતી" વધારે લોકપ્રિય થયું ને તેમાં ૨૪ પાનાં આવવા માંડ્યાં.

કોંગ્રેસનું કામ ધીરે પણ મક્કમ રીતે વધ્યું અને "ગુજરાતી" તેને સારો ટેકો આપતું. પરંતુ કોંગ્રેસ માટે કેટલીક ગેરસમજુતી પણ પ્રવર્તતી.

"ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસ"માં રતનજી નસરવાનજી આંટિયા ત્યારે મુદ્રણમુખી હતા. એ પ્રેસમાંથી "ગુજરાતી" સાપ્તાહિક અને "આર્યજ્ઞાન વર્ધક" માસિક તેમને હસ્તક છપાઈ પ્રસિદ્ધ થતાં. "ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસ"માંથી રતનજી છૂટા થયા ને એક નાનું છાપખાનું કાઢવામાં આવે તો તેમાંથી આ બન્ને પ્રકાશનો બહાર પડી શકશે એમ તેમણે સર મંગળદાસને જણાવ્યું. સર મંગળદાસે પોતાના ફાળા તરીકે રૂપિયા ત્રણ હજાર આપ્યા ને ૧૮૮૪ના જાન્યુઆરીમાં "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપના થઈ. "ગુજરાતી" ત્યાં છપાઈને બહાર પડવા માંડયું. તેના પૃષ્ઠોની સંખ્યા વધીને સોળ થઇ. હવે રાજકારણની વધારે વિસ્તારથી ને વધારે સ્વતંત્રતાથી ચર્ચા કરવાની ઇચ્છારામને અનુકૂળતા થઈ. "ઇલ્બર્ટ બિલ"ની ચાલતી ચર્ચાને લઈ પ્રજાનો રાજદ્વારી પ્રશ્નો પરત્વે ઉત્સાહ વધ્યો હતો. લોર્ડ રિપન પ્રજાની અપાર પ્રીતિ સંપાદન કરીને વિલાયત પાછા ફર્યા ત્યારે "ગુજરાતી"એ તેમના માનમાં વિદાયગીરીનો ખાસ અંક બહાર પાડ્યો. એ અંક એટલો વખણાયો કે રિપનના સ્મારક અર્થે સ્થપાયેલી સમિતિએ એની પાંચસો નકલ નવેસર છપાવી. એ અંકના વાચનથી રાજકારણના પ્રશ્નો સમજવાની પ્રજાની ઉલટ વધી.

રાષ્ટ્રની પ્રગતિના કાર્યમાં હૃદયપૂર્વક પરિશ્રમ કરનાર સર્વ રાષ્ટ્રસેવકોનો પરસ્પર પરિચય કરાવવા અને નવા વર્ષ દરમિયાન અમલમાં મૂકવાના રાજકીય કાર્યક્રમ વિષે ચર્ચા તથા નિર્ણય કરવા કાજે મુંબાઈની શેઠ ગોકળદાસ તેજપાલ સંસ્કૃત પાઠશાળાના દીવાનખાનામાં બાબુ વ્યોમકેશચન્દ્ર બેનરજીના અધ્યક્ષપદે તા. ૨૮–૧૨–૧૮૮૫ને દિને દેશના આગેવાન રાજકીય પુરુષોની સભા થઈ. એ સભા તે હિંદી રાષ્ટ્રીય મહાસભાની (કોંગ્રેસ) પ્રથમ બેઠક. મજકૂર અધિવેશનનો અહેવાલ સૌપ્રથમ "ગુજરાતી"માં પ્રસિદ્ધ થએલો એમ જણાય છે.

"સૂરત રાયટ કેસ"માં ઇચ્છારામ સંડોવાએલા ત્યારે તેમનો બચાવ કરવાને મુંબાઇથી ગીલ બૅરિસ્ટર સાથે ફિરોઝશા મહેતા પણ સૂરત આવેલા

અને એ સ્મરણીય મુકદ્દમો લડી ઇચ્છારામને ન્યાયની અદાલતમાંથી નિષ્કલંક બહાર આણેલા. એ પ્રસંગથી ઇચ્છારામે ફિરોઝશાને પોતાના રાજકીય ગુરુ માન્યા. બન્નેના વિચારોમાં સામ્ય હતું. બન્નેની સ્થિતિમાં, બુદ્ધિશક્તિમાં, લાગવગમાં અલબત્ત ઘણો તફાવત હતો; પરંતુ બન્ને પોતાની માતૃભૂમિની મુક્તિ માટે આતુર ને કાર્યપરાયણ હતા. ફિરોઝશા હિંદી મહાસભાના આત્મા બન્યા અને તેમના અનુયાયી તરીકે ઇચ્છારામે પોતાની કલમ અને પત્રદ્વારા તેમના વિચાર અને લડતને સંગીન ટેકો આપ્યો. "રાસ્ત ગોફતાર" રાજકારણની ચર્ચા કરતું ખરું પણ મોટે ભાગે તે સરકારનો પક્ષ તાણતું ને તેથી તેના મૂળ સ્થાપક દાદાભાઈ નવરોજી સુદ્ધાં નારાજ થએલા; પરંતુ "ગુજરાતી" કોંગ્રેસની સેવામાં ધાયું અને પોતાની શક્તિ અને સાધન તેણે કોંગ્રેસને અને તે સંસ્થા દ્વારા દેશને ચરણે ધર્યાં. મહાસભાનાં ફરમાન માથે ઉઠાવવાને પ્રજાને હાકલ કરનારાં આજે અનેક પત્રો છે, પરંતુ તેની પ્રવૃત્તિની શરૂઆતમાં તેની પડખે ઊભું રહેનાર ગૂજરાતી ભાષાનું એકમાત્ર પ્રતિષ્ઠા પામેલું પત્ર તે "ગુજરાતી" હતું.

૧૮૮૫માં એક પ્રસંગ ઉપસ્થિત થતાં રાજદ્વારી વર્તુલોમાં ઇચ્છારામને સારી પ્રસિદ્ધિ મળી ને સાથેસાથે "ગુજરાતી"ની ગ્રાહક સંખ્યા વધીને ૨૫૦૦ જેટલી થઈ. ૧૮૭૮માં તેમણે "સ્વતંત્રતા"માં શરૂ કરેલી "હિન્દ અને બ્રિટાનિયા" નામની વાર્તા ૧૮૮૩થી ૧૮૮૫ સુધીમાં સંપૂર્ણ લખી કાઢી ને ૧૮૮૬માં તે પ્રસિદ્ધ કરી અને લોર્ડ રિપનને અર્પણ કરી. એ પુસ્તકમાં હિંદની પ્રજા અને રાજકીય સ્થિતિનું સ્વરૂપ સમજાવ્યું છે. એ ગ્રંથ બ્રિટિશ રાજ્ય સામે બેદિલી ફેલાવે એવો છે અને તેથી લેખક પ્રકાશક સામે કાયદેસર કામ ચાલવું જોઈએ એવા સૂર કેટલેક સ્થળેથી સંભળાયા પણ એ શમી ગયા. "ગુજરાતી" વધારે લોકપ્રિય થયું ને તેમાં ૨૪ પાનાં આવવા માંડ્યાં.

કોંગ્રેસનું કામ ધીરે પણ મક્કમ રીતે વધ્યું અને "ગુજરાતી" તેને સારો ટેકો આપતું. પરંતુ કોંગ્રેસ માટે કેટલીક ગેરસમજુતી પણ પ્રવર્તતી.

મહાસભા માત્ર હિંદુઓનું મંડળ છે, હિંદની સમગ્ર પ્રજાને નામે કેવળ હિંદુઓના હિતાર્થે લડે છે, અન્ય કોમોનું હિત એમાં સલામત નથી એવી વાતો જે આજે સંભળાય છે તે તે સમયમાં પણ કયાંક કયાંક બોલાતી. આવી વાતોનો પ્રચાર મહાસભાની પ્રગતિ માટે હાનિકારક હતો. એ ગેરસમજ દૂર કરવાને "ગુજરાતી"એ પ્રયત્ન કર્યો. બીજા ઇલાકાના શિક્ષિતો તેમજ અમલદારો તથા બિનઅફસરી અંગ્રેજો સાચી સ્થિતિ જાણી શકે, મહાસભાનો આદર્શ સમજી શકે, તે કાજે ૧૮૮૯ના નવેમ્બરથી "ગુજરાતી"માં અંગ્રેજી વિભાગ શરૂ થયો.

હિંદના રાજકારણમાં અને કોંગ્રેસના આદેશોના પ્રચાર અર્થે "ગુજરાતી"એ અર્પેલી આ સંગીન સેવા એ ગૂજરાતી પત્રકારિત્વમાં નવું પ્રકરણ છે. રાજકારણની વિચારપૂર્ણ, કડક અને પ્રગતિલક્ષી ચર્ચા કરવાની પહેલ કરનાર ગૂજરાતી ભાષાનું પહેલું જ છાપું "ગુજરાતી" છે. "ગુજરાતી"ના રાજકારણવિષયક ઉદ્દેશો અને નીતિ ઇચ્છારામે એક સ્થળે સ્ફુટ કર્યાં છે:

> "ખરી રાજ્યભક્તિ અને બ્રિટિશ રાજ્યને સ્થિર રાખવાનો પ્રયત્ન તે જ છે કે, સરકારના કાન પર પ્રજા જેથી અસંતોષ થાય તેવા કામો કરતી અટકાવવાની ખબર નાખવી, અને પ્રજાને જે હકો આપવાની ઇંગ્લાંડના સત્તાવાળાઓએ કબુલાત આપી છે તથા જે રાજકીય હક્કો મેળવવાને કાયદાએ જેટલી સત્તા આપી છે તેને અનુસરતો પ્રયત્ન કરવો. એ જ હેતુથી કોંગ્રેસ સ્થાપવામાં આવી છે અને એ જ હેતુને પ્રાધાન્યપણું આપી અમારી લડત ચલાવી છે".[૫]

સામાજિક ક્ષેત્રમાં "ગુજરાતી"નું કામ અવલોકીએ. તંત્રીએ પ્રથમ નિવેદનમાં જ સંસારી સુધારાનું મહત્ત્વ સ્વીકાર્યું હતું:

> "રાજકીય વીષય હીંદુસ્થાનને બચાવશે ખરૂં, પણ

૫ ગુજરાતી, તા. ૨-૭-૧૯૦૪

સંસારીસુધારા વગર ને ટકાવી શકવું મુશ્કેલ છે. ગુજરાત અને મુંબઈમાં સંસારી સ્થીતીમાં જે લોકો સમજતા થયા છે તેઓ હાલના કેટલાંક નીતીના ને નીતી ધરમના ને નાતના ને જાતના બંધનોથી કંટાળી ગયા છે......

"જ્યારે ચોમેર 'રાજકીય' 'રાજકીય'ની હાક વાગી રહી ત્યારે અમે રાજકીય ને સંસારી સંયુક્ત બળથી અમારો કીલો બાંધવા માંગીએ છીએ. "હીંદુસ્થાનનો બચાવ માત્ર રાજકીય વીષયમાં નથી પણ તેના સંસારીસુધારા—જે (હમણા) ઘણા દુખદાયક ને નાશકારક છે—તેનો નાશ કરી અગાડી પગલા ભરવામાં છે". ૬

એકંદરે "ગુજરાતી" આ નીતિને અનુસર્યું છે. બાળલગ્ન, કાચી વયે સંસારનું મંડાણ, પરદેશગમન-નિષેધ, વગેરે બાબતમાં પ્રજાની બહુમતીનો વિચારનો વિરોધ કરીને પણ હિંદુ સમાજને સુધારો કરવા તેણે આગ્રહ કર્યો હતો. રાજદ્વારી ક્ષેત્રમાં દેશની પરાધીન અવસ્થા અને તેનાં પરિણામ ધ્યાનમાં લઈને હક્કો મેળવવા ઉદ્દ્યોષ કરવા છતાં સમાજ સુધારાના ક્ષેત્રમાં બધી જ પુરાણી પ્રથાઓને તિલાંજલી આપવાને "ગુજરાતી"એ કદી શીખ આપી નથી.[૭] જ્યાં સુધારાની આવશ્યકતા હતી ત્યાં તેમ કરવાને તે સૂચવતું, પરંતુ સુધારો કરતાં તેને સ્થાને કુધારો ન આવે, સમાજ હોલામાંથી નીકળીને ચૂલામાં ન પડે તે સારુ યોગ્ય ચેતવણી પણ તે આપતું.

આ નીતિ કેટલાકને દહીંદ્રુવિયા લાગતી અને વિરોધી ટીકા થતી. સ્ત્રીકેળવણી સંબંધી તેના વિચારો સુધારકોને ખૂંચતા અને તેઓ

---

૬ ગુજરાતી, તા. ૨-૭-૧૯૦૪ — ? ૬-૬-૧૯૦૦ (પુસ્ત ૬

૭ "Ichharam Suryaram's *Gujarati* favoured progress in politics and conservatism in Social matters"—K. M. Munsh ["Gujarat and Its Literature" (1935), P. 305]

"ગુજરાતી" અને તેના કાર્યવાહકોને "સંસારીસુધારાના પ્રકરણમાં એક પ્રતિપક્ષી"ની ગણનામાં મૂકતા. આ આક્ષેપનો ઇચ્છારામે રદિયો આપ્યો છે:

> "સ્ત્રીકેળવણી એવા ધોરણ પર અપાવી જોઈએ કે જેથી આ દેશની સ્ત્રીઓ, પુરૂષ વર્ગને ઉત્તમ પ્રકારે સહાયકારી થાય, સ્ત્રીકેળવણીને પરિણામે તેઓના વિચાર એવા ન થવા જોઈએ કે યુરોપ અમેરિકામાં જેમ થાય છે તેમ સ્ત્રીઓ સ્ત્રી તરીકેનું પોતાનું કર્તવ્ય ભૂલી જઈ પુરૂષો સાથે હરીફાઈ કરવાને ઉતરી પડે. સ્ત્રી પુરૂષ બંને પોતપોતાના માટે નિર્માણ થએલા ધોરણ મુજબ પોતાના કાર્યો કરવાથી જગત જેટલું સુખી થાય છે તેટલું સુખી તે બીજા કશાથી થઈ શકતું નથી." [૮]

સ્ત્રી કેળવણી સંબંધી ઇચ્છારામના આ વિચારોમાં તથ્ય છે પરંતુ ગયા ચાર દસકા દરમિયાન જે પ્રકારની સ્ત્રીકેળવણી પ્રત્યે "ગુજરાતી" નાપસંદગી દર્શાવે છે તેનું પ્રમાણ તો ખૂબ વધ્યું છે અને હજી વધ્યે જશે એમ સ્પષ્ટ ભાસે છે. બાળલગ્ન સામે એમણે હિંમતથી વિરોધ કરેલો અને એ દુષ્ટ રિવાજ આજે ઘણે અંશે દૂર થયો છે. બાળલગ્નના ગેરફાયદા વર્ણવતાં ઇચ્છારામ જણાવે છે કે લગ્નના સંસ્કારની કશી સમજ ન આવે તેવી ઉંમરમાં બાળકોને પરણાવી દેવાં એ મુદ્દલ પસંદ કરવાજોગ નથી. બાળલગ્નથી બાળવિધવા થવાનાં જે દુઃખ ઉપજવાનો સંભવ રહે છે તે ઓછો કરવા માટે પણ લગ્નની ઉંમર બને તેટલી વધારવાની જરૂર છે. કાચી વયે સંસાર માંડવાના રિવાજથી પ્રજાનું અકલ્યાણ થાય ને સ્ત્રી પુરુષના દેહને નુકશાન થઈ, સંતતિ પણ નબળી થશે. [૯]

"ગુજરાતી"નું સમાજસુધારાનું કાર્ય તેની રાજકીય સેવા જેટલું સંગીન કે મહત્ત્વનું નથી. "ગુજરાતી" પહેલાં પ્રગટેલાં "સત્ય પ્રકાશ", "રાસ્ત ગોફ્તાર" વગેરે પત્રોએ એ દિશામાં ઠીક કાર્ય એ અગાઉ કર્યું હતું. વળી એકંદરે એ પત્રોની સરખામણીમાં "ગુજરાતી"નું સંસાર

---

૮ અને ૯ ગુજરાતી, તા. ૨-૭-૧૯૦૪

સુધારાનું કામ પ્રગતિશીલ કરતાં પ્રરક્ષક ગણાય. સમાજને હાનિ કરે એવા કહેવાતા સુધારા ઉર્ફે પશ્ચિમીકરણ સામે વિરોધ કરવા ઇચ્છારામ તત્પર રહેતા અને તેમ કરવામાં મિત્રો કે મુરબ્બીઓનો રોષ વહોરી લેતાં ડરતા નહિ. મુંબાઈની સુધરાઈએ હિંદુઓનાં શબ ભઠ્ઠીમાં બાળવાની યોજના સૂચવી ત્યારે ઇચ્છારામે તે સામે પોકાર ઉઠાવ્યો. એ નવી દાહપ્રણાલિ ઇચ્છારામના મુરબ્બી અને "ગુજરાતી" પત્રના પોષક સર મંગળદાસ નથુભાઈને પસંદ હતી. તેઓ સોનાપુરની મુંબાઈની સ્મશાન સમિતિના પ્રમુખ હતા અને તેમણે ભઠ્ઠીદાહની પદ્ધતિને ટેકો આપ્યો. સર મંગળદાસનો વિરોધ કરતાં ઇચ્છારામને કેટલું કષ્ટ થયું હશે જ, પરંતુ સંબંધ અવગણી તેમણે સુધરાઈની યોજના સામે લખવું ચાલુ રાખ્યું. મંગળદાસ ગુસ્સે થયા, પરંતુ લોકમત ઇચ્છારામની તરફેણમાં હતો અને અંતે એ લોકમતને નમતું આપવાની સુધરાઈને ફરજ પડી. હિંદુ જનતામાં "ગુજરાતી"નું માન વધ્યું.

આજના સુધારક વર્ગનો મોટો ભાગ ધર્મને, ખાસ કરી ધાર્મિક-ક્રિયાકાંડ (Rituals)ને, હસી કહાડે છે: સમાજમાં પ્રવર્તતી અંધાધુંધી માટે ધર્મને—ધાર્મિક માન્યતાઓને બહુધા જવાબદાર ગણે છે; અને ધર્મ જ્યાં લગી માણસના મન પર પ્રભુત્વ ધરાવે છે ત્યાં લગી સંપૂર્ણ સમાજસુધારો શક્ય નથી એમ માને છે. પરંતુ ઇચ્છારામની એ માન્યતા નહોતી. ધર્મમાં સુધારાની આવશ્યકતા તેમને સમજાતી; પણ તે કાર્ય ધર્મને વગોવવાથી નહિ પણ ધર્મનું સત્ય સ્વરૂપ સમજવાથી પાર પડે છે, પરંતુ ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવવામાં "ગુજરાતી"એ વ્યાપક-ધર્મભાવના કરતાં જેને સાંકડી રીતે "સનાતન ધર્મ" કહેવામાં આવે છે તેનો પક્ષવાદ કર્યો છે અને અસ્પૃશ્યતાનિવારણ જેવા સાચા માનવધર્મનો વિરોધ કર્યો છે. "ગુજરાતી" દ્વારા અનેક સંસ્કૃત પુસ્તકો અને ટીકાઓ પ્રસિદ્ધ થઈ છે અને તેના ઉપર ચર્ચા વિવરણ આદિ તેમાં આવ્યા કરે છે. વળી હિંદુ ધર્મના ગૌણ ને અવાન્તર પ્રશ્નોની ચર્ચા પણ શાસ્ત્રીઓ "ગુજરાતી"માં કરતા રહે છે. સનાતની પક્ષવાદમાં વલ્લભ સંપ્રદાય તરફ તથા શંકર વેદાન્ત તરફ ઝોક વિશેષ રહે છે. સર્વ "સનાતની" પંથોનું

"ગુજરાતી" વ્યાસપીઠ બન્યું છે, અને તેમને એકરાગી કરવામાં તેણે સરસ હિસ્સો આપ્યો છે.

"ગુજરાતી"ના રાજકીય પ્રચારકાર્ય જેમ ગૂજરાતી સાહિત્ય અને ગૂજરાતી ભાષાની તેણે બજાવેલી સેવા પણ આપણા વૃત્તવિવેચનમાં સદા સ્મરણીય રહેશે. "ગુજરાતી"ના ઉગમ વેળાનાં ઘણાંખરાં ગૂજરાતી પત્રો પારસીઓનાં હતાં અને તેમાં ભાષાની શુદ્ધતા પ્રત્યે ધ્યાન અપાતું નહિ. કાબરાજીનું "રાસ્ત ગોફ્તાર" એમાં કાંઈક અપવાદરૂપ હતું. "ગુજરાતી"ના પહેલા અંકમાં ભાષા ખૂબ અશુદ્ધ છે. એના કરતાં "સ્વતંત્રતા"ના અંકોમાં ઇચ્છારામે વધારે સારી ભાષાશુદ્ધિ દાખવેલી. "ગુજરાતી"નો પ્રથમ અંક "કયસરે હિન્દ"ના છાપખાનામાં છપાએલો અને એ છાપખાનાની માલિકી પારસી હાથમાં હોવાથી તેમાં ભાષાશુદ્ધિ પ્રત્યે ઝાઝું ધ્યાન આપી શકાયું નહોતું એમ જણાય છે. બીજા અંકમાં "ગુજરાતી"ની ભાષા સારી ને શુદ્ધ ગણાય એવી આવી છે. પત્રની સ્થિરતા ને લોકપ્રિયતા વધતાં "ગુજરાતી"એ ભાષાની દૃષ્ટિએ અનન્યસાધારણ વિકાસ દાખવ્યો છે.

ઇચ્છારામ ઘણું સારું ગૂજરાતી લખતા. તેમની બાની વાચકના હૃદય પર મજબૂત છાપ પાડે તેવી હતી. સૌ કોઈ સત્વર સમજી શકે તેવું તળપદું સાદું અને સરળ લખવાની તેમને ચીવટ હતી. જોડાક્ષરથી ભરેલા અઘરા સંસ્કૃત શબ્દો વાપરવાનો તેમને મોહ નહોતો.[૧૦] એટલું જ નહિ, તેવી બાની સામે તેમણે વિરોધ દર્શાવેલો. ગાંધીજીની પ્રેરણાથી છેલ્લા ત્રણ દાયકામાં ગૂજરાતી ભાષાએ સરળતા, સુઘડતા અને સ્પષ્ટતાનો જે વળાંક લીધો છે તેની આગાઉ આપતી હિમાયત ઇચ્છારામે ૧૮૮૦માં કરી હતી:

> "દરેક ભાષાની ખુબી તેની સાદાઇમાં છે. જ્યારે શબ્દો નાના નાના 'સાદા' અને સાધારણ લોકો સમજી શકે એવા

---

૧૦ અત્રે નોંધવું જોઇએ કે સૂરતથી પ્રગટ થએલ "સ્વતંત્રતા"માં ઈચ્છારામે જે ભાષા વાપરેલી તેમાં તેમણે સંસ્કૃત શબ્દોનો ભારોભાર ઉપયોગ કરેલો ને પરિણામે તે સામાન્ય વાચકને સમજાય એવી નહોતી.

> હોય ત્યારે જ ખરેખરી ખુબી માલમ પડે છે અને બોલનાર અથવા લખનારના વીચારોની અસર સાંભલનાર તથા વાંચનાર ઉપર બરાબર રીતે થઈ શકે છે. પણ શબ્દો કઠણ હોવાને લીધે અથવા નહીં સાંભલયા હોય તેવા હોવાને લીધે જોઈએ તેવી અસર થતી નથી. સંસ્કૃત ભાષાના માહીતગારો મોટા ગજગજના અને અજાણ્યા શબ્દો વાપરી એમ ધારતા હોય કે આમ વાપરવાથી તે ગુજરાતી ભાષામાં દાખલ થઈ ગયા, તો તેમાં તેમની ભૂલ છે."[11]

આ વિચારો સર્વમાન્ય થઈ શકે એવા છે; પરંતુ એ છાપવામાં જોડણીની અનેક ભૂલ થએલી જણાય છે. ૧૮૮૪માં પોતાની માલિકીનું "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ" થતાં ઇચ્છારામે ભાષાશુદ્ધિ પરત્વે વધારે ચીવટ રાખવા માંડી. "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ" પછી ૧૯૦૦માં મગનલાલ કીકાભાઈ મોદી સાથે "ગુજરાતી ટાઈપ ફાઉન્ડ્રી" સ્થાપી પણ એ યોજના વધારે સફળ કરવા ઇચ્છારામના પુત્ર મણિલાલે વિશેષ મહેનત લીધી હતી.

ગુજરાતી સાહિત્યને ઇચ્છારામે આપેલા અનેક ગ્રંથોની નોંધ કરવી અહીં અપ્રસ્તુત છે, પરંતુ પોતાના પત્ર દ્વારા તેમણે ગુજરાતી સાહિત્યની કરેલી સેવાનો ઉલ્લેખ કરવો જોઈએ. સાહિત્યને લગતા વિષયોની ચર્ચા ઇચ્છારામના "ગુજરાતી"માં સારી રીતે થતી. જૂનાં કાવ્યોનું સંશોધન એ પત્ર મારફતે થએલું. ઉપરાંત, દર વર્ષે "ગુજરાતી"ના ગ્રાહકોને એક ઉત્તમ પુસ્તક ભેટ આપવાની પ્રણાલિ ૧૮૯૧થી શરૂ થઈ ને આપણા પત્રકારિત્વમાં નવો ચીલો પાડ્યો. કનૈયાલાલ મુનશી જેવા લેખકોએ નવલકથાલેખનના શ્રીગણેશ "ગુજરાતી"માં માંડેલા. "ગુજરાતી" દ્વારા ઐતિહાસિક નવલકથાનું ક્ષેત્ર ઠીક ખેડાયું છે.

"ગુજરાતી" પત્રદ્વારા ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગો વિકસ્યાં તેમાં પ્રાસંગિક ને હળવા વિનોદનો નિર્દેશ કરવાની આવશ્યકતા છે.

---

૧૧ ગુજરાતી, તા. ૧૦–૧૦–૧૮૮૦

"ગુજરાતી"માંનો વિનોદ એકંદરે શિષ્ટ પ્રકારનો છે. એમાં "ભર કટોરા રંગ" નામે "બીરબલ"ની હળવી કટારો ખૂબ લોકપ્રિય હતી. આ "બીરબલ" તે ખરશેદજી બમનજી ફરામરોજ. "ગુજરાતી" સાપ્તાહિક સાથનો એમનો સંબંધ ઠેઠ ૧૮૯૮ થી ૧૯૨૦ સુધી–ખરશેદજીના મરણ પર્યંત–ચાલુ રહ્યો.[૧૨]

ઇચ્છારામ દેસાઇએ સાપ્તાહિક પત્રને વિશિષ્ટ ઘાટ આપ્યો અને એ ઘાટનું એની પછીનાં લગભગ બધાં ગૂજરાતી સાપ્તાહિકોએ અનુકરણ કર્યું. પહેલું પાનું અંગ્રેજીનું, તે પછી તાજા સમાચાર એમ પહેલો ફર્મો, બીજો ફર્મો ગૂજરાતી અગ્રલેખનો, ત્રીજા ફર્માની શરૂઆતમાં ચાલુ વાર્તા, તે પછી રમૂજી વિભાગ, તે પછી વિશિષ્ટ લેખો, પછી ચર્ચાપત્રો, વીણેલા વર્તમાન અને સામાન્ય સમાચાર–આવી રચના આજે પણ ઘણાંખરાં સાપ્તાહિકોમાં જોવામાં આવે છે. આ ઘાટની પહેલ કરનાર ઇચ્છારામ. આજે અંગ્રેજી વિભાગ સાપ્તાહિકોમાં દેખાતો નથી પણ બીજી રીતે આ ઘાટ ઘણે અંશે ચાલુ છે.

એક આખી પચ્ચીસી દરમિયાન "ગુજરાતી" સાપ્તાહિક દ્વારા ઇચ્છારામ દેસાઇએ દેશની અને પ્રજાની રાજદ્વારી, સામાજિક અને સાહિત્યનાં ક્ષેત્રોમાં અનન્ય સેવા કરી ગૂજરાતી વૃત્તવિવેચનમાં નવા યુગનું મંડાણ કર્યું. એમની એ સેવાની કદર કરવાની તક પ્રજાને ૧૯૦૪માં મળી. તે સમયમાં "ગુજરાતી"નો રજત મહોત્સવ શેઠ ધરમશી મોરારજી ગોકળદાસના મુંબાઇના ચીના બાગમાં ઉત્સાહભેર ઉજવાયો. એથી ઇચ્છારામને

---

૧૨. "બીરબલ" સબંધી સુપ્રસિદ્ધ હાસ્યલેખક "મસ્તફકીરે" લખ્યું છે કે: "ભર કટોરા રંગ"ની એમની હળવી લેખમાળા વાંચવા "ગુજરાતી" પત્રના ગ્રાહકો દર અઠવાડિયે ખડે પગે તૈયાર રહેતા અને એક પારસી કેટલું સુંદર, શુદ્ધ ગુજરાતી લખે છે અને સમકાલિન ગંભીર પ્રશ્નો પર કેવી વક્ર દૃષ્ટિથી કટાક્ષો ફેંકી શકે છે એ જોઈ લોકો વિસ્મય પામતા ......એમના જમાનામાં બીરબલ હળવી કટારોના ક્ષેત્રમાં તો લગભગ બિનહરીફ હતા."

[હિન્દુસ્તાન--પ્રજામિત્ર રજત મહોત્સવ અંક (૧૯૩૮), પૃ. ૫૩ અને ૬૨]

ઘણું પ્રોત્સાહન મળ્યું; પરંતુ એ પછી એમની તબિયત લથડી, તેમના લખવાના કામમાં અંતરાય પડ્યો, છતાં પુત્રો મણિલાલ અને નટવરલાલ તથા પ્રાણજીવન શાસ્ત્રી વગેરેની સહાયથી એમણે અગ્રલેખાદિનું કામ ચાલુ રાખ્યું. મણિલાલે એ સમયથી "સિંહાવલોકન"ના શીર્ષક હેઠળ પ્રાસંગિક વિષયો પર સંક્ષિપ્ત ચર્ચા "ગુજરાતી"માં લખવી શરૂ કરી, તેણે વાચકવર્ગનું ઠીક ધ્યાન ખેંચ્યું. પછી તો મણિલાલે "ગુજરાતી"નું ઘણુંખરું કામ ઉપાડી લીધું અને હૃદયના દર્દને કારણે ઇચ્છારામ લગભગ નિવૃત્તિ ભોગવવા લાગ્યા.[13] ૧૯૧૨ના ડિસેમ્બરની પાંચમીએ, ૫૮ વર્ષની વયે, તેઓ અવસાન પામ્યા.

પત્રકાર તરીકેનું ઇચ્છારામનું કાર્ય એમના સમયમાં બિનહરીફ હતું. એમનું વૃત્તવિવેચન અવનવું, કુદરતી શક્તિના પરિપાક રૂપ, દીર્ઘ-દૃષ્ટિવાળું ને સર્વગ્રાહી હતું. ગૂજરાતી વૃત્તવિવેચનના ક્ષેત્રમાં નવા યુગનો આરંભ કરનાર ઇચ્છારામ સૂર્યરામ દેસાઈને પ્રથમ પંક્તિના પત્રકાર તરીકે ગૂજરાત સદા સ્નેહ અને આદરથી સંભારશે.

ઇચ્છારામના સ્થાને તેમના મોટા પુત્ર મણિલાલ "ગુજરાતી"ના તંત્રી થયા. પિતાના હાથ નીચે એમને પત્રકારના કાર્યનો સારો અનુભવ મળ્યો હતો. ૧૯૨૭માં અમદાવાદમાં મળેલી બીજી ગૂજરાતી પત્રકાર પરિષદને પ્રમુખસ્થાને એ વરાયા હતા. તે પ્રસંગનું એમનું વ્યાખ્યાન પત્રકાર તરીકેની એમની લાયકાતની ઝાંખી કરાવે છે.

---

૧૩ "૧૯૧૦માં તેમની રાજકીય વિષયો પરત્વેની લેખપદ્ધતિ સરકારને ગમી નહિ, તેથી તે વર્ષમાં પ્રેસ એક્ટ પાસ થતાં સરકારે રૂા. ૨,૫૦૦ની જમીનગીરી લીધી તેનો આઘાત તેમના હૃદય પર સખત થયો; અને કોર્ટમાંથી આવતાં ઑફીસમાં જણાવ્યું કે મારું વર્તમાનપત્રકારનું જીવન હવે પૂરું થયું. મારો ઉત્સાહ મરી ગયો છે. તે પછી તેમણે પત્રના લખાણનું કામ અન્ય વિશ્વાસુ જનોને સોંપ્યું, અને કવચિત કવચિત લખતા. પણ જોખમદારી શિરે હોવાથી દરેક વસ્તુ ઉપર ધ્યાન રાખતા."

[સ્વ૦ ઈચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા, પૃ.૩૭]

૧૯૨૪માં મણિલાલ પોતાનો ભાગ અને "ગુજરાતી" પત્ર લઈને પોતાના ભાઈઓથી છૂટા પડ્યા, પરંતુ ત્યાર પછી એમની આર્થિક સ્થિતિ ઘણી નાજુક બનતાં ૧૯૩૦માં એમના નાના ભાઈઓએ જાહેર હરાજીમાં "ગુજરાતી" પત્ર ખરીદ્યું. મણિલાલને તંત્રીપદે એ અખબારનો છેલ્લો અંક તા. ૧૫–૧૨–૧૯૨૯નો બહાર પડેલો અને ત્યાર પછીથી તે ટૂંક મુદ્દત બંધ રહ્યું. તા. ૯–૨–૧૯૩૦થી ઇચ્છારામ દેસાઈના બીજા પુત્ર નટવરલાલના તંત્રીપદે તે ફરી શરૂ થયું.

"ગુજરાતી"ની નીતિ વિષે નટવરલાલે આ પ્રસંગે જણાવ્યું કે રાજદ્વારી બાબતોમાં હરહંમેશ પ્રજાપક્ષે "ગુજરાતી" ખડું રહ્યું છે તેમ રહેશે. સ્વરાજપ્રાપ્તિના શક્ય માર્ગોની લડતને તેણે દિલથી ટેકો આપ્યો છે અને તેમ કરવામાં તેણે કોમી ભેદભાવ રાખ્યો નથી. ભવિષ્યમાં પણ તે આ વલણ રાખશે. હિંદુ–મુસ્લિમ ઐક્યનું તે ચાહનાર છે, અને હિંદમાતાની બે આંખરૂપ આ બે મોટી કોમના સહકાર–સહચારથી હિંદ સ્વરાજ્યનું લક્ષ્ય સાધી શકશે, એ તેનું મંતવ્ય છે અને રહેશે. ધર્મવિષયક નીતિમાં નટવરલાલને મતે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ માત્ર હિંદુઓના જ ધાર્મિક અને સામાજિક પ્રકરણોમાં માથું ખોસવા માંડ્યાથી, હિંદુ મહાસભા તેમ જ સનાતની હિંદુ જનસમૂહો તેના વર્ચસ્વને માન આપતા અટક્યાં છે. "ગુજરાતી" ધાર્મિક બાબતોની ચર્ચામાં સનાતન ધર્મના સિદ્ધાંતોને અગ્રસ્થાન આપતું રહ્યું છે તેમ આપશે. તેમજ સનાતન ધર્મના સિદ્ધાંતને અવિરોધી તમામ કોમોની બાબતમાં તેણે ઉદાત્ત વિચાર પ્રકટ કર્યા છે અને કરશે.[૧૪]

આજનું "ગુજરાતી" જૂનવાણી દૃષ્ટિવાળા અને ધાર્મિક વૃત્તિવાળા વાચકોનું વકીલ બનીને રહ્યું છે. ધર્મને લગતા અને તેમાંય જૂનવટની હિમાયત કરનારા લેખો એમાં પ્રગટ થયા જ કરે છે. અભ્યાસ અને સામર્થ્યની દૃષ્ટિએ એમાંના ઘણા લેખો રેઢિયાળ હોય છે. એક વેળા આગે ધપવાને ગર્જના કરનાર એ પત્રની નીતિ બહુ નરમ અને સમાલી સમાલીને કદમ

૧૪ ગુજરાતી, તા. ૯–૨–૧૯૩૦

ભરવાની થઈ ગએલી જણાય છે. પરિણામે, આજના યુવાન વર્ગમાં તેનું વાચન નામનું જ રહ્યું છે. ગયા જમાનાના વાચકોમાં અને સનાતની હિંદુઓમાં હજી એના પ્રત્યે આકર્ષણ છે. એમાં આવતી સાહિત્યચર્ચા હજી ઠીક લક્ષ ખેંચે છે. પરંતુ નવાં હસ્તીમાં આવેલાં ને પગભર થએલાં દૈનિકો અને સાપ્તાહિકોની સરખામણીમાં આજનું "ગુજરાતી" પાછળ પડ્યું છે. નવા જમાનાનો નવો પ્રવાહ એના લેખોમાં તેમ એના ઉઠાવમાં નજરે આવતો નથી, છતાં ગૂજરાતી વૃત્તવિવેચનના વ્યાપક વિકાસ માટેની ભૂમિકા તૈયાર કરવાનું માન એને છે. એ કોઈ સંપ્રદાય કે પંથનું વાજિંત્ર બન્યું નથી, પણ બધા વૈદિક "સનાતની" પંથોને સંવાદસાધક એક સામાન્ય ભૂમિકા આપવાનું માન પણ તેને ઘટે છે. આજે તે નિરપેક્ષ દૃષ્ટિએ જોતાં પ્રથમ કક્ષાનું સાપ્તાહિક નથી, પરંતુ ભૂતકાળમાં તેની નીતિ અને તેની અસર અવલોકતાં તેણે મરાઠી केसरी જેવું પદ ગૂજરાતમાં ભોગવ્યું હતું એ નિર્વિવાદ છે.



# ૧૧: ગુજરાત મિત્ર, ગુજરાત દર્પણ ને દેશી મિત્ર

ગયા જમાનામાં સૂરતની સમૃદ્ધિ શી હતી, રાજકારણમાં તેનું મહત્ત્વ કેટલું હતું વગેરે સુવિદિત છે. સૂરતના ઈતિહાસના એ ઝળકતાં પ્રકરણ છે. એ પછીની ઓગણીસમી સદીના પાછલા ચરણની એની તવારીખમાં સૂરતના વૃત્તપત્રોનું–ખાસ કરીને "ગુજરાત મિત્ર" અને "દેશી મિત્ર"નું સ્થાન અગત્યનું છે. આ બે અખબારોએ અને ખાસ કરીને "ગુજરાત મિત્રે" ઘણા જંગ ખેલ્યા છે, પ્રજાલાભાર્થે અનેક વિટંબણા અનુભવી છે અને લોકકલ્યાણ અર્થે સારું રચનાત્મક કાર્ય કર્યું છે.

સૂરતે ગૂજરાતને આપેલા સપૂતોમાં દીનશા અરદેશર તાલેયારખાનનું નામ ગણવું જોઈએ. પ્રમાણિક અને નીડર પત્રકાર કેવો હોય તે એમણે પોતાના ઉત્તમ કાર્યથી સારી રીતે બતાવ્યું અને એ માટે સમગ્ર હિંદે તેમની પ્રશંસા કરી છે. તા. ૧૩–૯–૧૮૬૩ને દિને એમણે "સુરત મિત્ર" નામે દર રવિવારે બહાર પડતું સાપ્તાહિક શરૂ કર્યું. નામ પરથી લાગે છે કે સૂરતને લગતા સમાચાર અને એ શહેરને લગતા પ્રશ્નો એમાં ચર્ચવાનો ઈરાદો રખાયો હશે; પરંતુ એ પત્રને સારો ટેકો મળતાં તા. ૧૧–૯–૧૮૬૪થી દીનશાએ પોતાના પત્રનું નામ ફેરવી "ગુજરાત મિત્ર" રાખ્યું અને સૂરત બહારના પ્રશ્નોને પણ તેમાં સ્થાન આપ્યું.

દીનશા તાલેયારખાન વિદ્વાન હતા, તેમજ જુદાં જુદાં ક્ષેત્રમાં કાર્ય કર્યાથી દુનિયાદારીના અનુભવી હતા. સૂરતના વીર કોટવાળ અરદેશર બહાદુરના એ વંશજ હતા અને તેમની માફક કોઈ સ્થળે ગેરરીતિ, અન્યાય કે આપખુદી ચાલતી જાણતાં જ એ ગરમ થઈ જતા અને તે દૂર કરાવવા

પ્રયાસ કરતા. એ કાર્યમાં ગમે તેવા મોટા માણસની પરવા કરતા નહિ. અંગ્રેજ ઓધ્ધેદારો અને દેશી રાજાઓની આપખુદી અને નિર્માલ્યતા સામે ગર્જવામાં એમણે બાકી નહોતું રાખ્યું.

"ગુજરાત મિત્ર"ની સ્થાપના વેળા સૂરતના કલેક્ટર તરીકે ટી. સી. હોપ હતા. એમના વહીવટની સખત ટીકા દીનશા તાલેયારખાને કરેલી. પત્રમાં અંગ્રેજી અને ગુજરાતી એ વિભાગો આવતા, તેથી અંગ્રેજી ટીકા અંગ્રેજ અમલદારોના ધ્યાન બહાર રહેતી નહિ. દીનશા કડક ટીકા કરતા પણ એવી ખૂબીથી લખતા કે કાયદાની ચુંગાલમાં ન અવાય. તેમની વિદ્વત્તા તથા ખાનદાની માટે પ્રજાને આદર હતો અને તેમના લખાણોનું પણ સારું વજન પડતું. દીનશા વિશે "કલકત્તા રિવ્યૂ"ના તંત્રી ડબલ્યુ. એમ. ડિગ્બીએ પ્રશંસાત્મક ઉલ્લેખ કર્યો છે:

"......The impersonality of the higher English journals is a state yet to be evolved in India. Two of the vernacular papers atleast, however, exhibit from an Indian standpoint the incarnation of impersonality to which reference has been made as marking the leading English papers, viz. *The Hindoo Patriot* with the Hon'ble Kristodas Pal, and *The Gujarat Mitra* with Dinsha Ardesir, as the conductors respectively. All the other display a monotony which is well nigh appaling so far as the editorial columns are concerned" ૧

દીનશા તાલેયારખાનની સૌથી યાદગાર લડત તો હિંદના દેશી રાજ્યો –ખાસ કરીને તે સમયના વડોદરાનરેશ મલ્હારરાવ ગાયકવાડ–સામે હતી. મલ્હારરાવની રાજનીતિ સામે તેમણે હિંમતથી લખ્યું તેથી ભારે સનસનાટી થઈ. તે પ્રત્યે ધ્યાન આપવાની લોર્ડ નોર્થબ્રુકની સરકારને ફરજ પડી. મલ્હારરાવની ઈતિહાસમશહૂર તપાસ અને અંતે ફરજિયાત ગાદીત્યાગની વાત તો સૌને સુવિદિત છે.

૧ The Calcutta Review, October 1877

સાત દસકા પહેલાં દેશી રાજાઓનાં નામ દઈ જાહેરમાં તેમની ખામી દેખાડનાર અને તેમને સલાહ આપનાર "ગુજરાત મિત્ર"ના તંત્રી અવશ્ય નીડર હશે. એ નીડરતાની "ધ બોમ્બે રિવ્યૂ"એ પ્રશંસા કરી છે:

"As a journalist Mr. Dinshah has done immense service, at the same time making himself very unpopular with the ultra-patriotic class, whose dictum is 'let a hundred people die under native misrule rather than ten of them be saved by British interference.' Mr. Dinshah's persistent and manly exposure of the native states of Sachin, Dharampore, Kathiawar, and even Baroda, has resulted in much public good, and his waging war single-handed against such fearful odds is in itself indicative of the moral stamina he possesses......We hardly know of a journalist of Western India who is his better in perseverance and devotion, though there have been some capital native journalists too in the days of our fathers and grandfathers." ૨

સન ૧૮૭૨ના અરસામાં "ગુજરાત મિત્ર"ના ચારસો ગ્રાહક હતા. એના લવાજમ આદિની વીગત પત્રને મથાળે આવતી:

> "વરસ એકના અગાઊથી રૂ ૬|. વરસ આખર થયા પછી રૂ ૧૦|, દેશાવરવાળાઓ પાશેથી ટપાલ સાથે રૂ ૭-૧૦-૦ અને છુટક અંક એકના ચાર આના લીધામાં આવશે. આ પત્ર સાથે છુટાં હેન્ડબીલો વેહેચવાની ફી રૂ. ૫| લીધામાં આવશે."

૧૮૭૦માં દીનશા તાલેયારખાને નાદુરસ્ત તબિયતને કારણે "ગુજરાત મિત્ર" મંછારામ ઘેલાભાઈ, કીકાભાઈ પરભુદાસ વગેરે ચૌદ જણની બનેલી કંપનીને વેચી નાખ્યું પણ લેખક તરીકેનો સંબંધ ૧૯૦૦ સુધી ચાલુ રાખ્યો.

હવે મંછારામ ઘેલાભાઈએ "ગુજરાત મિત્ર"માં લખવા માંડ્યું. એ કતારગામની શાળામાં મહેતાજી તરીકે સરકારી નોકરી કરતા. કેળવણી

૨ The Bombay Review, 15-10-1879.

ખાતાના વડા ડૉ૦ બૂલરને મંછારામના વિરોધીઓએ એવું સમજાવ્યું કે મંછારામ કામ પર અગાઉ જેવું ધ્યાન આપતા નથી અને વર્તમાનપત્રોમાં લખાણો કરે છે. એ જ અરસામાં કેળવણી ખાતા સંબંધી એક લેખ "ગુજરાત મિત્ર"માં પ્રગટ થયો અને તેમાં થએલી ટીકા વાંચી ડૉ૦ બૂલર મંછારામ પર ગુસ્સે થયા. એમણે મહેતાજીની બદલી કતારગામથી માંડવી તાલુકા શાળામાં કરી અને તેમનો પગાર રૂ. ૩૭થી ઘટાડી રૂ. ૨૦નો કર્યો. સ્વમાનશીલ મંછારામે ૧૮૭૨ના જાનેવારીમાં રાજીનામું આપ્યું. ગુજરાતમિત્ર ઑફિસ અને સૂરત વિક્ટોરિયા પ્રેસના મેનેજર તરીકે માસિક રૂ. ૩૦)ના પગારે એ નિમાયા. ભાગીદારોના શેરો વેચાણ રાખી ૧૮૭૭થી એ પ્રેસ અને વર્તમાનપત્ર બન્નેના માલિક થયા, પરંતુ પછી પોતાના સહચારી ડીકાભાઈનો પણ તેમાં અર્ધોઅર્ધ ભાગ કર્યો.[3]

ડીકાભાઈ "ગુજરાત મિત્ર"ના તંત્રી તરીકે ચાલુ રહ્યા અને બન્નેએ સાથે મળીને પ્રજાસેવા માટે સતત પ્રયત્ન કર્યા. પ્રજાની મુશ્કેલીઓનો ચિતાર આપી તેની યોગ્ય માગણી સ્વીકારવા એ પત્ર સરકાર અને સુધરાઈને આગ્રહ કરતું. પ્રજાની ફરિયાદ અને જરૂરિયાત તે વિસ્તારથી સમજાવતું.

પ્રજાહક માટે લડતાં "ગુજરાત મિત્ર" એક વેળા મોટી મુશ્કેલીમાં આવી પડ્યું. ૧૮૭૮માં સુધરાઈએ કરમાં વધારો કરવા વિચાર કર્યો ત્યારે "ગુજરાત મિત્રે" તે સામે સખત વિરોધ કર્યો. એ જ સમયે લાયસન્સ ટેક્ષ, મીઠાવેરો આદિને લીધે પ્રજામાં અસંતોષ ફેલાયો હતો. એપ્રિલમાં સૂરતમાં અપૂર્વ હડતાળ પડી. એ હડતાળ તોડવાના સત્તાવાળાના પ્રયાસ નિષ્ફળ ગયા. શહેરમાં હુલ્લડ ફાટી નીકળ્યું અને અંગ્રેજો પર હુમલા થયા. આ કાર્યમાં "સ્વતંત્રતા", "ગુજરાત મિત્ર" અને "દેશી મિત્ર"ના સંચાલકોનો હાથ હોવાનો પોલિસને વહેમ ગયો. તા. ૧૧મી મેએ મંછારામ, ડીકાભાઈ વગેરેની ધરપકડ થઈ. મુકદ્દમો ચલાવવાને હાઈકોર્ટના જજોએ એ. ડી. પોલનને નીમ્યા. ફિરોઝશા મહેતા અને ગીલ બેરિસ્ટરો આ યાદગાર

---

૩ રા. સા. મંછારામ ઘેલાભાઈનું જન્મચરિત્ર (૧૮૯૦), પૃ. ૩૩

"સૂરત રાયટ કેસ"માં આરોપીઓ તરફથી લડેલા. તા. ૨૩ સપ્ટેમ્બરે પોલને સર્વે આરોપીઓને નિર્દોષ જાહેર કરી છોડી મૂકયા. એ પત્રો અને તેના કાર્યવાહકોને માથેથી આમ વિપત્તિની વાદળી વીખેરાઈ ગઈ. આ યાદગાર મુકદ્દમાને અંગે એ પત્રોને ખૂબ પ્રસિદ્ધિ મળી અને પ્રજામાં તે વિશેષ લોકપ્રિય થયાં. "ગુજરાત મિત્રે" દેશી રાજવીઓની પ્રસંગોચિત ટીકા કરવી પણ ચાલુ રાખી. એક વખત પોરબંદરના મહારાણાના સદાચાર વિશે લખતાં તેણે જણાવ્યું કે:

> "રાજસમૃદ્ધી છતાં પરનારીઓ પાછળ કુતરાંનો અવતાર ભોગવતો નથી એ તેનામાં ઉત્તમ ગુણ છે......તેને લાજમ છે કે તેણે લોભ જેવા દુરગુણને પણ એકદમ છોડી દેવો જોઈએ. જો એ દુરગુણને છોડી દેવામાં આવે તો તેની પ્રજાને હાલમાં જેટલો અકારો થઈ પડ્યો છે તેટલો જ પ્યારો થઈ પડે એમાં કાંઈ જ શક નથી."[૪]

એક બીજે પ્રસંગે "દેશી રાજાઓ રીતભાત કેમ અને ક્યારે શીખશે?" એ શીર્ષક હેઠળ દેશી રાજાઓની રીતભાત માટે ટીકા કરેલી:

> "તેઓ બરાબર ભણે નહી, કેળવણી પામેલા માણસોની સોબતમાં ફરે નહિ, ઘરમાંથી બાહાર નીકળે નહી. જનાનામાં ને જનાનામાં બેસી રહે, અફીણ કે કસુંબો લેવાની ટેવ હોય તેથી આંખમાંથી કેફનું ઘેન તો જાય જ શેનું, કારભારી અભણ ને વગસગથી કારભારીપણું પામેલા એવી સ્થીતીમાં તેઓ યશ શેના પામે? ખરી વાત છે કે તેઓ જનાનામાં રહી જનાનાની રીતભાતમાં આપણા કરતાં કુશળ થતા હશે પણ તેથી કાંઈ બાહારની રીતભાત આવડી કહેવાય નહી."[૫]

મંછારામે ત્રેવીસ વર્ષ સુધી "ગુજરાત મિત્ર"નું સંચાલન કર્યું

---

૪ ગુજરાતમિત્ર, તા. ૧૦–૧–૧૮૭૫

૫ ગુજરાત મિત્ર, તા. ૨૬–૯–૧૮૭૫

અને તેને મક્કમ પાયા પર મૂક્યું. ૧૮૯૩માં તેમણે એ પત્ર હોરમસજી ફરદુનજી ડૉક્ટરને વેચ્યું પરંતુ હોરમસજી બીજે જ વર્ષે અવસાન પામ્યા. ત્યારથી તે ૧૯૧૦ સુધી એ અખબાર હોરમસજી જમશેદજી સેક્રેટરીના અખત્યારમાં રહ્યું. સન ૧૯૦૭માં તેમના અવસાન પછી ચુનીલાલ શાહ અને શાવકશા ખસુખાંએ હોરમસજી સેક્રેટરીના વારસોની વતી તે ચલાવ્યું હતું.

હોરમસજી સેક્રેટરીએ તા. ૧-૪-૧૮૮૮થી જેકીશનદાસ લલ્લુભાઈ અડ્ડાવાળા અને હરિલાલ હર્ષદરાય ધ્રુવની મદદ લઈ "ગુજરાત દર્પણ" નામનું અઠવાડિયામાં બે વેળા પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કરેલું અને ૭ વર્ષ ચલાવ્યા પછી, "ગુજરાત મિત્ર" ખરીદી તેની સાથે તા. ૧૯-૮-૧૮૯૪થી તેને જોડી દીધું અને ત્યારથી તે "ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ"ને નામે બહાર પડવા લાગ્યું. આજે પણ એ એ જ નામે પ્રસિદ્ધ થાય છે.

"ગુજરાત દર્પણ"ની સેવામાં એક, ખાસ ઉલ્લેખપાત્ર છે. સૂરત સુધરાઈ અને લોકલ બોર્ડમાં થતાં કામ પ્રત્યે એ પત્ર ખૂબ લક્ષ આપતું અને તેની સભાઓમાં થતી ચર્ચાનો વીગતવાર અહેવાલ આપતું. એ અહેવાલ એવી રીતે લખાતો કે પ્રજા તે વાંચવાને તલપાપડ રહેતી. એ વાચનને લીધે એ સંસ્થાઓ અને તેના કામકાજમાં પ્રજાનો રસ વધ્યો. એના સંચાલકો સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોમાં ઊંડો રસ લેતા અને સુધરાઈના માર્ગમાં કાંઈ ગૂંચ આવતી તો ઉપાય પણ સૂચવતા. કલેક્ટર જ સુધરાઈના પ્રમુખ રહે તે સામે તેણે લડત ચલાવેલી. ૧૮૮૯માં મત આપવાનો અધિકાર વિસ્તૃત થવા છતાં કલેક્ટર જ હોદ્દાની રૂએ સુધરાઈના પ્રમુખ તરીકે ચાલુ રહેલા.

સ્થાનિક સ્વરાજ ઉપરાંત પ્રજાજીવનનાં બીજાં અંગો ઉપર પણ એ નજર રાખતું. ૧૮૮૮ પછી સૂરતની પ્રજામાં જે જાગૃતિ આવી અને જેને પરિણામે નવી નવી સંસ્થાઓ સ્થપાઈ તેને પ્રોત્સાહન આપવા શહેરના આગેવાન વૃત્તપત્ર તરીકે "ગુજરાત મિત્રે" સારો ફાળો આપ્યો છે. તેણે ન્યાતજાત, પક્ષ, ધર્મના ભેદભાવ વગર સેવા કરી છે.

દેશી રાજ્ય અને સરકાર સાથે "ગુજરાત મિત્ર"ની અથડામણનો એક પ્રસંગ નોંધ-યોગ્ય છે. ૧૮૮૨માં ખંભાતમાં થએલા બખેડા વેળા ખંભાતના મુખ્ય અમલદારો તરીકે શામરાવ નારાયણ લાડ અને દામોદરદાસ હરિદાસ હતા. રાજ્યના કેટલાક વિઘ્નસંતોષી કારભારીઓએ પ્રજાને એ અમલદારો સામે ઉશ્કેરી તેમને ખંભાત પાસેના ગાયકવાડી ગામ કાણીસામાં હિજરત કરાવી. ખંભાતમાં મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થઈ. દામોદરદાસ હરિદાસે મંછારામને ખાસ ખંભાત તેડ્યા. મંછારામે બધા કાગળો જોઈ "ગુજરાત મિત્ર"માં નવ કટારનો લાંબો લેખ લખ્યો.

દરમિયાન, પોતાના સાળાની સલાહ માની નવાબે શામરાવ વગેરેને રજા આપી, ને સાળાને કારભારી નીમ્યો. આ આખા પ્રકરણની તપાસ કરવા અંગ્રેજ સરકારે સ્પ્રાઈ સાહેબની નિમણૂક કરી. તેનું નિવેદન શામરાવ વગેરેની વિરુદ્ધ ગયું ને સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થયું. "ગુજરાત મિત્ર"માં મંછારામે લખેલા અહેવાલથી એ તદ્દન વિરુદ્ધ હતું તેથી બીજાં પત્રો "ગુજરાત મિત્ર" પર તૂટી પડ્યાં ને એની પ્રતિષ્ઠા જોખમાઈ.

શામરાવે કેટલાક દસ્તાવેજ સરકાર સમક્ષ રજૂ કર્યા ને પોતાની નિર્દોષતાની ખાતરી કરી આપી. ગેઝેટનું આગલું નિવેદન પાછું ખેંચી સરકારે નવું નિવેદન કર્યું. "ગુજરાત મિત્ર"માંના લેખમાંની હકીકતનું આમાં સમર્થન હતું. "ગુજરાત મિત્ર"નો આ વિજય હતો.

ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળા ૧૮૯૮થી ઉપતંત્રી તરીકે કાર્ય કરતા. તેમણે ૧૯૨૦માં "ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ" ખરીદી લીધું. ૧૯૨૩માં એમણે બહાર પાડેલો "ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક" પત્રકાર તરીકેની તેમની કુશળતાનો સારો ખ્યાલ આપે છે. ૧૯૨૯માં એમનું અવસાન થતાં એમના પુત્ર ચંપકલાલ રેશમવાળા તંત્રી થયા. તા. ૨૯-૧૧-૧૯૩૬થી એમણે એ પત્રની દૈનિક આવૃત્તિ પણ બહાર પાડવા માંડી. ૧૯૩૭માં એ અવસાન પામ્યા અને હવે એમના ભાઈ પ્રવીણકાન્ત રેશમવાળા તંત્રી છે.

પ્રજાના હિતાર્થે "ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ" કેવી રીતે લડતું તેનો ખ્યાલ ઉપરની વીગતો પરથી મળી રહે છે. તેની રાજકીય નીતિ માટે એટલું કહી શકાય કે એ પત્ર કોઈ એક પક્ષનું વાજિંત્ર બન્યું નથી. સરકારને પંપાળતું હોય એવી એને વિશે વચ્ચે છાપ પડેલી પરંતુ હવે તો એની નીતિ પ્રગતિશીલ લાગે છે. એના સંચાલકોએ ૧૯૨૩માં જણાવેલું કે :

> "'મિત્ર' સ્વતંત્રતાને માટે લડત કરે છે, છતાં કોઈ પણ પક્ષને ખાસ પોતાનો માની તે પક્ષ ગમે તેવા માર્ગે જાય છતાં તેને જ ટેકો આપવાનું નર્યું કામ કરતું નથી, પરન્તુ હંમેશાં નિષ્પક્ષપાતપણે પોતાનો અભિપ્રાય જાહેર કરીને પોતાને યોગ્ય લાગતી પત્રનીતિ ચાલુ રાખે છે." ૬

તથાપિ, થોડોક વખત આ વૃત્તપત્ર નિર્જીવ થઈ ગએલું, પણ હાલમાં એ ફરી આગળ આવ્યું છે. તેની ગોઠવણ, લખાવટ. વિષયવૈવિધ્ય વગેરેમાં તેણે સારી પ્રગતિ કરી છે.

## દેશી મિત્ર

"દેશી મિત્ર" સંબંધી ઉપર નિર્દેશ થયો છે. "ગુજરાત મિત્ર" સાથે રહીને એણે કાર્ય કર્યું છે, બન્ને સાથે સાથે મશહૂર "સુરત રાયટ કેસ"માં લડ્યા હતા, બન્નેના શરૂઆતના માલિકો પણ એક જ હતા, એ વગેરેને લઈ "દેશી મિત્ર"ને લગતી વીગત આ જ પ્રકરણમાં સમાવવી યોગ્ય લેખાશે.

મંછારામ ઘેલાભાઈ કેળવણી ખાતાની સરકારી નોકરી છોડીને છાપખાનાના ક્ષેત્રમાં દાખલ થયા; પરંતુ એથી એમને આર્થિક રીતે સહન કરવું પડ્યું અને એ સ્થિતિ સુધારવા ૧૮૭૩ના મે માસમાં સામાન્ય જનને પસંદ આવે એવું હળવું વાચન આપતું ઓછા લવાજમનું એક સાપ્તાહિક કીકાભાઈ પરભુદાસની ભાગીદારીથી પ્રગટ કરવા ઠરાવ્યું. તેનું લવાજમ

---

૬ ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક, પૃ. ૪૧

એક રૂપિયો રાખ્યું. જૂનમાં પ્રથમ અંક બહાર પડયો. એ અંકનું કદ માત્ર એક કાગળનું હતું. ઓછી કિંમત અને રમૂજી લેખોને લીધે તે લોકપ્રિય થયું. પાછળથી લવાજમ રૂપિયો દોઢ કર્યું ને પૃષ્ઠસંખ્યા વધારી. ૧૮૮૯માં મંછારામે એનું તંત્રીસ્થાન પોતાના પુત્ર નગીનદાસને સોંપ્યું.

"દેશી મિત્ર" ખાસ કરીને રમૂજી વાચન આપવા માટે શરૂ થએલું, પરંતુ તેમાં જે પ્રકારની રમૂજ આવતી તે આજના શિષ્ટ સમાજને પસંદ આવે એવી નથી. એ રમૂજ ગ્રામ્ય હતી. પ્રગટ થતાં જોડકણાં અને ટૂચકાએ લહેરી સૂરતીઓને આનંદ આપેલો. તંત્રીએ રચેલા રાણીના બાગના ગરબા પર એ અખબારના વાચકો ફીદા થઈ ગયેલા અને સૂરતમાં સ્થળે સ્થળે--આજે બોલપટનાં કેટલાંક ગાયન ગલીએ ગલીએ ગવાય છે એમ--લોકો લલકારતા :

"રાની વિકટોરિયાનો બાગ, ટાંટા જોવાનો છે લાગ
પુરવે આવી હસ્પીટાલ, પશ્ચિમે તાપીનો કીનાર" ૭

એમાં ખબરો પણ રમૂજી શૈલીમાં જ અપાતી. મહારાણી વિકટોરિયાના પુત્ર, તે વેળાના પાટવીકુંવર, હિંદથી વિલાયત પાછા ફર્યા તે સમાચાર "દેશીમિત્રે" પોતા તરફની ટીકા સાથે આમ આપેલા :

"લે તારો બેટો લે—મહારાણી વીકટોરીઆ, લે તારો પાટવીકુંવર લે, પગથી તે માથા લગણ તપાશી લે! વળી જો તોલ કરીને મોકલ્યો હોય તો તોળી લે કે હીંદુસ્થાને એને કંઈ શુકવ્યો છે કે તાજો કીધો છે! લે, હીંદુસ્થાનને તેં જે એક અમુલ્ય થાપણ સોંપી હતી તે તપાશી લે! અને પ્રથમ હીંદુસ્થાનનો અવીશ્વાસ કરીને તારા પાટવીકુંવરને અત્રે આવતાં અટકાવતી હતી તેનો હવે પશ્ચાતાપ કર! કયાં ગયો રે પેલો મુંબાઈ ગેજીટવાળો! લાવ તેને દેશી મીત્રની હજુરમાં—તેના બે કાન વચે તેનું માથું કરવામાં આવે! વારે વારે બકતો હતો, ઘડી-ઘડીએ લવારો કરતો હતો, જે હીંદુસ્થાનના લોકો તો બેવફા છે,--

---

૭ સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (૧૯૧૧), પૃ. ૨૯૩

પણ હીંદુસ્થાનના લોકો બેવકુફ નથી પણ હીંદુસ્થાનના લોકોની સામા તે પોતે જ બેવકુફ ઠરી ચુક્યો છે. હીંદુસ્થાને હવે પછીના પોતાના પાદશાહ થનારને કેટલાં ગાડાં માન આપ્યું તેનો હીસાબ ગણ, અને પછી નાકલીશોટી તાણીને કબુલ કર કે હું ભુલ્યો! મને જવા દો! મને માફ કરો! હવે હું એવું ખોટું લખાણ નહીં કરૂં! એ રીતે કબુલ કર નહીં તો પછી ઉપરથી બે લપડાકો પડશે! નાહક હીંદુસ્થાનને ફજેત કરતો તે જ તું કે? હવે તારી કેવી પી થઈ! બોલો રે છોકરાઓ પીઈઈઈ!"[૮]

રમૂજી શૈલીમાં સમાચાર આપવાની નીતિને "દેશી મિત્ર" એવું ચુસ્તપણે વળગી રહેલું કે અકસ્માત, આગ, ખૂન, રોગચાળો વગેરેને લગતા કરુણ સમાચાર પણ તે એ જ રીતે આપતું. તે સમયે એ વાંચવામાં પ્રજાને રસ પડ્યો હોય પરંતુ આજે એ લખાણ કૃત્રિમ લાગે છે. અને લખનાર જ હાસ્યપાત્ર લાગે છે. જૂન ૧૮૭૬માં ગોલવડમાં કોલેરા ફાટી નીકળતાં ત્રણ ચાર દિવસમાં સંખ્યાબંધ આસામી સપડાઇ ગયા તે કરુણ વર્તમાન "દેશી મિત્ર" આમ આપે છે:

"જુલમ! જુલમ! જુલમ! પરમેશ્વરનો જુલમ! પરવરદેગારનો જુલમ! ખોદાતાલાનો જુલમ! અલ્લામીઆનો જુલમ! અને અંગરેજીમાં બોલીએ તો માઈ ગોડનો જુલમ! આવો જુલમ એક નાના ગામમાં થયો છે! વડોદરા રેલ્વેની નજીકના ગોલવડમાં થયો છે! માત્ર ત્રણસો માણસોની વસ્તીવાળા એક નાહાના ગામમાં થયો છે! એ જુલમ કોલેરાએ કીધો છે! એ ગજબ અચોકના બુરા મરજે કીધો છે! રામ! રામ! કાળજું ફાટી જાય એવો અકરંકેર બાપડા ગામડીઆઓ ઊપર ગુજર્યો છે! ગઈ તા. ૪થી ને દીને એ ગામમાં કોલેરા ભુતની માફક નીકળી આવ્યો હતો! તે દીને ૫૭ માણસોનો ધાણ કાઢી નાંખ્યો હતો! તા. ૫મીને

---

૮ દેશી મિત્ર, તા. ૧૮-૫-૧૮૭૬

દીને ૨૩ માણસોના પ્રાણ ચુશી ગયો હતો! તા. ૬ઠીને દીને ૨૯ માણસોનું નસંતાન વાળી નાખ્યું હતું! ને બીજા પરચુરણ માણસો મળીને કુલ દોહડસો માણસોનો પ્રાણ કહાડી નાંખ્યો છે! બાકીના તમામ માણસો નહાશી ગયા છે! અને ગામ ઉજડ પડી ગયું છે! માત્ર ઢેડવાડમાં નહોતો ત્યાં પણ તા. ૯મીને દીને કોલેરા ચાલ્યો છે અને ૨૯ માણસોને સપડાવ્યાં છે! કોઈ ડાકટરની કે પોલીસની મદદ મળી નહીં! ઠામઠામ મરેલાં માણસોને પડતાં મુકીને લોકો નહાશી ગયાં છે! કારણ ત્રીશ મીનીટ ઈઆને અડધા કલાકમાં દરેક માણસના રામ રમી જતા હતા".[૯]

રમૂજી સમાચારમાં ક્વચિત્ બુદ્ધિના ચમકારા પણ નજરે ચઢે છે. "મેઘજી ઇંદ્રજીનું દેવાળું" તંત્રી ઠીક વર્ણવે છે:

"મેઘજી ઇંદ્રજીની પેહેડીએ મોટું દેવાળું કાઢ્યું છે, એવી ધાસ્તી મુંબાઈ ઇલાકામાં પથરાઈ ગઈ હતી. પણ શુકર તે રેહેમ કીરતારના, કે ગયા શનીવારથી આખા ગુજરાત અને મુંબાઈના ભાગોમાં પોતાના માગનારાઓને એકદમ નાણું ચુકવી આપવા માંડ્યું છે. તે હજી સુધી મેઘજી ઇંદ્રજીની પેહેડી તરફથી મળતું જાય છે, જેથી તમામ લોકોને ધીરજ આવી છે, અને ખુશાલી પેદા થઈ છે. વાંચનારા સાહેબો, સમજ્યા? આ પેહેડી તે કઈ? વરસાદની. ગઈ કાલ સુધીનો અને અગાડીનો વરસાદ ઉમેરતાં ૧૭ ઇંચ અને ૭૧ દોકડા વરસાદ પડી ચુકો છે. ખેતીનું કામ ધમધોકાર ચાલવા માંડ્યું છે".[૧૦]

ઉપરનાં અવતરણો પરથી "દેશી મિત્ર"ની ભાષાનો ખ્યાલ પણ આવે છે. સાત દસકા પૂર્વેની એ ભાષા તળપદી, ઘરગથુ અને તોછડી હતી. એમાં કટાક્ષ હતો. સામાની સહેજે શરમ રાખ્યા વિના, તેના પર

૯ દેશી મિત્ર, તા. ૧૫–૬–૧૮૭૬

૧૦. દેશી મિત્ર, તા. ૨૦–૭–૧૮૭૬

એની શી અસર થશે તેની જરાય પરવા વિના, એમાં ટીકા થતી.

"દેશી મિત્ર"ની સેવાનું મૂલ્યાંકન કરતાં ભગુભાઈ રામશંકર જાની લખે છે:

> "એ "દેશી મિત્ર" પત્રથી ઘણા સારા સુધારા થયા છે. હિંદુઓમાં બાળકો તથા જુવાનોનાં મરણ પાછળ થતી જમણવારોનો ઘણે દરજ્જે અટકાવ, એ પત્રમાં થતી મજાકી ટીકાઓથી થયો છે.....લગનમાં ગવાતાં ફટાણાંઓનો પણ ઊંચ કોમમાંથી ઘણોખરો અટકાવ એ "દેશી મિત્ર"માં ફટાણાં ગાનારીઓનાં નામ તેના ધણી, ભાઈ, બાપ, અને સસરા વિગેરેનાં નામો સહિત છાપ્યાથી થયો છે. હોળીમાં ચાલતી લડાઈઓ તથા અનીતિનો અટકાવ પણ એ પત્રનાં લખાણોથી વારંવાર થયો છે."[૧૧]

આ વખાણ ને તોલ વધારે પડતાં છે. હિંદુ સમાજની ઘણી બદીઓ માત્ર "દેશી મિત્ર"ના પ્રચારથી દૂર નથી થઈ. સામાજિક કુરૂઢિઓ દૂર કરવા તે સમયે અનેક પ્રયાસ થતા. બીજાં સર્વસાધારણ કારણથી પણ પ્રજામાં જાગૃતિ આવી હતી. નર્મદ–દલપતની સુધારા ચળવળ, કેળવણીનો પ્રચાર, પારસીઓએ અપનાવેલા સુધારાની અસર, મંડળીઓની શરૂઆત અને તેનાં જાહેર વ્યાખ્યાનો, વગેરે ઘણાં કારણોને લીધે હિંદુ સમાજે કુરૂઢિઓ છોડવા માંડી હતી. "દેશી મિત્રે" સુધારાને ટેકો આપેલો એ ખરું.

"દેશી મિત્ર" પ્રથમથી પ્રજાકીય છાપું છે. એ લોકોનું પત્ર ગણાતું ને લોકપ્રવૃત્તિઓને સમર્થન આપતું આવ્યું છે. ૧૯૧૫–૧૬ની હોમરૂલ ચળવળને તેણે ટેકો આપેલો. ૧૯૨૦ની અસહકારની ચળવળ વખતે પણ સૂરતનું એ એક જ સાપ્તાહિક સ્પષ્ટપણે રાષ્ટ્રીય ચળવળને અપનાવનારી નીતિ ધારણ કરી લેખો લખતું હતું. ૧૯૨૨ની શરૂઆતમાં સૂરતના પ્રથમ દૈનિક "સમાચાર" [ તંત્રી–મગનલાલ રતનજી વિદ્યાર્થી ]નો જન્મ થતાં, કોંગ્રેસના સૂરતના વાજિંત્ર તરીકે "દેશી મિત્ર"ની અસર ઓછી થવા માંડી

૧૧. રા. સા. મંછારામ મેઘાભાઈનું જન્મચરિત્ર, પૃ. ૩૨

અને થોડાં વર્ષો પછી સૂરતમાં બીજાં દૈનિકો અને સાપ્તાહિકો શરૂ થતાં "દેશી મિત્ર"નું આગલું સ્થાન લુપ્ત થયું. આજે એ પત્રની અઠવાડિક ઉપરાંત દૈનિક આવૃત્તિ પ્રગટ થાય છે, છતાં તેનું સ્થાન નીચું છે; સૂરતના શિષ્ટ સમાજમાં તેનો ફેલાવો નથી; ને પ્રજામાં તેના અવાજની અઢી દસકા પૂર્વે થતી અસર રહી નથી.



## ૧૨ : ખેડા વર્તમાન અને સયાજી વિજય

તળગુજરાતનું પહેલવહેલું વર્તમાનપત્ર તે અમદાવાદનું "વરતમાંન". તે સંબંધી હકીકત આગલા એક પ્રકરણમાં આપી છે. એ "વરતમાંન" ગુજરાતનું સૌથી પહેલું અખબાર હતું ખરું, પરંતુ તેનું આયુષ્ય અલ્પ હતું અને તેને લગતી વીગતવાર માહિતી આજે પ્રાપ્ય નથી. એ પછીથી ગુજરાતમાં ઘણાંક વર્તમાનપત્રો–ખાસ કરીને સાપ્તાહિકો–નીકળ્યાં અને તેમાંથી આજ પર્યંત ટકી રહેલ "ખેડા વર્તમાન" સંબંધી આ પ્રકરણમાં પ્રથમ ચર્ચા કરીશું. એ અખબાર ગુજરાતનું જૂનામાં જૂનું હયાત પત્ર છે.

તેની સ્થાપના આઠ દસકા પૂર્વે સન ૧૮૫૧માં શેઠ પાનાચંદ અને કહાનદાસે ખેડામાં કરેલી. પોતાના નામ મુજબ એ ખેડા જિલ્લાનું આગેવાન પત્ર બનવા પામ્યું છે.

ખેડાની વૃદ્ધ જનતા માત્ર ધર્મસાહિત્યમાં રત રહેતી અને આસપાસનું વાતાવરણ કેવી રીતે વિકસી રહ્યું છે એ જાણવાની જિજ્ઞાસાવાળા માટે કોઈ જાતનું સાધન ખેડામાં ન હતું ત્યારે એ ઊણપ ટાળવાને અને ખેડાની પ્રજાને બદલાતા વાતાવરણની અસર સમજાવવાને શેઠ પાનાચંદ અને કહાનદાસે એ કાળે શક્ય એવું શિલા પ્રેસ સંપાદન કરી, આઠ દસકા પહેલાં "ખેડા વર્તમાન" પ્રગટાવવું શરૂ કર્યું.[1] ત્યારે એ માત્ર ચાર પાનાંનું નીકળતું. આ શરૂઆત સાવ સાધારણ લાગશે; પરંતુ, વીસ વર્ષ પછી સુવિખ્યાત "ગુજરાતી" શરૂ થયું ત્યારે તેણે પણ માત્ર આઠ પૃષ્ઠથી શરૂઆત કરેલી.

---

૧ ખેડા વર્તમાન, તા. ૭–૧–૧૯૪૨, પૃ. ૯–૧૦.

"ખેડા વર્તમાન"ના ઉદ્‌ભવ સમયે એત્રણ મોટાં શહેરો બાદ કરતાં બીજે છાપાંવાંચન જેવું કશું હતું નહિ. પ્રજા છાપાંવાંચનને રંગે રંગાઈ નહોતી. એવે સમયે પાનાચંદ શેઠે ખેડા જેવા નાના સ્થળેથી સાપ્તાહિક પ્રગટ કરવાનું સાહસ કર્યું. એ પત્ર ખેડા જિલ્લાને દેશપરદેશના પ્રાંતના અને જિલ્લાના સમાચાર પૂરા પાડવાનું સાધન બન્યું ને ખેડાની પ્રજામાં વાચનનો ને નવું નવું જાણવાનો શોખ એણે પ્રગટાવ્યો.

"ખેડા વર્તમાન"ની શરૂઆતના અંકોમાંના એક આખા અંકનું પુનર્મુદ્રણ સૂરતના "ગાંડીવ" (આગળનું સાપ્તાહિક, હાલનું બાલપખવાડિક નહિ)ના તા. ૩જી ફેબ્રુઆરી ૧૯૩૦ના વસંત અંકમાં થએલું છે. "ખેડા વર્તમાન"નો એ અંક તા. ૧૮–૭–૧૮૬૪નો (પુસ્તક ૪થું : અંક ૨૯મો) છે. પત્રનું મથાળું ત્યારે "ખેડા વરતમાંન" છપાતું. તે દર સોમવારે પ્રગટ થતું. વાર્ષિક લવાજમ રૂ. ૯ હતું, પરંતુ અગાઉથી નાણાં ભરી દેનારને તે રૂ. ૬ ભરવાથી મળતું.

એ અંકની શરૂઆત તંત્રીના અગ્રલેખથી થાય છે. "મોંઘવારીમાં ઘટાડો કરાવવો એ ધનવાનની ફરજ અને તે બજાવવાનો લાભભરેલો ઈલાજ" આવા લાંબા મથાળાવાળા તંત્રીલેખમાં ખેતીવાડીનું કામ આધુનિક યંત્રોની મદદથી કરવા અને તે માટે એકાદ કંપનીની સ્થાપના કરવા યા ધનવાનોએ એવાં યંત્રો ખરીદીને ખેડૂતોને ભાડે આપવા તંત્રીએ સૂચના કરી છે. ઉપરટપકે સૂચના કરીને ન બેસતાં અભિપ્રાયના સમર્થનમાં તંત્રીએ આંકડા પણ આપ્યા છે.

એ લેખ પછી "ઝાહેર ખબર"નો વિભાગ છે, જેમાં જમીન વગેરે અંગેની 'નોટીસ' સારી સંખ્યામાં જણાય છે. એ પછીથી ખેડા જિલ્લાને લગતા સમાચાર, 'અમદાવાદની ખબરો', 'સરકારી ગેઝીટના ઠરાવ', 'દેસાવરોના સમાચાર' અને 'વેપાર સમાચાર' અનુક્રમે આપ્યા છે.

સમાચાર વિભાગમાંની કેટલીક માહિતી લાક્ષણિક અને રમૂજી છે. એક ધણીના અત્યાચારની વાત આ પ્રમાણે છાપી છે:

"એક પોર્ટુગીઝની બાયડીએ તેના આવતાં પહેલાં ભોજન તૈયાર કર્યું નહીં. તેને ક્રોધ ઉત્પન્ન થવાથી તેનું ગળું દબાવી જેટલી જીભ બાહેર નીકળી તેટલી કરડી નાંખી. એ કરડેલી જીભ મળી આવી નહી જેથી ધારવામાં આવે છે કે તે ભૂખ્યો ગળી ગયો હશે. બાયડીએ ફરીઆદ ચલાવવાને નારાજી બતાવી જેથી આ ક્રોધીણ ભરથારને સરકારે છોડી દીધો છે."

આ સમાચારને પણ ટપી જાય એવા વધુ વર્તમાન આવે છે:

"હમારો મરાઠી ભાઈબંધ પુના જ્ઞાણ પ્રકાસવાળો એક અચરતી ભરેલી ખબર આપે છે, કે સોલાપુર જીલ્લામાં સાનગી નામના ગામડામાં થોડા દાહાડા ઊપર વરસાત વરસો તેમાં એક કરો હેવો મોહોટો પડયો કે જેની લંબાઈ ૧૪ અને પોલાઈ ૨ ફીટની હતી અને એને પીગળતાં બે દીવસ લાગ્યા હતા. એથી વધારે નવાઈ એ હતી કે એ વખતે પવન ઘણા જોસથી ફુકતો હતો અને ચાર માણસને આકાસમાં લઈ ઉડી ગયા હતા તેમાં બે માણસો ઝાડની ડાખલીએ વલગી રહ્યાથી તે બચ્યા અને બે તો આગળ ઉડી ગયા કે તે છેવટ નદીમાં પડયા અને ડુબી ગયા......"

"ખેડા વર્તમાન"નો શરૂઆતનો આ અંક વાચનની સામગ્રી જોતાં અને તે સમયનાં બીજાં પત્રો જોડે સરખાવતાં આદર ઉપજાવે છે. એનો મુખ્ય ટેકો સરકારી જાહેરાત હતો; અને પ્રજામાં ખાસ ચેતનનો સંચાર એ કરી શક્યું નથી. "ખેડા વર્તમાને" સાધારણ પ્રગતિ કરી છે. પાનાચંદ અને કહાનદાસ પછીથી તેમના વારસો સોમચંદ અને મણિલાલે પોતાના આ અખબાર પાછળ જહેમત ઉઠાવી છે. વાર્ષિક લવાજમ જેટલી કિંમતનું ભેટ પુસ્તક ગ્રાહકોને દર સાલ ભેટ આપવાની પ્રથા તેમણે ચાલુ કરી છે અને પૃષ્ઠસંખ્યા ૩૨ સુધી વધારી છે. સમાજના અને દેશના પ્રશ્નો પરત્વે એણે ઠીક ઠીક સેવા કરી છે. એ સંબંધી એના તંત્રી શેઠ સોમચંદ પાનાચંદ કહે છે:

"સમાજ–કલ્યાણ અને સમાજ–રક્ષાના આદર્શો અમે અખંડિત અમારા સમક્ષ રાખ્યા છે. દેશ હિતની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને અમારો હંમેશા ટેકો છે. સ્થાપિત સરકાર વિરુદ્ધ વાહિયાત ક્રાંતિકારી કહેવાતા વિચારો અમે ધરાવતા નથી, રશિયા જેવી સ્થિતિ અહીં ખેડુત પ્રજામાં અને કામદાર વર્ગમાં લાવવી એ વિચાર કે આદર્શ સાથે કદી સહમત થઇ શકતા નથી. ધર્મના વિષયમાં આ દેશને પશ્ચિમ પાસેથી શીખવાનું કે અનુકરણ કરવા જેવું છે એમ કદી અમે માની શકતા નથી......" ૨

તા. ૩૧–૧૨–૧૯૪૦થી શેઠ સોમચંદ પાનાચંદ એ પત્રની માલિકી અને તંત્રીપદેથી છૂટા થયા અને તેમને સ્થાને એ પત્રના આગલા ભાગીદાર મણિલાલ કહાનદાસ શેઠના પુત્ર અને સોમચંદના ભત્રીજા કાંતિલાલ આવ્યા. પત્રના માલિક બદલાવા છતાં તે ત્રણ પેઢીથી એકધારું એક જ કુટુંબના હાથમાં રહ્યું છે, એ બાબત ઉલ્લેખને પાત્ર છે.

## સયાજી વિજય

આ જ પ્રકરણમાં વડોદરાનાં વર્તમાનપત્રોને લગતી વીગત પણ સમાવી દઈએ. વડોદરામાં અર્ધી સદીથી એક પત્ર ચાલે છે એટલે તેને લગતી માહિતી ગૂજરાતનાં હયાત પત્રોમાં સૌથી જૂના છાપાની સાથે સાથે આપવામાં કશું અયોગ્ય નથી.

વડોદરા રાજ્યની પ્રગતિ સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડને આભારી છે. ૧૮૮૪માં તેઓ ગાદીએ આવ્યા ત્યારે રાજ્યમાં એક વર્તમાનપત્ર નીકળતું નહોતું. આ વસ્તુસ્થિતિ શ્રીમંતને ન રુચી અને પોતાના રાજ્યમાં એકાદ વર્તમાનપત્ર પ્રકટ થાય એવી ઇચ્છા તેમણે વ્યક્ત કરી. તેમના ખાનગી તબીબ શિવાપ્પાએ એ કામ માટે રામજી સંતુજી આવટેનું નામ સૂચવ્યું. આવટે મુંબઈમાં शेतकर्यांचा कैवारी નામનું મરાઠી પત્ર ચલાવતા હતા. મહારાજાની ઇચ્છાથી આવટેએ વડોદરા આવી

૨ ખેડા વર્તમાન, તા. ૨૫–૧૨–૧૯૪૦,

"**વડોદરા વત્સલ**" નામનું મરાઠી સાપ્તાહિક શરૂ કર્યું. શરૂઆતમાં મહારાજાસાહેબે એમને જરૂરી મદદ આપી એટલે એનું કામ ઠસુમસુ ચાલ્યું પરંતુ ત્યાર પછી બંધ પડવા જેવી સ્થિતિ ઊભી થઈ.

આવટેએ એ દિશામાંની મુશ્કેલી પોતાના મિત્ર દામોદર સાંવળારામ યંદે, જેઓ મુંબાઈમાં "**સૃષ્ટિ દર્પણ**" નામનું મરાઠી પત્ર તથા છાપખાનું ચલાવતા હતા તેમને જણાવી અને એ બન્નેએ ભાગીદાર થઈ "વડોદરા વત્સલ" ચલાવવાનું નક્કી કર્યું. યંદે મુંબાઈમાંનું પોતાનું છાપખાનું અને પત્ર બંધ કરી વડોદરા આવીને વસ્યા. આ યંદેએ વડોદરામાં વૃત્તવિવેચનનો અને મુદ્રણકામનો વિકાસ સાધવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે.

આવટેને દેશી રાજ્યના કારભારનો અનુભવ નહોતો અને યંદે પણ મુંબાઈથી નવા આવેલા હતા એટલે એ બન્નેને અભણ અને સંકુચિત મનોવૃત્તિવાળા તે સમયના વાતાવરણમાં કામ કરતાં ગુંગળામણ થવા માંડી. પક્ષાપક્ષી અને જાતિભેદના જોરને લઈ એમના પત્ર કે છાપખાનાને જોઈએ એવો ટેકો ન મળ્યો અને પરિણામે કરજ થયું. એ સંબંધી દામોદર યંદેને સમજાયું કે દેશકાળ વર્તમાનને અનુસરીને તેઓ વર્તશે નહિ તો તેમનો નિભાવ થવાનો નથી. મુંબાઈમાંના સ્વાતંત્ર્યના વિચાર તેમણે છોડી દીધા અને સંસ્થાનના વાતાવરણને અનુસરીને વર્તવાનું ઠરાવ્યું. અધિકારી લોકો પર ટીકા ન કરતાં પ્રસંગ જોઈને તેમની પ્રશંસા કરવી, તેમની સાથે હળીમળીને વર્તવું, કોઈ ને કોઈ સમારંભના નિમિત્તે તેમને પાનસોપારી માટે બોલાવી તેમનું ગૌરવ કરવું, એવો ક્રમ શરૂ કર્યો. હવે જે અધિકારીઓ શત્રુત્વની દૃષ્ટિએ જોતા હતા તેઓ મિત્રો બની ગયા. પત્રની ખપત વધી અને સરકારી જાહેરાત ઉપરાંત છાપખાનાને પણ સારું કામ મળવા લાગ્યું.[૩]

"વડોદરા વત્સલ"ના માલિકોએ અધિકારી વર્ગને પંપાળવાની નીતિ અખત્યાર કરી તે માટે તેમનો, એ સમય જોતાં, બહુ વાંક કઢાય તેવું નથી. નવી નીતિને પરિણામે પત્રની હાલત સુધરી અને થોડાં વર્ષો

૩ શારદા, ઑક્ટોબર ૧૯૪૨, પૃ. ૫૯૭

પછી બન્ને ભાગીઆઓ મતભેદ થતાં છૂટા પડ્યા, ત્યારે “ તમામ કરજ ફીટી જઇને સિત્તેર હજાર રૂપિયાની શીલક હતી.” પરંતુ પછીથી બે વર્ષમાં જાગ્રત થતી પ્રજાના ટેકાને અભાવે “વડોદરા વત્સલ” બંધ પડ્યું.

આ મતભેદના કારણે વડોદરામાં એક નવા પત્રનો ઉદય થયો અને તે છેલ્લાં પંચાવન વર્ષથી નિયમિત પ્રગટ થયે જાય છે. શ્રીમંતની સહાનુભૂતિ અને શુભેચ્છકોના સહકારથી દામોદર યંદેએ “ **श्री सयाजी विजय** ” નામનું નવું સાપ્તાહિક પત્ર વડોદરેથી કાઢ્યું. પ્રજાએ અને વડોદરા સરકારે એને સારો સહકાર આપ્યો અને એક જ વર્ષમાં તે સંગીન પાયા પર મુકાયું. એ સાપ્તાહિક હતું ત્યારે તેમાં મરાઠી, ગૂજરાતી અને અંગ્રેજી એમ ત્રણ વિભાગ આવતા, પરંતુ પાછળથી તેને દ્વિસાપ્તાહિક બનાવતાં મરાઠી અને ગૂજરાતી ભાષાના બે વિભાગ છૂટા છૂટા પ્રગટ થવા માંડેલા.

એ અરસામાં મુંબાઇથી પ્રગટ થતા “ **इंदु प्रकाश** ” પત્રના સંચાલક સખારામ પંત પંડિત અવસાન પામ્યા. તેમના પુત્રની છાપું ચલાવવાની બિનઆવડતને લીધે એ પત્ર ટૂંક સમયમાં બંધ પડ્યું. ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે અને તેના અન્ય હિતચિન્તકોએ આ પત્રને ફરી ચાલુ કરવા દામોદર યંદેને જણાવ્યું. અને ૧૮૯૯માં એ પત્ર સંભાળી લેવા યંદે વડોદરા છોડી મુંબાઈ ગયા.

“સયાજી વિજય”ના ગૂજરાતી વિભાગના સંપાદક માણેકલાલ અંબારામ ડૉક્ટરે એ પત્રનો કારભાર સંભાળી લીધો. આજે પણ એ તેમની જ માલિકીનું છે અને આખું ગૂજરાતીમાં નીકળે છે. “સયાજી વિજય”ની પ્રગતિ વડોદરા સરકારના ટેકાને આભારી છે અને તેથી “વડોદરા વત્સલ” માફક એ પત્રની નીતિ પણ અધિકારી વર્ગની તરફદારી કરનારી રહી છે. પ્રજામાગણીને એ થાબડે, પણ તેને વેગ કે દોરવણી આપી શકે નહિ. ખબર વગેરેની વિપુલતાથી એ વડોદરા રાજ્યમાં ગામેગામ ફેલાવો પામ્યું છે, પણ પત્ર તરીકે તેનું કોઈ આકર્ષક અંગ નથી.

૧૯૨૦ પછી વડોદરામાં પ્રજામંડળ નામની પ્રજાકીય આકાંક્ષાઓને વ્યક્ત કરનારી સંસ્થા નીકળી અને તેની પ્રવૃત્તિને ટેકો આપનારા અખબારની જરૂર વડોદરા રાજ્યની પ્રજાને લાગી. આ ધ્યેય રાખી "**નવ ગુજરાત**" સાપ્તાહિક ચીમનલાલ મગનલાલ ડૉક્ટરે કાઢ્યું અને પ્રજા તેને ઠીક ટેકો આપતી રહી છે. ૧૯૪૪માં વડોદરા રાજ્ય પ્રજામંડળે એ પત્ર ખરીદી લઈ તેનું સંપાદન ચૂનીભાઈ શાહને સોંપ્યું છે.

"સયાજી વિજય"નું સાહિત્યસ્થાન ઊંચું નહિ લેખાય, પરંતુ ગૂજરાતી સાહિત્યમાં એક નવો સિતારો ચમકાવવાનું માન એને છે. રમણલાલ વસંતલાલ દેસાઈ વડોદરા રાજ્યના એક અધિકારી હતા અને લેખક તરીકે બહાર નહોતા પડ્યા ત્યારે "સયાજી વિજય"ના તંત્રીએ એમને ખોળી કાઢ્યા; અને તેમની નવલકથાઓ "સયાજી વિજય"ની ભેટ રૂપે દર વર્ષે પ્રસિદ્ધ કરવા માંડી. "જયંત", "શિરીષ" અને "કોકિલા"એ ત્રણ ભેટ પુસ્તકો પ્રસિદ્ધ થયા પછી જ ગૂજરાતમાં રમણલાલે સારું ધ્યાન ખેંચ્યું. આજે રમણલાલ દેસાઈ ગૂજરાતના અગ્રગણ્ય નવલકથાકાર છે, પણ તેમની કલાને પ્રથમ વાર ગૂજરાત આગળ ધરનાર "સયાજી વિજય" છે.

"ખેડા વર્તમાન" અને "સયાજી વિજય" એ બંને પત્રોની કારકિર્દી, એકંદરે, નિસ્તેજ છે.



## ૧૩ : ડાંડિયો

અમાશ નિશ ઘનઘોરમાં, ચોરિ ધાડનો ભોય;
ઘરમાં વસ્તી દીપની, બહાર ડાંડિની હોય.—૧
ડાંડિ વગાડે ડાંડિયે, હોય ડાંડિયો જેહ;
મુક્ક ડાંડપણ ડાંડિયો, મસ્તી કરતો રેહ.—૨
નહીં ડાંડિયા સ્હાંડિયા, પણ વળી લોક અજાણ;
ન્હાનાં મ્હોટાં નાર નર, સરવે થાય સુજાણ.—૩
ડાંડિની મ્હેનત થકી, ધજા ડાંડિ સોહાય;
દેશ તણો ડંકો વળી, બધે ગાજતો થાય.—૪

[નર્મકવિતા–પૃ. ૭૯૮/૭૯૯]

"ન્હાનાં મ્હોટાં નાર નર, સરવે થાય સુજાણ" એ કાજે કવિ નર્મદાશંકરે ચલાવેલા પાક્ષિક "ડાંડિયો"નો ઇતિહાસ ટૂંકો છે. એ પત્ર ચાલ્યું તો ઓછું પરંતુ તે દરમિયાન સમાજમાં પ્રવર્તતી બદી અને પગદંડો જમાવી બેઠેલ કેટલાક દુષ્ટ રિવાજોને દૂર કરવાને તેણે જે પ્રયત્નો કર્યા અને જે રીતે અને જે શૈલીમાં એ પ્રયાસ કર્યા તેને લીધે એનું નામ ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસમાં હંમેશ ગવાશે.

"ડાંડિયો"ના જૂજ અંકો આજે ઉપલબ્ધ છે અને જે સચવાયા છે એ પણ વેરવિખેર પડ્યા હોઈ તેને લગતા વિવેચનનું કાર્ય મુશ્કેલ બને છે. "ડાંડિયો"ની શરૂઆત કેવા સંજોગોમાં અને કયા ઉદ્દેશથી થઈ તેની હકીકત 'જૂનું નર્મગદ્ય'માંના "ડાંડિયો"ને લગતા વિભાગમાં મળી રહે છે. પોણોસો વર્ષ પર નર્મદ જ્યારે મુંબાઈમાં રહેતો હતો ત્યારે એ નગરનું

વાતાવરણ શેરસટ્ટાના પવનથી કલુષિત થએલું હતું, અનેકને એનો સ્પર્શ લાગ્યો જણાતો હતો. નર્મદ એનાથી મુક્ત રહી શકેલો એટલું જ નહિ પરંતુ એ પવનમાં ઘસડાઈ માનસિક સમતોલપણું પ્રજાએ ગુમાવેલું તેથી એ ભારે ખિન્ન પણ થએલો. આવા અવળ પંથેથી મુક્ત રહેલા થોડાક મિત્રો સાથે મળી એણે સુઘડ રીતે ફુરસદ ગાળવા એક 'કલબ' કાઢી. એ 'કલબ'ના એક અગ્રગણ્ય સભ્ય ગિરધરલાલ દયાળદાસે સંઘના વાજિંત્ર તરીકે એકાદ પાક્ષિક પત્ર કાઢીએ તો ઠીક એવી સૂચના કરતાં નર્મદે તે ઉપાડી લીધી. 'કલબ'ના એક બીજા ઉત્સાહી સભ્ય નગીનદાસ તુલસીદાસ મારફતિયાએ કોઈની ગરજ સારી પત્રનું નામ "ડાંડિયો" રાખવા સૂચવ્યું. એ 'કલબ'ને તેના વાજિંત્ર "ડાંડિયો"ને લગતી કેટલીક વીગત નર્મદના શબ્દોમાં જ ટાંકવી ઉચિત થઈ પડશે:

"હમે હમારી કલબનું નામ સાક્ષર મંડળ એવું રાખ્યું—એટલે જેમ વ્રત ઉદ્યાપન—વ્રત ઉજવવામાં ચોખાનાં મંડળો પૂરેલાં હોય છે, તેમ નાના પ્રકારના વિદ્યાના અને દેશહિતકારી વિચારો જેમાં ભર્યા રહ્યા છે, એવા સાક્ષર એટલે વિદ્વજ્જનોનું મંડળ. હમે એકઠા મળી એવો વિચાર કર્યો કે, આપણે દર અઠવાડીયે મળવું ને વિષયો લખી લાવ્યા હોઈએ તે તપાસી નક્કી કરી પંદરે દહાડે ચોપાનિયાના આકારમાં છાપી પ્રગટ કરવા. પખવાડિયે એટલા સારૂ કે લખવું બની આવે ને ખરચ પણ થોડો થાય. લોકોને ગદ્ય વાંચવાનો બિલકુલ શોખ નહિં તેથી તેઓ અગર વગર ખુશામતે પૈસો ખરચી આપણું છાપું લેવાના નહિં. ગાંઠથી ખરચ તો કરવો પડશે તો પણ સ્પેકટેટરના જેવું લખાણ કહાડવું તો ખરૂં. પછી એમ એકેક જણે વારાફરતી કહાડવાના છાપાનું નામ પાડવા માંડ્યું, તેમાં નગીનદાસે કહ્યું કે ડાંડિયો રાખીએ. મેં કહ્યું ઠીક છે—કેમકે મોહટું નામ રાખી, હલકું કામ કરવું, તેના કરતાં હલકું નામ રાખી મોટું કામ કરવું વધારે સારૂં અને ડાંડિયા શબ્દના બે ત્રણ અર્થ થાય છે માટે, મારી નજરમાં પણ

એ નામ દુરસ્ત લાગે છે. સહુએ એ નામ કબુલ રાખ્યું, ને પછી તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૬૪થી ડાંડિયો કહાડવો શરૂ કર્યો. પહેલા એ નંબર તો મુફ્ત લુંટાવી દીધા ને પછી વરસ દહાડાનો રૂપીઓ એવું જુજ નામનું લવાજમ રાખ્યું."[1]

નર્મદ, ગિરધરલાલ અને નગીનદાસની ત્રિપુટીએ "ડાંડિયો" શરૂ કરવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. એમાં શરૂમાં જે લેખ પ્રગટ થતા તેને છેડે લેખકના નામને સ્થાને કક્કાવારીનો એકેક ને કોઈ વેળા બે હરફ છપાતા. એ હરફને લેખકના નામ સાથે કંઈ સંબંધ નહોતો અને અમુક હરફ શા આધારે પસંદ થયો હશે તે ખુલાસો મળતો નથી. વિજયરાય કલ્યાણરાય વૈદ્યે, સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ પોતાના હસ્તાક્ષરે લખેલી એક નોંધ જોયેલી તે પરથી તે સમયમાં એ હરફ દ્વારા "ડાંડિયો"માં દાંડી પીટનારનાં નામ જાણવા મળે છે તે નીચે મુજબ છે :

| | | |
|---|---|---|
| પુ૦ કે લ૦ | એટલે | નર્મદાશંકર લાલશંકર |
| રુ૦ | ,, | ગિરધરલાલ દયાળદાસ |
| વ૦ | ,, | નગીનદાસ તુળસીદાસ |
| ઝ૦ | ,, | કેશવલાલ ધીરજરામ |
| ચિ૦ | ,, | શ્રીધર નારાયણ |
| હ૦ | ,, | ઠાકોરદાસ આત્મારામ |

પાછળથી 'ન૦', 'ર૦' વગેરે હરફ પણ વપરાયા હતા તેનો નિર્દેશ ઉપલી યાદીમાં નથી અને તે લખનારનું મૂળ નામ જાણવાને બીજું કશું સાધન નથી.[2]

"ડાંડિયો"ની ઓછામાં ઓછી ત્રણ શ્રેણી થઈ હતી :

૧. તા. ૧લી સપ્ટેમ્બર ૧૮૬૪થી તા. ૧૫મી ડિસેમ્બર ૧૮૬૫ સુધીના બત્રીસ અંકોની શ્રેણી, તે પહેલી;

---

૧ જૂનું નર્મગદ્ય (૧૯૧૨), પૃ. ૩૭૪

૨ નર્મદ શતાબ્દિ ગ્રંથ, (૧૯૩૩), પૃ. ૩૩૪/૫

૨. તા. ૧૫મી માર્ચ ૧૮૬૬થી તા. ૧૫મી એપ્રિલ ૧૮૬૭ સુધીના સત્તાવીશ અંકો–આ બીજી શ્રેણી.

૩. અને ત્રીજી તે તા. ૧લી ઓગસ્ટ ૧૮૬૭થી માંડી ઘણું કરી તા. ૧૫મી ડિસેમ્બર ૧૮૬૯ સુધીના અઠ્ઠાવન અંકોની. ૩

હીરાલાલ પારેખ જણાવે છે કે "કવિ નર્મદાશંકર અને બીજા પાંચ સાક્ષરોએ મળી પાક્ષિક પત્ર "ડાંડિયો" ૧૮૬૪ના અકટોબર માસમાં કાઢ્યું. તે સવા વર્ષ સતત ચાલી, થોડો સમય બંધ પડી, ૧૮૬૬–૬૭માં સાપ્તાહિક પત્ર તરીકે હેઆવ દઈ, ૧૮૬૯માં બંધ પડી ગયું. એના લેખકોએ ભાષાની જે સેવા બજાવી છે તે અપૂર્વ જ છે." ૪ "ડાંડિયો" ૧૮૬૪ના અકટોબરમાં શરૂ થએલું એમ કહેવામાં હીરાલાલ પારેખે ભૂલ કરેલી છે. નર્મદાશંકરે પોતાની આત્મકથા "મારી હકીકત"માં કરેલા ઉલ્લેખ પરથી સ્પષ્ટ થાય છે કે "ડાંડિયો" પત્ર સન ૧૮૬૪ના સપ્ટેમ્બર માસથી શરૂ થએલું. ૫ ત્યાર પછીથી આશરે પાંચ વર્ષ ગાળે ગાળે છપી. એ બંધ પડેલું તેને લગતા ઈશારા જે અંક જોવાના મળે છે તેમાંથી મળી રહે છે. "ડાંડિયો" ૧૮૬૪થી ૧૮૬૯ સુધી દાંડી પીટતું રહેલું એમ ખુદ કવિના લખાણમાંથી જ જાણવા મળે છે. પરંતુ ૧૮૬૯ના કયા માસમાં તે બંધ પડેલું તે બરાબર સમજાતું નહોતું. વિજયરાય વૈદ્યને મુંબાઇના કે. આર. કામા ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટમાં જોવા મળેલા "સન્ડે રીવીઊ" નામના પત્ર પરથી સ્પષ્ટ થયું છે કે "ડાંડિયો" સાવ બંધ નહોતું થયું પરંતુ "સન્ડે રિવ્યૂ" સાથે ભળી ગએલું. તા. ૧૬મી જાન્યુઆરી ૧૮૮૦નો જે અંક એમને જોવા મળ્યો તે પર નીચે મુજબ નામ છે:

સન્ડે રીવીઊ

તથા

ડાં ડિ યો

---

૩ લીલાંસૂકાં પાન (૧૯૪૨), પૃ. ૧૮

૪ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૨ (૧૯૩૬), પૃ. ૨૦૨

૫ મારી હકીકત (૧૯૩૩), પૃ. ૮૦

The Sunday Review & Dandyo or the Exposer[6]

નર્મદે પોતાના પત્રને "સન્ડે રિવ્યૂ" સાથે જોડી દીધું એમ માનતાં કંઇક સંકોચ થાય કારણ કે એ પત્ર સામે કવિએ આગળ કંઇક નાપસંદગી દર્શાવેલી. તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૮૬૫ના "ડાંડિયો"ના અંકમાં "સામયિક પત્રોની દશા" એ શીર્ષક હેઠળ લખતાં '૨૦'એ સમકાલીન પત્રો પરત્વે ટીકાનાં બાણ ફેંક્યાં છે. પરંતુ તેમાં "સન્ડે રિવ્યૂ" માટે કંઇ ઈશારો થએલો નથી. "સાટરડે રિવ્યુ" નામનું પત્ર પ્રગટ થતું તેને માટે એવો અભિપ્રાય એણે આપ્યો છે કે "સાટરડે રિવ્યુના પણ ગગડાટ ફફડાટ ઉડી ગયા છે; હાલ તો શરાવણ માસના શરવડાં છે. નામ ગયું ને કહેવત રહી ગઈ." ત્યાર પછી લગભગ ત્રણ વર્ષ રહીને "સન્ડે રિવ્યૂ" માટે "ડાંડિયા"એ અભિપ્રાય આપેલો કે એ "પત્ર મહોડે માગી માન લે છે અને પૈશા કમાવવાની તજવીજ કરે છે"[7] વગેરે.

કલમને કાજે કુરબાની કરવા તત્પર નર્મદ "પૈશા કમાવાની તજવીજ" કરનાર છાપા સાથે પોતાના પ્રિય પાક્ષિકને જોડી દે એ પહેલી નજરે સુસંગત નથી લાગતું ને તેથી "સન્ડે રીવીઊ તથા ડાંડિયો" કોઈ બીજું જ પત્ર હોય એમ શંકા જાય. પરંતુ વિજયરાય પોતે એ પત્રના ઉપર કહેલા, જોએલા અંકમાં ન૦ લા૦ (નર્મદાશંકર લાલશંકર) અને ગી૦ દ૦ કો૦ (ગિરધરલાલ દયાળદાસ કોઠારી)ની ટૂંકી સહીથી પુસ્તકોને લગતી જાહેરાત પ્રસિદ્ધ થએલી તે જોઈ તેની વીગત આપે છે તે પરથી નિર્વિવાદ નક્કી થાય છે કે તા. ૧લી યા ૧૬મી જાન્યુઆરી ૧૮૭૦થી "ડાંડિયો" "સન્ડે રિવ્યૂ" સાથે જોડાઈ ગયું હશે.

નર્મદના જમાનામાં કેળવણીનું પ્રમાણ આજ કરતાં ઘણું ઓછું, વાંચનનો શોખ તો તેથીયે ઓછો, છતાં, કહે છે કે "ડાંડિયો" ખૂબ હોંસભેર વંચાતું. "જૂનું નર્મગદ્ય"માં જણાવાયું છે કે: "જેમ મોર

૬ લીલાંસૂકાં પાન, પૃ. ૨૨

૭ ડાંડિયો, તા. ૧૫–૫–૧૮૬૮

બપૈયા મેઘને માટે આતુર હોય છે તેમ ગરીબ તવંગર, મૂરખ ભણેલ, સ્ત્રી ને પુરૂષ પહેલી પંદરમીના ડાંડિયાને માટે વાટ જોતા બેસી રહે છે."[૮] દર પખવાડિયે તા. ૧લી ને ૧૫મીએ ડેમી કદના કેવળ આઠ પાનાં અપાતાં. એના ગ્રાહક કેવળ ત્રણસો. પરંતુ વાંચનાર ત્રણ હજાર હતા એવો નિર્દેશ પત્રમાં જ એક સ્થળે થએલો છે.

"ડાંડિયો"ના પહેલા પૃષ્ઠ પર અગ્રલેખ રહેતો. પછી રાજ્કીય કે સામાજિક—મુખ્યત્વે સામાજિક વિષય પર એકાદ લેખ આવતો. ત્યાર પછીના બે પાનાં પર તે સમયે પ્રવર્તતી કોઈ બદી—ખાસ કરીને શરૂમાં શેરસટ્ટા સંબંધી સ્તુતિ કે કટાક્ષમય વિષય (નિબંધ) અને બાકીના ભાગમાં ટૂંકી નોંધ આવતી. એ નોંધ "ડાંડિયો"ની વિશિષ્ટ શૈલીમાં હોઈ તે વાંચવા પ્રજા તત્પર રહેતી. પત્રને ઉત્તેજન આપવા, લવાજમ તાકીદે ભરી દેવાની વિનંતિ પણ તંત્રીને જ કરવી પડતી. એમાં આવતા કાલ્પનિક સંવાદ ખૂબ વંચાતા, પણ તેમાં કેટલીક વેળા અશ્લીલતા જણાતી. ગ્રામ્યતા તો આ લેખોનું એક સામાન્ય લક્ષણ ગણાય.

"ડાંડિયો"ની પ્રથમ શ્રેણી તા. ૧૫ની ડિસેમ્બર ૧૮૬૫ના અંકે પૂરી થઈ. સવા વર્ષની એ મુદતમાં પોતે કરેલાં 'પરાક્રમ' પર એ જ તારીખના અંકમાં નજર નાંખતાં એ ગર્વથી જણાવે છે કે "પુત્રના લક્ષણ જેમ પારણામાંથી તેમજ મારા જન્મ દિવસે જે વાણી નીકળી હતી તે વાણી આખરે ખરી થઈ ચૂકી છે." સટ્ટા સંબંધી પોતે જે વિચાર અગાઉથી જણાવેલા તે મુજબ થયું છે ને સટ્ટાએ દેશનું સત્યાનાશ વાળ્યું છે, સંસારી બાબતો પર જેટલું જોઈએ એટલું ધ્યાન અપાયું નથી, શાસ્ત્રીય વિષયોની પોતે ઠીકઠીક ચર્ચા કરી છે, પરંતુ એ દિશામાં પ્રજાનો રસ બરોબર જાગ્યો ન હોઈ ફક્ત "અહીં તહીં છુટા છુટા દાણા" વેરીને જ સંતોષ લીધો છે, કેળવણી ખાતાં પરત્વે સારા સપાટા લગાવ્યા છે, "ગામડી રાજાઓ"નો પણ હિસાબ લઈ નાખી "તેઓમાં બહુ સારી હાક" બેસાડી

---

૮ જૂનું નર્મગદ્ય, પૃ. ૩૭૪

છે એવો આનંદ અનુભવી પોતાના "જાતભાઈઓ" પર કટાક્ષ કરતાં એ લખે છે કે "જાત જાતને ખાય તેમ મારા જાતભાઈઓ તો બીચારા મુંગા બેઠા છે. હું મરૂં છું કે જીવું છું તેની તેમને દરકાર નથી. મારા તેજમાં અંજાયા હોય તેમજ કાં ગાંડું, ઘેલું, ઊંધું અવળું લખ્યો હોઇશ પણ મારી ખોડ શુધાં કાહાડી શક્યા નથી. બીજી વખતે નજીવી બાબતોમાં બાંહો ચઢાવીને આવે છે! એ પણ તેમની ખૂબી!"

આમ એણે સઘળાને જ ઝાટક્યા છે અને તેમ કરવામાં સંતોષ અનુભવ્યો છે. વિરોધીઓને વિશેષણો લગાડવામાં "ડાંડિયા"એ લેશ પણ કંજૂસાઈ દેખાડી નથી. ઉપર ટાંકેલા લેખમાં જ, પોતાને "નિંદક"ની ઉપમા આપનારા સામે પોને લખ્યું તેનું કારણ આપે છે કે "તેજી ટકોરે ને ગધેડા ઢીકાપાટુએ જ પાધરા થાય!" એકબે સપાટાની કેળવણી ખાતાના 'બંધાચોર' દરકાર કરે નહિ અને એકાદ ડોકમાં રેલવેવાળાઓ—"નિર્લજો પાધરા થાય એવું દીસતું નથી." સરકારી બાબતોમાં પોતાના લખવાની સારી અસર થએલી એમ "ડાંડિયો" જણાવે છે ને ઉમેરે છે કે "મારો દુત ફરતો રહે છે તે ખબર આપે છે કે મારામાંના વિષયોનો બરોબર તરજુમો સરકારને રોસન થવાને થયા કરે છે. એ જ ઉપરથી મારો ભાર સમજી લેવો." ૯

"ડાંડિયો"ના શરૂના અંકોમાં આવું ટીખળ અને ઠઠ્ઠા લગભગ દરેક લેખમાં જણાય છે, પરંતુ પાછળના અંકોમાં ઠેકડીને સ્થાને કંઇક ગાંભીર્ય આવ્યું છે અને તેના લેખકો—ખાસ કરીને રાજકીય વિષયોમાં—પત્રકારની જવાબદારી પિછાનીને લખતા જણાય છે.

રાજકીય પ્રશ્નો પરત્વે તે જમાનામાં—જ્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભા હજી સ્થપાઇએ ન હતી ત્યારે—"ડાંડિયા"એ સારું લક્ષ આપેલું. એણે હિંદીઓને લશ્કરી તાલીમ આપવાનો આગ્રહ કર્યો હતો, મીઠા પર કર લેવાય તે સંબંધી ટીકા કરી હતી, વિદ્યાપ્રેમીઓને હિન્દી ભાષા શીખવાની

---

૯ ડાંડિયો તા. ૧૫-૧૨-૧૮૬૫

મહત્તા દર્શાવી હતી, હિંદી સરકારના સન ૧૮૬૮–૬૯ના 'બજેટ'ની નીડર તપાસ લીધી હતી, અમલદારોના તુમાખીભર્યા વર્તન અને તેમનામાં પેઠેલી લાંચરૂશ્વતની બદી પર પ્રહાર કર્યા હતા, અને જુલમી દેશી રાજાઓના રાજ્ય "અંગ્રેજે છિનવી લેવાં" એવી સૂચના સુદ્ધાં કરી હતી!

સંસાર સુધારા પરત્વે નર્મદના વિચારો અને એ દિશામાંની તેની લડતો ગૂજરાતને આજે સુવિદિત છે એટલે તે સંબંધી વિસ્તારથી લખવાની જરૂર નથી. ટૂંકમાં એટલું કહેવું પૂરતું છે કે સમાજમાં ચાલતી બદીઓ દૂર કરવાને અને કાળના વહન સાથે આગળ ધપવાને "ડાંડિયો"એ દાંડી પીટતી જ રાખેલી અને વિરોધથી ડરીને શાંત થવાની ના પાડેલી.

સાહિત્યસેવા કાજે નર્મદે જે ભેખ લીધેલો તેને અનુરૂપ આપણા સાહિત્યને લગતા અનેક ઉલ્લેખ "ડાંડિયો"માંથી મળી રહે છે. સાહિત્યની સેવા કરવાને, સારાં પુસ્તકોનો સંગ્રહ કરવાને, સારું વાચન વાંચવાને, વિદ્યાનો પ્રચાર કરવાને, ભાષા પરત્વે વધારે કાળજી રાખવાને, હિંદુઓના કાયદાનાં પુસ્તકો દેવનાગરી લિપિમાં પ્રગટ કરવાને આગ્રહ કરતા ઉલ્લેખો "ડાંડિયો"માંથી મળી રહે છે,

"ડાંડિયો"ની ભાષાશૈલી વિશે વિજયરાય વૈદ્ય કહે છે:

> "ગદ્ય વાંચવા અણટેવાયલી પ્રજાને એ વાંચતી કરવા 'ડાંડિયા'એ પોતાના સમયના પત્રકારે ગદ્યની જે શૈલીના બીજ રોપ્યાં અને જેને યથાસંસ્કાર ખીલવી, તેમાં આજના રસજ્ઞ વાંચકોને સુઘડતા ઓછી જણાશે અને લાલિત્ય તો ક્વચિ બિલકુલ નહિ જડે. એ મર્યાદાઓને જો વાચક ધૈર્યથી નભાવી લે, તો પછી, ગુણ પક્ષે, તેને એ લખાણોમાં પ્રાથમિક ઉછળતું જોમ અને કેટલોક મજેદાર તરવરાટ જણાશે; અને તાક્યું તીર માર્યે જ રહેનારી સચોટતા ને તીક્ષ્ણતા પણ જણાશે". ૧૦

નર્મદની શૈલીમાં ગૌરવ સાથે તેમાં આડંબર તથા ગ્રામ્યતાનો

---

૧૦ નર્મદ શતાબ્દિ ગ્રંથ, પૃ. ૩૩૭

ઉલ્લેખ પણ થવો જોઈએ. પણ એ દોષો નર્મદના કરતાં આપણા ઊગતા ગદ્યના વધારે અંશે ગણી શકાય.

સોરાબજી ખરશેદજી ઇંજનેરે તા. ૨–૧–૧૮૬૮થી "સન્ડે વિવ્યૂ" નામનું રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક શરૂ કરેલું તે સન ૧૮૭૧ સુધી ચાલીને બંધ પડ્યું હતું.[૧૧] નર્મદ અને તેના સાક્ષરમંડળનું "ડાંડિયો" ૧૮૬૯ની આખરે "સન્ડે રિવ્યૂ" નામના પત્રની સાથે જોડાઈ ગએલું તે સોરાબજી ઇંજનેરનું આ "સન્ડે રિવ્યૂ"જ હશે એમ માનવું વાજબી છે.

સાત દશકા પછી "દાંડીઓ" નામનું વૃત્તપત્ર પાછું શરૂ થયું. નટવર મૂળચંદ વીમાવાળાએ ૧૯૩૬થી "દાંડીઓ" નામક ગુરુવારે બહાર પડતું સાપ્તાહિક સૂરતથી પ્રકટ કરવા માંડ્યું તેને અગ્રપૃષ્ઠે મથાળા નીચે "આદ્યસ્થાપક : અમર વીર નર્મદ" એમ છપાતું. માર્ચ ૧૯૪૭માં એનું નામ બદલીને "પ્રભાકર" રખાયું છે અને તે હવે દર રવિવારે બહાર પડે છે.

ઇંગ્લાંડમાં અઢારમી સદીમાં હાસ્યાંગની–હળવું વાચન પીરસવાની–દિશામાં થએલા પ્રયાસ સાથે "ડાંડિયો" કેટલે બધે અંશે મળતું આવે છે તેને લગતો નિર્દેશ રસપ્રદ થશે. એ સદીમાં ત્યાં ઉદ્‌ભવેલાં અગંભીર વાચન આપતાં પત્રો તે સ્ટીલનું "ટેટલર" (તા. ૧૨–૪–૧૭૦૯થી ૨–૧–૧૭૧૧) અને એડિસનનું "સ્પેક્ટેટર" (તા. ૧–૩–૧૭૧૧થી ૬–૧૨–૧૭૧૨). નર્મદ માફક સ્ટીલની આર્થિક સ્થિતિ પણ બહુ નબળી હતી અને તેમાં સુધારો થાય એ માટે તેણે પત્રકારિત્વનો આશરો શોધ્યો હતો, પરંતુ તે સાથે તેના મનમાં એ ઉદ્દેશ હતો જ કે પોતાના પત્ર દ્વારા તે પોતાના દેશવાસીઓને સુધારાને રસ્તે દોરે. આ જ ઉમદા ઉદ્દેશથી પરંતુ આર્થિક લાભના વિચાર વિના–નર્મદે પણ "ડાંડિયો" શરૂ કરેલું. પ્રજાનું લક્ષ દોરવા માટે સ્ટીલે હળવી શૈલી અપનાવી. જાહેર જીવનમાં ઝઝૂમતી આગેવાન વ્યક્તિઓનાં અંદરખાનેથી કાળાં જીવન, પ્રજામાં વ્યાપેલી જુગાર અને બીજી બદીઓ વગેરે સંબંધી તેણે કલમ ચલાવેલી. લગભગ એ જ

---

૧૧ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૩ (૧૮૯૪), પૃ. ૨૪૫

દિશામાં નર્મદે પણ પ્રયાણ કરેલું. સ્ટીલના આ વિચારોને અપનાવી લેનારો વર્ગ ત્યારે ઇંગ્લાંડમાં હતો જ્યારે નર્મદે તો અંધશ્રદ્ધાથી ભરેલા, અભણ અને અજ્ઞાન સમાજમાં સુવિચારોનો પ્રસાર કરવાનો હતો. તેની પ્રગતિશીલ વિચારસરણીને ઝીલનારો સમુદાય અલ્પ હતો; તેની હળવી શૈલી, તેનો દાહક કટાક્ષ, તેની અવનવી ગદ્યલખાવટ વગેરેની કદર કરનારા નામના હતા.

"ટૅટલર" કરતાં ય "સ્પેક્ટેટર" અને "ડાંડિયો" વચ્ચે વિશેષ સામ્ય છે. "સ્પેક્ટેટર"માં પ્રજાને કલ્યાણકારી બાબતો પર જ લખાણ આવતાં. સ્ટીલ માફક ઍડિસનની શૈલી પણ હળવી હતી. પરિણામે "સ્પેક્ટેટર"નો સારો પ્રચાર થયો અને લોકપ્રિયતા પામ્યું. આ જ ઉદ્દેશથી અને લગભગ એ જ રીતે નર્મદે પણ કલમ ચલાવેલી, પરંતુ પોતાના જમાના કરતા નર્મદ ઘણો આગળ વધેલો તેથી તે વેળા તેની કદર ન થઈ.

નર્મદ અને તેના "ડાંડિયો"એ પોચા દેખાતા ગૂજરાતીઓમાં સ્વમાનભાવના, સ્વદેશાભિમાન અને 'જોસ્સો' પ્રગટાવ્યાં. "ડાંડિયો"નું જીવન ભલે અલ્પ હોય, પરંતુ એણે કરેલ કાર્ય ગૂજરાતી વૃત્તવિવેચનના ઈતિહાસમાં એને મહત્ત્વનું સ્થાન અપાવે છે.



## ૧૪ : સત્ય મિત્ર અને કયસરે હિન્દ

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પારસી સમાજમાં ધર્મ અને નીતિરીતિને લગતી ચર્ચા વર્તમાનપત્રોમાં અને તખ્તા પર મોટા પ્રમાણમાં ચાલી હતી. પારસીઓનો સમાજ પ્રગતિવંત સમાજ છે એવી સામાન્ય માન્યતા ધરાવનાર બિનપારસી આજે કલ્પી પણ ન શકે એવી ભાષામાં, ભારે ઝનૂનથી, કેટલીક વેળા ગૃહસ્થાઈની મર્યાદા ઓળંગી જઈને, ધર્મ અને સમાજની સાચવણીને નામે વર્ષો સુધી લડત ચાલી હતી. પ્રગતિવાદી પંથના અને જૂનવટના હિમાયતીઓ વચ્ચેની એ રસાકસી પારસી સમાજમાં ચાલુ જ છે; પરંતુ ઓગણીસમી સદીનાં પાછલાં વર્ષોમાં એ ચર્ચાએ ઉગ્ર સ્વરૂપ પકડ્યું હતું અને તેમાં પારસી આલમમાં "મનસુખ"ના તખલ્લુસથી ખ્યાતિ પામેલા મંચેરજી કાવસજી શાપુરજી લંગડાનાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

મનસુખની કલમમાં જોર હતું. ફારસી શબ્દોથી રંગાયેલી એમની ભાષા કોઈ વેળા ચમકારા મારતી તો કેટલીક વેળા તેમાંથી અંગારા ઝરતા. એમની વાણીમાં પણ બળ હતું. કલાકો સુધી જોશીલી શૈલીમાં ભાષણ કરી એ શ્રોતાઓને ચકિત કરતા. વળી એ નીડર હતા. તેમના અવસાન સમયે "પંચદંડે" તેમની સેવાની નીચે પ્રમાણે કદર કરી હતી :

મનસુખ એટલે આ જમાનાનો પારસી ફિરદોસી, મરતા–ડૂબતા પારસી ધર્મને તારવવાની જહેમત ખેંચનાર નાખોદા, દીનડૂબાઉ ધર્મભુલાઉ ખુદાવીસરાઉ પારસી કેળવણીની ઝાટકણી કાઢનાર લડવૈયો, "રાહનુમાય" પારસી પ્રગતિવાદી પક્ષ ) સભાવાળાઓ સાથે દિલેરીથી જંગ જમાવી

તેમને શિકસ્ત આપનાર પારસી જેહાંપહેલવાન, રંગીલી ફારસી જબાનના બાગનું મધુર બુલબુલ, ફસાહત ભરેલો કલમબાજ, છટાદાર ભાષણકર્તા, ઉછરતી પારસી ઓલાદનો સાબુત રહેબર, તબલા સારંગી સાથની ગાનતાનવાળી બદંગીનો હડહડતો શત્રુ, પારસી ધર્મજ્ઞાન કમિટીના મસ્તાન હાથીનો કલાબાજ મહાવત, ધર્મચૂસ્ત પારસીઓનો સાચો સિપેહસાલાર, આર્થોડોક્ષ પારસી 'ગ્રાંડ ઓલ્ડ મેન', વગેરે. [1]

મનસુખે તા. ૧૯–૭–૧૮૭૪થી "સત્ય મિત્ર" ("સતીઅ મીતર –Satya Mitra or the True Friend") નામનું દર રવિવારે પ્રસિદ્ધ થતું સાપ્તાહિક શરૂ કર્યું.[2] એની શરૂઆતમાં નીચેના "દોહરા" આવતા:

"સતીઅ મીતર તેને જ ગંણ—
જે કહે ખાસ સફાઈદાર વાત,
સતીઅ મીતર તે જ સજંણ—
જે લે પુર દાંનાઈ ભર બાથ,
સતીઅ મીતર તેને જ જાંણ—
જેથી થાએ કુલ નેક અહેસાંન,
સતીઅ મીતર તે તે જ જવાંન—
જે કરે સચ્ચાઈનાં જ એઆંન"

પોતાના વિચારોથી જુદા પડનારા અને ખાસ કરી સુધારક મનોવૃત્તિ ધરાવનારા સામે મનસુખે "સત્ય મિત્ર"માં સખત ટીકા કરી. એમ કરવામાં વિવેક અને મર્યાદા ત્યજી તેથી એમના હિમાયતીઓ પણ એમની લડવાની રીતથી અકળાયા. "સત્ય મિત્રે" પારસી સમાજમાં તાજુબી સાથે ત્રાસ પણ ફેલાવ્યો. તેમના પુત્ર કાવસજી યોગ્ય લખે છે કે:

"મનસુખનું આ પત્ર તેની બોહોલી પ્રસીધતા, તેનાં મોટાં વજન, અને મજબુત લોકપ્રિયતા છતાંબી ફત્તેહનું ફળ

---

૧ પંચદાંડ, તા. ૨૬–૨–૧૯૦૨

૨ "પારસી પ્રકાશ", દફતર ૨, ભાગ ૬, (૧૯૦૩), પૃ. ૪૯૯

પામી શક્યું નહી તે તેના લખાણની નબળાઈ માટે તો નહી જ, પણ ઔર તેના જોર–તેનાં હદ વગરનાં જોરાવરપણાં માટે! તેની નરમી તેની પડતી લાવી નહી, પણ તેની સખતાઈ લાવી; તેની ચાપલુસીએ નહી, પણ તેના ચાબકાએ તેને દાબ્યું!"[3]

મનસુખના "સત્ય મિત્ર"માંનાં લખાણો વાંચતાં નવરોજી હલકારના "ચાબુક"માંનાં લખાણોનું સ્મરણ થાય છે. નવરોજી માફક મનસુખ પણ વિરોધી પ્રત્યે નિર્દય હતા, પરંતુ એમ કરવામાં નવરોજીનો ઉદ્દેશ કેટલીક વેળા ધાકધમકીથી નાણાં કઢાવવાનો હતો ત્યારે મનસુખ ગાંઠનું ગોપીચંદન કરીને એમ કરતા હતા.

મનસુખની કલમમાં જોમ હતું; શૈલીમાં પારસીઓને ગમતા શબ્દાલંકાર હતા; એમનું વાંચન વિશાળ હતું; જાહેર જીવનનો તેમને સારો અનુભવ હતો; પરદેશની એમણે યાત્રા કરી હતી. પત્રકાર માટે તેમની કેળવણી સારી હતી. પરંતુ ધર્માંધપણાથી એમની વાણી ટંટાફિસાદનું કારણ બની અને એમને પાયમાલ કર્યા. ધર્મ સિવાયની બાબતો પર પોતાના વિચાર પ્રદર્શિત કરતાં એ સારી ચર્ચા કરે છે.

મનઃસુખરામ સૂર્યરામે વીર કરસનદાસ મૂળજી સંબંધી રચેલા પુસ્તકમાં ગૂજરાતી ને પારસી ગૂજરાતી સંબંધી લખ્યું હતું કે હિંદુઓના ધાર્મિક રિવાજોને કારણે પારસીઓને શિષ્ટ ગણાતા હિંદુ સમાજના સંપર્કમાં આવવાની ઝાઝી તક નહોતી મળી. તેઓ ધંધાને કારણે ખારવા વગેરેના સંસર્ગમાં વધારે પ્રમાણમાં આવ્યા અને તેમની અશુદ્ધ ભાષા ઉપાડી લીધી. ગૂજરાતી તો સંસ્કૃત જેવી સર્વોપરી ભાષાની બાળા છે અને તેની શુદ્ધતા સાચવવામાં શોભા રહેલી છે.

આ અભિપ્રાયની ટીકા કરતાં મનસુખ જ્ઞાન અને સજ્જનતા દાખવે છે. એઓ લખે છે કે "ગુજરાતી ભાશા કોઈ બી દીન સુદ (શુદ્ધ) અથવા નરી (નિર્મલ) હતી જ નહી; અને તે બીજી ભાશાના શબદોની

3 એક નામવર જીદંગીની ટુંક તવારીખ (૧૯૦૨), પૃ. ૧૪૫.

મેળવણી વગરની નરી રહી શકનાર જ નથી એવી આપરી કેટલીએક રીતની તપાસ ઉપરથી ખાતરી થઈ ચૂકી છે." સરળ ગૂજરાતીને સંસ્કૃત સબ્દોથી ભારેખમ બનાવી તેને "શુદ્ધ ગૂજરાતી" તરીકે ઓળખાવનારા હિંદુઓ, પારસીઓ એમાં શુદ્ધ ફારસી, હિંદી યા ઉર્દુ શબ્દો ઉમેરે તો તેમની સામે ભાષાને અશુદ્ધ કરવાનો દાવો કેવી રીતે મૂકી શકે? "ગુજરાતી ભાશાને અસલ સંસક્રત ભાશાની બાલા તરીકે ગણીને" તેમાં મોટા સંસ્કૃત શબ્દો ઘુસાડનાર જ ભાષાની સરળતા અને નિર્મળતાને દૂર કરે છે.

પારસીઓ બારવા વગેરેના સંપર્કમાં મોટા પ્રમાણમાં આવ્યા અને પરિણામે તેમની ભાષા અશુદ્ધ બની એનો પ્રતિવાદ કરતાં મનસુખ કહે છે કે પારસીઓ તો જાદીરાણા જેવા રાજવીઓના અને વેપારી વર્ગના સમાગમમાં વધુ આવ્યા હતા.[૪]

મનસુખે કંટાળીને તા. ૧લી જાન્યુઆરી ૧૮૯૩થી પત્રની માલિકી પોતાના મિત્ર મંચેરજી હોશંગજી જાગોશને સોંપી દીધી. મંચેરજીના હાથમાં એ પત્ર બરોબર પાંચ વર્ષ રહ્યા બાદ, છાપખાનામાં આગ લાગતાં તા. ૩૧મી ડિસેમ્બર ૧૮૯૮થી બંધ થયું. આગ તો નિમિત્ત હતું. ખરું જોતાં, "સત્ય મિત્ર"ની નીતિ હવે પારસી સમાજમાં ટેકો મેળવી શકે તેમ નહોતું.

દસ્તૂર જામાસ્પજી મીનોચહેરજીએ જરથોસ્તી ધર્મને લગતા વિષયોની ચર્ચા કરવા અને સમજણ આપવા "હમ મઝદીયસ્નનાંમ" નામનું ગૂજરાતી પત્ર શરૂ કરેલું તે ટેકાના અભાવે ટૂંકી કારકિર્દી પછી મનસુખના "સત્ય મિત્ર" સાથે જોડાઈ ગયું હતું.[૫] ૧૯૨૪માં મહેરજીભાઈ પાલણજી માદને એ જ નામનું નવું સાપ્તાહિક મુંબાઈથી શરૂ કર્યું, પરંતુ તે પણ ટૂંક મુદતમાં બંધ પડ્યું.

---

૪ સત્ય મિત્ર, તા ૩૦–૩–૧૮૭૯

૫ એક નામવર જીંદગીની ટુંક તવારીખ, પૃ. ૧૧૨

## કયસરે હિન્દ

અર્ધી સદીનું ઉપયોગી જીવન જીવીને આજ પર્યંત ચાલુ રહેલા એક બીજા જાણીતા સાપ્તાહિક "કયસરે હિન્દ"નો ઇતિહાસ અહીં જ આપીશું. "સત્ય મિત્ર" અને "કયસરે હિન્દ"ની નીતિમાં આસમાન જમીનનો તફાવત છે. પહેલું જૂનવટની હિમાયત કરતું ત્યારે બીજાએ સુધારાની હિમાયત કરી છે. "સત્ય મિત્ર" સ્થિતિરક્ષક નીતિનું છતાં બંધ પડયું; "કયસરે હિન્દ" લઘુમતીના વિચારોનો પડઘો પાડવા છતાં આજ પર્યંત ચાલુ રહ્યું છે, વધારે સમૃદ્ધ થયું છે, અને તેની અસરનું ક્ષેત્ર પણ વધ્યું છે.

ફરામજી કાવસજી મહેતાએ તા. ૧-૧-૧૮૮૨થી એ પત્ર શરૂ કર્યું. એનો પ્રથમ અંક "મુબાઈના કોટમાં એપોલો સ્ટ્રીટમાં નંબર ૧૭ વાળાં ઘરમાં કયસરે હિન્દ પ્રેસમાં" છપાઈને બહાર પડયો હતો. એનું વાર્ષિક લવાજમ રૂા. ૬ હતું. એના તંત્રીએ પહેલા અંકમાં "અમે પોતે" નામના લેખમાં પત્રની નીતિ સ્પષ્ટ કરી છે. તેમાંના વિચારો સંચાલકો માટે આદર ઉપજાવે એવા છે. "હરદમ સાચ્ચું બોલવું, લોકનું ભલું હઇડે રાખવું, સચ્ચાઈને મદદ કરવી, સ્વતંત્રતાની હીમાયતે જવું, અને પરમારથને (કાજે) સ્વારથનો ભોગ આપવો." તંત્રીના આ સોગંદનામામાં "સ્વતંત્રતાની હીમાયતે જવું" એ શબ્દો ખાસ લક્ષ ખેંચે છે. ન્યાય સારુ દૃઢતાથી લઢવાનો એ નિર્ણય કરે છે: "લોકોનું ભલું હઈડે રાખતાં માતબરો અને સત્તાવાળાઓનો ધીક્કાર ખેંચવાનો સંભવ રહે છે તો પણ તેવા ધીક્કારની અમોને કશી દરકાર નથી......જ્યાં જુલમનો દેવ રાજ ચલાવતો હશે ત્યાંથી તેને પદભરસ્ટ કરાવાવાને અમે હીંમતની કસર કરીશું નહી, તથા જ્યાં ઈન્સાફ ઉંઘમાં પડયો હશે તયાંથી તેને જગાડવાને અને તેની ગફલતીને માટે તેના કાન ચીમટવાને સદા અમે તતપર રહીશું."

ધર્મ વિષયમાં બુદ્ધિનો આશ્રય લેવાનું તંત્રી જણાવે છે: "વહેમી ક્રિયા અને ઝનુની એતેકાદના (આસ્થા) અમો સતરૂ નીવડીશું, જુના વીચારની

સામને અમો લડત લડશું અને એંજીનને અક્કલની નહીં પણ અક્કલને એંજીનની લગામ આપીશું". હિંદુઓ અને પારસીઓ ધર્મના અભ્યાસ–જ્ઞાન ઉપર ધાર્મિક ક્રિયાકામ (Rituals)ને સરસાઈ આપે છે તે તંત્રીને મતે ખેદજનક છે.

પત્રની સંસારવિષયક નીતિ કાંઈક અસ્પષ્ટ છે. ગૂજરાતી પત્રકારોમાં ઐક્ય નથી, એખલાસ નથી અને તેઓ એકમેક સામે લડવા ઝગડવામાં સદા કમર કસેલી રાખે છે તે માટે પોતાને કમકમાં આવે છે એમ જણાવી તંત્રી કહે છે કે જો પોતાને કોઈ બીજા ભાઈબંધ સામે ટીકા કરવી પડશે તો તે ટીકા પ્રજા લાભાર્થે કશાય કપટ વિના થશે અને તે બાબત પૂરી થતાં એ ભાઈબંધ સાથેનો મૈત્રીભર્યો સંબંધ ચાલુ જ રહેશે.

૧૮૮૨થી ૧૯૧૫ સુધી ફરામજી મહેતાએ પત્રનું સંચાલન કર્યું, તે દરમિયાન પ્રગતિશીલ વિચારો દર્શાવવાનું તેમણે ચાલુ રાખ્યું અને પત્રમાં નવાંનવાં અંગો ઉમેર્યાં. હિંદ, સિલોન અને ઈંગ્લંડના જુદા જુદા શહેરના સમાચાર તાર મારફતે મેળવવાની તેમણે પહેલ કરી.[૬] પત્રમાં ચિત્રો આપવા સંબંધી પણ એમણે ઉત્સાહ દાખવ્યો અને એ સર્વને લીધે એમના અખબારની પ્રસિદ્ધિમાં વધારો થયો.

હિંદી રાષ્ટ્રીય મહાસભા માટે ફરામજીને પક્ષપાત હતો અને તેને ટેકો આપવા આતુર રહેતા. પત્રની અંગ્રેજી કટારોનું સંચાલન એમણે દીનશા એદલજી વાચ્છા જેવા દેશનાયકના હાથમાં મૂક્યું હતું. એ સમર્થ રાજનીતિજ્ઞ અને અર્થશાસ્ત્રીની કલમે લખાયેલા અંગ્રેજી લેખોએ સામાન્ય વાચક વર્ગ ઉપરાંત વિદ્વાનોનું પણ સ્વાભાવિક રીતે સારું લક્ષ ખેંચ્યું હતું. અંગ્રેજી લેખોને લીધે એ પત્રનો ફેલાવો મુંબાઈ બહાર પણ થયો. દીનશા વાચ્છા પછી રુસ્તમ પેસ્તનજી મસાનીએ દોઢેક વર્ષ સુધી એ પત્રના અંગ્રેજી વિભાગનું સંચાલન કર્યું.

કૌટુમ્બિક મુશ્કેલીઓ અને વૃદ્ધાવસ્થાને કારણે ફરામજી મહેતાએ

---

૬ જામે જમશેદ શતાબ્દિ ગ્રંથ (૧૯૩૨), પૃ. ૨૮૨.

૧૯૧૪માં એરચશા રુસ્તમજી હીરજીબહેદીનને પત્ર વેચી નાંખ્યું. તેમને હાથે એનો વધુ ઉદય થયો. હીરજીબહેદીન પત્રકારના વ્યવસાયનો સારો અનુભવ મેળવી ચૂક્યા હતા. ઓગણીસ વર્ષની વયે વડોદરેથી મુંબાઈ આવી એ "જામે જમશેદ" પત્રમાં રૂા. ૩૦ને પગારે 'રિપોર્ટર' તરીકે રહ્યા હતા. પાછળથી, સુધારક વિચારોનો પ્રસાર કરવા માટે મશહૂર સાપ્તાહિક "પારસી"માં એ જોડાયા હતા. એ પત્રના ગૂજરાતી વિભાગનું સંચાલન એમણે સફળતાથી કર્યું અને તેના વાચક વર્ગની સંખ્યામાં મોટો વધારો થયો. એથી ઉત્તેજિત થઈ પત્રના માલિકોએ ૧૯૧૨માં તેને દૈનિકમાં ફેરવ્યું અને એરચશા હીરજીબહેદીનને તંત્રી બનાવ્યા. ૭

પરંતુ સ્વતંત્ર ખવાસના અને હવે અનુભવી થએલા એ પત્રકારને તો પોતાની માલિકીનું એક પત્ર કાઢવાના કોડ હતા. ૧૯૧૪માં એમણે ફરામજી મહેતાનું "કયસરે હિન્દ" ખરીદી લીધું. તા. ૩-૧-૧૯૧૫થી એ પત્ર એમના તંત્રીપદે પ્રગટ થવા માંડ્યું. એની પ્રગતિ માટે એરચશાએ પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કર્યો અને તેને મુંબાઈનું આગેવાન અને પારસીઓનું સર્વોત્તમ સાપ્તાહિક બનાવ્યું. ૧૯૧૬માં એમણે "કયસરે હિન્દ પ્રિન્ટિંગ પ્રેસ" કાઢ્યું અને ત્યારથી પત્ર તેમાં જ છપાઈ બહાર પડે છે. ૧૯૩૧માં પ્રેસને લિમિટેડ કંપનીમાં ફેરવી પોતે તેના મેનેજિંગ ડિરેક્ટર થયા.

સામાજિક, ધાર્મિક અને રાજદ્વારી ક્ષેત્રમાં હીરજીબહેદીન પ્રગતિલક્ષી વિચાર ધરાવતા, અને "કયસરે હિન્દ" મારફતે એવા વિચારોનો જોશભેર પ્રચાર કર્યો. એમણે જૂનવટના હિમાયતીઓ ઉપર ઠઠ્ઠા અને ટીકા વરસાવી. આ કાર્યમાં એમણે હિંમત દાખવી પણ વિવેક જાળવ્યો નહીં. "ચલણી રૂપિયા"ની કલમે લખાયેલી કટારોમાં સ્થિતિચુસ્ત વિચાર ધરાવનાર આગેવાનો અને કાર્યકરોની અતિશય ઠેકડી થઈ, તેથી લાંબે ગાળે કોમમાં વધારે કડવાશ ફેલાઈ.

મુંબાઈની પારસી પંચાયતના કારોબારીઓની અને તેમને ચૂંટી

---

૭ પારસી પ્રકાશ, દફતર ૭, ભાગ ૫ (૧૯૪૨), પૃ. ૫૯૪

કાઢનારા "સોના મંડળ" (The Committee of the Hundred)ની ચૂંટણીમાં મોટે ભાગે સ્થિતિરક્ષકોનો વિજય થતો. એક તો "જામે જમશેદ" જેવા બળવાન પત્રનો તેમને ટેકો હતો; બીજું, સુધારકો વારંવાર હારી જવાથી સુસ્ત બન્યા હતા. હીરજીબહેદીને કેટલાક મિત્રોના સહકાર વડે "પારસી પંચાયત રિફોર્મ કમિટી"ની સ્થાપના કરી અને સુધારકોનો અવાજ સંભળાતો કરવાને પોતાના અખબાર મારફતે બળવાન પ્રયાસ કર્યો. આને પરિણામે, આજે સુધારકો વિશેષ સફળ થતા જણાય છે.

"કયસરે હિન્દ"ના સ્થાપકે હિંદી રાષ્ટ્રીય મહાસભાને ટેકો આપવાની અખત્યાર કરેલી નીતિ હીરજીબહેદીને પણ ચાલુ રાખી. ફરામજી મહેતાએ પત્રની સ્થાપના કરી ત્યારે કોંગ્રેસનું સુકાન વિનીત આગેવાનોના હાથમાં હતું. હીરજીબહેદીનના સમયમાં ગાંધીજીએ એનું સુકાન સંભાળ્યું અને માતૃભૂમિની મુક્તિ માટે અસહકાર, સવિનય ભંગ વગેરે શસ્ત્રો ઉપાડ્યાં. આમ છતાં "કયસરે હિન્દે" કોંગ્રેસને ટેકો આપવો ચાલુ રાખ્યો. આ રાજકીય નીતિને લીધે એ બિનપારસીઓમાં પણ સારી લોકપ્રિયતા પામ્યું છે.[૮]

ગૂજરાતી સાપ્તાહિકોમાં "કયસરે હિન્દ"ની પૃષ્ઠ સંખ્યા સૌથી વધારે છે. દર અઠવાડિયે મોટા કદના દળદાર પોથામાં, ખાસ કરી પારસી વાચકોને વાંચવી ગમે એવી તરેહવાર બાબતો, સાપ્તાહિક સમાચાર ઉપરાંત, પીરસવામાં આવે છે. ૧૯૩૭માં એરચશા હીરજીબહેદીને "The Kaiser-I-Hind Illustrated Weekly" નામનું સ્વતંત્ર અંગ્રેજી અઠવાડિક શરૂ કર્યું, પરંતુ તેમના અવસાન પછી ટૂંક સમયમાં તે બંધ થયું. પણ ત્યારપછી એ નામનો અંગ્રેજી વિભાગ ગૂજરાતી આવૃત્તિમાં પ્રસિદ્ધ થતો. એના અંગ્રેજી વિભાગનું સંચાલન સરસ રીતે કરવામાં આવે છે, અને ઘણી વાર તેના ગૂજરાતી વિભાગની સરખામણીમાં તે ચઢિયાતું માલમ પડે છે. હીરજીબહેદીને પત્રમાં નવા નવા વિભાગો દાખલ કર્યા, સારાં ચિત્રો

૮ "Kaiser-I-Hind, one of the oldest weeklies, is the most advanced journal of the Parsis". [K. M. Munshi in "Gujarat & its Literature" (1935), Page 373]

આપ્યાં, કટાક્ષચિત્રો આપ્યાં, દેશના હુન્નરઉદ્યોગ અને વ્યાપારવણજને ઉત્તેજતી આકર્ષક પૂર્તિઓ આપી. ૧૯૩૧ની ગોળમેજી પરિષદ વેળા પોતાના પત્ર માટે સત્તાવાર અહેવાલો મોકલવા કેકી બી. ભરૂચા, એડવોકેટને પોતાને ખર્ચે તેમણે ખાસ વિલાયત મોકલ્યા હતા. આવું સાહસ હિંદના કોઇ બીજા દેશી પત્રે કર્યું નહોતું.

૧૯૪૦માં એરચશાનું અવસાન થયું અને એમને સ્થાને એમના વડા પુત્ર જાલ હીરજીબહેદીન આવ્યા. એમના સમયમાં પણ એ પત્ર પ્રગતિશીલ રહ્યું છે, જો કે કેટલાંક નવાં સાપ્તાહિકો અને દૈનિકો પારસી પત્રકારોએ શરૂ કર્યાં છે. પત્રની મૂળ નીતિ સાધારણ રીતે ચાલુ રહી છે. છતાં, અગાઉ કરતાં ગાંભીર્ય અને ઠરેલપણું વિશેષ જણાય છે. વિચારોનું ઉછાંછળાપણું તો હવે એમાં મુદ્દલ જણાતું નથી; ક્વચિત્ તો જૂનવટની હિમાયત કરતું હોય એમ લાગે છે. એ પત્રની પ્રગતિ માટે ઊંડો શ્રમ લેનાર તેના ઉપતંત્રી ડોસાભાઈ ગોળવાળા, જેઓ એરચશાના અવસાન પછી સ્વાભાવિક રીતે એ અખબારના સંચાલનમાં મહત્ત્વનો અવાજ ધરાવે છે, તેમની અસરને લીધે આ ફેરફાર જણાતો હશે. ચર્ચાસ્પદ તીખાં લખાણો વાંચવાનો જેમને ચસકો લાગ્યો છે તેમને “ કયસરે હિન્દ ” કંઈક મોળું લાગતું હશે; પણ, એકંદરે, તેની પ્રતિષ્ઠામાં વધારો થયો છે અને પારસી સમાજને ફાયદો જ થયો છે.



## ૧૫ : પ્રજાબંધુ

ઓગણીસમી સદીની આખર સુધીમાં મુંબાઈમાં ગૂજરાતી પત્રકારિત્વ કંઈક સ્પષ્ટ ઘાટદાર સ્વરૂપ પામી ચૂક્યું હતું, પરંતુ તળ ગૂજરાતમાં એ વિષય અણખેડયા જેવો હતો. નાનાં નાનાં વૃત્તપત્રો–ખાસ કરીને સાપ્તાહિકો–એ અરસામાં શરૂ થએલાં ને બંધ પડેલાં. ગૂજરાતના પાટનગરમાં ત્રણ પત્રો "હિતેચ્છુ", "શમશેર બહાદુર" અને "અમદાવાદ સમાચાર" પ્રસિદ્ધ થતાં હતાં. બીજાં એની સરખામણીમાં "હિતેચ્છુ" પ્રજા માટે વધારે ઉપયોગી હતું અને સમકાલીન પ્રશ્નોની સ્વતંત્રપણે ઠીકઠીક ચર્ચા કરતું હતું. પીતાંબરદાસ ત્રિભુવનદાસ મહેતા એ પ્રસિદ્ધ કરતા હતા. એમણે અંગ્રેજીનો અભ્યાસ નહોતો કર્યો તેથી અંગ્રેજી લેખોનું અંગ "હિતેચ્છુ"માં નિયમિત પ્રગટ થતું નહિ. આ તેની એ સમય માટે ઊણપ હતી.

"શમશેર બહાદુર"નો ઉલ્લેખ આગળ (૬ઠ્ઠા પ્રકરણમાં) આવી ગયો. એ અને "અમદાવાદ સમાચાર" નિયમિત રીતે પ્રસિદ્ધ નહોતાં થતાં, અને ઘણી વેળા નફાવા કારણે અંકો મુલતવી રાખી પાછળથી ભેગો અંક કાઢતા. એ અખબારો વાંચવાને ચસકો લાગે એવાં પણ નહોતાં.

ભગુભાઈ ફત્તેહચંદ કારભારીએ જીવણલાલ વ્રજરાય દેસાઈ બૅરિસ્ટરના સહકાર વડે અંગ્રેજી વિભાગવાળું એક ગૂજરાતી સાપ્તાહિક શરૂ કરવાનો નિરધાર કર્યો અને ૧૮૯૮ની ૬ઠ્ઠી માર્ચે "પ્રજાબંધુ" સાપ્તાહિક શરૂ કર્યું. દોઢ વર્ષ સુધી ભગુભાઈએ તેનું સંચાલન કર્યું. તે વેળા કેળવણીનો પ્રચાર અને વાચનનો શોખ થોડાં હતાં, એટલે અમદાવાદ જેવા મોટા અને સમૃદ્ધ શહેરમાં પણ "પ્રજાબંધુ"ના માત્ર પાંચસો

ગ્રાહક નોંધાયા. લેખ લખવાનું, પ્રૂફ સુધારવાનું અને અંક તૈયાર થતાં ટપાલ પેટીમાં નાંખી આવવા સુધીનું બધું જ કામ ભગુભાઈને જાતે કરવું પડતું.

"પ્રજાબંધુ"ના પહેલા અંકમાં ભગુભાઈએ "પ્રારંભ" લેખમાં પ્રશ્ન કર્યો છે: "કહો જન્મ ધરી શી કરી દેશની સેવા?" એ સેવા કાજે પોતે આગળ આવ્યા છે એમ જણાવતાં ભગુભાઈ લખે છે: "આ પત્ર નૂતન છે–તે નૂતન લોહીનું છે, પણ ઉચ્છેદક વિચારનું નથી; તે નૂતનપદ્ધતિનું છે પણ યોગ્યાયોગ્ય વિચાર નિર્ણયનો એટલે વિવેકવૃત્તિનો કદી પણ ત્યાગ કરનાર નથી; તે નૂતન પ્રારંભનું છે પણ "આરંભે શૂર" બની પછીથી નૂર ગુમાવવા માટે કાંઈ નિર્મ્યું નથી".

આપણે આંગણે વેપાર, હુન્નર, સાહસ, સંપ, સત્તા, સંપત્તિ, ધૈર્ય, હિંમત રહ્યાં નથી. તેને સ્થાને જણાય છે નિરુદ્યમ અને આળસ, કુસંપ, અને કુથલી, અનીતિ અને ભૂખમરો, પરાધીનના અને અજ્ઞાન. એ માટે અફસોસ કરીને તંત્રી કહે છે કે "કરવાનું બહુ છે પણ કરનારા થોડા છે". "રાજકીય સુધારણા થયા વિના બીજી બધી સુધારણા થવી મિથ્યા છે" એવો અભિપ્રાય જેમ આ પત્રના યોજકનો નથી, તેમ "જેઓ સાંસારિક સુધારણા કરી શકતા નથી તેઓ રાજકીય સુધારણા કરવાને લાયક નથી" એવા અભિપ્રાયને પણ તેમના તરફથી આદર મળી શકે તેમ નથી. સંસાર, વ્યવહાર અને રાજ્ય–આદિ હરકોઈ પ્રકારની સુધારણા થવાનો આધાર જ્ઞાન, નિશ્ચય, પ્રયત્ન અને શુદ્ધ બુદ્ધિ ઉપર જ રહેલો છે અને તેથી પોતાના દેશબાંધવો હરેક ઉપાયે સર્વ બાબતનું જ્ઞાન મેળવતા થાય, જ્ઞાન મેળવીને નિશ્ચયવાળા–નીડર બનીને પ્રયત્નશીલ થાય, તેવા પ્રકારના લેખો આ નૂતન પત્રમાં તેના યોજક સદા પ્રકટ કરતા રહેશે.[1]

"પ્રજાબંધુ"એ પ્રારંભમાં દાખવેલા ઉમળકા સાથે નીવડ્યા છે. તેણે વિવિધ દિશામાં પ્રજાની સંગીન સેવા કરીને "પ્રજાબંધુ"ના નામને સાર્થક કર્યું છે ને ગૂજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં પ્રથમ પંક્તિનું સ્થાન મેળવ્યું છે.

---

૧ પ્રજાબંધુ, તા. ૯–૩–૧૮૯૮

"પ્રજાબંધુ"નો પ્રથમ અંક બાર પાનાનો હતો. પહેલે પાને ઉપર નિર્દેશ કરેલ "પ્રારંભ" નામક તંત્રી તરફનો લેખ છે, બીજે પાને "અમદાવાદની નવી મ્યુનિસિપલ ચુંટણી" અને ત્રીજે પાને "છેવટ આવ્યું–ચાંપેકર ફાંસીએ!" એ સંબંધી અગ્રલેખો છે. ચોથે પાને "નવી મ્યુનિસિપલ ચુંટણીના સંબંધમાં ફજેતીના ફાળકા" રમૂજી રીતે આપ્યા છે. પાંચમે અને છઠ્ઠે પાને "ચાલુ ચર્ચા" નજરે પડે છે. સાતમા સફા પર "અઠવાડિક સમાચાર" યુરોપ અને હિંદુસ્તાનના બે વિભાગમાં આપ્યા છે. આઠમા પૃષ્ઠ પર "મુંબઈની મરકી"ની ખબરો અને "જાણવાજોગ" બાબતો છે. નવમે પાને "સ્વામી વિવેકાનંદની વ્યાખ્યાનમાળા" શરૂ થાય છે જે તે પછીના અંકોમાં ચાલુ રહી છે. અગીઆરમા પૃષ્ઠ પર બનાવટી નાણાંને લગતો "A Collegian" તરફનો લેખ છે અને બારમે પાને માત્ર જાહેરખબરો છે. બીજા અંકથી "Notes and Comments"નો અંગ્રેજી વિભાગ નિયમિત દેખા દે છે, જે ધીમે ધીમે ખૂબ લોકપ્રિય થયો.

ભગુભાઈ કારભારી સાહસિક હતા પણ તેમનામાં કાર્યદક્ષતા નહોતી. એમણે લગભગ દોઢ વર્ષ "પ્રજાબંધુ" ચલાવ્યા પછી તે ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરને સોંપ્યું અને તેમના હાથે એ પત્રનો ઉદય ને વિકાસ થયો. ૧૯૦૫માં ઠાકોરલાલે પોતાનું સ્વતંત્ર "પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસ" સ્થાપ્યું અને ત્યારથી "પ્રજાબંધુ" પોતાના જ છાપખાનામાંથી છપાઈને બહાર પડતું રહ્યું છે.

"પ્રજાબંધુ"ના પહેલા જ અંકમાં સ્થાનિક સ્વરાજની બાબતને સારું મહત્ત્વ મળ્યું. બીજા અંકમાં એ બાબત વિસ્તારથી ચર્ચાઈ અને તે પછી પણ એ પ્રશ્નને એ પત્રે પોતાનો જ બનાવી લીધો. સન ૧૯૦૮ની અમદાવાદ સુધરાઈની ચૂંટણી અંગે મત મેળવવા એક ઉમેદવારે કબૂતરખાના માટે બાજરી ખરીદી આપી. તેની આ દાનવૃત્તિથી ખુશ થએલા એક મોટી પોળના મતદારોએ તેને આ લાયકાત પર ચૂંટીને સુધરાઈમાં મોકલી આપ્યો, અને તેમ થતાં તે પોળમાંથી ચુંટાતો એક પ્રતિષ્ઠિત સેવક રહી ગયો. સમજુ વર્ગમાં આ પરિણામથી ખળભળાટ મચ્યો. એ ખળાભ–

જાહેરમાં મૂકવા અને ચૂંટણી પ્રસંગે ચાલતી ગેરરીતિઓ સામે પ્રહાર કરવા "પ્રજાબંધુ" આગળ પડ્યું. તે વેળાએ દમદાટી અને ધાકધમકીની એના પર અસર નહોતી થઈ અને નિર્ભયપણે એણે પ્રજાહિતાર્થે ટીકા કરવી ચાલુ જ રાખેલી.

"પ્રજાબંધુ"ના આરંભે અમદાવાદને સ્થાનિક સ્વરાજ્યનો હક મળી ચૂક્યો હતો. છતાં પ્રજાહકનું રક્ષણ કરે અને પ્રજાલાભાર્થે રચનાત્મક કાર્ય આદરે એવા સભ્યોની સંખ્યા સુધરાઈમાં ઓછી હતી. શહેરનું હિત હૈડે ચાહનારા પરંતુ મધ્યમ સ્થિતિના સમાજસેવકોને સ્થાને, માલેતુજારોના મિત્રો અને પ્રતિનિધિઓ સુધરાઈમાં ઘૂસી જતા. ચૂંટણીનું ખામીભરેલું ધોરણ એ માટે કારણભૂત હતું. રૂપિયા ત્રીસ યા તેથી વધુનો પગાર મેળવનાર મિલજોબરને સુધરાઈની ચૂંટણીમાં મત આપવાનો અધિકાર હતો; પરંતુ એટલો જ પગાર અને કેળવણીની વધારે લાયકાત ધરાવનાર શહેરીને એ હક નહોતો. અમદાવાદમાં મિલોની સંખ્યા મોટી એટલે રૂપિયા ત્રીસનો પગાર પામનારા શખસોને હાથમાં લઈ મિલમાલિકો પોતાની તરફેણની વ્યક્તિઓને સુધરાઈમાં બેસાડી શકતા, સમાજસેવાની ધગશ ધરાવનારા સેવકો બહાર રહી જતા ને પ્રજાની ફરીઆદ મોટે ભાગે વણસંભળાએલી રહેતી. "પ્રજાબંધુ" પત્રે આ પદ્ધતિ સામે શરૂથી મોરચા માંડ્યા અને પ્રજાજનોને પોતાનો પ્રતિનિધિ ચૂંટવાનો હક સ્પષ્ટપણે મળે એ માટે સારું પ્રચારકાર્ય કર્યું.

અમદાવાદમાં એક વેળા ઊભરાઈ પડેલી ધૂર્ત પ્રોવિડન્ટ સોસાયટીઓ સામે પણ આ અખબારે મોરચા માંડેલા. એવી મંડળીમાં વાર્ષિક લવાજમ આપનાર સભ્યનું અવસાન થતાં તેના વારસને લવાજમના પ્રમાણમાં નાણું મળતું. વહેલું મરણ નીપજતાં વારસોને નાણાં વધારે પ્રમાણમાં મળતાં અને પરિણામે મોટી વયના આસામીઓ આવી મંડળીના સભ્ય થવા પડાપડી કરતા. જુવાનોને સભ્ય થતાં અનેક મુશ્કેલી નડતી. "પ્રજાબંધુ"એ એ પ્રશ્ન હાથમાં લીધો ને આવી મંડળીઓનાં ભોપાળાં બહાર પાડતાં તે પડી ભાંગી.

કેળવણીના ક્ષેત્રમાં પણ "પ્રજાબંધુ"એ સારો ભાગ ભજવ્યો છે.

એ દિશામાં ચર્ચા કરતાં તે ગૂજરાતના કેળવણી ખાતાના અધિકારીઓની ખફગીને પાત્ર બન્યું હતું. અભ્યાસક્રમ, પાઠય પુસ્તકો, શિક્ષકોને થતા અન્યાય, વડાઓનું તેમના પ્રત્યેનું તોછડું વર્તન વગેરે સંબંધી તેણે સારું પ્રચારકાર્ય કરેલું. કેળવણી ખાતાના વડા અધિકારી મિ. શાર્પે શિક્ષકોમાં દાખલ કરેલી 'માર્કસ સિસ્ટમ' સામે પણ તેણે લડત ચલાવી અને કેળવણી ખાતાની ઘણીક ખામીઓ દૂર કરાવી.

"પ્રજાબંધુ" પ્રજાકલ્યાણ કરી શક્યું એનું મુખ્ય કારણ તેને સુભાગ્યે મળેલા વિદ્વાન, નીડર અને કર્તવ્યપરાયણ લેખકમિત્રો હતા. જીવણલાલ વ્રજરાય દેસાઈ, વૈદ્ય જટાશંકર લીલાધર, ગિરધરલાલ પ્રમોદરાય, કૃષ્ણલાલ નરસિંહલાલ દેસાઈ, કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી, પ્રાણલાલ કીરપારામ દેસાઈ વગેરે એમાં મુખ્ય હતા. પરંતુ અંગ્રેજી કટારો દ્વારા અનેક સમકાલીન પ્રશ્નોની વિદ્વત્તાભરી અને નિખાલસ ચર્ચા કરી પ્રજા અને સરકાર બન્નેનું ભારે લક્ષ ખેંચનાર દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈએ આપેલો ફાળો અજોડ લેખાશે. વડોદરા રાજ્યના વરિષ્ઠ ન્યાયાધીશના સ્થાનેથી નિવૃત્ત થઈને એ પોતાને વતન અમદાવાદ આવ્યા, ત્યારથી જ એમના સહકારનો લાભ "પ્રજાબંધુ"ને મળ્યો.

"ચપરા કેસ" નામના મશહૂર મુકદ્દમાનો ચુકાદો આવતાં દી. બ. અંબાલાલે તે પર પોતાની નીડર શૈલીએ બે અગ્રલેખ લખ્યા. ન્યાય અને કારોબારી ખાતાં એક હોવાથી ન્યાયને કેમ ખમવું પડે છે એ પ્રશ્નની તેમણે દાખલાદલીલો સાથે છણાવટ કરી. એ છપાતાં જ સરકાર અને પ્રજાને ખાતરી થઈ ગઈ કે "પ્રજાબંધુ"ના અંગ્રેજી લેખો પાછળ કોઈ વિદ્વાન વ્યક્તિનો હાથ છે. આર્થિક વિષયોના સારા અભ્યાસને લઈ એમણે સ્વદેશીની હિમાયતમાં જે લખાણ કર્યાં, કાપડ પરની જકાત, ધારાસભાઓના આવકખર્ચના અડસટ્ટા વગેરે સંબંધી તેમણે જે લેખો લખ્યા તેણે પ્રજા અને સરકારનું સારું લક્ષ ખેંચ્યું.

મુંબાઈ ધારાસભામાં "લેન્ડ રેવન્યુ બિલ" દાખલ થતાં એક કેળવણીકાર રા. બ. જોશીએ "J" ઉપનામે તે ધારા સામે મુંબાઈનાં

પત્રોમાં ટીકા કરી. એ જ સમયે દી. બ. અંબાલાલે "પ્રજાબંધુ"માં એ ધારો ખેડૂતોને કેટલો નુકસાનકર્તા છે તે બતાવ્યું. મુંબાઈના "ધ ટાઈમ્સ ઑફ ઇંડિયા"માં "કણબી"ની સંજ્ઞાથી ઉત્તર વિભાગના કમિશ્નર એફ. એસ. પી. લેલીએ મજકૂર ધારાની તરફેણ કરતા કેટલાક પત્રો પ્રસિદ્ધ કર્યા. એમના અને અંબાલાલના લેખો "બે સમર્થ યોદ્ધાઓના દ્વંદ્વ યુદ્ધ" તરીકે પંકાયા.

દી. બ. અંબાલાલ દેસાઈના લેખોનું પ્રધાન લક્ષણ એ હતું કે તેમાં અંગત હુમલા ન થતા. જે કાંઈ આક્ષેપ કે ટીકા થતાં તેના સમર્થનમાં દાખલા ને દલીલ આવતાં અને લખાણની ઇમારત સાદી અને સંક્ષિપ્ત રાખવાની કાળજી લેવાતી. અંગ્રેજી ઉપરાંત ગૂજરાતીમાં પણ દી. બ. અંબાલાલ કોઈ કોઇ પ્રસંગે લખતા અને તેમાં પણ જેમ બને તેમ સાદી ભાષા વાપરતા. સરળ ભાષાના હિમાયતી તરીકે તેઓ ગાંધીજીના પુરોગામી હતા.

ધીમે ધીમે "પ્રજાબંધુ"ની પ્રતિષ્ઠા વધી. ૧૯૦૨માં દિલ્હી દરબાર ભરાયો, ત્યારે સરકારે ગૂજરાતનાં તમામ વર્તમાનપત્રોમાંથી એક માત્ર "પ્રજાબંધુ"ને એ પ્રસંગે હાજર રહેવાનું આમંત્રણ મોકલી તેનું એક પ્રકારે ગૌરવ કરેલું. ૧૯૧૦થી દર વર્ષે ગ્રાહકોને ભેટ પુસ્તક આપવાની પ્રથા શરૂ થતાં પત્રની લોકપ્રિયતા સવિશેષ વધી.

૧૯૨૦ પછીથી દેશનું સુકાન ગાંધીજીના હાથમાં આવતાં અને તેમણે ૧૯૩૦માં અસહકાર અને સવિનયભંગનાં શસ્ત્રો ઉપાડતાં "પ્રજાબંધુ"એ સબળ રીતે તેમની નીતિનું સમર્થન કર્યું. પરિણામે સરકારે એને ચેતવણી આપી અને જામીનગીરી આપવાનું ફરમાન કર્યું. ગાંધીજીની સલાહથી જામીનગીરી ન આપતાં તેણે પોતાનું પ્રકાશન મોકૂફ રાખ્યું. સરકાર અને ગાંધીજી વચ્ચે સમાધાન થતાં, છ માસ પછી, તા. ૧૬–૧૧–૧૯૩૦થી એ ફરી ચાલુ થયું. દોઢેક વર્ષ રહીને ૧૯૩૨માં સત્યાગ્રહ સંગ્રામનો બીજો જુવાળ આવતા સરકાર હુકમ કરે તે પહેલાં જ "પ્રજાબંધુ"ના સંચાલકોએ સ્વેચ્છાથી તેને કામચલાઉ બંધ કર્યું હતું. એ વેળા તેની સાડાચાર હજાર નકલ નીકળતી હતી.

"પ્રજાબંધુ"નું પ્રકાશન તા. ૧૦-૧-૧૯૩૨થી તા. ૧૭-૬-૧૯૩૩ સુધી બીજી વેળા મોકૂફ રહ્યું, તે દરમિયાન જનતાને સમાચાર જાણવાને બની આવે તે માટે તેના સંચાલકોએ સમાચારપૂર્તિઓ કાઢવા માંડી. એ પૂર્તિઓએ પ્રજામાં જે અસર ફેલાવી તે પરથી, એક દૈનિક નિયમિત પ્રગટ કરવામાં આવે તો તે પણ અમદાવાદમાં ઠીક ચાલે અને પ્રજાને ફાયદો થાય એમ એ સંચાલકોને લાગ્યું. ૧૯૩૪માં સવિનયભંગનો સંગ્રામ સંકેલી લેવામાં આવ્યો, પણ "પ્રજાબંધુ"ની સમાચારપૂર્તિઓ દૈનિક પત્ર "ગુજરાત સમાચાર"ને રૂપે ચાલુ રહી.

જૂન ૧૯૩૩માં "પ્રજાબંધુ" ફરી પ્રગટ થવા માંડ્યું ત્યારે તેની અંગ્રેજી કટારો બંધ કરવામાં આવી હતી.

"પ્રજાબંધુ" અને "ગુજરાત સમાચાર" બન્ને રાષ્ટ્રીય પત્રો છે. ગુજરાત-કાઠિયાવાડમાં જાગૃતિ આણવામાં, હિંદી રાષ્ટ્રીય મહાસભાનો આદેશ ફેલાવવામાં, તેમણે,-ખાસ કરી "પ્રજાબંધુ"એ અસાધારણ ફાળો આપ્યો છે. બીજી બાબતોને ગૌણ રાખીને પણ તેણે આ કાર્ય સારી સફળતાથી કર્યું છે. સાથે સાથે એટલું કહેવું રહે છે કે પ્રજાની સ્વતંત્રતા માટે લડનારું એ પત્ર હિંદી મહાસભાને આંધળો ટેકો આપતું રહે છે અને તેનું કોઈ કૃત્ય એને વિરોધ કરવા જેવું જણાતું નથી. સ્વતંત્ર પત્રકારિત્વ કોઈ પક્ષનું દાસ થઈ જાય તે ઇષ્ટ નથી.

રાજકીય ક્ષેત્રમાં મોટા ફેરફાર માટે પહેલેથી પ્રચાર કરનારું આ અખબાર સમાજસુધારાના ક્ષેત્રમાં, મુંબાઈના "ગુજરાતી" સાપ્તાહિક માફક, તેની શરૂઆતથી ઘણી લાંબી મુદત સુધી, બહુ સમાલી સમાલીને કદમ ઉપાડતું અને કોઈ મોટો સુધારો કરવાની વાત આગળ આવતાં તેનો સ્પષ્ટ વિરોધ કરતું. બસુ બિલનો તેણે વિરોધ કરેલો. સમાજસુધારા પરિષદની તેણે ઠેકડી કરેલી. સુધારકોના પ્રયાસોને તેણે ઉચ્છેદક તરીકે ઉતારી પાડેલા. સમાજસુધારક ગટુલાલ ગોપીલાલ ધ્રુવે એ પત્રના રૌપ્ય મહોત્સવ પ્રસંગે જણાવેલું કે "ગુજરાતના સર્વ વર્તમાનપત્રો કરતાં જેને સંસારસુધારાના કાર્યને ટેકો આપવાની અનુકૂળતા વધારે હતી તહેના

તરફથી ત્હેમાં વિરોધ બતાવવાનું કાર્ય થયું એ ખરેખર દિલગીરી-ભરેલું છે." ૨

છેલ્લા બે દશકાથી "પ્રજાબંધુ"ની એ સંકુચિત નીતિમાં ફેરફાર થયો છે અને સમાજના હિતમાં આવશ્યક એવા ઘણાએક સુધારાના કાર્યને તેણે આવકાર આપ્યો છે. "પ્રજાબંધુ"ની નીતિનું આવું પરિવર્તન ગાંધીજીની અસરને લીધે થયું હશે. બસુ બિલનો ભૂતકાળમાં વિરોધ કરનાર એ અખબારે વિઠ્ઠલભાઈ પટેલના (૧૯૦૮) અને હરિસિંગ ગૌરના (૧૯૨૧) વર્ણાન્તર લગ્ન માટેના બિલને સમર્થન આપ્યું અને સમાજને લાભકારી એવા સુધારાવધારા માટે તે આજેય પ્રચાર કરતું રહ્યું છે.

રાજકીય, સામાજિક અને આર્થિક વિષયો પ્રત્યે "પ્રજાબંધુ"એ પ્રારંભથી જ લક્ષ આપેલું; પરંતુ સાહિત્યની ચર્ચાને તેણે સ્થાન આપતાં તેનું મહત્ત્વ વધી ગયું છે. રાજકીય વિષયોને મહત્ત્વ આપીને પણ તેણે સાહિત્ય અને કલાના વિષયમાં ઊંડો રસ લીધો છે અને તેના વિકાસમાં સંગીન ફાળો આપ્યો છે. એનો યશ તેના ઉપતંત્રી ચુનીલાલ વર્ધમાન શાહને ઘટે છે. "સાહિત્યપ્રિય"ની સંજ્ઞાથી તેમણે સાહિત્યને લગતા વિષયોની "પ્રજાબંધુ"માં કરેલી ચર્ચા અને "ગ્રંથાવલોકને" આપણા વૃત્તવિવેચનમાં એક નવી દિશા ઉઘાડી અને તેણે શિષ્ટ સમાજમાં એટલો બધો આદર ઉપજાવ્યો કે ત્યાર પછીથી અનેક પત્રોએ તેનું અનુકરણ કર્યું છે. ચુનીલાલ જેવા સાહિત્યકારના સંબંધને લઈ "પ્રજાબંધુ"ને એક મોટો ફાયદો એ થયો છે કે તેમાં ભાષાશુદ્ધિ જળવાતી રહી છે. સાહિત્યને લગતી ચર્ચા કે ગ્રંથાવલોકનથી માંડીને ટૂંકા સમાચાર સુધીની વીગત શુદ્ધ ભાષામાં છપાય છે એ આ અખબારના સંચાલકો માટે ગર્વનો વિષય છે. ચુનીલાલ શાહની એ પત્રમાં પ્રસિદ્ધ થએલી નવલકથાઓને સરસ આવકાર મળ્યો છે અને એ કુશળ લેખકની શક્તિને પ્રકાશમાં આણવામાં તેમ તેને ખીલવવામાં એ અખબાર મદદરૂપ બન્યું છે. નવલકથાકાર તરીકે રમણલાલ વસંતલાલ દેસાઈને પ્રકાશમાં આણવાનું માન જેમ વડોદરાના "સયાજી

---

૨ પ્રજાબંધુનો રૌપ્ય મહોત્સવનો વિશેષાંક (૧૯૨૩), પૃ. ૪૬

વિજય"ને જાય છે તેમ ઐતિહાસિક નવલકથાઓના સફળ લેખક તરીકે ચુનીલાલ વર્ધમાન શાહને બહાર આણવાનું માન અમદાવાદના આ "પ્રજાબંધુ"ને ઘટે છે.

ચુનીલાલ શાહ "પ્રજાબંધુ"ના પ્રાણ બનીને રહ્યા છે. ૧૯૦૯માં એ પત્ર સાથનો એમનો સંબંધ થયો ત્યારથી આજપર્યંત એકધારો ચાલુ રહ્યો છે અને એ લાંબી મુદ્દત દરમિયાન તેમણે એ અખબારની સંગીન સેવા કરી છે. એમની વિવિધ લાયકાતની કદર કરીને ૧૯૪૧માં ગૂજરાતી સાહિત્ય પરિષદના અંધેરીમાં ભરાયેલા અધિવેશનના પત્રકાર વિભાગના પ્રમુખ તરીકે એમની વરણી કરવામાં આવી હતી.

એમ જણાય છે કે ઠાકોરલાલના વખતથી એવી નીતિ અખત્યાર કરવામાં આવી છે કે પ્રજાબંધુ કાર્યાલયમાં જે વ્યક્તિ પ્રાણસમી હોય એને તંત્રીપદ ન આપવું. "પ્રજાબંધુ" અને "ગુજરાત સમાચાર" રાષ્ટ્રીય અખબારો છે. દેશના હિત અર્થે સરકાર સામે લખતાં કોઈ પણ વેળા તંત્રી મુશ્કેલીમાં મુકાય તે વેળા એ પત્રોનું સંચાલન ખોરવાઈ ન જાય તે માટે આ નીતિ રાખી છે. ભગુભાઈ કારભારી પાસેથી ઠાકોરલાલે એ વૃત્તપત્ર ખરીદી તેનું તંત્રીપદ પોતે સ્વીકાર્યું પરંતુ પાછળથી, પોતે સંચાલક તરીકેની વ્યવસ્થાનું કામ ઉપાડી, તંત્રીસ્થાન જેઠાલાલ ઉમેદરામ મેવાડાને નામે ચઢાવેલું, જેમના હાથ હેઠળ એ લગભગ આઠ વર્ષ રહ્યું. ત્યાર પછી આશરે એક વર્ષ તેના નામતંત્રી તરીકે અંબાશંકર કેશવજી શુકલ આવી ગયા. તેમના પછી લગભગ અગિયાર વર્ષ જગજીવનદાસ શિવશંકર ત્રિવેદી તેના તંત્રીપદે આવ્યા. એ પછી છ માસ કેસરીપ્રસાદ ઠાકોર અને આશરે સાત સાલ ચીમનલાલ મોદી રહ્યા. તા. ૧૮–૧૨–૧૯૨૭થી એ પત્રના તંત્રીસ્થાને ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર છે. આમ આ પત્રની અર્ધી સદીની ઉંમરમાં તેના તંત્રીસ્થાને ઘણાક સજ્જનો આવી ગયા છે, પરંતુ ઉપર જણાવ્યું તેમ એના સંચાલનમાં જેટલો અવાજ એ તંત્રીઓનો નહિ તેટલો ઠાકોરલાલ ઠાકોરનો, બળવંતરાય ઠાકોરનો કે ચુનીલાલ શાહનો હતો,–છે.

"પ્રજાબંધુ"ના ઇતિહાસમાં ત્રણ તારીખો મહત્ત્વની છે: તા. ૬ માર્ચ ૧૮૯૮, તા. ૧૬ જાન્યુઆરી ૧૯૩૨ અને તા. ૧ ડિસેમ્બર ૧૯૪૦. તા. ૬–૩–૧૮૯૮ને દિને એ શરૂ થયું. તા. ૧૬–૧–૧૯૩૨ને દિનથી "ગુજરાત સમાચાર" (દૈનિક)નો આરંભ થયો અને તા. ૧–૧૨–૧૯૪૦ને દિને એ બન્ને પત્રો અને પ્રજાબંધુ છાપખાનું જાહેર કંપનીને સોંપાઈ ગયાં. ત્યારથી એ ત્રણે "લોકપ્રકાશન લિમિટેડ"ને હસ્તક છે. ૧૯૪૭થી "લોકનાદ" નામે સાંજનું દૈનિક પણ તેના તરફથી અમદાવાદમાં પ્રગટ થાય છે.

"પ્રજાબંધુ" પ્રગતિ કરતું જ રહ્યું છે. તેના રાજકીય, સામાજિક, આર્થિક અને સાહિત્યવિષયક લેખો વધુ ને વધુ પ્રાણવાન બનતા જાય છે; તેમાં આવતાં ઉપહાસચિત્રો ઊંચી પંક્તિનાં છે; પ્રજામાં તેના અવાજની અસર વધતી જાય છે; અને એમ કહી શકાય કે આજે "પ્રજાબંધુ" આપણું સર્વશ્રેષ્ઠ ગૂજરાતી સાપ્તાહિક છે. ગૂજરાતી સાહિત્ય સંમેલનના બારમા અધિવેશનના પત્રકારિત્વ વિભાગના પ્રમુખપદેથી મહાદેવ હરિભાઈ દેસાઈએ પણ આ અખબારની ક્ષુલ્લકતાથી પર રહેનાર પત્ર તરીકે વિશિષ્ટ પ્રશંસા કરી હતી."[3]



---

૩ વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો, પૃ. ૧૧

# ૧૬ : ગુજરાતી પંચ

"અસહકાર યુગમાં અમે વિનાશાત્મક બાજુનો હંમેશા વિરોધ કર્યો છે અને પ્રજાને હિતકારી રચનાત્મક કાર્યક્રમને પુષ્ટિ આપી છે; પણ તેમાંય પોકળ રચનાત્મક કાર્યક્રમની ડુગડુગી અમે બજાવી શક્યા નથી. અસહકારના રચનાત્મક કાર્યક્રમમાં જે અસ્પૃશ્યતાની બાબત છે તે દાખલ થવી જોઈતી ન હતી એમ કહ્યું છે અને એ પ્રશ્નમાં અમે હૃદયની અસ્પૃશ્યતા દૂર કરવા દેશ-બાંધવોને આગ્રહ કર્યો છે......અસ્પૃશ્યતા દૂર કરાવવા માગનારાઓની ચળવળમાં ખામી છે. એક કરોડના મોટા રાષ્ટ્રીય ફંડમાંથી અંત્યજોને ફાળે બહુ જ કમતી નાણું ગયું છે......અત્યારનો (કોંગ્રેસનો) રચનાત્મક કાર્યક્રમ અવ્યવહારિક છે......"[1]

ઉપરના શબ્દોમાં પોતાની નીતિ સ્પષ્ટ કરનારું પત્ર હિંદી મહાસભાનું જબ્બર વિરોધી હશે એમ કોઈને પ્રથમ દૃષ્ટિએ લાગે. ગૂજરાતના પાટનગરમાં, હિંદી મહાસભાના આત્મા સમા ગાંધીજીના ધામમાં જ આવાં વચન લખનાર પત્રકાર ગાંધીજીનો અને તેમની રાજ્યનીતિનો કટ્ટર દુશ્મન હશે એમ કોઈ માની લે. એવી માન્યતા સેવવાને પ્રેરે એવાં એ વચન છે. પરંતુ એ માન્યતા સાચી નથી. જે પત્રમાં એ શબ્દો લખાયા છે એને તો સામું સરકાર તરફથી 'બેવફા પત્ર'નું બિરુદ મળ્યું છે. લોકમાન્ય ટીળકને થએલી સજાને તેણે અયોગ્ય જણાવેલી, કર્ઝનની રાજનીતિનો વિરોધ કરેલો, પ્રેસ ઍક્ટ સામે, રોલેટ ઍક્ટ સામે, ઍની બેસંટ અને ગાંધીજીની ધરપકડ સામે તેણે પોકાર

૧ ગુજરાતી પંચ રજત મહોત્સવ ખાસ અંક (૧૯૨૬), પૃ. ૩.

કરેલો અને એવા બીજા પ્રસંગોએ પ્રજાપક્ષે લડત ચલાવેલી. એ અખબાર તે અમદાવાદનું "ગુજરાતી પંચ" સાપ્તાહિક. સોમાલાલ મંગળદાસ શાહે તા. ૨૦–૫–૧૯૦૧ને દિને એ શરૂ કર્યું.

તે વેળા મુંબાઈમાં બરજોરજી આપઅખત્યારનું સુવિખ્યાત "હિંદી પંચ" નીકળતું હતું. એ પત્ર તેનાં ઠઠ્ઠાચિત્રો–વ્યંગચિત્રો માટે ભારે મશહૂર હતું. સોમાલાલે પણ પોતાના પત્રમાં એવાં ચિત્રો આપવાનું નક્કી કરેલું અને તેથી "હિંદી પંચ"નું અનુકરણ કરી "ગુજરાતી પંચ" નામ આપવાને એ પ્રેરાયા હોય. ગમે તેમ પણ શરૂશરૂમાં એમાં વ્યંગચિત્રો અપાયેલાં ખરાં.[૨]

"ગુજરાતી પંચ" માટે વ્યંગચિત્રો તૈયાર કરવામાં ડાહ્યાભાઈ જેષ્ટારામ પુરોહિતે સોમાલાલને નિઃસ્વાર્થે સારી સહાયતા કરેલી. થોડો સમય–એ અઢી વર્ષ–આવાં ચિત્રો પ્રગટ થતાં રહેલાં. પરંતુ તેમાં પ્રજાને ઝાઝો રસ નહોતો પડ્યો. કાં તો એ ચિત્રોની કક્ષા સાધારણ હોય, યા એની કદર કરવા જેવી વાચકવર્ગની સ્થિતિ ન હોય. વળી અમદાવાદમાં એવાં ચિત્રો તૈયાર કરાવવાની અને બ્લોક વગેરે બનાવવાની ભારે મુશ્કેલી પડતી હતી, તેથી એ પ્રથા પડતી મૂકવા તંત્રીને ફરજ પડી.

"ગુજરાતી પંચ"માં વ્યંગચિત્રો–ઠઠ્ઠાચિત્રો પ્રગટ થતાં બંધ થયાં ને એને સ્થાને રમૂજી લેખો આવવા લાગ્યા. "લાલ કિતાબ", "પંચનાદ", "પંચકી લકડી" વગેરે મથાળાં હેઠળ લખાતા લેખો વાચકવર્ગમાં

---

૨ ૧૯૪૧માં અમદાવાદમાં થએલ હુલ્લડ પ્રસંગે "ગુજરાતી પંચ"નું કાર્યાલય આગમાં સપડાયું અને તેમાં એ પત્રના શરૂના અંકો બળી ગયા. કોઈ પાસે એ અંકો હોય તો તે સારી કિંમતે ખરીદી લેવાને તંત્રીએ ઈચ્છા જાહેર કરી પરંતુ એ ઉમેદ ફળી નહિ, એટલે "ગુજરાતી પંચ"માંનાં વ્યંગચિત્રો જોવાની તક મળતી નથી. પરંતુ એ પત્રના રજત મહોત્સવ અંકના પૂઠા પર ચાર જૂનાં ઠઠ્ઠાચિત્રો છપાયેલાં છે. એ ચિત્રો બરોબર ઊઠેલાં ન હોવાથી તે માટે ચોક્કસ મત આપી શકાતો નથી, પરંતુ, એકંદરે એ ઘણી સાધારણ કક્ષાનાં જણાય છે.

લોકપ્રિય થએલા અને તેમાં ય "ભીખા ગોદરશા"ના નામે આવતાં લખાણોએ તો ઘણું લક્ષ ખેંચેલું. એના લખનાર મુંબાઈના "ગુજરાતી" સાપ્તાહિકમાં "ભર કટોરા રંગ"ની કટારો લખીને મશહૂર થએલા "બીરબલ" યાને ખરશેદજી બમનજી ફરામરોજ હતા. રમૂજી લખાણો આપવાની આ પ્રથા "ગુજરાતી પંચે" લાંબા સમય સુધી ચાલુ રાખેલી.

તે સમયની પ્રથા મુજબ "પંચ"માં ગુજરાતી ભેગો અંગ્રેજીનો વિભાગ પણ રાખવામાં આવેલો. રામપ્રસાદ મગનલાલ મહેતા, શિવાભાઈ વકીલ, સાકળચંદ જેઠાલાલ, રામમોહનરાય જશવંતરાય, મગનભાઈ ચતુરભાઈ વગેરે એ પત્રના અંગ્રેજી વિભાગના શરૂના લેખકો હતા. ગૂજરાતી વિભાગમાં "બીરબલ" ઉપરાંત ચતુર્ભુજ ભટ્ટ, ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ, ચુનીલાલ વર્ધમાન શાહ, સીતારામ જે. શર્મા, કેશવ હ. શેઠ, ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, અમદાવાદ સુધરાઈના માજી મંત્રી ચીમનલાલ મોતીલાલ મુનશી વગેરે જાણીતા લેખકો મોટે ભાગે લખતા અને એમાંના કેટલાક એ પત્રમાં જ નોકરીએ પણ રહેલા.

"ગુજરાતી પંચ" શરૂમાં દર સોમવારે પ્રગટ થતું અને તેનું લવાજમ માત્ર દોઢ રૂપિયો રાખેલું. આ થોડા લવાજમમાં તેના તંત્રીએ વાચકવર્ગને જે આપ્યું તે ઠીક કહેવાય. ગૂજરાતના ગૂજરાતી પત્રકારિત્વમાં કેટલીક પ્રથા એમણે જ શરૂ કરી. ચાલુ વાર્તા આપવાની શરૂઆત ગૂજરાતમાં ("ગુજરાતી"ને મુંબાઈનું પત્ર ગણીએ તો) "ગુજરાતી પંચે" કરેલી. ગ્રાહકોને પ્રતિવર્ષે પુસ્તક ભેટ આપવાની પ્રથા ગૂજરાતમાં તેણે જ શરૂ કરી અને સૌથી પહેલો દીપોત્સવી અંક ગૂજરાતને આપનાર પત્ર પણ એ જ.

એ પત્રના સંચાલકો જણાવે છે કે "ગુજરાતી પંચ"નો જન્મ નીચેના ત્રણ ઉદ્દેશોથી થયો હતો:

"(૧) હિંદની રાજકીય પ્રવૃત્તિઓમાં સાધ્યની નજદિક પ્રજા સમૂહને જવામાં કિંચિત્ પણ સાધનભૂત થવું,

(૨) અમદાવાદ અને ગુજરાતને એ પ્રવૃત્તિઓમાં તેનું સ્થાન અપાવવું, અને

(૩) સંસારિક કુરિવાજો દૂર કરવા; જનતાને ધર્મમાર્ગે પ્રવૃત્ત રાખવા અને આપણાં નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક શ્રેય સાધવામાં લોકસમૂહને સસ્તું વાંચન પૂરું પાડીને કિંચિત્ પણ સહાયભુત થવું." ૩

"ગુજરાતી પંચે" આ ઉદ્દેશ કેટલે અંશે અમલમાં મૂક્યા છે? રાજકીય ક્ષેત્રમાં પ્રજાની દોરવણી કરવામાં તેણે આપેલ સહાયની બાબત લક્ષમાં લેતાં એટલું યાદ રાખવાની જરૂર છે કે વીસમી સદીની શરૂઆતમાં જ્યારે એ પત્ર શરૂ થયું ત્યારે ગૂજરાતની પ્રજામાં આજના જેટલી રાજદ્વારી જાગૃતિ નહોતી. તેને જાગ્રત કરવાના પ્રયત્નો ત્યારે થઈ રહ્યાં હતા ખરા અને તેમાં "ગુજરાતી પંચે" પોતા તરફનો સહકાર આપ્યો. હિંદી રાષ્ટ્રીય મહાસભાના એક હિતેચ્છુ અને તેને ટેકો આપનાર પત્ર તરીકે જ તેનો જન્મ થએલો.

ગૂજરાતમાં રાજકીય જાગૃતિ સારા પ્રમાણમાં આવે, માતૃભૂમિની મુક્તિ માટે ગૂજરાતીઓ કમર કસવા ખબરદાર રહે તે માટે મહાસભાનાં અધિવેશન ગૂજરાતમાં પણ ભરાવાં જોઈએ એવો પોકાર તેણે પોતાના ઉદ્ભવ સાથે જ કરેલો. "ગુજરાતી પંચે" ઉપાડેલી આ લડતે પ્રજાનું ધ્યાન ખેંચ્યું, ઈલાકાનાં બીજાં પત્રોએ એનું સમર્થન કર્યું, દેશનાં બીજાં છાપાંએ ગૂજરાતની માંગણી સંતોષવાની જરૂરિયાત દર્શાવી. પરિણામે, કલકત્તાની કોંગ્રેસમાં ફિરોઝશા મહેતાએ સૂચના કરી કે મહાસભાનું સન ૧૯૦૨નું અધિવેશન ગૂજરાતમાં ભરવું.

હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ૧૯૦૨માં અમદાવાદમાં મળ્યું, તેને ફત્તેહમંદ બનાવવામાં બીજાઓ ભેગા "ગુજરાતી પંચે" પણ સહકાર આપ્યો. એને લઈ પ્રજામાં રાજદ્વારી બાબતો વિષે વધારે જાગૃતિ આવી,

૩ ગુજરાતી પંચ રજત મહોત્સવ ખાસ અંક, પૃ. ૧

પણ એ જ કારણે સરકારની ખોફ-નજર "ગુજરાતી પંચ" પર ફરી. સન ૧૯૦૮ના સરકારી અહેવાલમાં "ગુજરાતી" પત્ર ભેગું "ગુજરાતી પંચ"ને પણ પ્રમાણપત્ર મળ્યું કે અમદાવાદનું "ગુજરાતી પંચ" અને મુંબાઈનું "ગુજરાતી" મુંબાઈ ઇલાકાનાં બે ભેવફા પત્રો છે. આ અખબાર પર સરકારની આમ ઇતરાજી ઊતરતાં તેના તરફથી મળતી જાહેરખબરો બંધ થઈ, તેની આર્થિક સ્થિતિને તેથી અસર થઈ અને પત્રની પ્રતો પણ ઓછી થઈ. મહાસભાનો ધ્વનિ ગુજરાતમાં ફેલાવતાં સોમાલાલ મુશ્કેલીમાં મુકાયા. છાપખાનામાં આગ, સરકારની ઇતરાજી, માંદગીની મુસીબતો, બીજા પત્રોની હરીફાઈ વગેરે મુશ્કેલીઓએ ચારે બાજુથી સોમાલાલ પર હલ્લો કર્યો, પરંતુ એની સામે એ ટકી રહ્યા; તોફાની દરિયામાંથી "ગુજરાતી પંચ"ની નાવને એ તારવી ગયા.

વીસમી સદીના પહેલા બે દશકા દરમિયાનની મહાસભાની પ્રવૃત્તિને "ગુજરાતી પંચે" સંગીન ટેકો આપ્યો, પરંતુ ૧૯૧૯માં ગાંધીજીના નેતૃત્વ નીચે અસહકારનાં મંડાણ થતાં, અસહકારના ખંડક તત્ત્વોથી ચમકી એણે પ્રથમ વાર મહાસભાની પલટાયેલી નીતિનો વિરોધ કર્યો. એના એ વિરોધ સાથે સંમત થનાર યા ન થનાર સૌ સ્વીકારશે કે રાષ્ટ્રીય મહાસભાને કાજે ભોગ આપ્યા પછી, મુશ્કેલીમાં મુકાયા પછી, તેના નવા સુકાની ગાંધીજીની નીતિથી જુદા પડતાં, ખુદ એ જ સુકાનીના શહેરમાં રહીને, હિંમતથી તેનો વિરોધ કરવામાં સોમાલાલે માનસિક બળ દાખવ્યું હતું.

ગાંધીજીની ચળવળનો વિરોધ કરીને "ગુજરાતી પંચે" પોતાની નીતિ પલટાવી છે એવા તેની સામે થએલા આક્ષેપમાં તથ્ય નથી, કારણ નીતિ તો મહાસભાની પલટાઈ હતી. "ગુજરાતી પંચ"નો મુદ્રાલેખ જુદો જ હતો:

> ""ગુજરાતી પંચ" મૂળથી દેશના એ જ મુદ્રાલેખને પસંદ કરે છે કે જે મુદ્રાલેખ બ્રિટિશ સામ્રાજ્યની અંદર સંસ્થાનોના જેવા સ્વરાજ્યનો છે. એ મુદ્રાલેખ સ્વ. ફિરોજશા

મહેતાની કોંગ્રેસનો, સ્વ. દાદાભાઈ નવરોજી અને ૧૯૨૦ પહેલાંના કોંગ્રેસના મોટા ભાગના હિંદી નેતાઓનો હતો.”[૪]

મહાસભાનો કાર્યક્રમ વ્યવહારુ નથી એમ જણાવીને એ માટેના પોતાના વિચાર પ્રદર્શિત કરતાં તેણે રજત મહોત્સવ ટાણે જણાવેલું કે:

“ખરો વ્યાવહારિક કાર્યક્રમ વિશુદ્ધ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવા, ઔદ્યોગિક સંસ્થાઓ ખીલવવા, અંગબળની તાલીમ દેશનાં યુવક–યુવતીઓને આપવા, સ્ત્રીઓ માટે વિદ્યાલયો, પતિત સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે આશ્રમો, મદ્યનિષેધ માટે જનતામાં પ્રચારકાર્ય અને તમામ રાજકીય દુઃખો માટે ધારાસભાઓમાં ફરિયાદ તેમજ જાહેર જનસમૂહનો એકસામટો અને એકસંપીલો સાર્વત્રિક પોકાર અને છેક છેલ્લે દરેક દેશી જનની આત્મિક વિશુદ્ધિ–વ્યક્તિગત ત્યાગ, નીતિ અને ધર્મમાર્ગનું અવલંબન અને આત્મસુધારણાના સબળ પ્રયત્ન”[૫] નો મહાસભાએ અમલમાં મેલવો જોઈએ.

“ગુજરાતી પંચ”ને રાષ્ટ્રીય મહાસભાના હાલના મોવડીઓ સાથે મોટો મતભેદ તો ધર્મની બાબતમાં હતો. ખાસ કરીને ગાંધીજીની અસ્પૃશ્યતાનિવારણની ચળવળ સામે તેને ઉગ્ર વિરોધ હતો. “હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતા કલંક છે એવું માનનારાઓમાંના અમે નથી” આવું સ્પષ્ટ વિધાન કર્યા પછી તે બીજા જ વાક્યમાં એમ પણ જણાવે છે કે “અસ્પૃશ્યોને તિરસ્કારવાના અભિપ્રાયના પણ નથી.” વિશેષમાં તે ટીકા કરે છે કે અંત્યજોને માટે ગાંધીજીને–મહાસભાને લાગણી હતી તો એક કરોડના ફંડમાંથી તેમનામાં “સ્વચ્છતા પ્રસરાવવા, તેમનાં માંસાદિ ખોરાક તજાવવા અને તેમને વ્યસનોથી મુક્ત કરી માણસાઈમાં લાવવા અને દેશના એકેકએક અંત્યજને વણકર તરીકેનો ધંધો કરાવવામાં” નાણું ખર્ચાવું જોઈતું હતું. અંત્યજોદ્ધારને લગતી આ પત્રની આવી ગોળગોળ વાતો સ્વાતંત્ર્યપ્રેમી

૪ ગુજરાતી પંચ રજત મહોત્સવ ખાસ અંક, પૃ. ૧

૫ ગુજરાતી પંચ રજત મહોત્સવ ખાસ અંક, પૃ. ૩.

માનવીઓને ગળે ઊતરે એમ નથી, પણ અમુક વર્ગને તે ગમતી અને હજી પણ ગમે છે.

શહેરી સમાજને સ્પર્શતી બાબતમાં "ગુજરાતી પંચે" ઠીક ઉત્સાહ લીધો છે, પરંતુ એ દિશામાં તેના કરતાં તેના અમદાવાદી ભાઈબંધ "પ્રજાબંધુ"એ વધારે સંગીન કાર્ય કર્યું છે.

"ગુજરાતી પંચ" ગુજરાતનું જૂનું પત્ર છે. કાલના વહન સાથે એ પત્ર પ્રગતિ કરી શક્યું નહિ, તેના ભાઈબંધો કે હરીફો તેના કરતાં આગળ વધી ગયા છે. ઉઠાવમાં, ભાષાશુદ્ધિમાં, ચિત્રો, ઠઠ્ઠાચિત્રો વગેરેની વાનગી પીરસવામાં તેમણે એના કરતાં વધારે પ્રગતિ કરી છે એમ સ્પષ્ટ લાગે છે.

૧૯૪૩ની આખરીમાં એની માલિકી બદલાઈ ગઈ. એ "સંદેશ લિમિટેડ"ને સોંપાઈ ગયું. એના તંત્રીસ્થાને નંદલાલ ચુનીલાલ બોડીવાળા આવ્યા. એમના તંત્રીપદે પહેલો અંક તા. ૧૯-૯-૧૯૪૩નો પ્રગટ થયો અને ત્યારથી એના રૂપરંગ ફર્યાં છે, અને એની નીતિ પણ હવે સ્પષ્ટપણે રાષ્ટ્રવાદી બની છે.



પત્રકાર તરીકેના પોતાના લાંબા અનુભવ પર મુસ્તાક હતા. ફિરોઝશા પોતાની કેળવણી માટે મુસ્તાક હતા. બન્નેના વિચારોમાં મતભેદ પડ્યો અને અરદેશર પટેલે "જામે"થી છૂટા થઇ એક નવું પત્ર પ્રગટ કરવાનો વિચાર કર્યો. પોતાના છાપખાના સાથેનું પ્રથમ પંક્તિનું દૈનિક શરૂ કરવા માટે પાંચ લાખ રૂપિયાની આજે આવશ્યકતા રહે છે. વીસમી સદીની શરૂઆતમાં એટલી નહોતી, પરંતુ અરદેશર પાસે તો કેવળ પાંચ હજાર રૂપિયા હતા. છતાં એમણે ભાગીદાર શોધી કહાડીને હિંમતથી ઝંપલાવ્યું. પરિણામે "સાંજ વર્તમાન" છાપખાનું અને વૃત્તપત્ર તા. ૧-૫-૧૯૦૨ને દિને સ્થપાયાં.

તે વેળા ગૂજરાતી ભાષામાં કોઈ પત્ર સાંજે પ્રકટ નહોતું થતું. અંગ્રેજીમાં પણ એક જ પત્ર "ધ એડવોકેટ ઑફ ઇન્ડીઆ" પ્રગટ થતું હતું. બાકીનાં સઘળાં અંગ્રેજી અને ગૂજરાતી અખબાર સવારે પ્રગટ થતાં. એટલે અરદેશરે દીર્ઘદૃષ્ટિ દાખવી પોતાનું નવું પત્ર સાંજે બહાર પાડવાનો નિર્ણય કર્યો અને તેનું નામ "સાંજ વર્તમાન" રાખ્યું. એમની સાથે ભાગીદાર તરીકે જોડાયેલા નશરવાનજી બમનજી જશાવાળાએ વીસ દિવસમાં જ પોતાનો ભાગ છૂટો કરી નાખતાં પહેલે જ માસે મોટી આફત આવી પડી. પરંતુ "સાંજ વર્તમાન"ના સુભાગ્યે રુસ્તમ નશરવાનજી વાચ્છાગાંધી ૧લી જૂન ૧૯૦૨થી અરદેશર પટેલ સાથે "સાંજ"ની ભાગીદારીમાં સામેલ થયા.

કોટમાં આજના "કિતાબમહાલ" સામે રૂા. ૫૦ના ભાડાથી રાખેલી એક જૂની ઇમારતના ભોંયતળિયેથી "સાંજ વર્તમાન"નો પ્રથમ અંક બહાર પડ્યો. એ વૃત્તપત્ર શરૂ કરવામાં અરદેશર પટેલનો મુખ્ય હેતુ પ્રજાને સસ્તા દરે સમાચાર આપવાનો અને જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો. પોતાનું પત્ર સહેલાઈથી પ્રચાર પામે અને પ્રજાના બહોળા મોટા વર્ગમાં પહોંચી શકે તે માટે "સાંજ વર્તમાન"ની કિંમત માત્ર રોજના બે પૈસા રાખી હતી; તેમાંથી અર્ધો પૈસો તો વેચનાર ફેરિયાને ફાળે જતો. માત્ર દોઢ પૈસામાં છાપું આપવાનું સાહસ અરદેશર પટેલે ઉઠાવ્યું. એમના એ સાહસની અને એમણે કરેલી ગણતરીની ત્યારે ઠેકડી થતી, પરંતુ પંદર વરસ સુધી "સાંજ"ની એ જ કિંમત ચાલુ રહી અને ત્યાર પછી જ તેમાં વધારો થયો.

## ૧૭ : સાંજ વર્તમાન

ગૂજરાતી વૃત્તવિવેચનના ઈતિહાસમાં આ નોંધનીય છે કે કેટલાંક અગત્યનાં પત્રોએ રાજકારણમાં ઉદ્દામ વલણ અને સમાજસુધારામાં ઓછુંવધતું સ્થિતિરક્ષક વલણ અખત્યાર કર્યું છે. ઊલટ પક્ષે કેટલાંક ઉદ્દામ સુધારક અખબારો રાજકારણમાં વિનીત હતાં. રાજકારણમાં પ્રગતિવંત અને સમાજસુધારામાં સ્થિતિરક્ષક નીતિ અખત્યાર કરનારું એક આગેવાન ગૂજરાતી અખબાર તે "સાંજ વર્તમાન."

અરદેશર બેરામજી પટેલે "જામે જમશેદ"ની ત્રીસ વર્ષ સુધી સેવા કરી, તેની ખિલવણીમાં અગત્યનો હિસ્સો આપ્યો હતો. એ એકધારી સેવાને અંતે એમને મળતો મુસારો માસિક રૂપિયા દોઢસોનો હતો. તે દિવસોનો ને તે વેળા ચાલતા અર્થતંત્રનો વિચાર કરતાં એ પગાર સારો હતો, પરંતુ ખરી રીતે એ "જામે"ના વસ્તુતઃ તંત્રી હતા ને તે જોતાં તેમને મળતો પુરસ્કાર ઘણો મોટો નહોતો.

૧૯૦૨માં ફિરોઝશા મર્ઝબાન એમ. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ "જામે"ના કામમાં જોડાયા. "જામે"ના માલિક જેહાંગીર મર્ઝબાનના એ પુત્ર હતા. તે સમયે જૂજ પત્રકારોએ લીધી હોય એવી ઊંચી કેળવણી એમણે સંપાદન કરી હતી ને લેખનકલાનો વારસો એમને પિતા તરફથી મળ્યો હતો; એટલે જેહાંગીર મર્ઝબાને પોતાના એ પુત્રને પત્રનું સુકાન સોંપી દેવા નિરધાર કર્યો.

"જામે"ના એક વેળાના ખરા ('ડી ફેક્ટો') તંત્રી અરદેશર પટેલને હવે નવા જુવાન તંત્રીના હાથ નીચે કામ કરવાનો સમો આવ્યો. અરદેશર

પત્રકાર તરીકેના પોતાના લાંબા અનુભવ પર મુસ્તાક હતા. ફિરોઝશા પોતાની કેળવણી માટે મુસ્તાક હતા. બન્નેના વિચારોમાં મતભેદ પડ્યો અને અરદેશર પટેલે "જામે"થી છૂટા થઇ એક નવું પત્ર પ્રગટ કરવાનો વિચાર કર્યો. પોતાના છાપખાના સાથેનું પ્રથમ પંક્તિનું દૈનિક શરૂ કરવા માટે પાંચ લાખ રૂપિયાની આજે આવશ્યકતા રહે છે. વીસમી સદીની શરૂઆતમાં એટલી નહોતી. પરંતુ અરદેશર પાસે તો કેવળ પાંચ હજાર રૂપિયા હતા. છતાં એમણે ભાગીદાર શોધી કહાડીને હિંમતથી ઝંપલાવ્યું. પરિણામે "સાંજ વર્તમાન" છાપખાનું અને વૃત્તપત્ર તા. ૧-૫-૧૯૦૨ને દિને સ્થપાયાં.

તે વેળા ગૂજરાતી ભાષામાં કોઈ પત્ર સાંજે પ્રકટ નહોતું થતું. અંગ્રેજીમાં પણ એક જ પત્ર "ધ ઍડવોકેટ ઑફ ઇન્ડીઆ" પ્રગટ થતું હતું. બાકીનાં સઘળાં અંગ્રેજી અને ગૂજરાતી અખબાર સવારે પ્રગટ થતાં. એટલે અરદેશરે દીર્ઘદૃષ્ટિ દાખવી પોતાનું નવું પત્ર સાંજે બહાર પાડવાનો નિર્ણય કર્યો અને તેનું નામ "સાંજ વર્તમાન" રાખ્યું. એમની સાથે ભાગીદાર તરીકે જોડાયેલા નશરવાનજી બમનજી જશાવાળાએ વીસ દિવસમાં જ પોતાનો ભાગ છૂટો કરી નાખતાં પહેલે જ માસે મોટી આફત આવી પડી. પરંતુ "સાંજ વર્તમાન"ના સુભાગ્યે રુસ્તમ નશરવાનજી વાચ્છાગાંધી ૧લી જૂન ૧૯૦૨થી અરદેશર પટેલ સાથે "સાંજ"ની ભાગીદારીમાં સામેલ થયા.

કોટમાં આજના "કિતાબમહાલ" સામે રૂા. ૫૦ના ભાડાથી રાખેલી એક જૂની ઇમારતના ભોંયતળિયેથી "સાંજ વર્તમાન"નો પ્રથમ અંક બહાર પડ્યો. એ વૃત્તપત્ર શરૂ કરવામાં અરદેશર પટેલનો મુખ્ય હેતુ પ્રજાને સસ્તા દરે સમાચાર આપવાનો અને જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો. પોતાનું પત્ર સહેલાઈથી પ્રચાર પામે અને પ્રજાના બહોળા મોટા વર્ગમાં પહોંચી શકે તે માટે "સાંજ વર્તમાન"ની કિંમત માત્ર રોજના બે પૈસા રાખી હતી; તેમાંથી અર્ધો પૈસો તો વેચનાર ફેરિયાને ફાળે જતો. માત્ર દોઢ પૈસામાં છાપું આપવાનું સાહસ અરદેશર પટેલે ઉઠાવ્યું. એમના એ સાહસની અને એમણે કરેલી ગણતરીની ત્યારે ઠેકડી થતી, પરંતુ પંદર વરસ સુધી "સાંજ"ની એ જ કિંમત ચાલુ રહી અને ત્યાર પછી જ તેમાં વધારો થયો.

પત્ર શરૂ થયા પછી માત્ર ત્રણ માસમાં તા. ૧૬–૮–૧૯૦૨ને દિને અરદેશર અવસાન પામ્યા અને "સાંજ વર્તમાન"ની સઘળી જુમ્મેદારી રુસ્તમ વાચ્છાગાંધીને માથે આવી પડી. ત્રણ દશકા સુધી એમણે એને ચલાવ્યું ને પ્રસિદ્ધિમાં આણ્યું. પ્રથમ સાત વર્ષ મોટી મુસ્કેલીમાં ગયાં. પત્રનું લવાજમ નામનું હતું; જાહેરખબરની આવક નહિ જેવી હતી, કારણ જાહેરખબરની કલા તથા જાહેરખબર કરવાની વૃત્તિ તે વેળા આજ જેટલી ખીલેલી નહોતી; પ્રજાનો વાંચવાનો શોખ ઝાઝો ખીલેલો નહોતો; એટલે દર વર્ષ હજારો રૂપિયાની ખોટ વાચ્છાગાંધીને ભોગવવી પડતી.

પારસી કોમમાં તે સમયે "જામે જમશેદે" જમાવેલો કાબૂ બીજા પત્રકારો માટે ઈર્ષાનું કારણ થઈ પડયો હતો. સુધારકોના માર્ગમાં તો તે કાંટાની વાડ સમો હતો. "સાંજ વર્તમાન"ને પારસી સમાજમાં પ્રવેશસ્થાન જમાવવા માટે સ્વાભાવિક રીતે "જામે" સાથે હરીફાઈમાં ઊતરવાનું હતું. પારસી કોમને લગતા પ્રશ્નોમાં તેણે "જામે"ની જ નીતિ અખત્યાર કરી. તે જમાનામાં કોમમાં જૂના વિચારવાળાઓની જંગી બહુમતી હતી અને "જામે" સાથે "સાંજ" પણ જૂનવટની હિમાયત કરનારા પક્ષનું વકીલ બન્યું. "જુદ્દીનો"–અન્યધર્મીઓને પારસી કોમમાં દાખલ કરવાના પ્રશ્ન વેળા, પારસી પંચાયતના ટ્રસ્ટી મંડળનું બંધારણ ઘડવાની બાબતમાં, પારસીઓને મરણ પછી દુખ્મેનશીન કરવા કે તેમના શરીરોને અગ્નિદાહ દેવો કે દાટવાં એને લગતી તકરારમાં અને એવા બીજા પ્રશ્નો વેળા તે કોમના બહુમતી પક્ષમાં જ ખડું રહ્યું. બેલા મુકદ્દમામાં[1] "જામે જમશેદ" સાથે તેને પણ રંગૂનની અદાલતને આંગણે જવું પડયું હતું.

---

૧ અન્યધર્મીઓને, બિનપારસી મા કે બાપના ફરજંદને, જરથોસ્તી ધર્મમાં લેવાના પ્રશ્ને ૧૯૦૨માં પારસી સમાજમાં ચકચાર જગાડી હતી. ૧૯૧૪માં રંગૂનમાં બેલાકુટુંબમાં એવી 'નવજોત' થઈ. "જામે જમશેદ" અને "સાંજ વર્તમાને" એ નવજોત સામે જબ્બર વિરોધ કર્યો. એ બન્ને પત્રો સામે રંગૂનની અદાલતમાં બેલાએ ફરીઆદ નોંધાવી. "બેલા કેસ"ને નામે એ મુકદ્દમો જાણીતો થયો. આખરે તો એમાં માંડવાળ જ થઈ હતી.

"સાંજ વર્તમાન" ધીમે ધીમે આગેકદમ ભરતું હતું. તેની સાથે સરસાઈ કરવા પહેલા અખતરા તરીકે સાંજનું "જામે જમશેદ" બહાર પાડવામાં આવ્યું પરંતુ તે સફળ નીવડ્યું નહિ. ત્યાર પછી "સમી સાંજ" નામનું પત્ર હસ્તીમાં આવ્યું. તેનો તંત્રી "હિંદુ ગ્રેડ્યુએટ અધિપતિ" હતો, પરંતુ અધિપતિ તો "જામે જમશેદ"ના તંત્રી ફિરોઝશા મર્ઝબાન જ હતા એમ સોરાબજી કાપડીઆ[2] જણાવે છે અને પોતાના એ વિધાનના સમર્થનમાં "સમી સાંજ"ના પહેલા જ અંકમાંના અગ્રલેખની ભાષા અને શૈલી ફિરોઝશા મર્ઝબાનની છે એમ પુરવાર કરવા મથે છે. તેઓ એ અગ્રલેખમાંથી નીચેનો ભાગ ટાંકી બતાવે છે:

> "ના ભાઈ, આપણી સહનશક્તિ કાંઈ એટલી પોચી નથી. મેં તો પહેલાંથી જ શરત કરી છે કે જે કોઈ મને વહેંત નમશે તેને હું ગજ નમીશ; અને જે કોઈ ત્રણપાંચની વ્યાધી પ્રદર્શિત કરશે તેને એવું તો ડાંપું મારીશ કે તેના બાપ, પિતા કે મોટાદાદાએ એવા અણીયાલા દાંત જોયા ન હોય. મારા હાથ બાંધવા દઈને પાટલીમહાસ બહાદુર મલોને હાથે હું ધમ્મા ખાવા સરજાયો નથી. મારી પ્રકૃતિ ધમ્માના મણકા લગાવવાની છે.
>
> "જેને લાગેવળગે છે તેઓ સાંભળો–(એટલે "સાંજ વર્તમાન"ને કહે છે) હું પહેલાંથી ગાઈ વગાડીને કહું છું કે હું નરો "હાંડ માસ્તર" છું, અને લખાણબાજીની ચોપરદાસીમાં ભાભડભુંજાઓથી ખાંજો જાઉં એવો નથી. જે મહાન ગુરૂ લેખકનું મને શીક્ષણ મળ્યું છે તે જ મારા શીક્ષાગુરૂ છે–અને ટંકારબાજી કે તોપબાજી, મુક્કાબાજી કે લાકીબાકીબાજીના રણક્ષેત્રમાં તમારો દાસ ગુરૂજીના હાથ તળે કાંઈક કુસ્તીના દાવપેચ શીખ્યો છે. મર્યાદાભરી ચુપકીદી મને રૂચતી નથી–અને મેં જોયું છે કે

[2] સોરાબજી પાલણજી કાપડીઆ ડિસેમ્બર ૧૯૦૭માં "સાંજ વર્તમાન"ના ઉપતંત્રી તરીકે જોડાયા. ચૌદ વર્ષ સાંજની નોકરીમાં રહી એઓ "મુંબઈ સમાચાર"માં ગયા અને તેના તંત્રીસ્થાને આજપર્યંત ચાલુ છે.

તે નિષ્ફળ ગઈ છે. કોણીને બદલે ઠોંસો–એક અપમાનને બદલે ચાર ગાળો દઈને ઊભું રહેવું એ મારો ઠરાવ છે."[3]

આ અવતરણમાં "સમી સાંજ"ના તંત્રી પત્રની નીતિ માટે જે વચન મગરૂરીથી ઉચ્ચારે છે તે શિષ્ટ પત્રકારિત્વને છાજે એવાં નથી. એક અપમાનના બદલામાં ચાર ગાળો દેનારું અખબાર પ્રજાની કશી સેવા ન કરી શકે. એવું પત્ર લાંબુ જીવન ન જીવે. છ માસ સુધી ખૂબ ફૂદકાભૂસકા મારી તા. ૩૦–૧૦–૧૯૦૯ને દિને "સમી સાંજ" બંધ થયું.

પારસી કોમના જૂના વિચારના પક્ષને પંપાળવા ઉપરાંત બીજાં પણ કારણ "સાંજ વર્તમાન"ની લોકપ્રિયતા અને પ્રગતિ માટે હતાં. તેના સારા ફેલાવાનું મુખ્ય કારણ તેની અતિ સસ્તી કિંમત હતું. એની લોકપ્રિયતાનું બીજું કારણ તાજા સમાચાર આપવાની પહેલ હતું. "સાંજ" શરૂ થયું ત્યારે મુંબાઇ બહારના ગમે તેવા મહત્ત્વના સમાચાર તુરતાતુરત પ્રગટ થતા નહિ. વાચ્છાગાંધીએ તાર મારફતે હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાંથી સમાચાર મેળવી તે તરત પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું.

"સાંજ વર્તમાન"ના પતેતી અંકો પણ એ પત્રની લોકપ્રિયતાનું એક કારણ છે. પારસીઓના નવા વર્ષ પ્રસંગે "જામે જમશેદ" તરફથી સચિત્ર વધારો બહાર પડતો; પરંતુ તેમાં રોજિંદા અંક સિવાય બીજી વિશેષતા નહોતી. સન ૧૯૦૮થી "સાંજ"ના પતેતી અંક બહાર પડતાં ગૂજરાતી વૃત્તવિવેચનના ક્ષેત્રમાં ખાસ અંકોની એક નવી દિશા શરૂ થઈ એમ કહી શકાય, કારણ "સાંજ"ના એ પતેતી અંકો લેખો, ચિત્રો, ઉઠાવ વગેરે ઘણી બાબતમાં તે સમયે આપણે ત્યાં અજોડ હતા. પારસી નવા વર્ષના પર્વે એ અંક બહાર પડતો, છતાં તેમાં દરેક કોમના લેખકો જુદી જુદી વાનગી પીરસતા અને હિંદ બહારના લેખકોની કૃતિઓ પણ પ્રકટ થતી.

પરંતુ "સાંજ વર્તમાન"ની પ્રગતિ અને તેણે પ્રાપ્ત કરેલી

---

૩ સાંજ વર્તમાન રજત મહોત્સવ અંક (૧૯૨૭), પૃ. ૭

પ્રતિષ્ઠાનું મોટું કારણ તો તેની રાજકારણની નીતિ છે. "સાંજ" સદા પ્રજાનો પક્ષ ખેંચતું આવ્યું છે અને હિંદની મુક્તિ માટેની ચળવળોને ટેકો આપતું રહ્યું હતું. પારસી કોમને લગતા પ્રશ્નોમાં જૂનવટની હિમાયત કરવા છતાં રાજદ્વારી ક્ષેત્રમાં આગળ ધપવાની નીતિની તે હિમાયત કરતું રહ્યું છે અને હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં ફરમાનોને માથે ચઢાવવાને પ્રજાને હાકલ કરતું રહ્યું છે. જૂનવટની હિમાયતે તેને પારસીઓમાં પગપેસારો કરવામાં મદદ કરી અને તેની સ્વતંત્ર રાજદ્વારી વલણે હિંદુઓમાં તેને ઠીક પ્રિય બનાવ્યું.

"સાંજ"ના આર્થિક અને રાજકીય વિષયો પરના અંગ્રેજી લેખોએ એક વેળા સામાન્ય પ્રજાનું જ નહિ પરંતુ ફિરોઝશા મહેતા અને દીનશા વાચ્છા જેવા રાજદ્વારીઓનું પણ લક્ષ ખેંચેલું. એ લેખો રુસ્તમજી હીરજીભાઈ બપુ લખતા. આર્થિક અને રાજકીય ઉપરાંત દેશના સામાજિક સવાલોની ચર્ચા તેઓએ વખતોવખત "સાંજ વર્તમાન"માં જગાડી પ્રજાનાં દિલ જીત્યાં હતાં. [૪]

૧૯૨૬માં મળેલી આંતરરાષ્ટ્રીય પત્રકાર પરિષદમાં "સાંજ"ના તંત્રી રુસ્તમ વાચ્છાગાંધીને હિંદી પત્રકારોના પ્રતિનિધિ તરીકે હાજરી આપવાનું માન મળ્યું હતું. હિંદના ભાઈબંધ પત્રકારો પર એમણે કેવી સારી છાપ પાડી હશે અને એમનામાં તેમને કેટલો વિશ્વાસ હશે તે તેમની આ પસંદગી પરથી સમજાય છે. સરકાર તરફથી એમને 'પબ્લીસિટી બોર્ડ'ના એક સભ્ય પણ નીમવામાં આવ્યા હતા. વર્ષો સુધી "સાંજ વર્તમાન"નું સુકાન સારી રીતે સંભાળી, તેને મક્કમ પાયા પર મૂકી તેઓ ૧૯૩૦માં સ્વર્ગવાસી થયા. તેમના પુત્ર જેહાંગીર "સાંજ"ના તંત્રી થયા. દશ વર્ષ એ સ્થાન જાળવી તેઓ ૧૯૪૦માં અવસાન પામતાં ફરેદુન રુસ્તમજી મહેતા એના તંત્રી બન્યા.

"સાંજ વર્તમાને" પારસી અને બીજા પ્રશ્નો પરત્વે તેના ઊગમ વેળા અખત્યાર કરેલી અને ઉપર વર્ણવેલી વલણ આજ પર્યંત ચાલુ

૪ સાંજ વર્તમાન, તા. ૧૫-૭-૧૯૪૨

રાખી છે. ધીમે ધીમે એ પત્ર બીજાં પત્રોની સરખામણીમાં ઊતરતું થયું, પરંતુ ૧૯૪૪થી એમાં કેટલાક આવકારલાયક સુધારા મોટા ખર્ચે થયા છે ને હાલમાં તે ફરી બીજાં આગેવાન અખબારોની હરોળમાં આવવાને સફળ પ્રયાસ કરી રહ્યું છે.

"સાંજ"ના સંચાલકોએ તા. ૧–૯–૧૯૪૨થી સવારે પ્રગટ થતું "મુંબઈ વર્તમાન" નામનું નવું દૈનિક શરૂ કર્યું. એ નવા પત્રની નીતિ પણ "સાંજ વર્તમાન" જેવી હતી. એમાં પારસી સમાજને ઉપયોગી એવા સમાચાર–માહિતી આપવાને ખાસ કાળજી લેવાતી તે પરથી એમ લાગતું કે એના સંચાલકોએ "મુંબઈ વર્તમાન"ને પારસી કોમ માટેનું પત્ર રાખી, "સાંજ વર્તમાન"ને સમગ્ર ગૂજરાતી જનતા માટેનું અખબાર બનાવવાનો નિરધાર કર્યો છે. પરંતુ ૧૯૪૭માં તેમણે એ નવું પત્ર "રાસ્ત રાહબર"ના અધિપતિ હોરમઝદિયાર સોરાબજી માદનને વેચી નાખ્યું અને ત્યારથી "મુંબઈ વર્તમાન" રાજકીય, સામાજિક અને ધાર્મિક એમ સઘળી જ દિશામાં પારસી સમાજને પ્રગતિશીલ બનવાની હિમાયત કરતું બન્યું છે. ૫



૫ ૧૯૪૭માં "રાસ્ત રાહબર" સાપ્તાહિક "મુંબઈ વર્તમાન" સાથે જોડાઇ ગયું.

# ૧૮ : હિંદુસ્તાન જૂથ

સન ૧૯૧૨ની શરૂઆતમાં "આર્યન બ્રધરહુડ"ના ઉપક્રમથી મુંબાઈના કાશીબાગમાં હિંદુઓનો કોમભેદ વિનાના સહભોજનનો સમારંભ થયો હતો. એ સમારંભ હિંદુ સમાજમાં ભારે ઊહાપોહ ને ખળભળાટનું કારણ બન્યો. એ ભોજનમાં બ્રાહ્મણથી માંડીને મહાર જ્ઞાતિના માણસોએ એકસાથે બેસીને ભાગ લીધો હતો ને કેટલાક તો પોતાના કુટુંબપરિવાર સાથે પધાર્યા હતા. આશરે અઢીસો માણસોએ એ સમારંભને સફળ બનાવવામાં સહકાર આપ્યો હતો. જ્ઞાતિભેદ ટાળવાને એ પ્રસંગ યોજાયેલો, એટલે આગેવાન સુધારકોએ એવો વિચાર દર્શાવ્યો કે એમાં ભાગ લેનારનાં નામ, તેમની ઈચ્છા હોય તો, જાહેર છાપામાં પ્રગટ કરાવવાં.

સુધારક હોવાના દાવા રૂપે એ ભોજનસમારંભમાં હાજરી આપનારા અને જમનારા ઘણાએક માણસ આ વાત સાંભળીને ગભરાઈ ગયા. જાહેરમાં પોતાનાં નામ છપાય, પોતે જૂના વિચારના માણસોની ટીકાનો વિષય બને અને ન્યાતના કોરડાના ભોગ બનવું પડે એ એમને પરવડે તેમ નહોતું. ભોજનસમારંભમાં ભાગ લેનાર અઢીસો માણસોમાંથી માત્ર પોણોસોએક પોતાનાં નામ પ્રગટ કરાવવાને સંમતિ આપી. મુંબાઈનાં કેટલાંક દૈનિકોમાં બીજે દિવસે સવારે એ યાદી પ્રગટ થઈ. ન્યાયમૂર્તિઓ ચંદાવરકર અને લલ્લુભાઈ શાહ, સોલિસીટરો કીસનલાલ દફ્તરી, દેવીદાસ દેસાઈ અને દીવાન, લીલાધર રાયસંપત, લોકપ્રિય ક્રિકેટર બાલુ, પ્રસિદ્ધ પત્રકાર રણછોડદાસ લોટવાળા વગેરેનાં નામ એ યાદીને મોખરે હતાં.

આ વીગત છાપા દ્વારા પ્રસિદ્ધ થતાં જ હિંદુ સમાજમાં ખળભળાટ

મચ્યો. સમારંભ, તેના યોજકો અને ભાગ લેનારા ચર્ચાનો વિષય બન્યા, તેમાં ય જેમનાં નામ પ્રસિદ્ધ થએલાં એ તો ટુંપાઈ જ ગયા! નામો પ્રગટ થયાં તે સાંજે જ લગભગ દરેક જ્ઞાતિનું પંચ મળ્યું અને ત્યાં, જ્ઞાતિભેદ અમાન્ય કરી ગમે તે સાથે જમવાનો ગુનો કરવા બદલ, એ સજ્જનોને જ્ઞાતિ બહાર મૂકવાના ઠરાવ થયા.

"ગુજરાતી" પત્રે સુધારકોને ખૂબ જ ઝાટક્યા. બીજા હિંદુ માલિકીનાં પત્રોએ તેનું અનુકરણ કર્યું. સાથે સાથે અનેક પારસી માલિકીનાં છાપાંએ પણ સુધારકોનાં પગલાંનો વિરોધ કર્યો. જે વર્તમાનપત્રો તરફથી પોતાને ટેકો મળવાની આશા રહે એવાં પારસી માલિકીનાં છાપાંને પણ પોતા વિરુદ્ધ પ્રચાર કરતા જોઈ સુધારકો મુંઝાયા અને તેમની સ્થિતિ કફોડી થઈ.

રણછોડદાસ ભવાન લોટવાળા તે વેળા "આર્ય પ્રકાશ" નામનું પત્ર ચલાવતા હતા. મોતીલાલ દલાલ તેના તંત્રી હતા. એ પત્રમાં લોટવાળા સુધારકોની સામે થતા આક્ષેપોનો જવાબ આપતા, પરંતુ તેનો ફેલાવો મર્યાદિત હતો, સુધારકો અને આર્યસમાજીઓ જ તે મુખ્યત્વે વાંચતા, એટલે એમાં આવતી ચર્ચાથી આમ વર્ગ મોટે ભાગે બિનમાહિતગાર રહેતો અને સુધારકોના દૃષ્ટિબિંદુનો પ્રસાર કરવામાં એ ઝાઝું ઉપયોગી નહોતું બનતું.

આથી એકાદ દૈનિકની આવશ્યકતા સુધારકોને સમજાઈ. પત્ર શરૂ કરવાના સંજોગો પણ તે અરસામાં ઉપસ્થિત થયા. રણછોડદાસ લોટવાળાને "આર્ય પ્રકાશ"ના લેખોમાં રતનલાલ શાહની સારી મદદ હતી. નાનાભાઈ ચીચગરની માલિકીના "અખબારે સોદાગર" નામના દૈનિકમાં રતનલાલ કામ કરતા. "અખબારે સોદાગર" સુધારાવાદી પત્ર હતું. પારસીઓનો તેને ઝાઝો ટેકો નહોતો અને તે ખોટમાં કામ કરતું. નાનાભાઇ ચીચગરે રતનલાલ શાહને જણાવ્યું કે '"અખબારે સોદાગર"ની સુધારક નીતિ ચાલુ રાખવાની ખાતરી આપો તો એ પત્ર અને છાપખાનું તમને નામની કિંમતે આપી દઉં ને વૃદ્ધાવસ્થાને કારણે હું હવે નિવૃત્ત થાઉં.'

રતનલાલની સૂચનાથી લોટવાળાએ ૧૯૧૩માં રૂપિયા ચાર હજારમાં "અખબારે સોદાગર" પત્ર અને છાપખાનું ખરીદી લીધાં. રતનલાલ શાહ નવા તંત્રી બન્યા. એ વેળા પત્રનો ફેલાવો ત્રણસો નકલનો હતો. છ મહિના સુધી એ જ નામે ચાલુ રાખી પછી પત્રનું નામ બદલીને "હિંદુસ્તાન" રાખ્યું. દૈનિક કાઢવાનું હિંદુઓને હાથે થએલું આ પહેલું જ સાહસ અને તે સુધારાવાદી, એટલે ટેકાને અભાવે લોટવાળા એને ખોટમાં નભાવતા. છ વર્ષ પછી તેની લિમિટેડ કંપની કરી.

૧૯૧૫-૧૬માં એની બેસંટે હોમરૂલ ચળવળ શરૂ કરી. બેસંટ પકડાયાં. "હિંદુસ્તાન"ના તંત્રી નૃસિંહ વિભાકર પણ ભાષણો કરતા ફરવા લાગ્યા. ચળવળે જોર પકડતાં પત્રની ખપત વધીને લગભગ ચાર હજારની થઈ. પણ પછી, ગાંધીજીની રાજકીય નીતિનો વિરોધ કરવાને કારણે પત્રની ખપત ઘટીને દોઢ હજારની થઈ ગઈ.

આ સઘળાં વરસો દરમિયાન "હિંદુસ્તાન" પત્ર દરરોજ સવારે પ્રસિદ્ધ થતું હતું પરંતુ અસહકારની ચળવળ જોરમાં આવતાં તેને સાંજનું પત્ર બનાવ્યું, તેમાં સુધારાવધારા કર્યા અને પરિણામે ફરી ચાર હજાર પ્રત ખપવા માંડી. પહેલી કંપનીનું વિસર્જન કરી લોટવાળાએ નવી કંપની કાઢી ને એમાં તેમણે કોઈનાં જ નાણાં લીધાં નહિ. પ્રચારક દૃષ્ટિએ કાર્ય કરતું એ વૃત્તપત્ર નફો નહિ કરે, એટલે પોતે જ રૂપિયા એક લાખ રોક્યા. બીજાનાં નાણાં લેવાથી નફો કરવાની વૃત્તિ રહે અને પત્રનું પ્રચારક તત્ત્વ દૂર થઈ ધંધાદારી દૃષ્ટિ દાખલ થાય. એમ કરવાનો તેમનો મનસૂબો નહોતો.

ત્યાર પછી "એડવોકેટ ઑફ ઇન્ડિયા" નામનું અંગ્રેજી પત્ર તથા છાપખાનું રણછોડદાસ લોટવાળાએ રૂપિયા એક લાખ વીસ હજારમાં ખરીદી લીધાં અને ઇન્દુલાલ યાજ્ઞિકને એ અંગ્રેજી અખબારના તંત્રી બનાવ્યા. ત્યારે "હિંદુસ્તાન"ના તંત્રી પણ એ જ હતા. "એડવોકેટ ઑફ ઇન્ડિયા"ના સંચાલનમાં લોટવાળાને ઘણી ખોટ ગઈ પણ એમની સાહસવૃત્તિ અને ઉત્સાહને અસર ન થઈ; ઊલટું એમણે એક વધુ પત્ર ખરીદ્યું. તાતા કંપનીનું "પ્રજામિત્ર અને પારસી" વેચાતું લઈ નવરોજી બેલગામવાળાએ

થોડોક વખત ચલાવી પાછું વેચવા કાઢેલું. લોટવાળાએ રૂપિયા પાંચ હજારની પાઘડી આપી સન ૧૯૨૬માં તે પણ ખરીદી લીધું. એ ખરીદતી વેળા તેમણે બેલગામવાળાને વચન આપેલું કે પારસી સમાજમાં સુધારક વાતાવરણ પ્રસરાવવાની "પ્રજામિત્ર અને પારસી"ની નીતિ પોતે ચાલુ રાખશે. "પ્રજામિત્ર અને પારસી" દરરોજ સવારે બહાર પડતું, "હિંદુસ્તાન" સાંજે પ્રસિદ્ધ થતું. આમ લોટવાળાના એડવોકેટ ઑફ ઇન્ડિયા છાપખાનામાંથી સવારે અને સાંજે એમ બે ગૂજરાતી દૈનિક બહાર પડતાં. આ સાહસ હતું અને તેમાં મુશ્કેલી પણ ઘણી હતી. જાહેરખબર બન્ને પત્રો માટે એકના એક વેપારીઓ તરફથી જુદી જુદી મળતી નહિ અને પરિણામે બન્ને પત્રોને અસર થતી. એ કારણે એકાદ માસ જેટલી ટૂંક મુદ્દત આ પત્રો છૂટાં છૂટાં ચલાવ્યા પછી તેમણે જોડી દીધાં અને "હિંદુસ્તાન–પ્રજામિત્ર"નું નામ આપ્યું.

"હિંદુસ્તાન" ચાલુ થયા પછી પાંચેક વર્ષે રણછોડદાસ લોટવાળાએ "પ્રજામિત્ર" નામનું સાપ્તાહિક કાઢેલું. પાછળથી તેમાં "ગુજરાતી કેસરી" ખરીદી એને જોડી દીધેલાં અને એ સાપ્તાહિક "પ્રજામિત્ર–કેસરી" નામે ઓળખાવા લાગ્યું.[૧] "કેસરી"માં આવતા લેખોનો અનુવાદ પણ એમાં પ્રગટ થતો. પાછળથી હિંદુસ્તાન કંપનીએ "હિન્દ–પ્રજા" નામનું એક બીજું સાંજનું દૈનિક શરૂ કર્યું, પણ કેટલાક સમય પછી તેને સાપ્તાહિકમાં ફેરવી નાખ્યું.

આમ રણછોડદાસ લોટવાળાએ કેટલાંએ નવાં પત્રો કાઢયાં, જૂનાં ખરીદ્યાં, કોઈને જોડી દીધાં, કોઇને બંધ કર્યાં અને એ બધી પ્રવૃત્તિ પાછળ તેમણે બહુ મોટી રકમનો ભોગ આપ્યો. લોટવાળાએ છાપાને કદી નફાનું સાધન માન્યું નથી. વર્તમાનપત્ર સબળ હથિયાર છે અને એનો ઉપયોગ પ્રજાના માનસિક વિકાસ અર્થે, પ્રજાજીવનનાં પ્રાગતિક બળોને સમર્થન

---

૧ એનો લાંબો ઇતિહાસ છે. એ 'કેસરી' નામનું પત્ર કોઈ ચંદુલાલે મરાઠી કેસરીના તરજૂમારૂપે કાઢેલું. પછી તે નટવરલાલ ઈચ્છારામ દેસાઈએ ખરીદ્યું. તેમનાથી ન ચલાવાયું એટલે તેમણે તે રણછોડદાસ લોટવાળાને આપી દીધું.

આપવાના ઉદ્દેશથી કરવો જોઈએ એ એમની માન્યતા હતી. એ માન્યતાને ખાતર એમણે લાખો રૂપિયા હોમ્યા, પરંતુ એ માન્યતાનો ત્યાગ એમણે કદી ન કર્યો.

લોટવાળાનાં વર્તમાનપત્રોને જબ્બર ખોટ જવાનું કારણ શું?

એનું મુખ્ય કારણ એ અખબારોની રાજકીય નીતિ છે અને તે કાંઈક વિસ્તૃત ચર્ચા માગી લે છે.

૧૯૧૫માં મુંબાઈના મારવાડી વિદ્યાલયમાં ગાંધીજી અને લોટવાળાનો પ્રથમ પરિચય થયો. તે વેળા કોંગ્રેસમાં ફિરોઝશા મહેતા, દીનશા વાચ્છા અને ગોખલેના અવાજ ગાજતા હતા, પરંતુ તેમનું જોર દિન પર દિન કમી થતું જણાતું હતું. જુવાનોને લાગતું કે મહાસભાનું અધિવેશન કેવળ ત્રણ દિનનો તમાશો થઈ પડે છે અને ત્યાર પછી બાર માસ આળસમાં જાય છે, રચનાત્મક કાર્ય તો કશું થતું નથી. એ માટે મહાસભાની નેતાગીરીમાં ફેરફાર કરવાની તેમને જરૂર જણાતી. ગાંધીજીની વલણ ત્યારે તટસ્થ હતી, પરંતુ તેઓ પણ વધારે રચનાત્મક કાર્ય કરી બતાવવાને ઉત્સુક હતા. શરૂઆત રૂપે સાબરમતીને કાંઠે એક આશ્રમ શરૂ કરવાનું તેઓ વિચારી રહ્યા હતા. એના ખર્ચ પેટે રૂપિયા એક હજાર આપવા તેમણે લોટવાળાને જણાવ્યું. હિંદી રાષ્ટ્રીય મહાસભા વધારે સંગીન કાર્ય કરતી થાય, હિંદના રાજકીય ક્ષેત્રમાં પલટો આવે એવી લોટવાળાની ઇચ્છા હોવાથી તેમણે એ રકમ તરત કાઢી આપી અને જણાવ્યું કે મારાં પત્રો તમને તમારા કાર્યમાં સંગીન સાથસહકાર આપશે.

પંજાબના હત્યાકાંડ પછી ગાંધીજીએ મુંબાઈમાં સત્યાગ્રહસંગ્રામ શરૂ કર્યો ત્યારે તેમાં "હિંદુસ્તાન–પ્રજામિત્ર"ના તંત્રી રતનલાલ શાહ પણ જોડાયેલા. વડી ધારાસભામાં વિઠ્ઠલભાઈ પટેલે "પટેલ બીલ"ના નામે પ્રસિદ્ધિ પામેલું 'બીલ' રજૂ કરતાં "ગુજરાતી" સાપ્તાહિકે તેનો સખત સામનો કર્યો. એ વેળા "હિંદુસ્તાન–પ્રજામિત્ર" તેમની મદદે આવ્યું અને "ગુજરાતી"ના પ્રચારને જબ્બર જવાબ આપ્યો ને ત્યાર પછીથી એ પત્ર વિઠ્ઠલભાઈની નીતિની જ વકીલાત કરતું.

"હિંદુસ્તાન" પત્રો શરૂમાં ગાંધીજીની નીતિના હિમાયતી બન્યાં; પરંતુ અમદાવાદની મહાસભાની બેઠક નજીક આવતાં તેમાં અંતરાય પડ્યો. મુઝફ્ફરાબાદમાં મળેલી હિંદી મહાસભાની મહાસમિતિની બેઠકમાં ગાંધીજીએ જણાવ્યું કે અમદાવાદની બેઠક મળે ત્યાં સુધીમાં હિંદે સ્વરાજ પ્રાપ્ત કર્યું હશે અને એ મહાસભાને મોખરે સ્વરાજ વાવટો ફરકતો હશે. અમદાવાદમાં મહાસભા મળી અને વાવટો ફરકયો પરંતુ સ્વરાજ નહોતું મળ્યું. ગાંધીજીને માર્ગે ભાવિષ્યમાં પણ સ્વરાજ નહિ મળે એમ લોટવાળાને લાગ્યું, એટલે તેમણે પત્રની નીતિ પલટવાને તંત્રીને સૂચના કરી. તંત્રી રતનલાલ શાહે ના પાડી એટલે લોટવાળાએ પોતે પોતાનાં પત્રોમાં એક લેખમાળા શરૂ કરી. એ લેખોનો સાર એ હતો કે ગાંધીજીના પ્રયાસો છતાં બ્રિટિશ નોકરશાહીનાં સઘળાં ખાતાં આબાદ હતાં, મહેસૂલ અને કરની વસુલાતમાં વાંધો આવતો નહોતો, દેશપરદેશમાં તેની પ્રતિષ્ઠાને અળવળ આવી નહોતી, હિંદને કશો નકકર ફાયદો થયો નહોતો અને છતાં પ્રજાને કહેવું કે સ્વરાજ મળ્યું છે એ દંભ છે, અપ્રમાણિકતા છે, લોકોને ઊંધે રસ્તે દોરવવા જેવું છે. ગાંધીજીના ખાદી, ચરખો, અહિંસા વગેરેને લગતા વિચારો અતિશયોક્તિભર્યા છે ને એથી હિંદ મુક્તિને માર્ગે ધપે એ અસંભવિત છે. ત્યાર પછીથી એ જ ધોરણ પર ગાંધીજી સંબંધી સ્વતંત્ર ટીકા એ પત્રોમાં આવવા લાગી.

ધારાસભાઓનો હિંદી મહાસભાએ પોકારેલો બહિષ્કાર નિષ્ફળ ગયો. દેશબંધુ દાસ, મોતીલાલ નહેરુ અને વિઠ્ઠલભાઇ પટેલે નિષ્ફળ નીવડેલી એ નીતિ સામે અવાજ કાઢયો ત્યારે "હિંદુસ્તાન" પત્રે તેમને ટેકો આપ્યો. સાયમન કમિશન આવ્યું, ૧૯૨૯ના ડિસેમ્બરમાં ગાંધી–અરવિન મુલાકાત થઇ, વિલાયતમાં નિષ્ફળ ગોળમેજી પરિષદ ભરાઈ, ૧૯૩૧ના માર્ચમાં ગાંધી–અરવિન કરાર થયા ને ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગાંધીજી વિલાયત ગયા. એ પ્રસંગોએ પણ "હિંદુસ્તાન" પત્રે પ્રજાલાગણી પોતાની વિરુદ્ધ જશે એની પરવા વિના સમાધાનની નીતિ સામે વિરોધ કર્યો.

ગાંધીજીનાં વિરોધી બનતાં આ પત્રો પ્રજાની અવગણના પામ્યાં. કેટલાક ગાંધીવાદીઓએ એ પત્રોને "ગૂજરાતી ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" કહ્યાં.

કેટલેક સ્થળે "હિંદુસ્તાન"ની હોળીઓ પણ થઈ. આ પત્રોમાં ગાંધીજીની નીતિની થતી ચર્ચા એકંદરે ઊંચી કક્ષાની હોઈ સામાન્ય જનતાને ઝટ પચે તેવી નહોતી. "હિંદુસ્તાન" અખબારોની લોકપ્રિયતા દિન પર દિન ઓસરવા લાગી, વેચાણ ઘટી ગયું ને જાહેરખબરો બંધ થઈ ગઈ. પત્રો વધારે ને વધારે ખોટના ખાડામાં ઊતરવા લાગ્યાં.

"હિંદુસ્તાન" પત્રોના સંચાલકો માનતા કે ગાંધીવાદી કાર્યક્રમ શાહીવાદના ટેકા વિના શક્ય નથી અને ગાંધીવાદ ફેલાતાં શાહીવાદના પાયા મજબૂત થશે. એ વિચારે તેમણે ગાંધીજીનો સામનો કર્યો. રાષ્ટ્રીય મહાસભાની નીતિ સંપૂર્ણ સ્વતંત્રતાવાદી હોવી જોઈએ એમ ભાર મૂકી મૂકીને તેણે જણાવ્યું.

ઉપરાંત "હિંદુસ્તાન" પત્રોએ શ્રમજીવીઓનો પક્ષ તાણ્યો, પોતાને સમાજવાદી વિચારોનું વાજિંત્ર બનાવ્યું ને મૂડીવાદીઓ અને માલેતુજારોનો રોષ વહોરી લીધો. ધર્મગુરુઓનો દોર તોડવાને, ધર્મને નામે ચાલી રહેલાં અનિષ્ટો અને પાખંડોને ઉખેડી નાંખવાને પડકાર કરી એણે શક્તિશાળી ધર્મગુરુઓ અને અંધશ્રદ્ધાવાળા મોટા સમાજને દુશ્મન બનાવ્યા. અર્થ વિનાના જૂના રીતરિવાજોને તિલાંજલી આપી પ્રગતિમાન જીવન જીવવાને પ્રજાને શીખ આપી તેણે સમાજની દિલસોજી ગુમાવી.

ગૂજરાતી પત્રકારિત્વના ઇતિહાસમાં અજોડ એવા એ પચ્ચીસ વર્ષના પ્રચારક પત્રકારિત્વનું પરિણામ લોટવાળાએ જ આંક્યું છે: "આજે પચ્ચીસ વર્ષને અંતે સરવાયું માંડું તો આંકડા અને હિસાબોથી પુરવાર કરવાનું મને શક્ય લાગે છે કે આ પ્રકારના પ્રચારકાર્યને માટે મેં ૩૦૦૦૦૦ રૂપિયાની ખોટ સહન કરી છે".[૨] આ ભોગ નકામો ગયો હોય એમ નથી લાગતું. દશકા-દોઢ દશકા પૂર્વે રાજકીય પ્રચારબાજી પ્રજાને આંજી નાખતી. અંગત રીતે વિચાર કર્યા વિના પ્રજા દેશનેતાઓનાં કથનકદમમાં સંપૂર્ણ ભરોસો મૂકતી અને તે મુજબે પોતાથી અમલ કરવાનું ન બને તોપણ

૨ હિંન્દુસ્તાન-પ્રજામિત્ર રજત મહોત્સવ અંક (૧૯૩૮), પૃ. ૫૮.

એ કથન તો સર્વાંશે સત્ય છે અને તેને અનુસરવામાં જ દેશ અને પ્રજાને ફાયદો છે એમ માનતી. આજે એ દિશામાં પરિવર્તન આવ્યું છે. વિરોધી દૃષ્ટિની સતત રજૂઆતે પ્રજાના એક ભાગને કેળવ્યો છે, વિચાર કરતો કર્યો છે. અંધશ્રદ્ધા અગાઉ જેટલા પ્રમાણમાં રહી નથી. છણાવટ, ચર્ચા અને વિરોધ પણ હવે ઝામે છે–ગમે તેવી લોકપ્રિય કે માનનીય વ્યક્તિની તે સામે હોય છતાં. રાજકીય ક્ષેત્રમાં સહિષ્ણુતા વધી છે. પ્રજાનો એક ભાગ–અલબત્ત તે નાનો છે–વિરોધી વિચાર ધરાવનારનું દૃષ્ટિબિન્દુ સમજવાની પરવા કરતો બન્યો છે. વિશેષ કચડાયેલો શ્રમજીવી વર્ગ પણ જાગ્રત થયો છે. સમાજવાદના વિચારોએ જુવાન મગજો સર કર્યાં છે. આ પરિવર્તન લાવવામાં "હિંદુસ્તાન" પત્રોએ સારો ફાળો આપ્યો છે.

"હિંદુસ્તાન" પત્રોની નીતિનો બચાવ તેના એક તંત્રી રવિશંકર વિ. મહેતાએ "હિંદુસ્તાન–પ્રજામિત્ર"ના રજત મહોત્સવ પ્રસંગે કર્યો છે, તેનો નિર્દેશ આવશ્યક છે. એ પત્રની લાક્ષણિક પ્રચારક શૈલીમાં જ રવિશંકર મહેતા જણાવે છે :

> "સામાજિક સુધારકોને આ પત્રોએ પીઠબળ આપ્યું; પણ સુધારાને નામે સ્વચ્છંદ આચરનારાઓની ઝડતી લેવામાં બાકી નથી રાખી. ગાંધીજીને સહુથી પ્રથમ આ પત્રોએ અપનાવી લીધા; પણ ગાંધીવાદી કાર્યક્રમનાં જે તત્ત્વો એમને ("હિંદુસ્તાન" પત્રોને) અનિષ્ટ લાગ્યાં તેમની ઝાટકણી કાઢવામાં પણ કમી ન રાખી. સોવિએટ રશીઆને બિરદાવવામાં એમણે અસંખ્ય કોલમો રોકયાં, પણ જ્યારે સ્ટાલીનશાહીની નાલાયકીની એમને પ્રતીતિ થઈ ગઈ ત્યારે તેનો વિરોધ કરવામાં પણ પાછાં નથી પડ્યાં. હિન્દી સામ્યવાદીઓને એમણે સહારો આપ્યો પણ તેની બાલિશ ઉદ્દામતા અને મોસ્કોપરસ્તી સામે પ્રહારો કરવામાં કચાશ ન રાખી. મહાસભામાં સમાજવાદી પક્ષ ઊભો કરવાની જરૂરીઆત એમણે છાપરે ચઢી પોકારી, પણ સમાજવાદીઓએ જ્યારે પોતાનો વાડો બાંધી લીધો ત્યારે તેમની ભૂલને ઉઘાડી પાડવામાં

પણ એમણે આગેવાની લીધી. કાઠીઆવાડ રાજકીય પરિષદની પૂર્વભૂમિકા સર્જવામાં અને એ પરિષદને લોકપ્રિય બનાવવામાં સ્વ. મનસુખલાલ રવજીભાઈ મહેતાને સંપૂર્ણ સાથ આપ્યો; સરદાર વલ્લભભાઈની રાહબરી નીચે એ પરિષદ પ્રત્યાઘાતી બની ગઈ ત્યારે તેની ઝડતી પણ લેવા માંડી. રાષ્ટ્રીય મહાસભા પ્રત્યે એમનો અનન્ય અનુરાગ હોવા છતાં તેની પ્રત્યાઘાતી નેતાગીરીને ઉઘાડી પાડવામાં એ પાછું વળી જોતાં નથી...

"...હિન્દુસ્તાન પત્રોને મનથી વ્યક્તિઓ અને સંસ્થાઓનું મહત્ત્વ નથી; એ મૂર્તિઓને મંદિરે એમની પૂજા નથી; તેઓ તો સિદ્ધાંતો અને એ સિદ્ધાંતોને પામવાના સાચા માર્ગોને જ પિછાણે છે, એ સિદ્ધિ અને એ સાચી સાધનાને જ તેઓ અર્ઘ્ય આપે છે. તેમનો એ દોષ છે કે તેમણે કોઈની કંઠી બાંધી નથી; તેમનો એ અપરાધ છે કે અંધશ્રદ્ધા તેમને ખપતી નથી; તેમનું એ અક્ષમ્ય પાપ છે કે પાખંડ તેમને પોસાતું નથી; તેમની એ ગુન્હેગારી છે કે કડવું સત્ય ન કહેવાની કાયરતા તેઓ કેળવી શકતા નથી; તેમની એ ખતા છે કે ટોળાંને અનુસરવાની તત્પરતા તેમણે અપનાવી નથી. હિન્દુસ્તાન પત્રોની એ ગુન્હેગારી અમર રહો!" ૩

ગાંધીજીની નીતિ સંકુચિત છે, એમના માર્ગે જવાથી હિંદનો દી ફરશે નહિ એવા વિચારોના સમર્થનમાં 'હિંદુસ્તાન' પત્રો જગતના રાજકારણમાં બની રહેલા બનાવો પ્રત્યે આંગળી ચીંધતા. ૧૯૧૪ના યુદ્ધથી દેશપરદેશના રાજકીય સમાચારો તેણે મોટા પ્રમાણમાં આપ્યા. પ્રજાનો રસ સમસ્ત વિશ્વના રાજકીય તખ્તા ઉપર ભજવાઈ રહેલા બનાવોમાં જાગ્રત કર્યો અને તેને એ બનાવોથી પરિચિત કરી. આજે કોંગ્રેસના આગેવાનો હિંદની રાજકીય સ્થિતિ સમજાવતાં પરદેશમાં બનેલા અને બનતા બનાવોનો ખૂબ ઉલ્લેખ કરે છે, પરંતુ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ગૂજરાતી પ્રજાને

---

૩ હિન્દુસ્તાન–પ્રજામિત્ર રજત મહોત્સવ અંક, પૃ. ૨.

દીક્ષિત કરનારા "હિંદુસ્તાન" પત્રો જ હતાં એમ કહેવું જોઇશે. પાછળથી બીજાં પત્રોએ પણ એ નીતિ ગ્રહણ કરી.

ગૂજરાતમાં સમાજવાદ-સામ્યવાદનો પ્રચાર કરવામાં આ અખબારોએ અગત્યનો ફાળો આપ્યો છે. વૈજ્ઞાનિક સમાજવાદની ગૂજરાતી પરિભાષા આ પત્રોએ તૈયાર કરી છે અને એનો યશ તેના કુશળ લેખકો છેલશંકર વ્યાસ અને ચતુર્ભુજ દોશીને ઘટે છે.

"હિંદુસ્તાન" પત્રોએ આડકતરી રીતે બજાવેલી યા તેનાથી આકસ્મિક થઈ ગએલી સેવા તે તેણે તૈયાર કરેલા, પાછળથી ગૂજરાતી વૃત્તવિવેચનના ક્ષેત્રમાં નામના પામનારા પત્રકારો છે. "હિંદુસ્તાન"ની કચેરીમાં કલમ દ્વારા કામ કરવાનો કોડ સેવનારા, તેમ બીજો ધંધો ન મળવાથી કલમને પનારે પડેલા પણ પછી તેમાં ઝળકી આવનારા અનેક યુવાનો બેઠા હતા, જેમણે ત્યાં તાલીમ લીધી છે, ત્યાં જ અડગ રહીને યા બીજે સ્થળે જઈને એ ક્ષેત્રમાં કાર્ય કર્યું છે વા કરે છે. લોટવાળાનું એ કથન ખરું છે કે "હિંદુસ્તાન"ની કચેરી વૃત્તવિવેચનની શાળા જેવી બની છે. મુંબાઈનાં ઘણાં ય દૈનિકો અને સાપ્તાહિકોમાં કામ કરતા પ્રવીણ પત્રકારો પત્રકારિત્વના પ્રથમ પાઠ "હિંદુસ્તાન"માં જ ભણ્યા છે.[૪]

પત્ર લોકપ્રિય ન થયું અને તેની મુશ્કેલીઓ વધવાથી ૧૯૪૦માં દૈનિક "હિંદુસ્તાન અને પ્રજામિત્ર" બંધ કરવું પડયું.

"હિંદુસ્તાન" પત્રોની નીતિ ફેરવી, મહાસભા અને તેના મહારથીઓનો વિરોધ તજી દઈ, એ પત્રો સમૃદ્ધ જીવન જીવી શકયાં હોત, પરંતુ તેના સંચાલકોએ પચ્ચીસ પચ્ચીસ વર્ષો સુધી છાપરે ચઢીને પોકારેલા સિદ્ધાંતોનો ત્યાગ તેમને કરવો પડત. ગૂજરાતી પત્રકારિત્વની તવારીખમાં તેનું સ્થાન એથી નીચું પડત. તેમ ન કરતાં તેમણે પોતાનાં દૈનિક પત્રોની લીલા સંકેલી લીધી અને તેમ કરીને 'હિંદુસ્તાન પત્રો જીવશે તો પોતાની નિષ્ઠાને વળગી રહીને જ; એ નિષ્ઠાના અવસાન કરતાં તેઓ પોતાનું

૪ હિન્દુસ્તાન-પ્રજામિત્ર રજત મહોત્સવ અંક, પૃ. ૫૮

અવસાન જ વધુ પસંદ કરશે ' એવું પત્રોના રૌપ્ય મહોત્સવ ટાણે તેમણે પ્રકાશેલું સૂત્ર આચરી બતાવ્યું.

"હિંદુસ્તાન–પ્રજામિત્ર"ના પુનર્જીવનનો ક્રમ (અઠવાડિક આવૃત્તિ) તા. ૩–૧૧–૧૯૪૦થી નરહરિ ભટ્ટના તંત્રીપદે શરૂ થયો. એની નીતિમાં ફેરફાર ન થયો. તંત્રીએ જણાવ્યું કે "હિંદુસ્તાન" અખબારોએ છેલ્લાં છવ્વીસ વર્ષથી લોકસેવાનો જે કાંટાળો રસ્તો સ્વીકાર્યો છે તેના પર મુસાફરી કરવાનું તેને ચાલુ રાખવાનું છે. એક રીતે તેણે નવું જીવન મેળવ્યું છે, પરંતુ તેના લોકસેવાના આદર્શો એના એ જ રહ્યા છે.૫

એ પછીથી એક અઠવાડિયું રહીને રણછોડદાસ લોટવાળાએ એમાં "હિંદુસ્તાન પત્રોનું દૈનિક પ્રકાશન કેમ બંધ કર્યું?" એ માટે પોતા તરફનું નિવેદન પ્રગટ કર્યું છે. "હિંદુસ્તાન" પત્રોનો "આદર્શ" એમાં એમણે સમજાવ્યો છે તે મુજબ આ અખબારોની નીતિ ઉદ્દામવાદી છે અને જીવનના જુદાં જુદાં અંગમાં એકધારી રહી છે. આ પત્રોએ મૂડીવાદ, સામ્રાજ્યવાદ, ગાંધીવાદ, કોમવાદ તેમ જ સામ્યવાદી ફાસીસ્ટ અથવા નાઝીવાદી સરમુખત્યારીનો સામનો કર્યો છે. ગાંધીવાદ સામે એ જ લેખમાં કહ્યું છે કે "આ દેશ વાસ્તે ગાંધીવાદ ઘણો દુષ્કર અને ભયજનક છે, કારણ કે તે હિંદી પ્રજાની જેટલી માનસિક નબળાઈઓ છે તેને તે પોષે છે. ગાંધીવાદ એ એક હિંદ વાસ્તે ક્ષય રોગ સમાન છે અને આજે હિંદની નિર્માલ્ય, કંગાલ, પાદાક્રાંત અને અન્ન સ્થિતિ જોવામાં આવે છે તેમાં ગાંધીવાદનો કંઈ નાનોસૂનો હીસ્સો નથી".૬

ગાંધીજી સાથે મતભેદ ધરાવનાર વ્યક્તિ પણ એટલું તો જરૂર કહેશે કે ઉપરનો અભિપ્રાય અનુચિત છે. "ગાંધીવાદ હિંદ વાસ્તે ક્ષય રોગ સમાન છે" એ અભિપ્રાય વસ્તુસ્થિતિથી સાવ વિરુદ્ધ છે. ચરખો, ખાદી, સત્ય, અહિંસા વગેરે વાતોને ગાંધીજીએ વધારેપડતું વજન આપ્યું છે

---

૫. હિન્દુસ્તાન–પ્રજામિત્ર, તા. ૩–૧૧–૧૯૪૦.

૬ હિન્દુસ્તાન–પ્રજામિત્ર, તા. ૧૦–૧૧–૧૯૪૦.

એમ કોઇ વ્યક્તિને પ્રમાણિકપણે લાગે તો તે સમજી શકાય એમ છે, પરંતુ હિંદના રાજકારણના અને જીવનના વિવિધ ક્ષેત્ર પરની ગાંધીજીની અસર વડે હિંદ નિર્માલ્ય, પાછળ પડતું અને અજ્ઞાન રહ્યું છે, બન્યું છે, એ વિધાન અવશ્ય ખોટું છે. આધારવિહોણા એવા અભિપ્રાય વાંચીને પ્રજા આવાં પત્રોને ટેકો ન આપે અને દેશ અને પ્રજાનાં નામ તેમનાં નામો સાથે સાથે સંકળાએલાં હોવા છતાં તે પત્રો પ્રજામાં ઝાઝી લાગવગ ધરાવ્યા વિના કે અસર ફેલાવ્યા વિના અલ્પ જીવન જીવીને આથમી જાય એ સ્વાભાવિક છે.



# ૧૯ : પ્રકીર્ણ પત્રો

ગૂજરાતી પત્રકારિત્વની શરૂઆતથી તે ગાંધીજીએ એ ક્ષેત્રમાં પગલાં ભર્યાં તે મુદ્દત દરમિયાનનાં અગત્યનાં વર્તમાનપત્રો સંબંધી પ્રકરણ ૨થી ૧૮ સુધીમાં વીગતવાર ઉલ્લેખ કર્યો છે. એ મુદ્દતમાં એ ઉપરાંત બીજાં અનેક પત્રો શરૂ થએલાં અને લાંબું યા ટૂંકું જીવન જીવી બંધ પડેલાં. એમાંના ઘણાં પત્રોનો એકાદ અંક પણ આજે જોવા મળતો નથી; પરંતુ કોઈકનો અહીં તહીં જોવા મળે છે અને કેટલાંક સંબંધી જુદે જુદે સ્થળે ઉલ્લેખ થએલો નજરે પડે છે. પારસીઓએ શરૂ કરેલાં વૃત્તપત્રો સંબંધી એકંદરે ઠીક માહિતી "પારસી પ્રકાશ"નાં દફતરોમાંથી મળી રહે છે. જેમના સંબંધી થોડીક પણ હકીકત મળી છે, તેમનો આ પ્રકરણમાં નિર્દેશ કર્યો છે. બીજાં કેટલાંક અખબાર જેમનાં નામમાત્ર જાણવા મળે છે, તેમનો ઉલ્લેખ પરિશિષ્ટમાં કર્યો છે.

"મુંબઈ ચાબુક"ના તંત્રી નવરોજી દોરાબજી ચાનદારૂએ "ફ્રી પ્રેસ" (ફ્રી પ્રેસ) નામે વર્તમાનપત્ર માર્ચ ૧૮૩૫માં શરૂ કર્યું હતું. એ પત્ર એ જ માસ ચાલીને બંધ પડ્યું હતું.[1]

નશરવાનજી ટેમુલજી દુરબીને તા. ૧૩–૧૨–૧૮૩૬ને દિને "મુંબઈ દુરબીન" નામે શિલા છાપખાનું કાઢ્યું હતું. એમાંથી એક વર્ષ રહીને તા. ૧૫–૧૨–૧૮૩૭થી એ જ નામનું વર્તમાનપત્ર પણ શરૂ કરી પોતે તેના તંત્રી થયા હતા. એ પત્ર આઠ વર્ષ ચાલી તા. ૭–૧૦–૧૮૪૬ને દિનથી બંધ પડ્યું હતું.[2]

---

૧ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૪ (૧૮૮૦), પૃ. ૨૮૧

૨. જામે જમશેદ સાપ્તાહિક, તા. ૧૪–૯–૧૯૪૧, પૃ. ૨૧

નવરોજી દોરાબજી ગાય, દસ્તૂર કેકોબાદ મંચેરજી મુલ્લાંફિરોઝ અને દસ્તૂર અસ્પંદીઆરજી ફ્રામજી રબાડીએ, ખુરશેદજી નશરવાનજી કામાજીની સહાયથી ૧લી ઓગસ્ટ ૧૮૪૯થી "**સમાચાર દરપણ**" નામે દૈનિક પ્રગટ કરવા માંડયું હતું. નવરોજી ગાય એના પ્રથમ તંત્રી થયા અને પાંચ વર્ષ તે સ્થાન સંભાળ્યું. એમના પછી ડોસાભાઈ ફ્રામજી કરાકા, બેરામજી ખરશેદજી ગાંધી, ફ્રામજી માણેકજી માસ્તર, પેસ્તનજી દાજીભાઈ ઊનવાળા, દાદાભાઈ બેરામજી ચોધરી અને જીવણજી હોરમસજી માસ્તર એક પછી એક તંત્રીસ્થાને આવ્યા. ૧૮૬૮માં એ પત્ર તેના છેલ્લા માલેક ફ્રામજી ખરશેદજી પ્રિન્ટરે મુંબાઈથી પ્રગટ થતા "અખબારે સોદાગર" સાથે જોડી દીધું.

એ પત્રે અઢારમા વર્ષમાં પ્રવેશ કરતાં એના તંત્રીએ લખ્યું હતું કે "ગાંમદી રોજનદા પત્રોમાં (દેશી દૈનિકોમાં) "દરપણ" શઊથી પહેલું છે અને બીજા પતરોને રોજંદા બાહેર પાડવાને દરપણે શીખાડીઊં છે, તે વાત કોઈથી નામુનકર જવાવાની નથી."[3]

એ અખબાર સંબંધી એક રમૂજી કિસ્સો બનેલો તેની અત્રે નોંધ લેવી યોગ્ય થશે. નવરોજી દોરાબજી ગાય એ પત્રના પહેલા અને "મુંબઈ સમાચાર"ના આઠમા તંત્રી હતા. એમણે ૧૮૩૯થી ૧૮૪૭ સુધી "મુંબઇ સમાચાર"નું અને ૧૮૪૯થી ૧૮૫૪ સુધી "સમાચાર દર્પણ"નું તંત્રીપદ સાચવ્યું હતું. મુંબાઈની પાંજરાપોળના વહીવટ માટે "સમાચાર દર્પણ"માં ટીકા કરતાં તેના એક કાર્યવાહક ખીમચંદ મોતીચંદ માટે બેવકૂફ, અનસમજ વગેરે શબ્દો લખ્યા હતા. ખીમચંદે એ માટે એમની સામે ફરીઆદ નોંધાવી હતી. એનો ચુકાદો રમૂજી હતો. ન્યાયમૂર્તિ સર અર્સ્કીન પેરીએ તા. ૨૫–૨–૧૮૫૨ને દિને ચુકાદો આપતાં એક પાઈ ખર્ચની અને એક પાઈ 'ડેમેજી'ની પ્રતિવાદીને આપવા વાદીને ફરમાવ્યું હતું, પરંતુ એ વેળા તેમની પાસે બે પાઈ છૂટી ન હોવાથી એમના ધારાશાસ્ત્રીના વડા કારકુન નવરોજી હોરમસજી પેઆચે બે પાઈ પોતાના

---

૩. સમાચાર દર્પણ, તા. ૧–૧–૧૮૬૬

ગજવામાંથી કાઢી આપી વાદી વતી તે અદાલતમાં રજૂ કરી હતી.[૪] સર અર્સ્કીને પોતાના ચુકાદામાં જણાવ્યું હતું કે: "એક જાહેર માણસની આબરૂ તથા ગુણ વિષે કાંઈપણ છલકપટ વગર લખવું અથવા છાપવું તે કાંઈ લાયબલ ગણાય નહિ."[૫]

કાવસજી બરજોરજી સંજાણાએ ૧૮૪૪માં **"મુંબઇ વરતમાંન"** નામે સાપ્તાહિક શરૂ કર્યું હતું. ૧૮૪૫ની આખરી સુધી એમણે એ પત્ર ચલાવી પછીથી નવરોજી રુસ્તમજી લોર્ડ અને મેરવાનજી હોરમસજી મહેતાને તે સોંપ્યું હતું, જેઓએ સન ૧૮૪૭ સુધી તે ચાલુ રાખ્યું હતું.[૬]

**"મુમબઇ શંમશેરે કેઆંની"** નામનું વર્તમાનપત્ર, ગૂજરાતી પત્રકારિત્વની શરૂઆતનાં વર્ષોમાં પ્રસિદ્ધ થતું હોવાના ઈશારા કેટલેક સ્થળે મળે છે. પરંતુ એ શરૂ અને બંધ થયાની ચોક્કસ તારીખ મળતી નથી. એ પત્રના અંકો પણ જોવા મળતા નથી પરંતુ તેનું એક પૃષ્ઠ "જામે જમશેદ" કાર્યાલયમાંના 'શો કેસ'માં છે. તા૦ ૧૨-૧૧-૧૮૪૯ના અંકનું એ પાનું છે, એટલે ૧૮૪૯ના અરસામાં એ પત્ર પ્રગટ થતું હોવાનું સ્પષ્ટ થાય છે.

પત્રનું નામ "શંમશેરે કેઆંની" (શમશેરે કયાની) અર્થસૂચક છે. નામ પ્રમાણે તેણે સમશેર ખૂબ વીંઝેલી એમ આ એક જ પૃષ્ઠ પરથી પણ સમજાય છે. એમાંની ભ્રષ્ટ ભાષા વાંચી મનને કલેશ થાય છે. તે જમાનામાં વર્તમાનપત્રો એકમેક સામે હુમલા કરવામાં પ્રવીણ હતાં, "ચાબુક" જેવા પત્રે પોતાના વિરોધીઓને ગાળગળોચ કરવામાં પાછું જોયું નહોતું, પરંતુ "શંમશેરે કેઆંની" તો "ચાબુક"ને પણ વટાવી જાય છે. તા૦ ૨૮-૧૦-૧૮૪૯ના કોઈએક વર્તમાનપત્રમાં, ઘણું કરી "ચાબુક"માં, મુંબાઈની પારસી પંચાયતના કારોબાર સામે ફરિયાદ થઈ હશે, તેનો રદીઓ "દીનદાર"નામનો તખલ્લુસધારી ચર્ચાપત્રી "શંમશેરે કેઆંની"માં આપે છે:

---

૪ પારસી પ્રકાશ, દફતર ૩ (૧૯૨૦), પૃ. ૧૧૨

૫ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૭ (૧૮૮૨), પૃ. ૫૯૧

૬ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૩ (૧૮૯૪), પૃ. ૨૩૪

"તારીખ ૨૮મી અકટોબરનાં ચીથરાંમો પેલો કમજાત અને લુનહરામ અને ચશમચોર પોતાના તાઈ તમોલી વાંચનારાવોને ફરેબમો નાંખી પોતાનું હોજરૂં ભરલા (ભરવા) સારૂ એક શરફ ખોટી બીનાં લખી, ગરીબોને વેમમો નાંખી તેઓનાં ગજવાં ખાલી કરવાનો ઊદીઓગ શોધેઓચ તે જોઈ મહને નીશચઅ (નિશ્ચય) અચરતી લાગેચ કારણ કે એ નીલાંજરા પતરવાલો શી તરેહથી પોતાનાં વાંચનારાઓને ઊલતું શહમજાવેચ......હવે એ આંખના આંધલા અને હઈડાંનાં ફુટાને હું પુછુચ કે કીઓ તારો બાપ બંનઘેવી મરી ગીઓ કે તેને પંનચાતનાં ખરચથી નથી ઊચકા-એવો—કેઈ તારી છીનાલ માએ મમાઈ ઈઆ છોકરીઓને પંનચાતનાં ધરંમ ખાતાંમોથી પરનાવી આપવા શેઠીઆઓએ નાં કેઈ (કહી)–કીઓ તારો ભાઈ આંધલો થાએઓ છે કે તેહેની પરવરશી શેઠીઆઓએ નહી કીધી......હું એ કુતરીનાં ધાવેલાને પુછુચ કે તારા કીઆ બેટીચોડ બાપે ઈઆ તારા મુશલેમાંન ભાઈને અથવા તું ડાંતરા ખવીશે તમારી આખી ઊમરમો કેટલા રૂપીઆ ફંડ ભરેઊંચ તે તું જો તારે બાપનો ખરા બુનનો (અહીં એકાદ બે શબ્દ રહી ગયા લાગે છે) ઊઘાડું કરી દેખાડજે......"[૭]

"દીનદાર"નું સુંદર તખલ્લુસ ધારણ કરનાર આ કોઈ નીચ મનોવૃત્તિનો લેખક બીજી સંખ્યાબંધ ગાળ પોતાના વિરોધી પર વરસાવે છે. એટલું ઓછું હોય તેમ "શંમશેરે કેઆંની"નો તંત્રી એ ચર્ચાપત્રને છેડે પોતા તરફની નોંધ મારી, વિરોધીને વધુમાં "લુચ્ચો", "બકબકારો કરનાર" વગેરે વિશેષણોથી નવાજે છે અને "દીનદાર"નું ચર્ચાપત્ર ધ્યાનથી વાંચવાને વાચકોને આગ્રહ કરે છે!

૧૮૫૦માં ફોર્બસસાહેબની અમદાવાદથી સૂરત બદલી થઈ અને એ વર્ષમાં કેટલાક મિત્રોનો સહકાર મેળવી તેમણે "**સુરત સમાચાર**"

---

૭ મુમબઇ શંમશેરે કેઆંની, તા૦ ૧૨–૧૨–૧૮૪૯

નામે પત્ર શરૂ કર્યું હતું.[૮] સૂરતનું એ પહેલવહેલું વર્તમાનપત્ર હતું. "પારસી પ્રકાશ"માં "સુરતના સમાચાર" માટે ઉલ્લેખ મળે છે :

> "એજનજીએ ( સૂરતના તે સમયના કોટવાળ એજનજી પાલણજી ) સુરતવાળા જાણીતા મહેતાજી દુરગારાંમ મંછારાંમની સાથે મળી "સુરતના સમાચાર" નાંમે અઠવાડીઆંમાં બે વાર નીકળતું એક વર્ત્તમાંનપત્ર સ્થાપવાની ગોઠવણ કીધી હતી, અને તેનો પેહલો આંક તા. ૧૦મી અકટોબર ૧૮૫૦ને દીને નીકલ્યો હતો, પણ તે પત્ર બી થોડુંક સુધી ચાલી બંધ પડ્યું હતું."[૯]

૧૮૫૧માં કવિ નર્મદાશંકરે "સ્વદેશ હિતેચ્છુ" નામની મંડળી સ્થાપેલી. એ મંડળી તરફથી "જ્ઞાન સાગર" નામનું સાપ્તાહિક પણ એકાદ વર્ષ પ્રસિદ્ધ થતું રહ્યું. એને લગતી વીગત કવિના જ શબ્દોમાં ટાંકવી રસિક થઈ પડશે :

> "મેં મારી ગમતને સારૂ એક મંડળી ઉભી કરવી ધારી ને પછી તે વાત મેં મારા સગા દોલતરામને કહી. એણે મંડળીની સાથે એક છાપખાનું કહાડવાનું કહ્યું અને પછી હમે ભાગીદારો કરી "સ્વદેશ હિતેચ્છુ" એ નામની મંડળી ઉભી કરી. એક માસથી છાપખાનામાં "જ્ઞાન સાગર" નામનું ન્યુસપેપર અઠવાડિયે એક વાર નિકળવા માંડ્યું ને બીજી પાસથી ભાષણો થવા માંડ્યાં. જ્ઞાનસાગર કહાડવાની દોલતરામની મતલબ દુર્ગારામ મહેતાજીની કેટલીક નરસી ચાલ જાહેરમાં આણવાની હતી પણ તે મારા જાણ્યામાં પછવાડેથી આવી. પ્હેલું ભાષણ મેં મંડળી મળવાથી થતા લાભ વિષે લખીને તા. ૪થી જુલાઈયે કર્યું હતું. એ જ્ઞાનસાગર આસરે ૧ વરસ ચાલ્યું. પછી તે મંડળી ભાંગી ગઈ ને સઘળું અસ્તવ્યસ્ત થઈ ગયું...'જ્ઞાન સાગર'માં મેં કંઈ જ લખ્યું નથી; તે દોલતરામ લખતા."[૧૦]

---

૮ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૨ (૧૯૩૬), પૃ. ૧૯૬

૯ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૬ (૧૮૮૧), પૃ. ૫૩૯

૧૦ મારી હકીકત, ભાગ ૧ (૧૯૩૩), પૃ. ૩૫ અને ૩૯

વ્યાપારવણજને લગતા સમાચાર આપતું "અખબારે સોદાગર" નામનું અઠવાડિયાના ત્રણ દિવસ–મંગળ, ગુરુ, અને શનિએ પ્રસિદ્ધ થતું વર્તમાનપત્ર દાદાભાઈ કાવસજી દાઢીવાળાએ તા. ૧–૬–૧૮૫૨ને દિવસથી પ્રગટ કરવું શરૂ કર્યું હતું. એના શરૂઆતના અંકો મોટા કદનાં ચાર પાનાંના છે અને તેમાં જાહેરખબરોનું પ્રમાણ મોટું છે. વેપારીવર્ગ માટેનું એ પત્ર હોઈ તેમાં મુખ્યત્વે વેપારીઓને ઉપયોગી માહિતી છે. એના મુખપૃષ્ઠ પર શરૂમાં આ સુવાક્ય છે: "દુનીઆમાં વેપારથી દરવ ('દ્રવ્ય' હશે) વધે છે અને માણસોના સુખમાં વધારો થાએ છે." તા. ૮–૧૧–૧૮૬૬ના અંકથી પત્રના મથાળાની ગોઠવણીમાં ફેરફાર થયો છે અને પત્રને "The Native Merchant's Gazette" તરીકે ઓળખાવ્યું છે.

દાદાભાઈ દાઢીવાળાએ કેટલાંક વર્ષ પછી એ પત્ર દોરાબજી દીનશા કાપડિયાને વેચી નાંખ્યું. પાછળથી તેની માલિકી નાનાભાઈ રતનજી ચીચગરના હાથમાં આવી. એ વેળા "જામે જમશેદ" પારસી કોમમાં સારો પ્રસાર પામી ચૂકયું હતું અને તેની જૂનવટની હિમાયત કરનારી નીતિ સુધારકોને ખૂબ ખૂંચતી હતી. ચીચગરે પોતાના પત્ર મારફતે "જામે"નું જોર તોડવા પ્રયાસ કર્યો, પરંતુ તેમ કરવામાં અને પ્રજામાં પોતાના પત્રની વગ વધારવામાં એ નિષ્ફળ નીવડયા. એ પત્ર સાથે સંબંધ ધરાવનાર સોરાબજી પાલણજી કાપડિયા ("મુંબઈ સમાચાર"ના હાલના તંત્રી) એ નિષ્ફળતાનાં કારણ સમજાવતાં જણાવે છે કે ચીચગરની એક મોટી ખામી હતી કે તેઓ "જામે"ની રાજનીતિ ઉપર હુમલા કરવાને સ્થાને જેહાંગીર મર્ઝબાન ("જામે"ના તે વેળાના માલિક) ઉપર અંગત અને દ્વેષભાવિક ટીકા અને કટાક્ષ કરતા હતા, જેના પરિણામે તેઓને માફી માંગવી પડી હતી. આસમાન અને જમીન એક કરવા છતાં "અખબારે સોદાગર" પારસી કોમમાં પ્રવેશી શકયું નહિ. એટલે એ છાપાને પોતાની હસ્તી માટે બીજી કોમો ઉપર આધાર રાખવાની ફરજ પડી, પણ તેમાં ય તેને સફળતા વરી નહિ. કારણ ચીચગરના રાજદ્વારી વિચારો સાંકડા

અને કૉંગ્રેસની વિરુદ્ધ હતા. [11]

ચીચગર એ પત્રના તંત્રી હતા, પરંતુ તેના અગ્રલેખો મોટે ભાગે સોરાબજી કાવસજી ડૉક્ટર લખતા; અને તેમના પછી સોરાબજી પાલણજી કાપડિયાએ તેમનું સ્થાન સાચવ્યું હતું. ૧૯૦૭માં સોરાબજી "સાંજ વર્તમાન"ના મદદનીશ તંત્રી થયા અને "અખબાર"થી છૂટા પડયા. આગળ જોયા પ્રમાણે ૧-૮-૧૮૬૮થી "સમાચાર દર્પણ" દૈનિક "અખબારે સોદાગર" સાથે ભળી ગયું અને તા. ૧૫-૩-૧૮૭૨થી "ચાબુક" પણ એ બે સાથે જોડાઈ ગયું હતું. [12]

૧૯૧૩માં રણછોડદાસ ભવાન લોટવાળાએ રૂ. ૪,૦૦૦માં "અખબાર" ખરીદી લીધું અને તેને "હિંદુસ્તાન" નામ આપીને દૈનિક બનાવ્યું. એનો એ પછીનો ઈતિહાસ "હિંદુસ્તાન જૂથ"ના પ્રકરણમાં સમાવ્યો છે.

૧૮૫૩માં નસરવાનજી દોરાબજી આપઅખત્યારે (દાવર) "શમશેરહર રમુજ" નામે નાના કદનું સાપ્તાહિક શરૂ કરેલું, તે ચૌદ માસ ચાલી બંધ પડયું. એ પછીથી તા. ૬-૯-૧૮૫૪ને દિને એમણે "આપઅખતીઆર" નામનું બુધવારે નીકળતું સાપ્તાહિક શરૂ કરેલું, તે ૧૮૬૫ સુધી ચલાવી ૧૮૬૬ની પહેલી જાન્યુઆરીથી "પારસી પંચ" સાથે જોડી દીધું[13] "પારસી પંચ", "હિંદી પંચ" વગેરેને લગતી માહિતી હાસ્યરસિક ઠઠ્ઠાચિત્રોને લગતા પ્રકરણ ૨૨માં આપી છે. નસરવાનજીની મૂળ અટક "દાવર" હતી, પરંતુ "આપઅખત્યાર" પત્ર ચલાવવાને કારણે એઓ પાછળથી નસરવાનજી આપઅખત્યારને નામે ઓળખાવા લાગ્યા હતા. [14]

તા૦ ૨૨-૧૦-૧૮૫૪થી[15] કાવસજી મંચેરજી મોદીએ "આગે

---

૧૧ સાંજ વર્તમાન રજત મહોત્વ અંક (૧૯૨૭), પૃ. ૭
૧૨ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૯ (૧૮૮૪), પૃ. ૭૯૫
૧૩ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૮ (૧૮૮૩), પૃ. ૬૪૭
૧૪ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૮ (૧૯૧૦), પૃ. ૬૩૫
૧૫ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૮, પૃ. ૬૪૯

**નશીહત**" નામનું સાપ્તાહિક શરૂ કર્યું ને તે ૧૮૫૭ સુધી ચલાવ્યું. એ પછીથી તે પત્ર નવરોજી હોરમસજી કાબરાજીએ ખરીદી લીધું. તા. ૩૧–૧–૧૮૫૯ સુધી ચલાવ્યા બાદ તે બંધ કરવાની તેમને ફરજ પડી. એમણે એમાં હિંદુ મહારાજોની "રાસ મંડળી" સામે સખત લખાણ કરતાં તેમની સામે મુકદ્દમો મંડાયો, જેમાં તેઓ હારી ગયા; બન્ને બાજુનો ખર્ચ તેમને માથે પડ્યો ને નાદારી નોંધાવવી પડી. એ અનુભવ પછી તેમણે પત્રકારિત્વના ક્ષેત્રમાંથી હંમેશ માટે વિદાય લીધી.[૧૬]

પેસ્તનજી ધનજીભાઈ માસ્તરે તા. ૩–૧૨–૧૮૫૪થી "**દોસતે પારસી બાનુઆન**" નામનું દર રવિવારે બહાર પડતું સાપ્તાહિક શરૂ કર્યું હતું. એના નામ પરથી માનવાને કારણ રહે છે કે તેમાં મુખ્યત્વે પારસી સ્ત્રીઓને સ્પર્શતા સમાચાર યા વિષય આવતા હશે. એના લેખકો તો પુરુષો જ હતા. પેસ્તનજી માસ્તર ઉપરાંત દાદાભાઈ એદલજી પહોંચખાનાવાળા અને નાનાભાઈ પેસ્તનજી રાણા એમાં મુખ્યત્વે લખતા. એ પત્ર ૧૮૫૬ની આખરીએ બંધ પડ્યું.[૧૭]

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલન્ટ ઈન્સ્ટિટયૂશન"ના કેટલાક પારસી શિક્ષકોએ તા. ૨૪–૩–૧૮૫૫ને દિનથી "**પારસી મીતર**" (પારસી મિત્ર) નામનું શનિવારે પ્રગટ થતું સાપ્તાહિક શરૂ કર્યું હતું. વિદ્યા, હુન્નર, ઈતિહાસ આદિ બાબતોને એમાં પ્રાધાન્ય અપાતું. એના જુદા જુદા વિભાગ તે તે બાબતના અનુભવી શિક્ષકને સોંપાયા હતા અને તેઓ દરેક અંકે પોતપોતાને લગતા વિષય પર એકેક લેખ આપતા. ઈન્સ્ટિટયૂટના આચાર્ય ડૉ૦ ફ્રેઅર તેમ જ કાવસજી એદલજી ખંબાતા પ્રકૃતિવિજ્ઞાન (Natural Sciences) અને ફિલસૂફી પર અંગ્રેજીમાં લેખ આપતા; ફરામજી માણેકજી માસ્તર ઇતિહાસને લગતા વિષય પર, નસરવાનજી બેરામજી પદાર્થવિજ્ઞાન સંબંધી, પેસ્તનજી સોરાબજી ખરેધાટ ગણિતશાસ્ત્ર સંબંધી, નસરવાનજી અને દાદાભાઈ જામાસ્પજી કાપડિયા રસાયણશાસ્ત્ર સંબંધી,

---

૧૬ "સ્ત્રી બોધ"નો કાબરાજી સ્મારક અંક (૧૯૦૪), પૃ. ૪

૧૭ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૮, પૃ. ૬૫૧

માણેકજી હોરાબજી દીવેચા અર્થવિદ્યા સંબંધી, જેહાંગીરજી મહેરવા
પ્લીડર ધર્મ સંબંધી ગુજરાતીમાં લખતા હતા. તા. ૧–૧–૧૮૫૬ને દિ
એ સાપ્તાહિકની માલિકી "જામે જમશેદ"વાળા પેસ્તનજી માણેકજીને હ
આવી. તેમણે એનું તંત્રીપદ ફરામજી માણેકજી માસ્તરને સોંપ્યું. એક
પછી નસરવાનજી બેરામજી, જે એમાં શરૂથી પદાર્થવિજ્ઞાન વિભા
સંચાલન કરતા હતા, તેઓ એના તંત્રી થયા. જૂન ૧૮૫૮ સુધી એ
તંત્રીપદ સંભાળ્યું હતું અને ત્યારથી તે તા. ૩૦–૧૦–૧૮૫૮ને દિને
બંધ થયું ત્યાં સુધી કેખશરૂ નવરોજી કાબરાજી એના તંત્રીસ્થાને હતા.[18]

કાવસજી મંચેરજી મોદીએ તા. ૨૦–૧–૧૮૫૬ને દિનથી
શનિવારે સાંજે પ્રસિદ્ધ થતું "**સુરીઆ પરકાશ**" (સૂર્ય પ્રકાશ) ના
સાપ્તાહિક શરૂ કર્યું હતું. તે બે વર્ષ ચાલીને બંધ પડ્યું.[19]

સન ૧૮૬૧માં પેસ્તનજી રુસ્તમજી ભરૂચા(વાંદરાના)એ શિ
પ્રેસ પર છપાતું "**ભરૂચ વર્તમાન**" નામનું સાપ્તાહિક ભરૂચમાં શરૂ ક
જે ૧૮૮૫ સુધી ચાલ્યું હતું. તેના તંત્રી તરીકે સોરાબશા દાદાભ
મુનસફ લાંબો સમય રહ્યા હતા.

પેસ્તનજી ભરૂચાએ ચોવીસ વર્ષ સુધી આ પત્ર ચલાવી વૃદ્ધાવસ્થ
કારણે એક હિંદુ સજ્જનને વેચી નાંખ્યું.[20]

"મુંબઈ સમાચાર"વાળા પીરોજશા મહેરજીએ તા. ૧૦–૩–૧૮૬
દિનથી રવિવારે પ્રગટ થતું "**દોસ્તે હિંદ**" નામનું સાપ્તાહિક કાઢ્યું હ
તેમણે પોતાના પત્રની નેમ "પારસી, બોરા, તથા બીજા દેશીઓ
હીમાએતી" થવાની જણાવેલી. પીરોજશાએ એના પહેલા તંત્રી તરી
માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાની નિમણૂક કરેલી. તેમની પછી
૨૩–૬–૧૮૬૧થી ફરામજી બમનજી માસ્તર તેના તંત્રી થયા હતા.

તા. ૧–૧–૧૮૬૨ને દિનથી એ પત્રનું નામ ફેરવી "ગુજરા

---

૧૮ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૮, પૃ. ૬૭૦
૧૯ પારસી પ્રકાશ, દફતર ૧, ભાગ ૮, પૃ. ૬૯૭
૨૦ પારસી પ્રકાશ, દફતર ૩ (૧૯૨૦), પૃ. ૧૯૧

**રીવ્યુ"** રાખવામાં આવ્યું અને ત્યારથી ગૂજરાતી ભેગા અંગ્રેજી લેખો પણ પ્રગટ થવા માંડ્યા હતા, પરંતુ પછીથી થોડા જ માસમાં પત્ર બંધ થઈ ગયું. [21]

તા. ૬–૭–૧૮૬૨થી કરસનદાસ મૂળજી અને નાનાભાઇ રુસ્તમજી રાણીનાએ "**સત્ય દીપક**" નામનું રવિવારે પ્રગટ થતું અઠવાડિક પ્રસિદ્ધ કરવા માંડ્યું હતું. કરસનદાસ એ પત્રના પ્રથમ તંત્રી થયા. માર્ચ ૧૮૬૩માં એઓ વિલાયતને પ્રવાસે જતાં નાનાભાઈ રાણીનાએ એ પત્રનું તંત્રીસ્થાન સાચવ્યું હતું. ૧૮૬૩ના જુલાઇથી એમાં એક વિષય અંગ્રેજીમાં આપવાની શરૂઆત કરવામાં આવી. રા. સા. વિશ્વનાથ નારાયણ અને કાવસજી એદલજી ખંબાતા એ વિષય લખતા. ૧૮૬૬ના જાન્યુઆરીથી એ પત્ર રવિવારે સવારને બદલે સાંજે પ્રગટ થતું. એ સમયથી તેમાં આપવામાં આવતો અંગ્રેજી વિષય બંધ કરવામાં આવ્યો, કારણ "સત્ય દીપક" છપાતું હતું તે જ છાપખાનામાંથી "નેટીવ ઓપીનીઅન" નામનું મરાઠી–અંગ્રેજી પત્ર શરૂ થવાથી અંગ્રેજી વિષય એ નવા પત્રમાં અપાતો. માંડ બે વર્ષનું આયુષ્ય ભોગવીને "દીપક"નું પ્રકાશન બંધ પડ્યું. [22]

"ચાબુક"ના તંત્રી નવરોજી દોરાબજી માફક એમના ભાઈ સોરાબજી ચાનદારૂએ પણ આખું જીવન છાપામાં અને છાપખાનાના કામમાં વિતાવ્યું હતું. "મુંબઈ સમાચાર", "બોમ્બે કૂરિયર" અને "જેન્ટલમેન્સ ગેઝેટ" છાપખાનામાં કેટલોક સમય કામ કરી સન ૧૮૪૨માં એમણે 'પુસ્તક પ્રસિધ' નામનું છાપખાનું વેચાતું લીધું. તા. ૧–૫–૧૮૫૨થી એમણે **"પારસી રીફારમર"** (Parsi Reformer) નામનું સાપ્તાહિક પ્રસિદ્ધ કરવા માંડ્યું. કેટલોક સમય પછી એ પત્ર અઠવાડિયામાં બે વેળા બહાર પડતું. તા. ૧–૪–૧૮૬૩થી એ પત્ર બંધ કરી સોરાબજી એમના ભાઇના "મુંબઈ ચાબુક"માં જોડાયા હતા. [23]

---

૨૧ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૧ (૧૮૯૧), પૃ. ૯
૨૨ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૧, પૃ. ૪૨
૨૩ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૧, પૃ. ૬૪

"પારસી રિફૉર્મર" એ નામ પરથી એમ માની લેવાય કે પારસી સમાજમાં સુધારા (Reforms)ની હિમાયત કરનારું એ પ્રગતિવાદી પત્ર હશે; પરંતુ સત્ય હકીકત એથી જુદી હોવાનું કાવસજી મંચેરજી મનસુખના નીચેના લખાણ પરથી જણાય છે:

"'પારસી રીફારમર' પોતાના નામ અને દેખાવ બેઉમાં વીચીત્ર છે. પારસી પત્ર અને ઈંગ્રેજી નામ! વલી સુધારાના એલકાબનો ડંકા વાગે, એટલે હાલના વીચાર પ્રમાણે કોઈ તો સમજે કે છુટા બાલ સાથ હાથમાં 'વાયોલીન' લઈ વગાડતી ઉભેલી એકાદ 'સુધરેલી' પારસી અબલાનું ચીત્ર મુખડા પર મુકાયું હશે! પણ તેવું કાંઈ નહી; ચીત્રમાં તો એક બાજુ હજરત જરથોસ્ત, બીજી બાજુ મુલ્લાં ફીરોજ અને વચમાં આતશનાં પાતરાંનો દેખાવ આપેલો નજરે પડે છે..."[૨૪]

તા૦ ૩-૧-૧૮૬૪થી "મુંબાઈ સમાચાર"વાળા પીરોજશા મહેરજીએ "સૂર્યોદય" નામનું રવિવારે પ્રગટ થતું અઠવાડિક શરૂ કર્યું હતું. એ પત્રમાં શરૂના વર્ષ દરમિયાન દર અંકે એક અંગ્રેજી લેખ પણ આવતો હતો ને તે દીનશા અરદેશર તાલેયારખાન અને રુસ્તમજી કાવસજી સુરતી (જાણુલી) મોટે ભાગે અવારનવાર લખતા હતા. એ પત્રના તંત્રી તરીકે માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાની નિમણુક થઈ હતી. સન ૧૮૬૬ની આખરી સુધી એ ચાલુ રહ્યું હતું.

"સૂર્યોદય"માં જરથોસ્તી ધર્મને લગતા ઘણાક પ્રશ્નોની રસીલી ચર્ચા આવતી. ૧૮૬૫ની શરૂઆતથી મંચેરજી હોરમસજી કામાએ એ ચર્ચા શરૂ કરી હતી અને તેમ કરતાં "રાસ્ત ગોફ્તાર" પત્રની ધાર્મિક દિશામાંની નીતિ સામે પણ ઘણું લખ્યું હતું.[૨૫]

રાજકોટથી તા. ૭-૧૧-૧૮૬૪ (સંવત ૧૯૨૧ના કારતક સુદ ૯)થી

---

૨૪ એક નામવાર જીંદગીની ટુંક તવારીખ (૧૯૦૨), પૃ. ૪૯

૨૫ પારસી પ્રકાશ, દફ્તર ૨, ભાગ ૨ (૧૯૯૨), પૃ. ૮૯

"**કાઠીયાવાડ સમાચાર**" નામનું સોમવારે પ્રસિદ્ધ થતું સાપ્તાહિક બહાર પડ્યું હતું. એમાં મુખ્યત્વે કરીને કાઠિયાવાડના સમાચાર આવતા ને તે ઉપરાંત ચર્ચાપત્રો, કાવ્યો, એજન્સી ગેઝેટના ઠરાવ વગેરે પણ પ્રસિદ્ધ થતાં.

"મુંબઈ સમાચાર"ના માલિકો નાનાભાઈ રુસ્તમજી રાણીના અને માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાએ "મુંબઈ સમાચાર" પત્રમાંથી આખા અઠવાડિયાના તારવેલા મહત્ત્વના સમાચાર આપતું "**લોકમિત્ર**" નામનું સાપ્તાહિક પ્રગટ કરવું શરૂ કરેલું. એ શરૂમાં દર શનિવારે સાંજે પ્રસિદ્ધ થતું, પરંતુ પાછળથી તે રવિવારે બહાર પડતું; અને ૧૮૬૮થી ગુરુ અને રવિ એમ અઠવાડિયાના બે દિવસ પ્રસિદ્ધ થતું હતું. ૧૮૭૧ના અકટોબરમાં નાનાભાઈ રાણીનાએ "મુંબઈ સમાચાર"માંથી પોતાનો ભાગ છૂટો કરતાં માણેકજી મીનોચહેરહોમજીના "લોકમિત્ર"ના સ્વતંત્ર માલિક થયા.[૨૬]

તા. ૨૭ જાન્યુઆરી ૧૮૬૮થી સોરાબજી ખુરશેદજી ઈજનેરે "**સન્ડે રિવ્યુ**" નામનું દર રવિવારે પ્રગટ થતું ગૂજરાતી વર્તમાનપત્ર શરૂ કર્યું હતું. તે સન ૧૮૭૧ સુધી ચાલુ રહીને પછીથી બંધ પડ્યું.[૨૭]

"આપઅખત્યાર" અને "પારસી પંચ" પત્રોવાળા નસરવાનજી હોરામજી આપઅખત્યારે તા. ૬–૨–૧૮૬૮થી "**ઈઅજદાં પરસ્ત**" (યઝદાં પરસ્ત) નામનું દર ગુરુવારે પ્રકટ થતું પત્ર શરૂ કર્યું હતું. એના નામ મુજબ એમાં જરથોસ્તી ધર્મ અને કોમની નીતિરીતિ સંબંધી વીગતો મુખ્યત્વે પ્રસિદ્ધ થતી.

એમાં શરૂમાં કેટલોક સમય દસ્તૂર પેશોતનજી બેરામજી સંજાણાએ ધાર્મિક વિષયો પર લેખો આપ્યા હતા; પરંતુ નવેમ્બર ૧૮૬૯માં તેમણે બીજાં વર્તમાનપત્રોમાં એક પત્ર લખી જાહેર કર્યું કે એ "યઝદાં પરસ્ત" સાથે તેમને વધુ સમય સંબંધ રહ્યો નથી. એ પછીથી કેટલોક સમય

---

૨૬ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૩ (૧૮૯૪), પૃ. ૨૪૧

૨૭ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૩, પૃ. ૨૪૫

દસ્તૂર જામશેદજી સોરાબજી કુકાદારૂએ એમાં ધાર્મિક વિષયો ચર્ચ્યા હતા. મંચેરજી કાવસજી લંગડાના જેઓ "મનસુખ"ના નામે વધારે જાણીતા છે, તેમણે પણ આ સાપ્તાહિકમાં નિયમિત લેખો આપ્યા હતા.

"ઇઅિજદાં પરસ્ત" પાછળથી ગુરુવારને બદલે રવિવારે પ્રગટ થતું હતું. તા. ૨૦–૬–૧૮૭૮ને દિને નસરવાનજી આપઅખત્યારનું અવસાન થતાં એ પત્ર તેમના ભત્રીજા બરજોરજી નવરોજી આપઅખત્યારના હાથમાં ગયું જેમણે તે દશ વર્ષ ચલાવી તા. ૨૨–૬–૧૮૮૯થી બંધ કર્યું.[૨૮]

યૂનિયન પ્રેસના માલિકો નાનાભાઈ રુસ્તમજી રાણીના અને માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાએ "ધી યૂનિયન પ્રેસ" નામનું ગૂજરાતી દૈનિક તા. ૧૮–૪–૧૮૬૯થી પ્રગટ કરવા માંડ્યું. એમાં મુખ્યત્વે કરીને વ્યાપારવણજને લગતી વીગત પ્રસિદ્ધ થતી હતી. આશરે ૭ માસનું ટૂંક જીવન જીવીને એ પત્ર બંધ થઈ ગયું હતું.[૨૯]

ફરામજી કાવસજી ગોટલાએ તા. ૨૧–૮–૧૮૬૯થી "મુંબાઇ દોસ્ત" નામનું અઠવાડિક પત્ર ચલાવેલું. એ પત્ર આશરે દશ વર્ષ નિયમિત પ્રસિદ્ધ થતું રહ્યું હતું[૩૦]

ફરામજી કાવસજી માસ્તરે "ઈંડિયન ક્રીટીક અથવા ટીકાકાર" એ નામનું અંગ્રેજી-ગૂજરાતી વર્તમાનપત્ર તા૦ ૧૯મી અક્ટોબર ૧૮૭૦ને દિનથી શરૂ કર્યું હતું. એ દર શનિવારે પ્રસિદ્ધ થતું ને માત્ર ૭ માસ ચાલીને બંધ પડ્યું હતું.[૩૧]

સન ૧૮૭૨માં મુંબાઈમાં "આર્યમિત્ર" નામનું સાપ્તાહિક શરૂ થયું હતું અને તે તેના તંત્રીની અવ્યવસ્થાને કારણે ૧૮૮૧માં બંધ પડ્યું હતું.[૩૨]

---

૨૮ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૩, પૃ. ૨૪૬
૨૯ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૪ (૧૮૯૬), પૃ. ૨૮૭
૩૦ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૪, પૃ. ૩૦૧
૩૧ પારસી પ્રકાશ, દફતર, ૨, ભાગ ૪, પૃ. ૩૫૦
૩૨ ગુજરાતી, તા૦ ૨–૯–૧૯૦૪

શરૂ કર્યું હતું. આ પત્ર નવસારીનું પ્રથમ બિનસરકારી વર્તમાનપત્ર હતું. રુસ્તમજી ૧૯૧૧ સુધી એ પત્રના માલિક અને અધિપતિ રહ્યા, અને ત્યાર બાદ તેમની નબળી તબિયતને કારણે તેમના પુત્ર દોરાબજીએ તેમનું સ્થાન લીધું; પરંતુ તે પછી થોડા માસમાં જ તે બંધ થઈ ગયું.

રુસ્તમજી એ પત્રના તંત્રી હતા તે દરમિયાન તેની સામે બદનક્ષીના દશેક મુકદ્દમા નોંધાયા હતા અને લગભગ દરેકમાં એક યા બીજી રીતે સમજૂત થએલી.

નગીનદાસ મંછારામ ઘેલાભાઈએ મુંબાઈથી "**ગડગડાટ**" નામે સાપ્તાહિક શરૂ કર્યું હતું. તેની સ્થાપનાની ચોકકસ સાલ મળતી નથી, પરંતુ ૧૮૯૮ના અરસામાં નીકળ્યું હોય એમ જણાય છે. એ થોડો વખત ચાલી બંધ પડ્યું, પરંતુ નગીનદાસે ૧૯૨૩ના જાન્યુઆરીથી સૂરતથી એ જ નામે તે ફરી ચાલુ કર્યાનું જણાય છે. અલ્પ મુદ્દતમાં જ એનું પ્રકાશન પણ બંધ પડયું. એમાં આવેલાં વ્યંગ ચિત્રોને લઈ વાચકવર્ગનું તેણે લક્ષ ખેંચ્યું હતું.

૧૮૯૯માં "**પંચદંડ**" નામે રમૂજી વાનગી પીરસવા પ્રત્યે સારું લક્ષ આપતું સાપ્તાહિક નીકળ્યું હતું. એના માલિક હિંદુ હતા, પરંતુ એનો લેખકવર્ગ મુખ્યત્વે કરીને પારસી હતો, જેમાં ખુરશેદજી ફરામરોજ ("બીરબલ")નો સમાવેશ થાય છે. એ પત્રનું પ્રકાશન સન ૧૯૦૪માં બંધ પડયું.[૪૨]

અરદેશર પેસ્તનજી કંટ્રાકટરે ૧૯૦૧ના પ્રારંભથી "**નગરચર્ચા**" નામે દરરોજ સાંજે પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કર્યું હતું, જે માત્ર થોડા માસ ચાલીને બંધ પડયું હતું.[૪૩]

તા. ૨૫-૧-૧૯૦૫થી જેહાંગીર સોરાબજી તાલેયારખાને "**ધી પારસી**" નામે અંગ્રેજી માસિક શરૂ કર્યું હતું. એનો અત્રે નિર્દેશ એટલા માટે

૪૨ વીસમી સદી, એપ્રિલ ૧૯૧૭, પૃ ૩૪

૪૩ પા[illegible] પ્રકાશ[illegible] " " પૃ. ૬૫

"કાઠિયાવાડ ટાઇમ્સ" શરૂ થયું. એ પત્ર દર બુધ અને રવિવારે રાજકોટથી ટી. એ. વઝીરાણીના તંત્રીપદે, આજ સુધી પ્રગટ થતું રહ્યું છે.

કરાંચીના "ફીનીક્ષ" પ્રેસના મેનેજરે તા. ૭–૩–૧૮૯૧થી **"પ્રજામિત્ર"** નામનું સાપ્તાહિક શરૂ કર્યું હતું. ત્રણ માસ પછી તા. ૨૮–૬–૧૮૯૧ને દિનથી કરાંચીથી **"સીંધ વરતમાન"** નામે શનિવારે પ્રગટ થતું બીજું એક અઠવાડિક પણ નીકળ્યું હતું.[૩૮]

તા. ૧૬–૯–૧૮૯૨થી એદલજી દોરાબજી તલાટીએ સૂરતથી **"તલાટી સમાચાર"** નામે દર માસે પારસી રોજ અહુરમઝદ (પારસી મહિનાનો પહેલો દિવસ)ને દિને પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કર્યું હતું. એ અખબાર માત્ર તલાટી કુટુંબના સભ્યો સારુ પ્રગટ થતું હતું.[૩૯] એક જ કુટુંબના સભ્યોની વાકેફી માટે ખાસ સમાચારપત્ર બહાર પડે એ બહુ નવાઈ જેવું લાગે છે અને તેથી એ માસિક હોવા છતાં તેનો અત્રે ઉલ્લેખ કર્યો છે.[૪૦]

૧૮૯૪થી ૧૮૯૭ સુધી નગીનદાસ મંછારામ ઘેલાભાઈએ મુંબાઈથી **"ભીમસેન"** નામનું પત્ર પ્રસિદ્ધ કર્યું હતું. એનાં લખાણ હળવી શૈલીનાં હતાં અને ઠઠ્ઠાચિત્રો પણ એમાં આવતાં, તેથી તેણે લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી.

દાદાભાઈ નસરવાનજી કેળાંવાળાએ તા. ૧૪–૭–૧૮૯૫થી **"સ્વતંત્ર"** નામનું દર રવિવારે પ્રગટ થતું અંગ્રેજી–ગૂજરાતી સાપ્તાહિક શરૂ કર્યું હતું. એ પત્ર ડિસેમ્બર ૧૮૯૭ સુધી ચાલીને બંધ પડ્યું હતું.[૪૧]

રુસ્તમજી જામાસપજી દસ્તૂર મહેરજીરાણાએ તા. ૧૪–૨–૧૮૯૭થી નવસારીથી **"નવસારી પ્રકાશ"** નામનું રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક

---

૩૮ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૩૬૭ અને ૩૭૯

૩૯ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૪૧૦ અને ૪૧૩

૪૦ એને જુદી રીતે મળતું આવતું એક બીજું સામયિક તે કાઠિયાવાડથી ૧૯૩૪ના અરસામાં પ્રકટેલું "રવાણી બંધુ". એમાં માત્ર રવાણીકુટુંબના સભ્યોએ લખેલા લેખ પ્રગટ થતા ને મોટે ભાગે બોધપ્રદ હતા.

૪૧ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૫૩૯

માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાએ તા૦ ૧૨–૧૧–૧૮૭૪થી "**દાતરડું**" નામે દર ગુરુવારે પ્રગટ થતું સાપ્તાહિક શરૂ કર્યું હતું. એમાં સમાચાર ઉપરાંત ચિત્રો સાથે રમૂજી ટૂચકા, નવલિકા, ચાલુ વાર્તા, કાવ્યો વગેરે પણ પ્રગટ થતાં હતાં. તંત્રીસ્થાને માણેકજી મીનોચહેર-હોમજીના પોતે હતા અને ઘણા વિષયો ખરશેદજી બમનજી ફરામરોજ (બીરબલ), નાનાભાઈ નશરવાનજી માસ્તર, એદલજી જમશેદજી ખોરી વગેરે લખતા હતા. પંદર વર્ષ ચાલી એ પત્ર સન ૧૮૮૯માં બંધ પડ્યું હતું.[૩૩]

૧૮૭૪માં ગિરધરલાલ દયાળદાસ કોઠારીએ "**અવધૂત**" નામે પાક્ષિક પત્ર કાઢ્યું હતું, પરંતુ તેના માત્ર બે અંક પ્રગટ થયા હતા.[૩૪]

ઇચ્છારામ દેસાઈના જણાવવા મુજબ "**ભૂત**" અને "**વર્તમાન**" નામનાં બે પત્રો એ અરસામાં હિંદુ માલિકી હેઠળ બહાર પડ્યાં હતાં અને થોડો સમય ચાલીને બંધ થઈ ગયાં હતાં.[૩૫]

જીજીભાઈ ખરશેદજી કાપડિયાએ તા૦૧–૨–૧૮૫૫થી "**પખવાડયાંની મજાહ**" નામનું પખવાડિક ચલાવવા માંડ્યું હતું. ૧૮૮૮ના માર્ચથી એ પત્ર જાણીતા પારસી પુસ્તક પ્રસિદ્ધ કરનાર અને વેચનાર જેહાંગીર બ. કરાણીની માલિકીનું બન્યું હતું.[૩૬]

તા. ૬–૧–૧૮૮૬થી બેજનજી રુસ્તમજી દારોગાએ ભરૂચથી "**ભરૂચ મિત્ર**" નામનું બુધવારે બહાર પડતું સાપ્તાહિક શરૂ કર્યું હતું.[૩૭] એ નામનું પત્ર આજે પણ ભરૂચથી પ્રસિદ્ધ થાય છે.

૧૮૮૮માં અંગ્રેજી નામ ધરાવતું ગૂજરાતી ભાષાનું વૃત્તપત્ર

---

૩૩ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૬ (૧૯૦૩), પૃ. ૫૦૯

૩૪ ગુજરાતી, તા. ૨–૭–૧૯૦૪

૩૫ ગુજરાતી, તા. ૨–૭–૧૯૦૪

૩૬ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૧૪૫

૩૭ પારસી પ્રકાશ, દફતર ૩, પ. ૧૭૨

"કાઠિયાવાડ ટાઇમ્સ" શરૂ થયું. એ પત્ર દર બુધ અને રવિવારે રાજકોટથી ટી. એ. વઝીરાણીના તંત્રીપદે, આજ સુધી પ્રગટ થતું રહ્યું છે.

કરાંચીના "ફીનીક્ષ" પ્રેસના મેનેજરે તા. ૭–૩–૧૮૯૧થી "પ્રજામિત્ર" નામનું સાપ્તાહિક શરૂ કર્યું હતું. ત્રણ માસ પછી તા. ૨૮–૬–૧૮૯૧ને દિનથી કરાંચીથી "સીંધ વરતમાંન" નામે શનિવારે પ્રગટ થતું બીજું એક અઠવાડિક પણ નીકળ્યું હતું.[૩૮]

તા. ૧૬–૯–૧૮૯૨થી એદલજી દોરાબજી તલાટીએ સુરતથી "તલાટી સમાચાર" નામે દર માસે પારસી રોજ આહુરમઝદ (પારસી મહિનાનો પહેલો દિવસ)ને દિને પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કર્યું હતું. એ અખબાર માત્ર તલાટી કુટુંબના સભ્યો સારુ પ્રગટ થતું હતું.[૩૯] એક જ કુટુંબના સભ્યોની વાકેફી માટે ખાસ સમાચારપત્ર બહાર પડે એ બહુ નવાઈ જેવું લાગે છે અને તેથી એ માસિક હોવા છતાં તેનો અત્રે ઉલ્લેખ કર્યો છે.[૪૦]

૧૮૯૪થી ૧૮૯૭ સુધી નગીનદાસ મંછારામ ઘેલાભાઈએ મુંબાઈથી "ભીમસેન" નામનું પત્ર પ્રસિદ્ધ કર્યું હતું. એનાં લખાણ હળવી શૈલીનાં હતાં અને ઠઠ્ઠાચિત્રો પણ એમાં આવતાં, તેથી તેણે લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી.

દાદાભાઈ નસરવાનજી કેળાંવાળાએ તા. ૧૪–૭–૧૮૯૫થી "સ્વતંત્ર" નામનું દર રવિવારે પ્રગટ થતું અંગ્રેજી–ગૂજરાતી સાપ્તાહિક શરૂ કર્યું હતું. એ પત્ર ડિસેમ્બર ૧૮૯૭ સુધી ચાલીને બંધ પડ્યું હતું.[૪૧]

રુસ્તમજી જામાસ્પજી દસ્તૂર મહેરજીરાણાએ તા. ૧૪–૨–૧૮૯૭થી નવસારીથી "નવસારી પ્રકાશ" નામનું રવિવારે પ્રગટ થતું સાપ્તાહિક

---

૩૮ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૩૬૭ અને ૩૭૯

૩૯ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૪૧૦ અને ૪૧૩

૪૦ એને જુદી રીતે મળતું આવતું એક બીજું સામયિક તે કાઠિયાવાડથી ૧૯૩૪ના અરસામાં પ્રકટેલું "રવાણી બંધુ". એમાં માત્ર રવાણીકુટુંબના સભ્યોએ લખેલા લેખ પ્રગટ થતા ને મોટે ભાગે બોધપ્રદ હતા.

૪૧ પારસી પ્રકાશ, દફતર ૩, પૃ. ૫૩૯

શરૂ કર્યું હતું. આ પત્ર નવસારીનું પ્રથમ બિનસરકારી વર્તમાનપત્ર હતું. રુસ્તમજી ૧૯૧૧ સુધી એ પત્રના માલિક અને અધિપતિ રહ્યા, અને ત્યાર બાદ તેમની નબળી તબિયતને કારણે તેમના પુત્ર દોરાબજીએ તેમનું સ્થાન લીધું; પરંતુ તે પછી થોડા માસમાં જ તે બંધ થઈ ગયું.

રુસ્તમજી એ પત્રના તંત્રી હતા તે દરમિયાન તેની સામે બદનક્ષીના દરેક મુકદ્દમા નોંધાયા હતા અને લગભગ દરેકમાં એક યા બીજી રીતે સમજૂત થએલી.

નગીનદાસ મંછારામ ઘેલાભાઈએ મુંબાઈથી "ગડગડાટ" નામે સાપ્તાહિક શરૂ કર્યું હતું. તેની સ્થાપનાની ચોકકસ સાલ મળતી નથી, પરંતુ ૧૮૯૮ના અરસામાં નીકળ્યું હોય એમ જણાય છે. એ થોડો વખત ચાલી બંધ પડ્યું, પરંતુ નગીનદાસે ૧૯૨૩ના જાન્યુઆરીથી સૂરતથી એ જ નામે તે ફરી ચાલુ કર્યાનું જણાય છે. અલ્પ મુદ્દતમાં જ એનું પ્રકાશન પણ બંધ પડયું. એમાં આવેલાં બ્યંગ ચિત્રોને લઈ વાચકવર્ગનું તેણે લક્ષ ખેંચ્યું હતું.

૧૮૯૯માં "**પંચદંડ**" નામે રમૂજી વાનગી પીરસવા પ્રત્યે સારું લક્ષ આપતું સાપ્તાહિક નીકળ્યું હતું. એના માલિક હિંદુ હતા, પરંતુ એનો લેખકવર્ગ મુખ્યત્વે કરીને પારસી હતો, જેમાં ખુરશેદજી ફરામરોજ ("બીરબલ")નો સમાવેશ થાય છે. એ પત્રનું પ્રકાશન સન ૧૯૦૪માં બંધ પડયું.[૪૨]

અરદેશર પેસ્તનજી કંટ્રાકટરે ૧૯૦૧ના પ્રારંભથી "**નગરચર્ચા**" નામે દરરોજ સાંજે પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કર્યું હતું, જે માત્ર થોડા માસ ચાલીને બંધ પડયું હતું.[૪૩]

તા. ૨૫-૧-૧૯૦૫થી જેહાંગીર સોરાબજી તાલેયારખાને "**ધી પારસી**" નામે અંગ્રેજી માસિક શરૂ કર્યું હતું. એનો અત્રે નિર્દેશ એટલા માટે

૪૨ વીસમી સદી, એપ્રિલ ૧૯૧૭, પૃ. ૩૪

૪૩ પારસી પ્રકાશ, દફતર ૪, ભાગ ૧ (૧૯૨૩), પૃ. ૬૫

આવશ્યક છે કે પાછળથી એમાં ગૂજરાતી વિભાગ પણ શરૂ થયો હતો, તેણે સાપ્તાહિક સ્વરૂપ લીધું હતું અને અંતે બીજા ગૂજરાતી પત્ર સાથે તે જોડાઈ ગયું હતું. "પારસી"ની નીતિ પારસી સમાજમાં સુધારક વિચારોનો પ્રસાર કરવાની હતી.

જાન્યુઆરી ૧૯૦૬થી એ માસિક સાપ્તાહિકમાં ફેરવાઈ ગયું અને તેના તંત્રીસ્થાને એરચશા રુસ્તમજી હીરજીબહેદીન આવ્યા હતા, જેઓ પાછળથી "કયસરે હિન્દ" પત્રના તંત્રી તરીકે પ્રસિદ્ધિ પામ્યા. ૧૯૦૭માં એમાં ગૂજરાતી વિભાગ શરૂ થયો હતો. તાતા પબ્લિશિંગ કંપનીએ એ પત્ર પાછળથી ખરીદી તેને દૈનિકમાં ફેરવી નાખી **"પ્રજામિત્ર અને પારસી"**નું નવું નામ આપ્યું.[૪૪] એના પહેલા તંત્રી તરીકે મહેરજીભાઈ પાલણજી માદનની નિમણૂક થઈ હતી. ૧૯૨૬માં "હિન્દુસ્તાન" પત્ર સાથે એ જોડાઈ ગયું ને ત્યારથી **"હિન્દુસ્થાન અને પ્રજામિત્ર"**ને નામે સાંજે બહાર પડતું.[૪૫]

૧૯૧૬ના અરસામાં **"રાજ્યમિત્ર"** નામનું સાપ્તાહિક અમદાવાદથી શરૂ થયું હતું. એની એક વિશિષ્ટતા એ હતી કે તેના સંચાલકો ગ્રાહકને દર માસે એક ભેટ પુસ્તક આપતા. વાર્ષિક રૂ. ૪)ના લવાજમમાં પત્ર ઉપરાંત બાર ભેટ પુસ્તક કોઈ બીજા વૃત્તપત્રના સંચાલકે આપ્યાં નથી અને તેમ કરવું પાલવે પણ નહિ. છાપખાનું બળી જવાને કારણે "રાજ્યમિત્ર" કેટલાક સમય પછી બંધ કરવું પડ્યું હતું.

"અખબારે સોદાગર" અને "જામે જમશેદ"ના કલકત્તાના ખબરપત્રી તરીકે એદલજી નવરોજી કાંગા કામ કરતા, તે પરથી કલકત્તામાં એક ગૂજરાતી સાપ્તાહિક શરૂ કરવાનો વિચાર એમને સ્ફુર્યો. અલાદીના ચાંદુ નામના એક ખોજા સજ્જન અને તેમના એક બંગાળી મિત્ર નાગેન્દ્રનાથ ઘોષાલની

---

૪૪ "પારસી પ્રકાશ", દફતર ૪, ભાગ ૩ (૧૯૨૮), પૃ. ૧૦૭ (૩)

૪૫ અત્રે નોંધી લેવું યોગ્ય થશે કે નસરવાનજી માણેકજી કૂપરે ૧૯૦૫માં "*Parsi Chronicle*" નામનું અંગ્રેજી પત્ર છેક લંડનમાં પ્રગટ કરવું શરૂ કર્યું હતું.

("પારસી પ્રકાશ", દફતર ૪, ભાગ ૩ (૧૯૨૮), પૃ. ૧૧૩ (૯)

શરૂ કર્યું હતું. આ પત્ર નવસારીનું પ્રથમ બિનસરકારી વર્તમાનપત્ર હતું. રુસ્તમજી ૧૯૧૧ સુધી એ પત્રના માલિક અને અધિપતિ રહ્યા, અને ત્યાર બાદ તેમની નબળી તબિયતને કારણે તેમના પુત્ર દોરાબજીએ તેમનું સ્થાન લીધું; પરંતુ તે પછી થોડા માસમાં જ તે બંધ થઈ ગયું.

રુસ્તમજી એ પત્રના તંત્રી હતા તે દરમિયાન તેની સામે બદનક્ષીના દશેક મુકદ્દમા નોંધાયા હતા અને લગભગ દરેકમાં એક યા બીજી રીતે સમજૂત થએલી.

નગીનદાસ મંછારામ ઘેલાભાઈએ મુંબાઈથી "**ગડગડાટ**" નામે સાપ્તાહિક શરૂ કર્યું હતું. તેની સ્થાપનાની ચોકકસ સાલ મળતી નથી, પરંતુ ૧૮૯૮ના અરસામાં નીકળ્યું હોય એમ જણાય છે. એ થોડા વખત ચાલી બંધ પડ્યું, પરંતુ નગીનદાસે ૧૯૨૩ના જાન્યુઆરીથી સૂરતથી એ જ નામે તે ફરી ચાલુ કર્યાનું જણાય છે. અલ્પ મુદ્દતમાં જ એનું પ્રકાશન પણ બંધ પડયું. એમાં આવેલાં વ્યંગ ચિત્રોને લઈ વાચકવર્ગનું તેણે લક્ષ ખેંચ્યું હતું.

૧૮૯૯માં "**પંચદંડ**" નામે રમૂજી વાનગી પીરસવા પ્રત્યે સારું લક્ષ આપતું સાપ્તાહિક નીકળ્યું હતું. એના માલિક હિંદુ હતા, પરંતુ એનો લેખકવર્ગ મુખ્યત્વે કરીને પારસી હતો, જેમાં ખુરશેદજી ફરામરોજ ("બીરબલ")નો સમાવેશ થાય છે. એ પત્રનું પ્રકાશન સન ૧૯૦૪માં બંધ પડયું.[૪૨]

અરદેશર પેસ્તનજી કંટ્રાકટરે ૧૯૦૧ના પ્રારંભથી "**નગરચર્ચા**" નામે દરરોજ સાંજે પ્રસિદ્ધ થતું પત્ર શરૂ કર્યું હતું, જે માત્ર થોડા માસ ચાલીને બંધ પડયું હતું.[૪૩]

તા. ૨૫–૧–૧૯૦૫થી જેહાંગીર સોરાબજી તાલેયારખાને "**ધી પારસી**" નામે અંગ્રેજી માસિક શરૂ કર્યું હતું. એનો અત્રે નિર્દેશ એટલા માટે

૪૨ વીસમી સદી, એપ્રિલ ૧૯૧૭, પૃ. ૩૪

૪૩ પારસી પ્રકાશ, દફતર ૪, ભાગ ૧ (૧૯૨૩), પૃ. ૬૫

જતાં ત્યાંના વાતાવરણમાં જે અવ્યવસ્થા આવી એની અસરને લઈ એ પત્ર બંધ પડ્યું છે.

ઉપરની વીગતો પરથી સમજાય છે કે ગૂજરાતી વૃત્તવિવેચનના ક્ષેત્રમાં, ખાસ કરીને તેની શરૂઆતનાં વર્ષોમાં, પારસીઓએ ભારે ઉત્સાહ દાખવ્યો હતો અને સંખ્યાબંધ પત્રો પ્રગટ કર્યાં હતાં. એમાંનાં કેટલાંક અંગ્રેજી નામ ધરાવવા છતાં ગૂજરાતી ભાષામાં પ્રગટ થતાં અને કેટલાકમાં ગૂજરાતી ઉપરાંત અંગ્રેજી વિભાગ પ્રસિદ્ધ થતો હતો. શરૂ શરૂનાં કેટલાંક સાપ્તાહિકો સમાચારપત્રો નહોતાં, પરંતુ કેવળ ધાર્મિક અને સામાજિક વિષયોની ચર્ચા કરતાં વિચારપત્રો હતાં અને કોઈકમાં આજે સાહિત્યમાં સ્થાન મેળવી શકે એવી વાનગી પણ પિરસાતી હતી. પરંતુ, એકંદરે, શું પત્રકારિત્વની દૃષ્ટિએ કે શું સાહિત્યની કે વિચારસામર્થ્યની દૃષ્ટિએ, આ બધાં પત્રો ગૂજરાતી વૃત્તવિવેચનના સમગ્ર અવલોકનમાં સામાન્ય ઉલ્લેખ ઉપરાંત વધારે મહત્ત્વનાં અધિકારી નથી.



## ૨૦: ગૂજરાતી વૃત્તવિવેચનમાં નૂતન જીવનનો યુગ

સન ૧૯૧૮માં ગૂજરાતી પત્રકારિત્વનો એક યુગ પૂરો થાય છે. ગાંધીજી એ ક્ષેત્રમાં દાખલ થતાં આપણા વૃત્તવિવેચનમાં નવા યુગની શરૂઆત થાય છે. ૧૯૧૮ સુધીના લાંબું જીવન પામેલાં યા ટૂંક જીવનમાં ય સારું કાર્ય કરી ગએલાં ગૂજરાતી વર્તમાનપત્રો સંબંધી આગલાં પ્રકરણોમાં વિસ્તારથી ચર્ચા કરી છે. એ પછીનાં પત્રો સંબંધી આ સ્થાને સવિસ્તર ચર્ચા કરવાનો આ મહાનિબંધનો આશય નથી. સમયની એટલી મુખ્ય મર્યાદા આ નિબંધની સ્વીકારી છે. ત્યાર પછીના વૃત્તપત્રના વિકાસનું માત્ર દિગ્દર્શન કરીશું.

વીસમી સદીની શરૂઆતથી ગૂજરાતી અખબારોએ રાજકારણમાં પહેલાં કરતાં વધારે રસ લેવા માંડ્યો હતો. હિંદી રાષ્ટ્રીય મહાસભા જે કાર્ય કરી રહી હતી તેને મિત્રભાવે કે ટીકાદૃષ્ટિએ પણ એમાં વધુ સ્થાન મળવા લાગ્યું. ૧૯૧૯માં ઈન્દુલાલ યાજ્ઞિકના "નવજીવન" માસિકનું તંત્રીસ્થાન ગાંધીજીએ સંભાળ્યુ અને તેને સાપ્તાહિકમાં ફેરવી નાખ્યું, ત્યારથી એ દિશામાં નવું જીવન પ્રકટ્યું કહી શકાય.

વર્તમાનપત્રે પ્રજાને સમાચાર અને વિચાર એ બે વસ્તુ મુખ્યત્વે પૂરી પાડવાની છે. સાધારણ રીતે વૃત્તપત્રો ખબર પ્રત્યે વધુ લક્ષ આપે છે પરંતુ "નવજીવન" સંબંધી વસ્તુસ્થિતિ ઊલટી છે. પ્રજામાનસનો વિકાસ સાધવાને, પ્રજાને યોગ્ય દોરવણી આપવાને, ફક્ત રાજકારણ નહિ પરંતુ જીવનના હરકોઈ ક્ષેત્રમાં તેને કેળવવાનું ધ્યેય રાખીને "નવજીવને" કામ કર્યું છે. તેનું જીવન મુદ્દતની દૃષ્ટિએ અલ્પ નીવડ્યું છે, છતાં તેણે કરેલ કાર્ય અને ફેલાવેલી અસર લક્ષમાં લેતાં એ અમર જીવન જીવ્યું છે.

"નવજીવન"નું સુકાન સંભાળી લેતાં ગાંધીજીએ જણાવેલું કે તેમણે પ્રજાને સંદેશ પહોંચાડવાનો છે અને તે માટે "નવજીવન"ના સંચાલનની જવાબદારી પોતે ઉપાડે છે. સત્ય, અહિંસા, સ્વદેશી, સ્વરાજ્ય અને એકતાનો સંદેશ ગાંધીજીએ બહુ પ્રબળ રીતે આ સાપ્તાહિક દ્વારા જ આપ્યો છે અને તે વડે પ્રજામાં ભારે ચેતન આણ્યું છે; તેના વિચારોમાં, જીવનમાં જબ્બર પલટો આણ્યો છે.

ગાંધીજીના લેખો પ્રજામાનસ ઉપર, મોટાં શહેરોથી માંડીને ગામડામાં વસતા ગરીબ ખેડુત સુદ્ધાંને સ્પર્શી શક્યા તે માટેનું મુખ્ય કારણ તેમની અપૂર્વ સરળ અને સચોટ શૈલી છે. ભારેખમ ભાષાનો તેમને મોહ નહોતો. સાધારણ કેળવણી પામેલી વ્યક્તિ પણ સમજી શકે એવી સાદી અને સરળ શૈલીની તેમની હિમાયત સુવિદિત છે. "નવજીવન"માંના ગાંધીજીના લેખોની સાદી, સહેલી, સરળ ભાષા પ્રજામાનસ ઉપર કેવી ઉત્તમ અસર નિપજાવી શકે છે તે પુરવાર કરે છે. એઓ જે લખતા એ વિશાળ અનુભવ, ઊંડો અભ્યાસ, અપાર ચિંતન અને ચોક્કસ ભાવનાઓ અને સિદ્ધાન્તોમાં અચળ શ્રદ્ધાનું પરિણામ હતું એટલે એમનું લખાણ હંમેશ ચોટદાર અને કુદરતી લાગતું અને વાચકના મન અને હૃદય પર તે ધારી અસર કરવામાં સફળ થતું. નિખાલસતા, સરળતા, સ્પષ્ટતા અને સંક્ષિપ્તતા એ ગાંધીજીના લખાણનાં પ્રધાન લક્ષણ છે.

ગાંધીજીના વ્યક્તિત્વની છાપ ઉપરાંત "નવજીવન"ની એક ખાસ વિશિષ્ટતા છે. એની પહેલાં "ગુજરાતી" વગેરે પત્રોમાં રાજકીય વિષયો આવતા ખરા, પરંતુ તેણે ગૂજરાતને ગૂજરાતી રાજકીય પરિભાષા નહોતી આપી. એ કાર્ય ગાંધીજીએ "નવજીવન" દ્વારા કર્યું. એ મારફત તેમણે આપેલું સાહિત્ય ઘણું વિશાળ છે અને પ્રજાને તેથી પરિચિત રાખવા કાજે, યોગ્ય સમયે માર્ગદર્શન અર્થે તેનો આશરો લઈ શકાય તે માટે અને ભાવિની પ્રજા પણ તેનો ઉપયોગ કરે એ સારુ એ લખાણોનું દોહન કરીને સંખ્યાબંધ પુસ્તક–પુસ્તિકા દ્વારા નવજીવન કાર્યાલયે પ્રસિદ્ધ કર્યું છે.

રાજકીય ઉથલપાથલો અંગે ૧૯૩૨માં "નવજીવન" બંધ થયું.

એ દરમિયાન તેણે કેવળ ગૂજરાતી પત્રકારિત્વના જ નહિ પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં પણ મહત્ત્વનું સ્થાન મેળવ્યું હતું. એનું કદ નાનું હતું—ફૂલ્સકેપ સાઈઝનું. એમાં જાહેરખબર લેવાતી નહિ અને લેખની શરૂઆતમાં નાના અક્ષરોમાં મથાળું મૂકયા ઉપરાંત વર્તમાનપત્રોમાં સાધારણ એવા શીર્ષકોનો ઠઠેરો કરવાનો પ્રયાસ કદી થયો નથી. તેનું મુદ્રણ અત્યંત સાદું પરંતુ સુઘડ અને શુદ્ધ હતું. ગાંધીજીના જીવનમાં, તેમની રહેણીકરણીમાં જે સાદાઈ હતી તેનું પ્રતિબિંબ "નવજીવન"માં પણ પડ્યું છે. એણે પ્રજાનું એટલું લક્ષ ખેંચ્યું કે તે અરસામાં ઉદ્ભવેલાં નવાં સાપ્તાહિકોએ તેના કદની, સાદાઈની તથા શૈલીની નકલ કરી.

ગાંધીજીના આ વિખ્યાત અખબારમાં શું વાચનસામગ્રી આવતી તે તેના એક અંક પર નજર નાખીને જોઈએ. રવિવાર તા. ૧૩મી નવેમ્બર ૧૯૨૧નો "નવજીવન"નો અંક લેતાં તેમાં પહેલે પાને ગાંધીજીએ લખેલો "પરીક્ષા" નામક લેખ છે. સત્યાગ્રહ માટે ગૂજરાતીઓને એમાં એમણે દોરવણી આપી છે. એ પછી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનો "જીવન્ત ઇતિહાસ" નામક ઇતિહાસની ઉપયોગિતા સમજાવતો એક કટારનો લેખ છે. આખું ત્રીજું પાનું રોકતો ત્રીજો લેખ પણ કાકાસાહેબનો જ "સ્ત્રૈણ કેળવણી" વિશે છે. ચોથે પાને ગાંધીજીએ લખેલો "બેડો બળવો" નામક અગ્રલેખ છે. સત્યાગ્રહીની ફરજો સમજાવતાં એમાં એમણે લખ્યું છે કે:

> "...સત્યાગ્રહીઓનો કોઈ પણ સમૂહ ફોજ અગર લશ્કર જેવો જ છે, અને તેને લશ્કરી જીવનને લગતા બધા જ નિયમો લાગૂ સમજવાના છે. ઉલટા સામાન્ય લશ્કરના નિયમોના કરતાં એ વધુ આકરા અને અઘરા છે, કારણ આ સેનાના સિપાઈના જીવનમાં સામાન્ય સિપાઈના જેવું ખૂન ચડવાને અને તે ઉતરવાને સારૂ ગાંડાતૂર બનવાને અવકાશ નથી. બીજી બાજુએ એ પણ સાચું છે કે સત્યાગ્રહીઓનું લશ્કર 'જૈસે કુ તૈસા'ના જુસ્સાથી મુક્ત હોય, જેથી તેમની વૃત્તિમાં વેર કે વિકાર ન હોય; એટલે ઓછામાં ઓછી સંખ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધી શકે. ખરે જ,

એક જ પૂરો સત્યાગ્રહી અધર્મની સામે ધર્મની લડાઈમાં જય મેળવવાને સારૂ બસ છે.”

એ પછી ત્રણ પાનાંથી વધુ લાંબા “મારી નોંધ” નામક વિભાગમાં મહાત્માજીએ પોતાને પુછાયેલા પ્રશ્નોના જવાબ આપ્યા છે તથા હિંદુસ્તાની ભાષા, કાંતણ વગેરેની ઉપયોગિતા ટૂંકમાં સમજાવી છે. આઠમે પાને છેવટની અડધી કોલમમાં “મજૂર વિદ્યાર્થીઓની કેળવણી” સંબંધી કોઈ તરફથી મળેલો લેખ છે.

૧૯૩૨માં “નવજીવન” બંધ થયું, પણ થોડો વખત રહીને “હરિજનબંધુ”ને નામે એનો પુનરવતાર થયો. એના તંત્રી તરીકે ચંદ્રશંકર પ્રાણશંકર શુકલનું નામ હતું પરંતુ એના સંપાદનમાં મહાદેવભાઈ હરિભાઈ દેસાઇનો મહત્ત્વનો હિસ્સો હતો. ગાંધીજી ઉપરાંત મહાદેવભાઈ, કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, નરહરિ પરીખ વગેરેના વિવિધ વિષય પરના મનનીય લેખોથી એનાં પૃષ્ઠ શોભ્યાં છે. એ વિદ્વાનો એમાં જીવનની અનેકાનેક બાબત પર ચર્ચા કરતા અને એને લીધે એમાં વિષયોનું વૈવિધ્ય સારું જળવાતું.

ગૂજરાતી વર્તમાનપત્રોમાં, ખાસ કરીને સાપ્તાહિકોમાં, તંત્રી તરફની અંગ્રેજી નોંધ પ્રગટ થવાનો લાંબા સમયથી રિવાજ પડ્યો હતો. પ્રાંતિક ભાષાથી અજાણ સરકારી અમલદારો આ અંગ્રેજી નોંધ વાંચે અને પ્રજા-અવાજ પારખે એવો એનો આશય હતો. ગૂજરાતી પત્રોમાં અંગ્રેજી ભાષામાં નોંધ પ્રગટ થાય તે સામે ગાંધીજીએ કચવાટ દેખાડતાં અનેક પત્રોમાં તેમ થતું બંધ થઈ ગયું.

૧૯૪૦માં મહાત્માજીએ વ્યક્તિગત સવિનય ભંગનાં મંડાણ કર્યાં. એ પ્રસંગે તા. ૧૮-૧૦-૧૯૪૦ને દિને “હરિજન”ના તંત્રીને પૂના જિલ્લા મેજિસ્ટ્રેટની કચેરીમાંથી એવી મતલબની નોટિસ મળી કે પ્રથમ સત્યાગ્રહી વિનોબા ભાવેના સત્યાગ્રહ માટે કારણભૂત બનેલા કોઈ પણ બનાવની વીગત અથવા તે પછીથી બનેલા તેને લગતા કોઈ પણ પ્રસંગનું વર્ણન દિલ્હી ખાતેના વડા અખબારી સલાહકારની આગળથી રજા લીધા સિવાય પ્રસિદ્ધ ન કરવાં. વધુમાં આદેશ અપાયેલો કે હિંદ સંરક્ષણ ધારાની ૩૯મી કલમ

હેઠળ પગલાં લેવાય તે સ્થિતિથી બચવા માટે આ સૂચનનો અમલ કરવો તંત્રીના લાભમાં છે.

આ 'નોટિસ' તંત્રીની કલમ અને તેના અધિકાર પર તરાપ મારનારી હતી એટલે કયાં તો એનો ભંગ કરીને સરકાર કરે એ શિક્ષા ખમવાનો કે વિરોધ તરીકે પ્રકાશન જ બંધ કરી દેવાનો નિર્ણય કરવાનો હતો. ગાંધીજીએ એમાંનો બીજો નિર્ણય પસંદ કર્યો. ૧૯૪૦ની ૨૫મી અક્ટોબરે વર્ધાથી એક નિવેદન પ્રગટ કરીને તેમણે જણાવ્યું હતું કે:

> "સત્યની સેવા અર્થે જ આ ત્રણે અખબારોનું ('હરિજન', 'હરિજનબંધુ' અને 'હરિજન સેવક') સંચાલન આજ સુધી થતું આવ્યું છે અને એજ રીતે બધા લાગતા-વળગતા પક્ષોની પણ એણે સેવા કરી છે. પણ જો સરકારી પગલાની ધમકી હેઠળ જ એ અખબારોનું સંપાદન કરવાનું હોય તો મારાથી બધા હિતોની સેવા ન જ થઈ શકે. સવિનય અનાદર ઇચ્છનીય છે કે નહિ તે પ્રશ્ન બાજુએ રાખીએ તોપણ અખબારોની સ્વતંત્રતા એ એક મહામૂલો અધિકાર છે".

૧૯૪૬થી હરિજનપત્રો ફરી પ્રગટ થવા માંડ્યાં. ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખે મહાત્માજીનું અવસાન થતાં એ પત્રોનું પ્રકાશન મોકૂફ રખાયું. એ વર્ષના એપ્રિલ માસથી તે ફરી પ્રગટ થવા માંડ્યાં છે. કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા એના તંત્રીસ્થાને આવ્યા છે.

દેશમાં રાજકીય જાગૃતિ આણવામાં "નવજીવને" આપેલો ફાળો અમૂલ્ય હતો, પરંતુ એની ભૂમિકા મુખ્યત્વે કરીને દેશવ્યાપી રહેતી હોઈ પ્રાંતીય વિકાસ અર્થે પ્રાંતોમાં નવાં પત્રો પ્રગટ કરવાને અવકાશ અને આવશ્યકતા હતી. એ પિછાણીને એ દિશામાં જે જે પ્રયત્ન થયા તેમાં વિશેષ લક્ષ ખેંચનાર પ્રથમ પ્રયાસ તે કાઠિયાવાડના "સૌરાષ્ટ્ર"નો. ૧૯૨૧ના સપ્ટેમ્બરમાં એ શરૂ થયું અને ૧૯૩૦માં બંધ પડ્યું. એણે કરેલ કાર્ય પ્રશંસા માંગી લે છે. એણે ગૂજરાતી પત્રકારિત્વને કેટલાંક નવાં અંગોની ભેટ કરી છે. બચુભાઈ રાવતે એનું યોગ્ય મૂલ્યાંકન કર્યું છે:

"'સૌરાષ્ટ્ર'નું પત્રકારત્વમાં એક વિશિષ્ટ અર્પણ તે એની રજૂઆતની પદ્ધતિ. વિચારનો વેગ, સમાચારની સજાવટ, અને બાનીની છટાનાં જે નવાં તત્ત્વો એણે સમજાવ્યાં તે આપણા જેવા ઊંઘતા દેશની જાગૃતિ માટે જેમ એક સફળ સાધન બન્યું, તેમ તેમાં રહેલી અતિશયતાની માત્રા તેનું ભયસ્થાન પણ બન્યું; અને વિકૃત મનોવૃત્તિ તથા અણઘડ હાથમાં પડેલું પત્રકારત્વ ક્યાંક ક્યાંક 'પીળું' પણ થયું."[૪]

"સૌરાષ્ટ્ર" પ્રકટ થયું તે પૂર્વે મુંબાઈનાં છાપાં પર કાઠિયાવાડના સમાચારવાંચકોનો આધાર હતો, પરંતુ કાઠિયાવાડના વિશિષ્ટ પ્રશ્નોને પોતાના કરી તેના પર ભાર મૂકનાર, તેને જ સમર્પિત એવું કોઈ અખબાર નહોતું. "સૌરાષ્ટ્ર" શરૂ થતાં એ ખોટ પુરાઈ. રજવાડી હકૂમત હેઠળની કાઠિયાવાડની પ્રજાની દુર્દશા, તેમાંથી મુક્ત થવાની પ્રજાની અશક્તિ, એ પ્રદેશના દુકાળો અને જળતંગી, ત્યાંના અતિશય જૂનવાણી સામાજિક રાહરસમો, કાઠિયાવાડની સંસ્થાઓ—એ બધા સવાલોને એણે જોશભેર ઉપાડી, તેની સર્વાંગીણ ચર્ચા કરી, પ્રજાને ઢંઢોળી જાગ્રત કરી ને રાજાઓને પણ ચમકાવી દીધા. આમ રાજસ્થાની સવાલોને "સૌરાષ્ટ્રે" પોતાનું મહત્ત્વનું અંગ બનાવ્યું. ઉપરાંત, કાઠિયાવાડી કંઠસ્થ સાહિત્યનો પુનરુદ્ધાર પણ એ પત્ર દ્વારા થયો.

"સૌરાષ્ટ્ર"ના સંચાલનમાં અમૃતલાલ શેઠ, ઝવેરચંદ મેઘાણી, કકલભાઈ કોઠારી જેવા આગેવાન ને પીઢ પત્રકારો સામેલ હતા. એ બધાના એ પછીના કાર્યમાં પણ "સૌરાષ્ટ્ર"ની નીતિના, કાર્યપ્રણાલિના, અને શૈલીના પડઘા પડેલા છે. "સૌરાષ્ટ્ર"ની કાર્યપ્રણાલિ ઘણે અંશે સાચવી હોય તો તે રાણપુરથી પ્રગટ થતા સાપ્તાહિક "ફૂલછાબે", જો કે એમાં આવતા રાજસ્થાની સમાચાર બીજાં કેટલાંક પત્રો માફક, કે "સૌરાષ્ટ્ર" માફક, સનસનાટીને લક્ષમાં રાખી નથી અપાતા. રાજસ્થાની હકીકતો સાચા સ્વરૂપમાં જનતા સમક્ષ રજૂ કરવાના ઈરાદાથી તે ભરોસાપાત્ર ખબરપત્રીઓ

---

૪ રેખા, જુલાઈ ૧૯૪૦, પૃ. ૧૧૧

દ્વારા મેળવી નિર્મળ સ્વરૂપમાં જ આપવાની એકંદરે કાળજી લેવાય છે. ઝવેરચંદ મેઘાણીના હાથ હેઠળ એ સાપ્તાહિકે નીડર વૃત્તપત્ર તરીકે ભારે કીર્તિ પ્રાપ્ત કરી છે. આજે એ અખબારનું તંત્રીસ્થાન નાથાલાલ મ. શાહ સંભાળે છે.

૧૯૩૬થી કકલભાઈ કોઠારી અમદાવાદથી "નવસૌરાષ્ટ્ર" સાપ્તાહિક અને "પ્રભાત" દૈનિક પ્રસિદ્ધ કરે છે. એની સજાવટ અને શૈલીમાં જૂના "સૌરાષ્ટ્ર"નું સ્પષ્ટ અનુકરણ છે.

અને સુપ્રસિદ્ધ દૈનિક પત્ર "જન્મભૂમિ" સાથે અમૃતલાલ દલપતભાઈ શેઠનું નામ સંકળાયું છે. રાજસ્થાની પ્રજાની સેવા અર્થે ૧૯૩૪ના એપ્રિલમાં એમણે મુંબાઈથી "ધ સન" નામે અંગ્રેજી દૈનિક ચાલુ કર્યું હતું. તેમાં ખોટ ગઈ અને કરજનો બોજો થયો તે ભરપાઈ કરવા તેમણે બે ત્રણ માસ પછી "જન્મભૂમિ" કાઢ્યું. એના જીવનમાં પણ કટોકટીના પ્રસંગ આવ્યા ખરા. ૧૯૪૦માં જાહેરમાં ચર્ચાએલી અમૃતલાલ શેઠની વ્યક્તિગત બાબતોને કારણે એમણે એ પત્રનું તંત્રીપદ છોડ્યું, વહાણવટાના ક્ષેત્રમાં પડ્યા ને એ અંગે ચીનજાપાનને માર્ગે ઊપડી ગયા.

'સૌરાષ્ટ્ર પીપલ્સ લિમિટેડ' તરફથી એ પત્ર ચાલતું અને હવે સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી તેના તંત્રી થયા. તંત્રી તરીકે તેમણે ખૂબ બાહોશી બતાવી. ૭ વર્ષ એ તંત્રી રહ્યા તે દરમિયાન "જન્મભૂમિ" પત્રને સારું લોકપ્રિય બનાવ્યું. લોકપ્રિયતાનું મુખ્ય કારણ "જન્મભૂમિ"ના અગ્રલેખો હતા. જોશીલી શૈલીમાં, નાનામોટા હરફે, એકેક વાક્યના ફકરા અને નીચે લીટી સાથે પ્રગટ થતા એ લેખો, જે પ્રજાની નજરે એ લેબાસમાં પહેલી જ વાર પડ્યા તે વાંચવા ગમતા. વિચારબળ અને ચર્ચાની સંગીનતા કરતાં શબ્દોની રમઝટ તેમાં વિશેષ દેખાતી અને એથી એ પદ્ધતિ પત્રકારિત્વને બળ આપનારી, તેનું વર્ચસ્વ વધારનારી, પ્રજા પર વધારે સ્થાયી અસર કરનારી નથી નીવડી. દેશમાં રાજકીય સંગ્રામ ખેલાઈ રહ્યો હતો એટલે જ પ્રજા લાગણીવાળી ભાષા પ્રત્યે ખેંચાતી હતી. રોજ રોજ ધમધમતી કલમે લખાતા હોય એવા એ અગ્રલેખોથી ક્ષણિક જુસ્સો પ્રગટવા જોગી અસર થતી.

"જન્મભૂમિ" એ ગૂજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં અપૂર્વ લોકપ્રિયતા

"'.સૌરાષ્ટ્ર'નું પત્રકારત્વમાં એક વિશિષ્ટ અર્પણ તે એની રજૂઆતની પદ્ધતિ. વિચારનો વેગ, સમાચારની સજાવટ, અને બાનીની છટાનાં જે નવાં તત્ત્વો એણે સમજાવ્યાં તે આપણા જેવા ઊંઘતા દેશની જાગૃતિ માટે જેમ એક સફળ સાધન બન્યું, તેમ તેમાં રહેલી અતિશયતાની માત્રા તેનું ભયસ્થાન પણ બન્યું; અને વિકૃત મનોવૃત્તિ તથા અણઘડ હાથમાં પડેલું પત્રકારત્વ ક્યાંક ક્યાંક 'પીળું' પણ થયું."[૪]

"સૌરાષ્ટ્ર" પ્રકટ થયું તે પૂર્વે મુંબાઈનાં છાપાં પર કાઠિયાવાડના સમાચારવાંચકોનો આધાર હતો, પરંતુ કાઠિયાવાડના વિશિષ્ટ પ્રશ્નોને પોતાના કરી તેના પર ભાર મૂકનાર, તેને જ સમર્પિત એવું કોઈ અખબાર નહોતું. "સૌરાષ્ટ્ર" શરૂ થતાં એ ખોટ પુરાઈ. રજવાડી હકૂમત હેઠળની કાઠિયાવાડની પ્રજાની દુર્દશા, તેમાંથી મુકત થવાની પ્રજાની અશકિત, એ પ્રદેશના દુકાળો અને જળતંગી, ત્યાંના અતિશય જૂનવાણી સામાજિક રાહરસમો, કાઠિયાવાડની સંસ્થાઓ–એ બધા સવાલોને એણે જોશભેર ઉપાડી, તેની સર્વાંગીણ ચર્ચા કરી, પ્રજાને ઢંઢોળી જાગ્રત કરી ને રાજાઓને પણ ચમકાવી દીધા. આમ રાજસ્થાની સવાલોને "સૌરાષ્ટ્રે" પોતાનું મહત્ત્વનું અંગ બનાવ્યું. ઉપરાંત, કાઠિયાવાડી કંઠસ્થ સાહિત્યનો પુનરુદ્ધાર પણ એ પત્ર દ્વારા થયો.

"સૌરાષ્ટ્ર"ના સંચાલનમાં અમૃતલાલ શેઠ, ઝવેરચંદ મેઘાણી, કકલભાઈ કોઠારી જેવા આગેવાન ને પીઢ પત્રકારો સામેલ હતા. એ બધાના એ પછીના કાર્યમાં પણ "સૌરાષ્ટ્ર"ની નીતિના, કાર્યપ્રણાલિના, અને શૈલીના પડઘા પડેલા છે. "સૌરાષ્ટ્ર"ની કાર્યપ્રણાલિ ઘણે અંશે સાચવી હોય તો તે રાણપુરથી પ્રગટ થતા સાપ્તાહિક "ફૂલછાબે", જો કે એમાં આવતા રાજસ્થાની સમાચાર બીજાં કેટલાંક પત્રો માફક, કે "સૌરાષ્ટ્ર" માફક, સનસનાટીને લક્ષમાં રાખી નથી અપાતા. રાજસ્થાની હકીકતો સાચા સ્વરૂપમાં જનતા સમક્ષ રજૂ કરવાના ઇરાદાથી તે ભરોસાપાત્ર ખબરપત્રીઓ

---

૪ રેખા, જુલાઈ ૧૯૪૦, પૃ. ૧૧૧

દ્વારા મેળવી નિર્મળ સ્વરૂપમાં જ આપવાની એકંદરે કાળજી લેવાય છે. ઝવેરચંદ મેઘાણીના હાથ હેઠળ એ સાપ્તાહિકે નીડર વૃત્તપત્ર તરીકે ભારે કીર્તિ પ્રાપ્ત કરી છે. આજે એ અખબારનું તંત્રીસ્થાન નાથાલાલ મ. શાહ સંભાળે છે.

૧૯૩૬થી કકલભાઈ કોઠારી અમદાવાદથી "નવસૌરાષ્ટ્ર" સાપ્તાહિક અને "પ્રભાત" દૈનિક પ્રસિદ્ધ કરે છે. એની સજાવટ અને શૈલીમાં જૂના "સૌરાષ્ટ્ર"નું સ્પષ્ટ અનુકરણ છે.

અને સુપ્રસિદ્ધ દૈનિક પત્ર "જન્મભૂમિ" સાથે અમૃતલાલ દલપતભાઈ શેઠનું નામ સંકળાયું છે. રાજસ્થાની પ્રજાની સેવા અર્થે ૧૯૩૪ના એપ્રિલમાં એમણે મુંબાઈથી "ધ સન" નામે અંગ્રેજી દૈનિક ચાલુ કર્યું હતું. તેમાં ખોટ ગઈ અને કરજનો બોજો થયો તે ભરપાઈ કરવા તેમણે બે ણ માસ પછી "જન્મભૂમિ" કાઢ્યું. એના જીવનમાં ય કટોકટીના પ્રસંગ આવ્યા ખરા. ૧૯૪૦માં જાહેરમાં ચર્ચાએલી અમૃતલાલ શેઠની વ્યક્તિગત બાબતોને કારણે એમણે એ પત્રનું તંત્રીપદ છોડ્યું, વહાણવટાના ક્ષેત્રમાં પડ્યા ને એ અંગે ચીનજાપાનને માર્ગે ઊપડી ગયા.

'સ્ટેટ્સ પીપલ્સ લિમિટેડ' તરફથી એ પત્ર ચાલતું અને હવે સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી તેના તંત્રી થયા. તંત્રી તરીકે તેમણે ખૂબ બાહોશી બતાવી. ૭ વર્ષ એ તંત્રી રહ્યા તે દરમિયાન "જન્મભૂમિ" પત્રને સારું લોકપ્રિય બનાવ્યું. લોકપ્રિયતાનું મુખ્ય કારણ "જન્મભૂમિ"ના અગ્રલેખો હતા. જોશીલી શૈલીમાં, નાનામોટા હરફે, એકેક વાક્યના ફકરા અને નીચે લીટી સાથે પ્રગટ થતા એ લેખો, જે પ્રજાની નજરે એ લેબાસમાં પહેલી જ વાર પડ્યા તે વાંચવા ગમતા. વિચારબળ અને ચર્ચાની સંગીનતા કરતાં શબ્દોની રમઝટ તેમાં વિશેષ દેખાતી અને એથી એ પદ્ધતિ પત્રકારિત્વને બળ આપનારી, તેનું વર્ચસ્વ વધારનારી, પ્રજા પર વધારે સ્થાયી અસર કરનારી નથી નીવડી. દેશમાં રાજકીય સંગ્રામ ખેલાઈ રહ્યો હતો એટલે જ પ્રજા લાગણીયાળી ભાષા પ્રત્યે ખેંચાતી હતી. રોજ રોજ ધમધમતી કલમે લખાતા હોય એવા એ અગ્રલેખોથી ક્ષણિક જુસ્સો પ્રગટવા જોગી અસર થતી.

"જન્મભૂમિ" એ ગુજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં અપૂર્વ લોકપ્રિયતા

પ્રાપ્ત કરી હતી, એ સમયે એના સંબંધી એવા અવનવા બનાવો બની ગયા કે જેથી એની કીર્તિ જોખમાશે એમ લાગ્યું. અમૃતલાલ શેઠ ચાર વર્ષ સુધી પોતાનું ભાગ્ય વહાણવટાના ક્ષેત્રમાં અજમાવીને મુંબાઈ પાછા ફર્યા ને "જન્મભૂમિ"ના 'મેનેજીંગ ડિરેક્ટર'નું સ્થાન ફરી સંભાળવાની ઇચ્છા તેમણે વ્યકત કરી. 'સ્ટેટ્સ પીપલ્સ લિમિટેડ'ના સંચાલકો એથી ચમકી ગયા. તે વેળાના 'મેનેજીંગ ડિરેક્ટર' શાંતિલાલ શાહ રાજીનામું આપીને ખસી ગયા. બીજા 'ડિરેક્ટર' બાપાલાલ દોશી પણ એ સ્થાનેથી નિવૃત્ત થયા. સામળદાસ ગાંધીએ પત્ર સાથેનો સંબંધ તોડી નાખ્યો અને બીજું પત્ર પ્રગટ કરવાની ધમાલમાં પડયા. એમને 'રોટરી' મશીન ન મળે તે માટે અમૃતલાલ પ્રયાસ કરી રહ્યા છે એમ તેમને લાગતાં આ બે પીઢ પત્રકારો વચ્ચેનો અંગત મતભેદ જાહેર ચર્ચાનો વિષય બન્યો અને ઓગણીસમી સદીમાં ગૂજરાતી પત્રોમાં ચાલેલી તકરારોનું સ્મરણ કરાવે એવો શાબ્દિક જંગ જામ્યો. સામળદાસે પોતાનું નવું પત્ર "વંદેમાતરમ્" ટૂંક સમયમાં શરૂ કરવાની જાહેરાત કરી દીધી.

"જન્મભૂમિ"ના તંત્રી તરીકે સામળદાસને સ્થાને ચંન્દ્રકાન્ત સુતરીઆ આવ્યા. ગણતર દિવસોમાં જ એમની અને અમૃતલાલ વચ્ચે તંત્રીની જાહેર જવાબદારી અને સમાચારવિભાગ પર અંકુશ કોનો એ સંબંધી મતભેદ પડયો ને સુતરીઆ પણ "જન્મભૂમિ"ને છોડી ગયા. એમની પાછળ "જન્મભૂમિ"ના લગભગ સઘળા આગેવાન કાર્યકરો ચાલી નીકળ્યા ને નવા શરૂ થનારા સામળદાસ ગાંધીના "વંદેમાતરમ્"ના કાર્યાલયમાં ગોઠવાઈ ગયા. "જન્મભૂમિ"ના આગલા તંત્રીમંડળ તરફથી "વંદેમાતરમ્" બહાર પડતાં "જન્મભૂમિ" તૂટી જશે એમ લાગ્યું. "જન્મભૂમિ" માટે સાચે જ આ મોટી કટોકટીનો સમય હતો.

૧૯૪૧ની ૫મી જાન્યુઆરીએ અમૃતલાલ શેઠે "જન્મભૂમિ"નું તંત્રીપદ સંભાળી લીધું. એ તારીખના અંકમાં, પોતે કેવા સંજોગોમાં તંત્રીસ્થાન સ્વીકારે છે એ સંબંધી તેમણે નિવેદન કર્યું. પત્રની નીતિમાં ફેરફાર થવાનો નથી એની ખાતરી આપી તેમણે જણાવ્યું કે "જન્મભૂમિ"ની

નીતિ સોએ સો ટકા મહાસભાવાદી રહેશે; સોએ સો ટકા રાજસ્થાની પ્રજા માટે રહેશે; સોએ સો ટકા ગાંધીજી તરફ ભક્તિભાવની રહેશે. એ નીતિનું તેમણે પાલન કર્યું છે એમ ત્યાર પછીનો તેનો ઈતિહાસ સિદ્ધ કરે છે.

અમૃતલાલ શેઠને તંત્રીપદે "જન્મભૂમિ"એ વિશેષ પ્રગતિ જ કરી છે; તેમાં આમેજ થએલાં નવાં અંગોએ તેની ખ્યાતિમાં વધારો કર્યો છે. તેની સાહિત્યચર્ચાએ વિદ્વાનોનું સારું લક્ષ ખેંચ્યું છે. તેનાં હાસ્યચિત્રોએ પણ પ્રજાને આકર્ષી છે. ૧૯૪૧માં મુંબાઈમાં ફાટી નીકળેલા હુલ્લડના સાચા સમાચાર તેણે જોખમ ખેડીને પૂરા પાડ્યા તથા ગત યુદ્ધને લગતી ખબરો નકશા-આકૃતિઓ સાથે આપી તેથી સમગ્ર ગૂજરાત મુગ્ધ થયું.

ઓગસ્ટ ૧૯૪૫માં "જન્મભૂમિ"ને જાહેરખબર આપનારા એજંટોની મંડળીને તાજમહાલ હોટલમાં ખાણું આપવામાં આવ્યું તે પ્રસંગે અમૃતલાલ શેઠે પોતાના અખબાર સંબંધી આપેલી માહિતી તેની અતિ સમૃદ્ધ દશાનો સચોટ ખ્યાલ આપે છે. તેમના જણાવવા મુજબ દેશ-પરદેશની અગીઆર સમાચાર સંસ્થાઓ પાસેથી તેઓ સમાચાર ખરીદે છે, તે ઉપરાંત ૧૩૭ ખબરપત્રીઓ રોકવામાં આવ્યા છે અને આમ સમાચાર મેળવવા પાછળ માસિક રૂપિયા સાડા સોળ હજારનો ખર્ચ થાય છે. એ અખબાર માટે ૯ સહાયક તંત્રીઓ, ૨૯ ઉપતંત્રીઓ અને ૫ કલાકારો રોકવા ઉપરાંત ખાસ વિષયો લખવા અભ્યાસી વિદ્વાનો રોકવામાં આવ્યા છે અને તે પાછળનો માસિક ખર્ચ આશરે સુડતાલીસ હજારનો છે. "જન્મભૂમિ"માં કામ કરતા કાર્યકરો માટે સારી કાળજી લેવાય છે. દરેક કાર્યકરને દર વર્ષે એક માસ હક્કની અને બાર દિવસ કેઝ્યુઅલ રજા મળે છે. તેના એક બાળકના શિક્ષણ માટે સ્કૂલ કે કૉલેજની ફી અને પાઠ્યપુસ્તકોનો ખર્ચ સંસ્થા આપે છે તથા તેના પોતાના વીમાના પ્રિમિયમના પચીસ ટકા સંસ્થા તરફથી ભેટ આપવામાં આવે છે. બોનસ પણ ઉદારતાથી અપાય છે. તેના કાર્યકરોને ૧૯૪૪-૪૫ના એક જ વર્ષ દરમિયાન રૂા. ૯૨,૩૪૯ બોનસ તરીકે વહેંચવામાં આવ્યા હતા.[૫]

---

૫. "જન્મભૂમિ", તા. ૪-૮-૧૯૪૫

સાચે જ, આજે ઘણી રીતે "જન્મભૂમિ" આપણું અગ્રણી દૈનિક છે.

"જન્મભૂમિ"નો ઝગડો ચાલતો હતો તે વેળા ચીમનલાલ વાડીલાલ શાહને તંત્રીપદે મુંબાઈથી પ્રગટ થતું નવું દૈનિક "**માતૃભૂમિ**" પણ ઠીક વંચાતું હતું. અમૃતલાલ અને સામળદાસ વચ્ચેની મતફેરીને, તેમના તરફનાં નિવેદનો—ખુલાસાઓને જાહેરાત આપવામાં તેણે સારો ભાગ ભજવ્યો હતો. તે વેળા એમ લાગતું કે એના ઝગડામાં "માતૃભૂમિ" કદાચ સમૃદ્ધ થઈ જશે, પણ ઊલટું તે બંધ થયું. ૧૯૪૩ની આખરીથી તે પુનઃ પ્રગટ થવા માંડ્યું પરંતુ ઝાઝું ધ્યાન ખેંચ્યા વિના ફરી આથમી ગયું. "માતૃભૂમિ"ની રજૂઆત અને શૈલી "સૌરાષ્ટ્ર"ના ઘડવૈયાની કાચીપાકી નકલ રૂપે હતી. શબ્દોના ઠેકેદ અને અગ્રલેખમાં નાના—મોટા—કાળા અક્ષરોના સાથિયા પૂરવાનો યત્ન એણે પણ કર્યો છે.

૧૯૪૧ની ૧૫મી માર્ચે સામળદાસ ગાંધીનું નવું અખબાર "**વંદેમાતરમ્**" શરૂ થયું. ૫૬ પાનાનો એનો પ્રથમ અંક વિવિધ વાનગીઓથી ભરપૂર હતો. એમાં એક આખું પૃષ્ઠ ભરીને સામળદાસે પોતાની લાક્ષણિક શૈલીમાં લખેલું કે પોતે મેદાને પડ્યા છે જનતા, જનાર્દન, સ્વરાજ્ય અને સુરાજ્યને માટે. પોતાના પત્રની નીતિ સમજાવતાં એમણે જણાવેલું કે :

> "'વંદેમાતરમ્'ને અવાજ હશે તો એ અવાજ એક જ હશે. 'વંદેમાતરમ્'ને વદવો છે, સ્વાધીનતાનો એક જ અવાજ. અને 'વંદેમાતરમ્'ને ગજવવો છે, મુકમ્મિલ આઝાદીનો માત્ર એ—ક—જ નાદ."

આ વૃત્તપત્ર શરૂ થયાને એટલો સમય હજી નથી વહ્યો જેને લઈ તેના સંબંધી સ્પષ્ટ અભિપ્રાય બાંધી શકાય. સામળદાસ ગાંધીની શૈલીમાં જોમ છે, તાકાત છે, તળપદું ભાષાવૈવિધ્ય છે. વિશેષ એમની ગોઠવણીની મૌલિકતા, અવનવી અલંકારરચના અને કોઈ પણ વિષય તરફ પ્રજાને તત્કાળ આકર્ષવાની કલા અનોખી જ છે. એટલે શ્રદ્ધા રહે છે કે એ પીઢ પત્રકાર "વંદેમાતરમ્"ને

ગૂજરાતનું આગલી હરોળનું અખબાર અવશ્ય બનાવશે. એ પત્રનું અત્યંત સુઘડ અને ઉઠાવદાર મુદ્રણ સૌનું લક્ષ ખેંચી ચૂક્યું છે અને આપણાં બીજાં કેટલાંક અખબારોની ગોઠવણી પર તેની અસર જણાવા લાગી છે.

"સૌરાષ્ટ્ર" અને તેણે ફેલાવેલી અસરની હકીકત એકસાથે રજૂ થાય તે ખાતર એ જ ગાળામાં અમદાવાદમાં વિકસેલા "સંદેશ" વર્તમાનપત્ર સંબંધી નિર્દેશ આ અગાઉ નથી કર્યો. એ અખબાર ગૂજરાત–કાઠિયાવાડમાં સારો પ્રચાર પામ્યું છે અને તેના તંત્રી નંદલાલ ચુનીલાલ બોડીવાળા છે.

અમદાવાદ ગૂજરાતનું પાટનગર, મિલઉદ્યોગનું મહાકેન્દ્ર, વેપાર-ઉદ્યોગનું આગેવાન મથક, સંપત્તિવાન, સંસ્કારી અને સાહસિક શખસોનું વસવાટસ્થાન અને છતાં એ અજાયબ જેવું છે કે ૧૯૨૧ના ડિસેમ્બરમાં ત્યાં મળેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક પહેલાં એકે દૈનિક ત્યાંથી પ્રસિદ્ધ નહોતું થતું. સાપ્તાહિકો પ્રસિદ્ધ થતાં ખરાં, પરંતુ તે અઠવાડિયાનાં વીણેલાં વાસી વર્તમાન આપતાં. નંદલાલ બોડીવાળાએ એ દિશામાં સાહસ કરવાનો નિર્ણય કર્યો અને ૧૯૨૧ના અંતમાં રામરાય મુનશીની ભાગીદારીમાં "સ્વરાજ્ય" નામના દૈનિકની શરૂઆત કરી. પ્રજાના ટેકાને અભાવે અમદાવાદના એ પ્રથમ દૈનિકનો અખતરો નિષ્ફળ ગયો. એના પહેલા તંત્રી મોહનલાલ ભટ્ટ મે ૧૯૨૩માં જેલવાસી બન્યા, પત્રની આર્થિક સ્થિતિ નબળી બની અને રામરાય ને નંદલાલ છૂટા પડ્યા. બોડીવાળાએ દૈનિકને સ્થાને અર્ધસાપ્તાહિક તરીકે "સ્વરાજ્ય" ચાલુ કર્યું, પરંતુ ટૂંક સમયમાં તે પણ બંધ કરવાની ફરજ પડી.

આવી નિષ્ફળતાથી નિરાશ બન્યા વિના નંદલાલે તા૰ ૨૮મી ઑગસ્ટ ૧૯૨૩થી "સંદેશ" નામના સાંજના નવા દૈનિક પત્રની શરૂઆત કરી. એનો પહેલો અંક રૉયલ ચોથિયા કદનો હતો અને તેની કિંમત કેવળ એક પૈસો રાખેલી. એ રીતે "સંદેશ" ત્યારે કદાચ સમગ્ર હિંદનું સસ્તામાં સસ્તું પત્ર હતું. પત્રનું કદ વધાર્યું હતું છતાં ૧૯૩૭ સુધી કિંમતમાં કશો વધારો નહોતો થયો. સમર્થલાલ જેઠાલાલ વૈદ્ય અને ચીમનલાલ મોદીની માલિકીનું

નવું દૈનિક **"અમદાવાદ સમાચાર"** "સંદેશ"ની હરીફાઈ કરવામાં મુખ્ય હતું; પરંતુ પાછળથી તે "સંદેશ" સાથે જોડાઈ ગયું.

સન ૧૯૩૦માં ગાંધીજીએ એમની જગવિખ્યાત દાંડીકૂચ આરંભી તે વેળા પ્રજામાં સમાચાર જાણવાની ભારે તાલાવેલી પ્રગટી. તા. ૭–૩–૧૯૩૦ને દિને સરદાર વલ્લભભાઈ પટેલની રાસ મુકામે ધરપકડ થઈ તે દિવસથી "સંદેશ"નો સવારનો વધારો પ્રસિદ્ધ થવા લાગ્યો ને ત્યાર પછી એ પત્ર સાંજનું મટીને સવારનું બન્યું. ૧૯૩૦માં "સંદેશ"ના માલિકે મોટા કદનાં યંત્ર ખરીદ્યાં, 'સ્પેશીઅલ તાર સર્વીસ' લીધી અને એ વર્ષ પછી જર્મનોથી 'રોટરી' યંત્ર પણ મંગાવ્યું. ગૂજરાત કાઠિયાવાડમાં રોટરી લાવવાની પહેલ "સંદેશે"જ કરી.[૬] જગતભરના સમાચાર "સંદેશ"ના કાર્યાલયમાં ઉતારવા 'ટેલી પ્રિન્ટર' યંત્ર પણ ખરીદ્યું. આ સગવડોને કારણે "સંદેશે" રાતના ત્રણ વાગ્યા સુધીના સમાચાર સવારના સાત વાગ્યે અમદાવાદવાસીઓને આપવા માંડ્યા.

"સંદેશે" ગૂજરાત–કાઠિયાવાડમાં પોતા માટે સારું સ્થાન ઝડપ્યું છે અને સમૃદ્ધ દશાને પામ્યું છે, પરંતુ મુદ્રણ, ગોઠવણી, બીબાંપદ્ધતિ, સફાઈ વગેરે બાબતમાં તે મુંબાઈનાં દૈનિકો કરતાં ઘણી ઊતરતી પંક્તિનું જણાય છે. સસ્તા પત્રકારિત્વના પ્રચારમાં એણે પહેલ કરી છે. તા. ૨૭–૩–૧૯૪૩ને દિવસથી તેને "સંદેશ લિમિટેડ" નામની લિમિટેડ સંસ્થાના આશરા હેઠળ બહાર પાડવામાં આવે છે.

"સંદેશ"ના સંચાલકો તરફથી એ પત્ર ઉપરાંત દોઢ દશકાથી હળવું સાહિત્ય પીરસતું **"આરામ"** નામનું સાપ્તાહિક અને પાંચ વર્ષથી સસ્તી કિંમતનું **"સેવક"** નામનું દૈનિક પણ બહાર પડે છે. એ બન્ને સાધારણ કોટિનાં છે. તા. ૧૩–૯–૧૯૪૩ને રોજ સાપ્તાહિક "ગુજરાતી પંચ" પણ "સંદેશ"ના સંચાલકોએ ખરીદી લીધું.

અમદાવાદથી પ્રસિદ્ધ થતા પાક્ષિક **"જ્યોતિર્ધર"** શિક્ષિત સમાજનું સારું લક્ષ ખેંચ્યું છે. પીળા પત્રકારિત્વનું પ્રતિયોગી પત્ર ગણી શકાય એવા

---

૬ સંદેશ, તા. ૨૭–૩–૧૯૪૩

મહત્ત્વનું, અંગ્રેજીમાં "Indian Social Reformer" છે તે જાતનું આ પત્ર છે. "નવજીવન" અને "હરિજનબંધુ"ને બાદ કરતાં આપણે ત્યાં વિચારપત્રો નહોતાં. આજે "હરિજનબંધુ" સાથે વિચારપત્ર તરીકે ગણાવી શકાય એવું બીજું એક જ આગેવાન ગૂજરાતી પત્ર "જ્યોતિર્ધર" છે. અલબત્ત, એમાં રાજકીય નહિ પરંતુ સામાજિક પ્રશ્નોની, ખાસ કરી બદલાયેલા સંજોગોને છાજે એવા સુધારાની ચર્ચા તથા હિમાયત મુખ્યત્વે થાય છે; ને તેમાં સારી દલીલ, વિચારદૃષ્ટિ અને સમતોલપણું દાખવવામાં આવતાં હોઈ "હરિજનબંધુ" માફક તેના લેખો જુદે જુદે સ્થળે પુનર્મુદ્રિત થાય છે. એના તંત્રી ગટુલાલ ગોપીલાલ ધ્રુવે પોતાના પાક્ષિકને પ્રજાઘડતરનું અગ્રણી વિચારપત્ર બનાવ્યું છે. એની નીડરતા અને ડાવકાપણું ખાસ નોંધપાત્ર છે. એ કોંગ્રેસના ઊર્મિલ તત્ત્વોનો વિરોધ કરે છે, અને ઊંડી ધાર્મિકતાનો વિરોધ કર્યા વિના, બલકે તેનો પુરસ્કાર કરવા સાથે, દરેક પ્રશ્નને તર્કશુદ્ધિની કસોટીએ વિચારે છે.

સન ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં, ગાંધીજી બારડોલીમાં સત્યાગ્રહ શરૂ કરવાના હતા તે ટાંકણું સાધી મગનલાલ રતનજી વિદ્યાર્થીએ તા. ૧–૨–૧૯૨૨થી 'સમાચાર' નામનું દૈનિક શરૂ કરેલું, તે સૂરતનું પહેલું દૈનિક. એ ચારપાંચ વરસ ચાલી, પછી સાપ્તાહિક બની લુપ્ત થઈ ગયું.

સન ૧૯૨૩ના અક્ટોબરમાં સૂરતના "ગાંડીવ સાહિત્ય મંદિર" તરફથી રમૂજી ભાષા ને ઠઠ્ઠાચિત્રોવાળું "તોપ" નામનું પત્ર નીકળેલું. તેનો હાસ્યરસ જાડો પણ નિર્દોષ હતો. ૧૯૨૫માં તેણે ગંભીર સ્વરૂપ કરી "ગાંડીવ" નામ ધારણ કર્યું. સન ૧૯૩૦ની ચળવળમાં તેના સંપાદક નટવરલાલ વીમાવાળા જેલ જતાં તે બંધ પડ્યું. હવે તે બાળકોના પાક્ષિક તરીકે સન ૧૯૩૪થી નીકળે છે.

કાલિદાસ કૃપાશંકર શેલતના તંત્રીપદે ૧૯૨૬થી, શરૂમાં સાપ્તાહિક અને પછીથી દૈનિક અને સાપ્તાહિક બન્ને સ્વરૂપે સૂરતથી પ્રગટ થતું "પ્રતાપ" બહોળો ફેલાવો ધરાવે છે. એની સજાવટમાં, ખાસ કરીને એના

અગ્રલેખોની લખાવટમાં "સૌરાષ્ટ્ર"ની સ્પષ્ટ છાપ પડેલી છે. કૉંગ્રેસનુ એ જબરું હિમાયતી છે.

નટવરલાલ મૂળચંદ વીમાવાળાને તંત્રીપદે ૧૯૨૬માં "**દાંડીઓ**" નામનું એક જ પૈસાનું સાપ્તાહિક સૂરતથી પ્રગટ થયું તે ગૂજરાતી વૃત્તવિવેચનમાં એક નવું પગલું પાડે છે. શરૂમાં દર રવિવારે દસ પૃષ્ઠનું નીકળતું, પણ તેનાં દસે દસ પાનાંમાં કેવળ સૂરતને જ લગતી ચર્ચા–ખબર–માહિતી આવતાં. તેનું એક પૈસાનું સ્વરૂપ તો એક જ વર્ષ ચાલ્યું, પરંતુ તે પછી વિકસેલે સ્વરૂપે પણ તેણે ત્રણેક વર્ષ સુધી સૂરત શહેરને જ પોતાની સેવાનું મધ્યબિંદુ રાખ્યું. ૧૯૩૯માં યુદ્ધ આવતાં બીજાં વૃત્તપત્રો જેમ તેની રચનામાં પણ ફેરફારો થઈ ગયા અને ૧૯૪૭માં તેનું નામ પણ ફેરવીને "**પ્રભાકર**" રખાયું. ભાષાશુદ્ધિ પ્રત્યે "પ્રતાપ" અને "પ્રભાકર" સારી કાળજી લે છે અને સાહિત્યપોષણ માટે થોડુંઘણું કરી છૂટે છે.

ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઇએ ૧૯૩૪ના જુલાઈની ૨૬મીથી "**લોકવાણી**" નામનું સાપ્તાહિક સૂરતથી ચાલુ કરેલું. એ પત્ર થોડાં વર્ષ ચાલી બંધ થયું, પરંતુ ટૂંક મુદ્દતમાંય તેણે ગૂજરાતના સંસ્કારી વર્ગનું સારું લક્ષ ખેંચ્યું હતું. મહાદેવ દેસાઇએ બારમી ગૂજરાતી સાહિત્ય પરિષદના પત્રકાર વિભાગને પ્રમુખસ્થાનેથી "ક્ષુલ્લકતાથી પર રહેનારાં" ગૂજરાતી સાપ્તાહિકોમાં "પ્રજાબંધુ" સાથે આ "લોકવાણી" પત્રનો પણ ઉલ્લેખ કર્યો હતો.[૭] એમાં અવળવાણી રૂપે જ્યોતીન્દ્ર દવેની નિબંધિકાઓ આવતી, તે ઇંગ્લંડના એડિસન સ્ટીલના નિબંધોનું સ્મરણ આપે તેવી હતી. આ નિબંધિકા "લોકવાણી"નું ખાસ અંગ બની હતી.

રમણલાલ છોટુભાઈ દેસાઈના તંત્રીપદે ૧૯૨૯થી સવારે પ્રગટ થતું "**ગુજરાત**" દૈનિક સૂરત શહેર અને જિલ્લામાં સારો ફેલાવો ધરાવે છે. ૧૯૪૩ની શરૂઆતથી એને મથાળે એના સ્થાપક તરીકે સૂરતના નામાંકિત નાગરિક દીવાન બહાદુર ચુનીલાલ માણેકલાલ ગાંધીના નામનો નિર્દેશ થાય છે.

સૂરતનું "**સ્ત્રીશક્તિ**" સાપ્તાહિક તેણે આગલાં વર્ષોમાં મેળવેલી

૭ વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો, પૃ. ૧૧

ખ્યાતિને લીધે ઉલ્લેખ માંગે છે. ૧૯૩૦-૩૧ની સત્યાગ્રહ ચળવળમાં હિંદ અને ગૂજરાતના સ્ત્રીસમુદાયે અપૂર્વ ભાગ લીધો અને તેને પરિણામે ૧૯૩૧ના મે માસમાં "ગાંડીવ સાહિત્ય મંદિર" તરફથી "સ્ત્રીશક્તિ" નામનું, કેવળ સ્ત્રીઓના જ પ્રશ્નો ચર્ચતું, સાપ્તાહિક શરૂ થયું. એના પહેલાં સ્રીતંત્રી ઊર્મિલા મહેતા, બી. એ. હતાં. તે પછી સૂર્યલક્ષ્મી ધરમદાસ તંત્રીપદે હતાં. હાલ એના તંત્રીસ્થાને ઈશ્વરલાલ મૂળચંદ વીમાવાળા છે. શરૂઆતનાં ત્રણ વર્ષમાં એણે નામના અને લોકપ્રીતિ મેળવ્યાં હતાં, પરંતુ પાછળથી એનું સંપાદન મોળું પડી જતાં આજે એ જાણીતું રહ્યું નથી.

૧૯૩૪માં સ્થપાયેલું "**મુસ્લિમ ગુજરાત**" નામનું સાપ્તાહિક મુસ્લિમ માલિકી હેઠળ સૂરતથી પ્રગટ થાય છે. એ પત્રનો ગૂજરાતની મુસ્લિમ આલમમાં સારો ફેલાવો છે અને તે મુસ્લિમ લીગનું વાજિંત્ર છે. એના તંત્રી અઝીમુદ્દીન ફખરુદ્દીન સૈયિદ ("મુનાદી") કાબેલ કલમકશ અને પીઢ પત્રકાર છે. તેમના વિચારો સાથે અને તેમના પત્રની નીતિ સાથે સંમત ન થનાર પણ એક પત્રકાર તરીકેની તેમની સિદ્ધિનો અને કોઈ પણ તકરારી પ્રશ્નની દાખલાદલીલો સાથે ઝીણવટથી છણાવટ કરવાની શક્તિનો સ્વીકાર કરે છે.

૧૯૨૫ના અરસામાં વડોદરામાં મગનલાલ છોટાલાલ ભુવાએ "**સ્વદેશ**" નામે સાપ્તાહિક શરૂ કર્યું, પણ તે માત્ર બે વર્ષ ચાલ્યું. ૧૯૩૦ના અરસામાં વડોદરાનું સૌપ્રથમ ગૂજરાતી દૈનિક "**ઊગતું પ્રભાત**" શરૂ થયું, પરંતુ ઝટ બંધ પડ્યું. એ પછી ૧૯૩૫ના અરસામાં અંબાલાલ શિવશંકર પંડ્યાએ ત્યાંથી "**પ્રતાપ**" નામનું દૈનિક કાઢ્યું, પરંતુ એ પણ અલ્પજીવી નીવડ્યું. ૧૯૩૬માં રામચંદ્ર ભટ્ટે વડોદરાથી "**ભારત**" નામે અર્ધસાપ્તાહિક શરૂ કર્યું. ૧૯૪૨ના અંતમાં એનો ય અંત આવી ગયો. ૧૯૩૯માં વડોદરાના બે વકીલોએ "**લોકસેવા**" નામનું સાપ્તાહિક શરૂ કર્યું, પરંતુ યુદ્ધની અસરને લઈ માત્ર છ માસમાં જ બંધ થઈ ગયું. ૧૯૪૨માં દૈનિક "**જય ગુજરાત**" નીકળ્યું. ૧૯૪૪માં એ બંધ પડ્યું. ૧૯૪૫માં એ ફરી ચાલુ થયું. "**રાજહંસ**" અને "**પ્રકાશ**" નામનાં દૈનિકો પણ વડોદરાથી પ્રગટ થાય છે.

કરાંચીમાં **"સિંધ સેવક"** દૈનિક અને **"મહાગુજરાત"** સાપ્તાહિક [સ્થાપક–ભદ્રશંકર ભટ્ટ: સન ૧૯૩૪] પ્રગટ થતાં હતાં. જુગતરામ રાવળ **"સિંધ સમાચાર"** દૈનિક અને દેવજી આર્ય **"પાખંડ પ્રકાશ"** સાપ્તાહિક બહાર પાડતા હતા. જગન્નાથ નાગર ત્યાંથી **"ચમનચમન"** અઠવાડિક પ્રગટ કરતા હતા. કરાંચી પાકિસ્તાનમાં જતાં આ પત્રો બંધ થઈ ગયાં, પરંતુ જુગતરામે એમનું "સિંધ સમાચાર" જે ૬ઠ્ઠી જાન્યુઆરી ૧૯૪૮ના હુલ્લડમાં તારાજ થએલું તે ૧૬મી માર્ચથી ફરી ચાલુ કર્યું.

૧૯૨૫થી નડિયાદથી અંગ્રેજી નામે પણ ગૂજરાતી ભાષામાં પ્રગટ થતું **"ગુજરાત ટાઇમ્સ"** અને ૧૯૨૪માં મુંબાઈમાં શરૂ થએલું ખોજા કોમનું પ્રિય સાપ્તાહિક **"ઇસ્માઇલી"** તેમની નેમ અનુસાર તેમના વાચક વર્ગની સેવા કરી રહ્યાં છે.

મંચેરશા સોરાબજી ભમગરા તા. ૨૩–૧૦–૧૯૩૮થી **"રયેસ્તાર"** સાપ્તાહિક અને તા. ૧–૩–૧૯૪૦થી **"રોજનામે"** દૈનિક મુંબાઇથી પ્રગટ કરે છે. ૧૯૪૦ની ૧૦મી સપ્ટેમ્બરથી હોરમઝદિયાર સોરાબજી માદને **"રાસ્ત રાહબર"** નામનું અંગ્રેજી–ગૂજરાતી સાપ્તાહિક મુંબાઇથી શરૂ કર્યું, તેણે ટૂંક સમયમાં પારસી પ્રજાનું લક્ષ ખેંચ્યું; એનું મુખ્ય કારણ એ પત્રની સુધારક તથા જૂનવટ અને તેના હિમાયતીઓની ત્રુટિઓની સખત ખબર લેનારી નીતિ હતું. એને કારણે કોમના સ્થિતિચુસ્ત વિચાર ધરાવનારા વર્ગની ખફગી તેણે વહોરી લીધી. એની એ નીતિનો વિરોધી પણ સ્વીકારશે કે કેટલાંક પત્રો પોતાને સુધારક તરીકે ઓળખાવી સમાજમાં બહુમતી ધરાવતા જૂનવટના હિમાયતીઓને પણ પંપાળવાની કાળજી રાખે છે અને બીજી બાજુ કોઇક તક જોઈને સુધારકો અને સ્થિતિચુસ્તો બન્નેને રાજી રાખવા પ્રયાસ કરે છે તેવી નબળીપોચી નીતિથી એ પત્ર પર રહ્યું હતું. તેના રાજદ્વારી વિચારો પણ પ્રગતિશીલ હતા. હોરમઝદિયાર માદને ૧૯૪૭માં "મુંબઈ વર્તમાન" ખરીદી તેની સાથે "રાસ્ત રાહબર"ને જોડી દીધું.

ગૂજરાત–મુંબાઇથી ખૂબ દૂર બ્રહ્મદેશ અને છેક આફ્રિકા જેવા

સ્થળોએ પ્રગટ થએલાં અને થતાં ગૂજરાતી વૃત્તપત્રોની વીગત અત્રે નોંધી લેવી યોગ્ય છે. એમાં ગાંધીયુગ અગાઉ સ્થપાએલું એકજ આગેવાન પત્ર તે **"રંગૂન સમાચાર"**. ૧૯૦૦ના અરસામાં એ સાપ્તાહિક સ્વરૂપે રંગૂનમાં નીકળેલું અને પચીસેક વર્ષ પછી ૧૯૨૬–૨૭ના અરસામાં બંધ પડ્યું હતું. એ પછી એટલે ગાંધીયુગમાં ત્યાંથી નીકળેલું નોંધવાયોગ્ય પત્ર તે **"બર્મા વર્તમાન"**. પ્રથમ એ સાપ્તાહિક હતું. પછીથી દ્વિસાપ્તાહિક બન્યું અને તે પછીથી અઠવાડિયામાં ત્રણ વેળા બહાર પડતું હતું. વીસ વર્ષ ચાલી એ સારી રીતે જામી ગયું હતું. પરંતુ ગત યુદ્ધને લઈ રંગૂન ખાલી કરવાનો સમો આવ્યો એટલે ૧૯૪૧માં એની લીલા સંકેલી લેવી પડી. ૧૯૨૮માં રમેશ રંગનાથ ગૌતમે **"બ્રહ્મદેશ"** નામક પત્ર શરૂ કર્યું. ૧૯૩૦માં અખબારી નિયમનના સપાટામાં એ સાપ્તાહિક સપડાઈ ગયું. રમેશ ગૌતમે **"નૂતન બ્રહ્મદેશ"**ને નામે એનો પુનરવતાર કર્યો. ૧૯૩૯માં એઓ બ્રહ્મદેશ છોડી વડોદરા આવી વસ્યા અને પત્ર બંધ પડ્યું.

રંગૂનમાં સૌપ્રથમ ગૂજરાતી દૈનિક શરૂ કરવાનું સાહસ લવજીભાઈ લાડિયાએ કર્યું. તેઓ રંગૂનમાં **"બર્મા સમાચાર"**નામનું હિંદી ભાષાનું પત્ર કાઢતા હતા. તે સાથે ૧૯૩૫માં એ જ નામનું ગૂજરાતી પત્ર પણ શરૂ કર્યું ને તેનું સંચાલન રમેશ ગૌતમને સોંપ્યું. હિંદી અને ગૂજરાતી બન્ને પત્રોનાં નામ એક જ હોવાથી ઘણો ગૂંચવાડો થતો એટલે પાછળથી ગૂજરાતી પત્રનું નામ બદલીને **"ગુજરાતી દૈનિક"** રાખ્યું. રંગૂનનું એ એકમાત્ર ગૂજરાતી ભાષામાં પ્રગટ થતું દૈનિક યુદ્ધને લઈ રંગૂન ખાલી થયું ત્યાં સુધી નીકળતું રહ્યું હતું.[૮]

મદ્રાસમાં **"જ્યોતિ"** પાક્ષિક, રંગૂનમાં **"પ્રકાશ"** સાપ્તાહિક અને કોચીનમાં **"મલબાર સમાચાર"** નામનાં પત્રો નીકળ્યાં હતાં ને અલ્પજીવન જીવ્યાં હતાં.

છેક દૂર દૂર આફ્રિકા અને બીજા ભાગોમાં પણ ગૂજરાતી

૮ વૃત્તવિવેચન (૧૯૪૫), પૃ. ૩૪૯/૩૫૦

વૃત્તવિવેચનનો પ્રવાહ ફેલાયો હતો. એની શરૂઆત હિંદીઓના હિત અર્થે લડત ચલાવવાના વિચારથી મુખ્યત્વે કરવામાં આવી હતી. એ બધાંનાં નામ અંગ્રેજી ભાષાનાં પત્રો જેવાં જ છે, પરંતુ અંગ્રેજી ભેગા ગૂજરાતી વિભાગ પણ રખાતો તેથી તેના સંબંધી અત્રે ઉલ્લેખ આવશ્યક છે.

એવા એક અખબાર **"ઈંડિયન ઓપીનિયન"**નો ઉલ્લેખ તેની સ્થાપનાની સાલની ગણતરીએ આગલા પ્રકરણમાં આવવો ઘટે, પરંતુ પરદેશનાં ગૂજરાતી વિભાગવાળાં પત્રોને લગતી માહિતી એકસાથે આવે તો ઠીક, એથી એનો ઉલ્લેખ અહીં કરવો યોગ્ય ધાર્યો છે.

મદનજીત દક્ષિણ આફ્રિકામાં છાપખાનું ચલાવતા અને તેમાંથી એક છાપું કાઢવાનો એમનો વિચાર થયો. એમણે ગાંધીજીની મદદ માગી. ગાંધીજીને પણ એ વિચાર ગમ્યો અને સન ૧૯૦૪માં "ઇંડિયન-ઓપીનિયન" શરૂ થયું. મનસુખલાલ નાજર એના તંત્રી બન્યા, પણ પત્રના સંચાલનનો બધો જ બોજો ગાંધીજી પર હતો.

"ઈંડિયન ઓપીનિયન" સાપ્તાહિક સ્વરૂપે શરૂ થએલું અને તેમાં અંગ્રેજી, ગૂજરાતી, હિંદી અને તામિલ ભાષાના વિભાગો રખાયા હતા. અનુભવથી ગાંધીજીને લાગ્યું કે હિંદી અને તામિલ વિભાગો નામના જ હતા અને તેથી તે બંધ કર્યાં.

આ સાપ્તાહિકે સારી સેવા કરી છે એમ જણાવતાં ગાંધીજીએ એમની આત્મકથામાં કહ્યું છે :

> "જેલના સમયો બાદ કરતાં દશ વર્ષો સુધીના એટલે ૧૯૧૪ની સાલ સુધીના "ઈંડિયન ઓપીનિયન"ના એવા અંકો ભાગ્યે જ હશે, જેમાં મેં કંઈ નહીં લખ્યું હોય. એમાં એક પણ શબ્દ મેં વગર વિચાર્યે, વગર તોળ્યે લખ્યો હોય, કે જાણીજોઈને અતિશયોક્તિ કરી હોય એવું મને યાદ નથી. મારે સારુ એ છાપું સંયમની તાલીમ થઈ પડ્યું હતું, મિત્રોને સારુ મારા વિચારો જાણવાનું વાહન થઈ પડયું હતું, ટીકાકારોને તેમાંથી ટીકા કરવાનું બહુ ઓછું મળી શકતું. હું જાણું છું કે એનાં લખાણો

ટીકાકારને પોતાની કલમ પર અંકુશ મેલવા ફરજ પાડતાં. એ છાપા વિના સત્યાગ્રહની લડત ન ચાલી શકત. વાંચનાર વર્ગ એ છાપાને પોતાનું સમજી તેમાંથી લડતનું ને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની હાલતનું ખરું ચિત્ર મેળવતો."

આ પત્ર ગાંધીજીના વડા પુત્ર મણિલાલના સંચાલન હેઠળ ચાલુ છે.

ગયાના આગલા મહાયુદ્ધ વેળા મોમ્બાસાથી "**ઈસ્ટ આફ્રિકન ક્રોનિકલ**" નામનું અંગ્રેજી સાપ્તાહિક શરૂ કરવામાં આવ્યું હતું. ૧૯૨૧ના અરસામાં તેનું નામ બદલીને "**ડેમોક્રેટ**" રાખવામાં આવ્યું ને ત્યારથી એમાં ગૂજરાતી વિભાગ પણ શરૂ થયો. એના તંત્રી સીતારામ આચાર્ય હતા અને એ પત્રની નીતિ હિંદીઓના હિતમાં હિંમતથી કાર્ય કરવાની હતી. ૧૯૩૦માં "ડેમોક્રેટ બંધ થયું હતું."

૧૯૨૫ના અરસામાં દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના હિતનો પ્રશ્ન અતિ ગંભીર બનતાં તેની છણાવટ માટે જગન્નાથ ભવાનીશંકર પંડ્યાએ "**કેન્યા ડેલી મેલ**" નામક અંગ્રેજી અને ગૂજરાતી ભાષામાં પ્રગટ થતા દૈનિકની સ્થાપના કરી. ૧૯૨૬માં શ્રીનિવાસ શાસ્ત્રી દક્ષિણ આફ્રિકા ગએલા, તેમના હસ્તે મોમ્બાસામાં એ પત્રના કાર્યાલયની ઉદ્‌ઘાટનવિધિ કરવામાં આવી હતી. આ પત્રની નીતિ "ડેમોક્રેટ" માફક જોરશોરથી નહિ પરંતુ સમાલીવિચારીને કાર્ય કરવાની હોવાથી તે હજી જીવે છે.

૧૯૩૧માં એ. સી. ડીસૂઝાએ "**ફેર પ્લે**" નામે અંગ્રેજી અખબાર શરૂ કરેલું તેમાં પાછળથી ગૂજરાતી વિભાગ ઉમેરેલો; પણ તે પત્ર બીજે જ વર્ષ બંધ પડ્યું હતું. એ પછી અંબાલાલ પટેલે "**કેન્યા વેન્ગાર્ડ**" નામે અંગ્રેજી–ગૂજરાતી સાપ્તાહિક શરૂ કર્યું. ટૂંકમાં તેનું નામ બદલીને "**ઇન્ડિયન વૉઈસ**" રાખ્યું અને તેનું સાપ્તાહિક સ્વરૂપ ફેરવીને દૈનિક કર્યું. ૧૯૩૩માં એ બંધ થઈ ગયું અને અંબાલાલ પટેલે મોમ્બાસાથી એ જ વર્ષમાં શરૂ થએલ "**કોસ્ટ ગાર્ડિયન**" નામના નવા અખબારના ગૂજરાતી વિભાગનું સંચાલન કરવાનું સ્વીકાર્યું. એ પત્ર પણ બીજે જ

૧૯૨૦ના અરસામાં ટાંગાનિકામાં "**ટાંગાનિકા ઓપીનિયન**" નામનું અંગ્રેજી અને ગૂજરાતી ભાષાનું પત્ર શરૂ થયું તે દૈનિક અને સાપ્તાહિક બન્નેં સ્વરૂપે નીકળે છે. "**ટાંગાનિકા હેરલ્ડ**" નામનું વૃત્તપત્ર પણ ત્યાંથી પ્રગટ થાય છે.

ઝાંઝીબારથી "**ઝાંઝીબાર સમાચાર**" નામનું પત્ર લગભગ બે દશકાથી દૈનિક અને સાપ્તાહિક બન્ને સ્વરૂપે નીકળે છે. ત્યાંનું બીજું જાણીતું અખબાર તે "**ઝાંઝીબાર વૉઇસ**" છે.

છેલ્લી પચ્ચીસીના ગૂજરાતી વૃત્તવિવેચનની આ ટૂંક તવારીખ છે. એ મુદ્દત દરમિયાન પત્રકારિત્વે સારી પ્રગતિ કરી છે. જોડણી અને ભાષાની શુદ્ધતા જાળવવામાં, સમાચાર આપવાની પદ્ધતિમાં, વિષયોનું વૈવિધ્ય જાળવવામાં, જાહેરખબરની રજૂઆતમાં, સમાજસુધારા અને સ્વાતંત્ર્ય માટે વાતાવરણ કેળવવામાં, પ્રજાને સાહિત્ય, કલા, રમતગમત વગેરે દિશામાં રસ લેતી કરવામાં તેણે મહાન ફાળો આપ્યો છે. ગઈ પચ્ચીસીના પત્રકારિત્વની એ ઊજળી અને વધારે અગત્યની બાજુ છે. એની ખામીઓ પણ દેખાઈ આવે એવી છે. તકવાદી ને ઊર્મિલ–'પીળું પત્રકારિત્વ' આ પચ્ચીસી દરમિયાન નજરે પડ્યું છે અને કેવળ પોલા શબ્દોનો મોહ પણ આ ગાળામાં જ વધ્યો છે.

આ પચ્ચીસી દરમિયાન ગૂજરાતના દરેક જિલ્લાએ પોતાનું પત્ર કે પત્રો મેળવ્યાં છે અને મુંબાઈનાં છાપાં પર જ આધાર રાખવો છોડી દીધો છે. મોટાં શહેરોમાં જ નહિ, પરંતુ ગૂજરાતને ગામડે ગામડે આજે વર્તમાનપત્રો પહોંચતાં થયાં છે. ગણતરીના અપવાદ સિવાય આ ગાળાનાં લગભગ બધાં જ પત્રોએ દેશ માટે સ્વાતંત્ર્ય મેળવવાની હિંદી રાષ્ટ્રીય મહાસભાની માંગણીનું સમર્થન કર્યું છે અને એ દિશામાં પ્રજાને તૈયાર કરવામાં સારું કામ કર્યું છે. સમાજસુધારાની ચળવળને પણ તેણે એકંદરે સારો સહકાર આપ્યો છે, જો કે એમાં એનું નેતૃત્વ ખાસ મૂલ્યવાળું ગણી ન શકાય.

●

## ૨૧ : ચિત્રો અને મર્મચિત્રો

વર્તમાનપત્રોનો જન્મ પ્રથમતઃ પ્રજાને સમાચાર આપવાના સાધનરૂપે થએલો, પરંતુ તે પછીથી માત્ર સમાચારક્ષેત્રમાં મર્યાદિત ન રહેતાં એણે વિચાર અને તે પછી પ્રચારના ક્ષેત્રમાં પણ સંચાર કર્યો. આજના પ્રગતિવંત પત્રકારિત્વમાં છબી-ચિત્રોની સહાયથી એ કાર્ય અસરકારક રીતે કરવામાં આવે છે. ચિત્રોને લઈને પ્રજાનું અમુક બાબત પ્રત્યે સત્વર લક્ષ ખેંચાય છે, તેમાં એને વધારે રસ પડે છે અને આપણી છબીકલાનો પણ એથી વિકાસ થાય છે.

ચિત્રકલાનો ઉદ્‌ભવ તો લિપિથી પણ પહેલાં, માનવસંસ્કૃતિની સાથોસાથ જ થયો એમ કહી શકાય. સંસ્કૃતિ પહેલાંના સમયમાં જ્યારે આજના જેવાં લખવાછાપવાનાં સાધન નહોતાં, યંત્રો નહોતાં ત્યારે દીવાલો પર, પત્થરો પર, ગુફાઓમાં અને એવાં બીજાં સ્થળોએ ચિત્રો ચીતરીને ઇતિહાસ મૂકી જવામાં આવ્યો છે. એ ચિત્રકલાના અવશેષ આજેય નજરે પડે છે. ચિત્રો પછી શબ્દો આવ્યા. ચીનાઈ જેવી કેટલીક લિપિ ચિત્ર-સંજ્ઞાઓની જ બનેલી છે એ જોતાં વાર સમજાઈ જાય છે.

આધુનિક ગૂજરાતી ચિત્રકલાના વિકાસના આદિકાળની ઊંડી ચર્ચામાં અત્રે ન ઊતરીએ. ગૂજરાતી બીબાંની શરૂઆત થઈ તે પહેલાં લેખનકાર્ય મુખ્યત્વે લહિયાઓ કરતા. આ લહિયાઓને કુદરતી રીતે પોતાનું લખાણ શણગારવાની હોંસ થતી. તેઓ પોતાનાં લખાણોની સાથે ચિત્રો દોરતા. "વસન્ત વિલાસ" જેવા જૂના ગૂજરાતી ગ્રંથની સચિત્ર હાથપ્રત મળે છે. વળી સારા અક્ષર સાથે પૃષ્ટની ફરતે યોગ્ય કિનારી વગેરે મૂકવાનો

પડ્યો અને આમ સાહિત્ય ચિત્રકલાવડે અલંકૃત બનવા લાગ્યું. "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"ના અને પ્રાચીન પુસ્તક ભંડારોમાં કેટલાક જૂના હસ્તલિખિત અને શિલાછાપના ગ્રંથો સચવાયેલા છે તેમાં એ ચિત્રકલાનાં દૃશ્યો જોવા મળે છે.

અઢારમી સદીના છેલ્લા દશકામાં ગૂજરાતી બીબાંની શરૂઆત થઈ, પરંતુ ત્યાર પછીથી કેટલાંય વર્ષો સુધી ગૂજરાતી ચિત્રો છાપવાની પદ્ધતિ ઉદ્દ્ભવી નહોતી; અને થોડેવત્તે અંશે તે શરૂ થઈ ત્યારે તેમાં સંપૂર્ણ દક્ષિણી શૈલી જણાતી.

અર્વાચીન ગ્રંથસ્થ ચિત્રકલાના ઉદયની શરૂઆત ભાવનગરના સ્વ૦ મહારાજા રાઓલશ્રી ભાવસિંહજીના પુસ્તકપ્રકાશન સાથે થએલી એમ જણાવતાં બચુભાઈ રાવત લખે છે કે :

> "R. B. T. ની સહીથી ભાવનગરના સ્વર્ગસ્થ મહારાજા (રાઓલશ્રી ભાવસિંહજી તખ્તસિંહજી)એ પોતાની ઉચ્ચ રસવૃત્તિને પોષવા જે કેટલાંક ઉત્તમ પ્રકાશનો કરેલાં છે, તેમાંનું 'સચિત્ર સંગીત નીતિવિનોદ' એ આધુનિક ગુજરાતનાં મુદ્રિત સચિત્ર પુસ્તકોમાં કાલાનુક્રમે પ્રથમ પુસ્તક છે. એમાંનાં રંગીન ચિત્રો 'કલર લીથોગ્રાફી'થી છાપેલાં છે, અને તળપદાં પાત્રોનાં મોંમાં સાદી દેશજ ભાષામાં મૂકેલી વિનોદચર્ચાને અનુરૂપ જ આલેખનો કરાવવાનો એમાં પ્રામાણિક, અને એ સમયના પ્રમાણમાં સફળ કહી શકાય એવો પ્રયત્ન થયો છે. ઇ૦ સ૦ ૧૯૦૩ની સાલનું એ પ્રકાશન છે."[૧]

૧૯૦૩ પહેલાં બેરામજી જમશેદજી ગાંધીના "ચિત્રજ્ઞાન દર્પણ"માં પ્રગટ થતાં આલેખનોએ સારું લક્ષ ખેંચેલું. એ પત્રમાં જુદી જુદી નામાંકિત વ્યક્તિઓનાં ચિત્રો આપીને તેમની સંક્ષેપ જીવનકથા સમજાવવાની એક યોજના થએલી, તે અનુસાર છબીઓ તેમાં પ્રગટ થતી અને એવી જ રીતે

૧ ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા, પૃ. ૬.

પેગમ્બર મહમદસાહેબની છબી છાપી નાંખ્યાથી ૧૮૫૧માં મુંબાઇમાં પારસી–મુસ્લિમ હુલ્લડ થએલું અને તંત્રીને માફી માગવી પડેલી. "ભીમસેન" અને "ગડગડાટ"માં પ્રસિદ્ધ થએલાં કટાક્ષચિત્રોનો પણ અત્રે ઉલ્લેખ કરવો આવશ્યક છે.

વિલાયતનું "ધ પંચ" ( The Punch ) કટાક્ષ અને ઠઠ્ઠાચિત્રો માટે સુવિખ્યાત છે. એનું સફળ અનુકરણ આપણે ત્યાં બરજોરજી આપ-અખત્યારે કરી બતાવ્યું અને આજે પણ "હિંદી પંચ"નાં જૂના દફતરોમાં તે જોઈ શકાય છે. કટાક્ષસામયિક તરીકે એક વેળા તેણે માત્ર ગૂજરાતમાં જ નહિ પરંતુ દેશાવરમાં પણ ખૂબ લોકપ્રિયતા પ્રાપ્ત કરેલી. મોટા માણસોનાં ઠઠ્ઠાચિત્રો પણ તે વિના સંકોચે પ્રગટ કરતું. ગૂજરાતના સુપ્રસિદ્ધ કવિઓ દલપત અને નર્મદ વચ્ચેની ખેંચતાણને એ પત્રે એક ઠઠ્ઠાચિત્ર દ્વારા અમર કરેલી. અલબત્ત, બચુભાઈ રાવત કહે છે તેમ "તેમાં મુખ્ય ઝોક કલાવૃત્તિ કરતાં હાસ્યનાં તત્ત્વો અને પ્રસંગના મુદ્દાઓ સાચવવા તરફ વધારે હતો."[૨] "હિંદી પંચ" રાજદ્વારી દિશામાં હંમેશ પ્રગતિવાદી રહેલું. તે સમયના મુખ્ય રાજ્યપુરુષોનાં વ્યંગચિત્રો તે દર અઠવાડિયે આપતું અને સત્તાધીશોની ત્રુટિઓ સામે પ્રહાર કરતું.

લીથોગ્રાફી પછી બ્લોકની પદ્ધતિ આવી. ૧૯૨૯માં પુરુષોત્તમ વિશ્રામ માવજીએ "લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્ક્સ" નામનું છાપખાનું કાઢી તેમાંથી સારાં કલાત્મક પ્રકાશનો પ્રકટ કર્યાં અને તેને લીધે ગૂજરાતમાં એ વિષય પરત્વે લક્ષ ખેંચાયું. "ગુજરાતી" પ્રેસે પણ ધાર્મિક પુસ્તકો સચિત્ર કરી પ્રગટ કર્યાં, પરંતુ એ વખતે પણ ચિત્રો મોટે ભાગે દક્ષિણીઓને હાથે તૈયાર થતાં. ગૂજરાતીપણાનો અભાવ ગૂજરાતમાં એ દિશામાં ઉત્સાહ પ્રકટાવવામાં આડે આવ્યો. વળી પશ્ચિમનું અણસમજુ અનુકરણ સ્પષ્ટ દેખાતું.

એ પછી રણજિતરામ વાવાભાઇ મહેતા અને કલાસેવક હાજીમહમદ અલારખિયા શિવજી–એ એનો ગૂજરાતના સંસ્કારસર્જન ક્ષેત્રમાં પ્રવેશ

૨ ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા, પૃ. ૭

છે; પરંતુ મુંબાઇ જેવા મોટા શહેરનાં સારી ગ્રાહકસંખ્યા અને સારાં સાધનો ધરાવનારાં છાપાઓમાં આ સ્થિતિ રહી નથી અને તેમના લગભગ દરેક અંકમાં એકાદબે ચિત્ર હોય છે. તેઓ પોતાની 'બ્લૉક' બનાવવાની સગવડ ધરાવે છે. તેથી ઘણી વાર સાંજના સમારંભો કૅમેરામાં ઝડપાઇને બીજે દિવસે સવારના છાપામાં નજરે પડે છે. ટૂંક સમય પર સર સર્વપલ્લી રાધાકૃષ્ણને "પ્રકાશ પીકચર્સ"ના બોલપટ "ભરતમિલાપ"નું મુંબાઈમાં ઉદ્દ્ઘાટન વહેલી સાંજે કરેલું તેની છબી ત્યાર પછીથી માત્ર બેઅઢી કલાકમાં જ બહાર પડેલ સાંજનાં વર્તમાનપત્રોમાં છપાયેલી જોઈને સર સર્વપલ્લી વિસ્મય પામ્યા હતા.

શરૂશરૂમાં બીજા દેશો માફક આપણે ત્યાં પણ વ્યક્તિઓની છબી જ મોટે ભાગે વર્તમાનપત્રોમાં છપાતી, પરંતુ આજે એ સ્થિતિ રહી નથી અને હવે પ્રસંગોનાં ચિત્રો સરસ રીતે ઝડપાય છે. દાખલા તરીકે કોઈ વ્યક્તિના માનમાં સમારંભ યોજાયો હોય તો તેની છબી જ આપવામાં આવતી નથી, પરંતુ તેને માનપત્ર ઈનાયત થતું હોય યા પ્રમુખ વ્યાખ્યાન કરતા હોય એવો કોઈ પ્રસંગ કૅમેરામાં ઉતારી લેવાય છે. આ 'ન્યૂસ પીકચર' જોવામાં વાચકને સ્વાભાવિક રીતે વધારે, લગભગ હાજર રહી જાતે જોવા સરખો, રસ પડે છે. વાચકને કયા પ્રકારનાં ચિત્રોમાં રસ પડશે એનું પારખું અનુભવી છબીકાર કરી શકે છે. 'કૅમેરામેન'નો અનુભવ જેટલો વધારે અને પાકટ, તેટલું ચિત્ર વધારે આકર્ષક અને રસિક. લો વૉરન આ સંબંધી યોગ્ય કહે છે કે "...every picture of a topical event must tell a story at a glance..." ૪

કટાક્ષચિત્રો–ઠઠ્ઠાચિત્રો પત્રકારિત્વનું આજે અગત્યનું અંગ મનાય છે. એની શરૂઆત વિલાયતમાં ૧૯મી સદીમાં થએલી. સન ૧૮૪૧માં "ધ પંચ" બહાર પડતાં તેણે વ્યંગચિત્રો પાછળ ખૂબ જ લક્ષ આપ્યું, અને એ કલાને વિકસાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. તેના કુશળ ચિત્રકાર

વગેરે ચિત્રકારોએ આપણી ચિત્રકલાને ઊંચી કક્ષાએ આણી છે, અને આપણા સામયિકોના ખાસ અંકો અને પુસ્તકોના ઉપરણા (Jackets) એમની પીંછી વડે દીપ્યાં છે. જયંત ખત્રી જેવા કલાકારે "હિંદુસ્તાન પ્રજામિત્ર" દ્વારા આજની સમાજરચના સામે બળવો પુકારતી કલાની રજૂઆત કરી છે. ગઈ પચ્ચીસી દરમિયાન આપણી ચિત્રકલા સારો વિકાસ પામી છે, અને તેમાંય અક્ષરવિધાન અને સંયોજનકલાનો વિકાસ તો લગભગ અદ્‌ભુત કહી શકાય એવો છે.

મુદ્રણકલાની અને તેને લગતાં સાધનોની શોધ પ્રથમ પશ્ચિમમાં થઈ અને તે ઉત્તરોત્તર સુધરતાં તેમાં ખૂબ જ વિવિધતા આવી છે એ આપણે બીબાંને લગતાં પ્રકરણમાં જોઈ ગયા છીએ. ચિત્રો શરૂમાં લાકડા કે કોઈ ધાતુ પર હાથથી કોતરવામાં આવતાં. લાકડા પર કોતરવાની કલા મૂળ ચીન દેશની હતી. ઈ૦ સ૦ ૧૪૦૦ના અરસામાં તેનો વિલાયતમાં સંચાર તથા પછીથી પ્રચાર થયો. ૧૫મી સદીમાં ડ્યૂરે ( Durer ) અને લ્યૂકાસ વાન લેડને ( Lucas Van Leyden ) એમાં ઘણો સુધારો કરેલો. લાકડા પર કોતરવાની પ્રથા ખર્ચાળ હોવા ઉપરાંત તેમાં સમય પણ પુષ્કળ જતો. એ પછીથી રસાયણશાસ્ત્રની ખિલવણીને પરિણામે 'બ્લૉક' બનાવવાની પદ્ધતિ શોધાઈ. હાથે દોરેલાં ચિત્રો ઉપરાંત 'ફોટોગ્રાફ'ને પણ છાપવામાં લઈ શકાય એવી 'હાફટોન' પદ્ધતિની શોધ થઈ. ઉપરાંત, એક ચિત્રનાં જુદાં જુદાં અંગ બરોબર ઊઠે અને ચિત્ર તાદૃશ બને તે માટે અનેક રંગોમાં તેને ઉતારી શકાય એવા 'લેટર પ્રેસ' અને 'ઑફસેટ લીથોગ્રાફી' શોધાયાં. પણ હિંદમાં આ શોધોની અસર મોડી દેખાઈ.

ગૂજરાતી વર્તમાનપત્રોમાં ચિત્રો ને છબીઓ હમણાં હમણાં જ સારા પ્રમાણમાં દેખાય છે. 'હાફટોન પ્રોસેસ' સામગ્રીનો અભાવ, એ પાછળ થતો મોટો ખર્ચ, અને પ્રમાણમાં વર્તમાનપત્રોની નબળી આર્થિક સ્થિતિને લીધે કેટલાંક પત્રોમાં તો છબીઓ મુદ્દલ જણાતી નહિ અને પ્રગટ થતી ત્યારે બીજા કોઈ સમૃદ્ધ છાપાવાળાને ત્યાંથી ઉછીના લીધેલા બ્લૉકની મદદથી. બ્લૉક માગીતાગીને છાપવાની પ્રથા આજે પણ કેટલેક અંશે ચાલુ

થયો. પછી આવ્યા જેને ગૂજરાતના નવયુગના આદિ ચિત્રકાર કહી શકાય એવા રવિશંકર રાવળ.

એ ત્રિપુટીએ "વીસમી સદી" દ્વારા ગૂજરાતમાં શુદ્ધ ગૂજરાતી ચિત્રકલા–ગૂજરાતી સંસ્કારે રસાયેલી ચિત્રકલાના મંડાણ કર્યાં ને ગૂજરાતની સંસ્કારી પ્રજા એ પર મુગ્ધ થઈ ગઈ. તે સમયના લૂખા રેતાળ રણ જેવા કલાના ક્ષેત્રમાં હાજીમહમદે વીરડીઓ ઊભી કરી. કલાના વિકાસ અર્થે એણે છૂટે હાથે નાણું વેર્યું અને તેમાં ખુવાર થઈ ગયા.

બચુભાઈ રાવત આ યુગપલટાનું રસાળ વર્ણન કરે છે:

> "અને હવે, પોળ–પડોશમાં, બજારહાટે કે ખેતીવાડીમાં રોજ નજરે તરતા, ગુજરાતની તળપદી જનતાના વિવિધ લાક્ષણિક ચહેરા–types, તેમના પહેરવેશ અને પરિચિત રહેણીકરણીનું વાતાવરણ પોતાપણાની ભાવનાથી વાચકના અંતરને ખેંચવા લાગ્યું. હવે જ ગુજરાતણની લહેરાતી સાડીની હલક અને ગુજરાતના ગૃહજીવનનાં મીઠાં દૃશ્યો દિલચસ્પી જમાવવા લાગ્યાં. આમ્રઘટાના ઝુંડવાળાં ગુજરાતનાં સપાટ ખેતરોના વિસ્તાર–દૃશ્યો–flat–landscapes–અને કાઠિયાવાડની ઉરધબક જેવી ઊંચીનીચી ટેકરીયાળી ભૂમી વચ્ચે રમતાં નદીવહેણો હવે જ માભોમનું યથાર્થ દર્શન આપતા ચિત્તંત્રના તાર ઝણઝણાવવા લાગ્યા. દેશજ વ્યક્તિ અને વાતાવરણના હાર્દમાં પેસીને કરેલાં અભ્યાસ અને ઉપાસનાનું એ ફળ હતું. અને દોઢેક વર્ષમાં શ્રી મુનશીની વિખ્યાત નવલ 'ગુજરાતનો નાથ'નાં ચિત્રો જોઈને ગુજરાત પોતીકી કળાનું ગૌરવ લેતું થઇ ગયું." ૩

રવિશંકર પછી ત્રિભુવન પટેલ, કનુ દેસાઇ, દુર્ગાશંકર પંડ્યા (કલાબ્ધિ), સોમાલાલ શાહ, રસિકલાલ પરીખ, જગમોહન મિસ્ત્રી, યજ્ઞેશ્વર શુકલ, જગન્નાથ અહિવાસી, રવિશંકર પંડિત, જયન્ત ખત્રી, કલાકાન્ત,

---

૩ ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા, પૃ. ૭.

વગેરે ચિત્રકારોએ આપણી ચિત્રકલાને ઉંચી કક્ષાએ આણી છે, અને આપણા સામયિકોના ખાસ અંકો અને પુસ્તકોના ઉપરણા (Jackets) એમની પીંછી વડે દીપ્યાં છે. જયંત ખત્રી જેવા કલાકારે "હિંદુસ્તાન પ્રજામિત્ર" દ્વારા આજની સમાજરચના સામે બળવો પુકારતી કલાની રજૂઆત કરી છે. ગઈ પચ્ચીસી દરમિયાન આપણી ચિત્રકલા સારો વિકાસ પામી છે, અને તેમાંય અક્ષરવિધાન અને સંયોજનકલાનો વિકાસ તો લગભગ અદ્દભુત કહી શકાય એવો છે.

મુદ્રણકલાની અને તેને લગતાં સાધનોની શોધ પ્રથમ પશ્ચિમમાં થઈ અને તે ઉત્તરોત્તર સુધરતાં તેમાં ખૂબ જ વિવિધતા આવી છે એ આપણે બીજાંને લગતાં પ્રકરણમાં જોઈ ગયા છીએ. ચિત્રો શરૂમાં લાકડા કે કોઈ ધાતુ પર હાથથી કોતરવામાં આવતાં. લાકડા પર કોતરવાની કલા મૂળ ચીન દેશની હતી. ઈ૦ સ૦ ૧૪૦૦ના અરસામાં તેનો વિલાયતમાં સંચાર તથા પછીથી પ્રચાર થયો. ૧૫મી સદીમાં ડ્યૂરે ( Durer ) અને લ્યૂકાસ વાન લેડને ( Lucas Van Leyden ) એમાં ઘણો સુધારો કરેલો. લાકડા પર કોતરવાની પ્રથા ખર્ચાળ હોવા ઉપરાંત તેમાં સમય પણ પુષ્કળ જતો. એ પછીથી રસાયણશાસ્ત્રની ખિલવણીને પરિણામે 'બ્લોક' બનાવવાની પદ્ધતિ શોધાઈ. હાથે દોરેલાં ચિત્રો ઉપરાંત 'ફોટોગ્રાફ'ને પણ છાપવામાં લઈ શકાય એવી 'હાફટોન' પદ્ધતિની શોધ થઈ. ઉપરાંત, એક ચિત્રનાં જુદાં જુદાં અંગ બરોબર ઊઠે અને ચિત્ર તાદશ બને તે માટે અનેક રંગોમાં તેને ઉતારી શકાય એવા 'લેટર પ્રેસ' અને 'ઑફસેટ લીથોગ્રાફી' શોધાયાં. પણ હિંદમાં આ શોધોની અસર મોડી દેખાઈ.

ગૂજરાતી વર્તમાનપત્રોમાં ચિત્રો ને છબીઓ હમણાં હમણાં જ સારા પ્રમાણમાં દેખાય છે. 'હાફટોન પ્રોસેસ' સામગ્રીનો અભાવ, એ પાછળ થતો મોટો ખર્ચ, અને પ્રમાણમાં વર્તમાનપત્રોની નબળી આર્થિક સ્થિતિને લીધે કેટલાંક પત્રોમાં તો છબીઓ મુદ્દલ જણાતી નહિ અને પ્રગટ થતી ત્યારે બીજા કોઈ સમૃદ્ધ છાપાવાળાને ત્યાંથી ઉછીના લીધેલા બ્લોકની મદદથી. બ્લોક માગીતાગીને છાપવાની પ્રથા આજે પણ કેટલેક અંશે ચાલુ

છે; પરંતુ મુંબાઇ જેવા મોટા શહેરનાં સારી ગ્રાહકસંખ્યા અને સારાં સાધનો ધરાવનારાં છાપાંઓમાં આ સ્થિતિ રહી નથી અને તેમના લગભગ દરેક અંકમાં એકાદબે ચિત્ર હોય છે. તેઓ પોતાની 'બ્લોક' બનાવવાની સગવડ ધરાવે છે, તેથી ઘણી વાર સાંજના સમારંભો કૅમેરામાં ઝડપાઇને બીજે દિવસે સવારના છાપામાં નજરે પડે છે. ટૂંક સમય પર સર સર્વપલ્લી રાધાકૃષ્ણને "પ્રકાશ પીક્ચર્સ"ના બોલપટ "ભરતમિલાપ"નું મુંબાઈમાં ઉદ્‌ઘાટન વહેલી સાંજે કરેલું તેની છબી ત્યાર પછીથી માત્ર બેઅઢી કલાકમાં જ બહાર પડેલ સાંજનાં વર્તમાનપત્રોમાં છપાયેલી જોઈને સર સર્વપલ્લી વિસ્મય પામ્યા હતા.

શરૂશરૂમાં બીજા દેશો માફક આપણે ત્યાં પણ વ્યક્તિઓની છબી જ મોટે ભાગે વર્તમાનપત્રોમાં છપાતી, પરંતુ આજે એ સ્થિતિ રહી નથી અને હવે પ્રસંગોનાં ચિત્રો સરસ રીતે ઝડપાય છે. દાખલા તરીકે કોઈ વ્યક્તિના માનમાં સમારંભ યોજાયો હોય તો તેની છબી જ આપવામાં આવતી નથી, પરંતુ તેને માનપત્ર ઇનાયત થતું હોય યા પ્રમુખ વ્યાખ્યાન કરતા હોય એવો કોઈ પ્રસંગ કૅમેરામાં ઉતારી લેવાય છે. આ 'ન્યૂસ પીક્ચર' જોવામાં વાચકને સ્વાભાવિક રીતે વધારે, લગભગ હાજર રહી જાતે જોવા સરખો, રસ પડે છે. વાચકને કયા પ્રકારનાં ચિત્રોમાં રસ પડશે એનું પારખું અનુભવી છબીકાર કરી શકે છે. 'કૅમેરામેન'નો અનુભવ જેટલો વધારે અને પાકટ, તેટલું ચિત્ર વધારે આકર્ષક અને રસિક. લો વૉરન આ સંબંધી યોગ્ય કહે છે કે "...every picture of a topical event must tell a story at a glance..." ૪

કટાક્ષચિત્રો–ઠઠ્ઠાચિત્રો પત્રકારિત્વનું આજે અગત્યનું અંગ મનાય છે. એની શરૂઆત વિલાયતમાં ૧૯મી સદીમાં થએલી. સન ૧૮૪૧માં "ધ પંચ" બહાર પડતાં તેણે વ્યંગચિત્રો પાછળ ખૂબ જ લક્ષ આપ્યું, અને એ કલાને વિકસાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. તેના કુશળ ચિત્રકાર

૪ Journalism (1922), Page 231

સ્વ. સર જોન ટેનીએલે (Sir John Tenniel) 'પંચ' માટે અઢી હજારથી વધારે સંખ્યામાં સુંદર ઠઠ્ઠાચિત્રો ચીતરેલાં. આ પ્રથાને પાછળથી ત્યાંના બીજા પત્રકારોએ અપનાવી અને આજે તો ત્યાં તે વૃત્તવિવેચનનું સાધારણ લક્ષણ મનાય છે.

અહીં કટાક્ષચિત્રો અને ઠઠ્ઠાચિત્રોની સાચી શરૂઆત "હિંદીપંચ"થી થઈ, જો કે તેનો સારો વિકાસ તો હજી હાલહાલમાં જ થયો છે.

કટાક્ષચિત્રો કે ઠઠ્ઠાચિત્રો પ્રજાની વિનોદવૃત્તિ તથા મશ્કરી ખમી જવાની ખેલદિલી વગેરે માગી લે છે, અને આપણી પ્રજામાં આ ગુણો બહુ વિકસ્યા નથી. પશ્ચિમના દેશોમાં ગમે એવા મોટા માણસનું ઠઠ્ઠાચિત્ર છાપતાં પત્રકારો ડરતા નથી અને જેમનું ચિત્ર છપાય તેઓ એ માટે વાંધો લેતા નથી. કેટલાક તો એને માન મળ્યું માને છે, કારણ સાધારણ રીતે માત્ર ચિત્ર જોઈને જેમને ઓળખી કઢાય એવા નામાંકિત નરનારીનાં જ ઠઠ્ઠાચિત્રો દોરાય છે. શહેનશાહોને પણ આ કલા છોડતી નથી. કહેવાય છે કે હાલના ડ્યૂક ઑફ્ વિંડસરે બ્રિટિશ સલ્તનતનો ત્યાગ કર્યો ત્યારે એક અમેરિકન પત્રકારે એક ઠઠ્ઠાચિત્ર દોરી તેમાં મિસિસ સિમ્પસનને એક સ્થળે ઊભાં રાખી ડ્યૂકને તેના જોડા ચૂમતો બતાવેલો. આવાં ચિત્રો સહન કરી લેવા જેટલી ખેલદિલી આપણે ત્યાં હજી આવી નથી, પરંતુ દિનપરદિન આપણા ચિત્રકારો વધારે હિંમતવાન બનતા જાય છે અને હવે પ્રજાના નેતાઓ, ગવર્નરો અને દેશી રાજાઓ ઠઠ્ઠાચિત્રોમાં અવનવાં રૂપે દેખા દે છે.

રવિશંકર રાવળે "અફલાતુન"ની સંજ્ઞાથી "વીસમી સદી"માં થોડાંક ઠઠ્ઠાચિત્રો આલેખેલાં તથા પાછળથી "કુમાર"માં હિંદુ સમાજની ત્રુટિઓ પર કટાક્ષ વેરતી તેમનાં વ્યંગચિત્રોની હારમાળા પ્રગટ થએલી. અમદાવાદથી ૧૯૦૧માં બહાર પડેલા વર્તમાનપત્ર "ગુજરાતી પંચે" તેની શરૂઆત ઠઠ્ઠાચિત્રોથી કરેલી, પરંતુ એવાં ચિત્રો મેળવવાની અને તે માટેના બ્લૉક તૈયાર કરાવવાની સગવડ અમદાવાદમાં ન થતાં એ સાહસ પડતું મૂકેલું. સુરતવાળા વીમાવાળાભાઈઓના "તોપ" નામક પત્રમાં પણ

વ્યંગચિત્રો આપવાનો સાધારણ પ્રયાસ થયો હતો. "ફૂલછાબ"માં ડાભી ઠઠ્ઠાચિત્રો દોરતા. એ અકાળે અવસાન પામ્યા.

"નવસોરાષ્ટ્ર"માં "ચકોર"નાં (બંસીલાલ વર્મા) ચિત્રોએ સારું લક્ષ ખેંચેલું અને હાલમાં આ કુશળ ચિત્રકારના "રેખા"માં દેખાવ દેતાં ઠઠ્ઠાચિત્રો તો ખૂબ ઊંચી કક્ષાનાં જણાય છે. એ જ ચિત્રકારે "પ્રજાબંધુ"માં "વિચિત્ર"ને નામે ચિત્રો દોર્યાં છે. તેણે પણ પ્રજાનું સારું ધ્યાન ખેંચ્યું છે ને એ પત્રની લોકપ્રિયતા વધારી છે. મુંબાઈના "જન્મભૂમિ"માં "શનિ"ની સંજ્ઞાથી અપાતાં ચિત્રો પણ નોંધપાત્ર છે.

"જામે જમશેદ"માં કે. બી. યાદવે થોડા સમય પર ચીતરેલાં સંખ્યાબંધ વ્યંગચિત્રો(Cartoons)એ પારસી સમાજનુ સારું લક્ષ ખેંચેલું. વ્યંગચિત્રોનો ગુણ એ છે કે ચિત્ર અંગે માત્ર થોડા જરૂરી શબ્દો લખવાથી, યા કશું પણ લખ્યા વિના, તેનો મર્મ અને કટાક્ષ તે જોનારે પકડી પાડવાના હોય છે અને તેવું મર્માળું ચિત્ર હોય ત્યારે જ ચિત્રકાર માટે તે ગર્વનો વિષય બને છે. યાદવે વ્યંગચિત્રો સારી રીતે ચીતરેલાં હોવા છતાં ઘણી વેળા તેની નીચે લાંબો ખુલાસો મુકાતો અને તેથી તેની ખૂબી મારી જતી.

વિલાયતનાં ઘણાંક પત્રોમાં રમૂજી કથાચિત્રોની હારમાળા નિયમિત પ્રગટ થતી રહે છે. મુંબાઈના "ધ ટાઇમ્સ ઓફ્ ઈંડિયા"માં POPનાં પરાક્રમોની ચિત્રાંકિત કથા ચાલુ નજરે પડે છે અને તેણે એ પત્રના વાચકો પર એવી ભારે અસર કરી છે કે "આજે વળી 'પોપે' શું પરાક્રમ કર્યું હશે" એ જાણવાને વાચક અધીરો રહે છે. ગૂજરાતી વર્તમાનપત્રોમાં એવાં હાસ્યચિત્રો નજરે પડ્યાં નથી. થોડાંક વર્ષો પર "જામે જમશેદ"માં અઠવાડિયામાં એકાદ વેળા "Laugh and grow fat" એ નામનાં એકસાથે પંદરવીસ રમૂજી ચિત્રો, નીચે અંગ્રેજી પ્રાસંગિક લખાણ સાથે, અપાતાં. આ કાર્ય ખર્ચાળ છે અને તેથી મધ્યમ સ્થિતિનાં પત્રોને એ પરવડે નહિ એ દેખીતું છે.

છેલ્લા યુદ્ધને લગતી સાચી વસ્તુસ્થિતિની સમજ પડે તે માટે

"જન્મભૂમિ", "વંદેમાતરમ્" વગેરે વર્તમાનપત્રોએ નકશા આપવાની પ્રથા દાખલ કરી. ૧૯૧૪–૧૮ના યુદ્ધ વેળા એવા નકશા આપણાં છાપાંમાં નહોતા આવ્યા. પત્રકારિત્વના વિકાસમાં અને તેથી સાંસ્કારિક ઉપયોગિતામાં આ એક સીમાચિહ્ન ગણી શકાય.

આપણે ત્યાં કેટલાંક વર્તમાનપત્રો એવાં કંગાળ છે કે ઠઠ્ઠાચિત્રો અને વ્યંગચિત્રો તો રહ્યાં, પરંતુ વર્ષ દરમિયાન તેમાં ભાગ્યે જ બેપાંચ છબી દેખાય. પશ્ચિમનાં પત્રોની આર્થિક સ્થિતિ એવી સંગીન હોય છે કે તેઓ ચિત્રો પાછળ મોટી રકમ ખર્ચે છે. વિલાયતના "ધ ડેલી મેલ"ના તા. ૧૮–૨–૧૯૧૫ના અંકમાં જર્મનીના લડાયક ખારક્સ "બ્લૂશર" (Blucher)ની ઉત્તર સમુદ્રમાં લેવાયેલી છબી પ્રગટ થએલી, તે એક જ છબી માટે તેણે ૩૨૫ પાઉન્ડ–લગભગ ૪,૦૦૦ રૂપિયા–ચૂકવેલા.[૫] ગૂજરાતમાં આજે એ સ્થિતિ નથી, પણ આવશે એમ લાગે છે. ચિત્ર–છબીની બાબતમાં આપણાં વૃત્તપત્રોએ એકંદરે સારી પ્રગતિ કરી છે. બીજી દેશી ભાષાઓનાં દૈનિકોની સરખામણીમાં ચિત્રની દૃષ્ટિએ આપણાં અખબારો વિશેષ આકર્ષક છે. આપણાં વર્તમાનપત્રોના માલિકો સાહસિક છે અને ગૂજરાતમાં ધનાઢ્ય વર્ગ મોટો છે તેથી વૃત્તપત્રનું ચિત્રઅંગ બહુ વિકસશે એમ ધારી શકાય.



૫ Journalism, Page 237

## ૨૨ : હાસ્યરસિક કટારો

વૃત્તવિવેચનનું મુખ્ય અંગ સમાચાર છે; પરંતુ પ્રજાને સાચા સમાચાર આપવા ઉપરાંત બીજા વિષયો પણ તે ખીલવે છે. એવું એક ક્ષેત્ર તે હાસ્યનું છે. પત્રકારિત્વને સાહિત્ય કહેવું કે કેમ તેની ચર્ચામાં અત્રે ન ઊતરીએ. ગૂજરાતી પત્રોએ આપણા સાહિત્યની ખીલવણી અને પ્રગતિમાં સારો હિસ્સો આપ્યો છે. એ કાર્યના એક ભાગ તરીકે રમૂજી ને હળવા સાહિત્યને પણ તેણે વિકસાવ્યું છે.

ગૂજરાતી વૃત્તવિવેચનમાં વિનોદતત્ત્વની ઉત્પત્તિનો વિચાર કરતાં નર્મદ, બીરબલ, આપઅખત્યાર—અથવા ખરું જોતાં "હિંદી પંચ"—વગેરે નામ સાંભરી આવે છે. વર્તમાનપત્રોનું વિનોદ—અંગ સ્વાભાવિક રીતે પ્રાસંગિક જ હોય. નર્મદ પોતાના જમાનાના અનિષ્ટ રિવાજો પ્રત્યે પોતાના પાક્ષિક "ડાંડિયો"માં જે રમૂજ—કટાક્ષ ઉછાળી ગયો છે, તેણે આપણા સાહિત્યમાં અગત્યનું સ્થાન લીધું છે. એને લગતી વીગત "ડાંડિયો"ને લગતા જુદા પ્રકરણમાં સંઘરેલી છે.

ગૂજરાતી વર્તમાનપત્રોના પ્રથમ યુગમાં કેટલાંક પત્રો મુખ્યત્વે કરીને રમૂજ અને કટાક્ષ પીરસવાના હેતુથી જ શરૂ થએલાં. દાખલા તરીકે "દાતરડું." એનું નામ જ કટાક્ષસૂચક છે. એ પત્ર તા. ૧૨–૧૧–૧૮૭૪ને દિનથી માણેકજી બરજોરજી મીનોચહેરહોમજીનાએ શરૂ કરેલું. માણેકજી એના તંત્રી થએલા, પરંતુ એનો પ્રાણ તો ખરશેદજી બમનજી ફરામરોજ ("બીરબલ") હતા. એમનાં સંખ્યાબંધ લખાણોથી એના અંક દીપ્યા છે. નાનાભાઈ

નસરવાનજી માસ્તર અને એદલજી જમશેદજી ખોરી પણ એમાં અવારનવાર લખતા.[1] એ પત્રની શરૂઆતમાં નીચેની વીગત પ્રસિદ્ધ થતી:

**દાતરડું**

દર બેસપતવારે પરગટ થતું
અંઢવાડીઆંનું
ઘણું સસતું પતર!
ઘણું શોભઈતું પતર!
વરસનો એક રૂપીઓ!!!
વાંચો અને જુઓ
છુટી નકલ એકનો એક આનો
પોસટેજ–વરસ એકનો રૂ. ૧॥=
અને તેથી ઓછા માસના તેના પરમાણ પરમાણે

પંદર વર્ષ સુધી ચાલુ રહી "દાતરડું" સન ૧૮૯૯માં બંધ પડ્યું.

નસરવાનજી દોરાબજી આપઅખત્યારે ૧૮૫૩માં "પંચ અને શમશહેર રમુજ" નામનું નાના કદનું રમૂજી વાચન પીરસતું સાપ્તાહિક શરૂ કરેલું, પરંતુ તે માત્ર ચૌદ માસ ચાલીને બંધ થઈ ગયું.[2]

તા. ૧–૧–૧૮૫૮ને દિને દાદાભાઈ સોહેરીએ શરૂ કરેલું "પારસી પંચ" પણ નામ પ્રમાણે પારસી સમાજને લગતી ઘણીક બાબતો પર કટાક્ષનાં બાણ ફેંકતું. એમાં આવતા હલકારૂ નામના લેખકના લેખો પારસી વાચકવર્ગમાં પ્રિય થઇ પડ્યા હતા. હલકારૂ જે કાર્ય "પારસી પંચ"માં કરતા તે જ કામ ગિરધરલાલ ઠાકોરી "સત્ય પ્રકાશ"માં કરતા. ધર્મને કે જૂનવટને નામે જ્યાં ઢોંગ ચાલી રહ્યા હોય ત્યાં તેઓ અસરકારક ટીકા કરતા.

---

૧ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૬ (૧૯૦૩), પૃ. ૫૦૯
૨ પારસી પ્રકાશ, દફતર ૨, ભાગ ૮ (૧૯૧૦), પૃ. ૬૩૫

૧૮૮૮ના અરસામાં "પારસી પંચે" "હિંદી પંચ" નામ ધારણ કર્યું. સન ૧૮૭૮થી ૧૯૩૧ સુધી બરજોરજી આપઅખત્યારની દોરવણી હેઠળ તેણે વાચકવર્ગને વિનોદનો આનંદ આપ્યો. એ કાર્ય તેણે ઠઠ્ઠાચિત્રો —વ્યંગચિત્રો દ્વારા કરેલું તેથી તેને લગતી માહિતી છબીકલાને લગતા પ્રકરણમાં આપી છે.

સન ૧૮૮૬માં શરૂ થએલું હળવું વાચન પીરસતું "ગપસપ" હાલ માસિક સ્વરૂપે પ્રગટ થવા છતાં તેના પ્રારંભકાળે તે પખવાડિક હોઈ તેને વિષે અત્રે ઉલ્લેખ કરવો આવશ્યક છે. જેહાંગીર બેરામજી મર્ઝબાને લગભગ પા સદી તેનું સંચાલન કર્યું. સમયના અભાવે એમનાથી એ પર બરોબર ધ્યાન ન અપાતાં, "જામે જમશેદ"ના કાર્યાલયમાં કામ કરતા પત્રકાર અરદેશર આદરજી ખાનસાહેબ યાને રુસ્તમખાને એનું કામ સંભાળી લીધેલું. ૧૮૯૭માં "ગપસપ"નું પ્રકાશન બંધ કરવાનું જેહાંગીર મર્ઝબાને વિચાર્યું, પરંતુ તેમના પુત્ર ફિરોઝશાએ તે ચાલુ રાખવાની ઉત્કંઠા દાખવતાં એમણે કહ્યું કે "તું અને રુસ્તમ મસાની સાથે મળી એ ચલાવવા તૈયાર હો તો તમો બન્ને મિત્રોને હું એ સોંપી દઉં." આમ આ મિત્રો "ગપસપ"ના જોડિયા માલિક અને તંત્રી બન્યા. તેમણે "ગપસપ"ને આકર્ષક અને લોકપ્રિય બનાવ્યું. તા. ૧૩–૫–૧૮૯૮થી રુસ્તમ મસાનીએ માલિક તરીકેનો પોતાનો ભાગ છૂટો કર્યો. રમૂજના ક્ષેત્રને વિકસાવવામાં "ગપસપે" ભૂતકાળમાં સારો ફાળો આપ્યો છે. જે. બી. મર્ઝબાનની કું૦ લિ૦ની માલિકી હેઠળ અરદેશર મર્ઝબાનના તંત્રીપદે એ હાલમાં માસિક રૂપે પ્રગટ થાય છે.

સહેલાણીપણા માટે, નફ્ફકરાપણા માટે સૂરતીઓ જાણીતા છે. એ સહેલાણીપણું જીવનને વિનોદમય દૃષ્ટિએ જોઈ, આંકી, માણી શકે છે ને તેથી સૂરતીઓના જીવનમાં, બાનીમાં, બોલીચાલીમાં ગૂજરાતના બીજા ભાગો કરતાં વિશેષ પ્રમાણમાં વિનોદ જણાય છે. ગૂજરાતમાં હાસ્યની શરૂઆત ને ઝમાવટ, સૂરતી સાહિત્યકારોએ જ કરી છે તેથી આ વાતને પુષ્ટિ મળે છે. સૂરતીઓની લાક્ષણિક રમૂજનો ચિતાર મંછારામ ઘેલાભાઈના

"દેશી મિત્ર"માં હૂબહૂ અપાયો છે. મંછારામે પોતાની રમૂજી શૈલીથી સુરતીઓનાં દિલ હરી લીધેલાં અને દર અઠવાડિયે એમની કલમપ્રસાદી ચાખવાને સુરત ઉત્સુક રહેતું. પરગામ પરદેશ વસતા સુરતીઓ પણ તે વાંચવાને ઇંતેજાર રહેતા. "દેશી મિત્ર"ના લેખો પ્રજામાં ચર્ચા અને રમૂજ જમાવી રહેતા અને તેનાં કટાક્ષકાવ્યો તો ખૂબ ગવાતાં. એમાં આવતાં લખાણોમાં ગ્રામીણતાની—બરછટપણાની છાંટ રહેતી. એ પત્રમાં પિરસાતી રમૂજનો ખ્યાલ એને લગતા પ્રકરણમાં આપેલાં અવતરણો પરથી મળી રહેશે.

મંછારામ ઘેલાભાઈના પુત્ર નગીનદાસે સન ૧૮૯૪થી ૧૮૯૭ દરમિયાન મુંબાઈથી "ભીમસેન" નામનું પત્ર કાઢેલું અને તેમાં મુંબાઈના પ્રશ્નો પર હળવી શૈલીમાં લેખો લખેલા તે પણ ઠીક વંચાતા. સાથે સાથે ઠઠ્ઠાચિત્રો પણ એમાં પ્રગટ થતાં. "પંચદંડ", "રમતારામ" વગેરે પત્રો પણ "હિંદી પંચ"ની નકલ કરનારાં હતાં. "પંચદંડ" (૧૮૯૯થી ૧૯૦૪) હિંદુ માલિકીનું પત્ર હતું, પણ તેમાં લખાણ મોટે ભાગે પારસીઓ લખતા. ખરશેદજી ફરામરોજ જેવા હાસ્યલેખકનો તેને સહકાર મળેલો.

"હિંદી પંચ"ને બાદ કરતાં બીજાં સઘળાંને ભુલાવે એવી લોકપ્રિયતા "ગુજરાતી"ના હાસ્યકાર ખરશેદજી બમનજી ફરામરોજે મેળવી હતી. "ભર કટોરા રંગ"ના શીર્ષક હેઠળ સમકાલીન પ્રશ્નો પર "બીરબલ"ના નામે રજૂ થએલી એમની હળવી લેખમાળા "ગુજરાતી"નું એક આકર્ષણ બની હતી. એ લખાણોમાં ગ્રામ્યતા નહોતી, એમાં અંગત આક્ષેપ આવતો નહિ અને ભાષાની શુદ્ધતા પ્રત્યે બીજા પત્રોના મુકાબલે સારું લક્ષ અપાતું.

એ જ લેખક "ગુજરાતી" ઉપરાંત "સાંજ વર્તમાન"માં અઠવાડિયે એક વેળા "ધકનજી બીન મકનજી" (કાકા ધકનજી)ના તખલ્લુસથી હળવી કટારો લખતા. "સાંજ"માં એ મોટે ભાગે પારસી પ્રશ્નો છેડતા. અમદાવાદના "ગુજરાતી પંચ"માં એઓ "બીખો ગોદરશા"ના તખ્ખલ્લુસથી લખતા. એ ઉપરાંત "પંચદંડ" વગેરે બીજા પત્રોમાં પણ એમના લેખો આવતા.

"સાંજ વર્તમાન"ના પારસી વાચકોને "ધકનજી બીન મકનજી"

હસાવતા, ત્યારે "જામે જમશેદ"ના ગ્રાહકોને એ પત્રના માલિક જેહાંગીર બેરામજી મર્ઝબાન પોતાના લેખોથી ગમ્મત આપતા. ભાષાની ઝમક સાથે હાસ્યરસ એમના લેખોનું પ્રધાન લક્ષણ છે. હાસ્યને નામે કેટલાક લેખકો ત્યારે અશ્લીલ થઈ જતા તે દોષથી એઓ મુક્ત રહ્યા છે. એમની પછી એમના પુત્ર ફિરોઝશા મર્ઝબાને ('પીજામ') પણ હળવા લેખો "જામે જમશેદ"માં આપવાની પ્રથા ચાલુ રાખેલી.

પારસી પત્રોના હાસ્ય–અંગનો વિચાર કરતાં "જામે જમશેદ" પછી "કયસરે હિન્દ"નો "ચલણી રૂપિયો" નજરે આવે છે. "અર્ધાનો ખુર્દો અને અર્ધો બાધો" એ મથાળા હેઠળ "ચલણી રૂપિયા"ના ઉપનામથી લખાતી લેખમાળા પારસીઓમાં ખૂબ વંચાતી. નાગરિક સવાલો અને પારસી સમાજના મહત્ત્વના પ્રશ્નો પર એમાં કટાક્ષ વરસાવવામાં આવ્યો છે. એની પારસી ચર્ચાએ ઘણી વેળા કોમમાં કડવાશ પણ ફેલાવેલી અને બીજાં પત્રોમાં એ ચર્ચાનો જવાબ અપાતાં પારસી પ્રજામાં તેરીમેરીનું વાતાવરણ ફેલાઈ જતું. પારસી પત્રકારો પોતાની ફરજ ભૂલી જઈને એકમેકની બદગોઈ કરવામાં રાચતા. કોમનો શિષ્ટ અને સંસ્કારી વર્ગ આ નિંદાખોરીથી કચવાતો, છતાં આ કટારોનું આકર્ષણ એવું જબરું હતું કે તેના વિરોધીઓ પણ તે વાંચ્યા વિના રહેતા નહિ.

"ચલણી રૂપિયો" કોણ છે એ જાણવા પારસીઓ ઉત્સુક રહેતા અને એમ મનાતું કે "કયસરે હિન્દ"ના માલિક અને તંત્રી એરચશા રુસ્તમજી હીરજીબહેદીન એ લખે છે, પણ એમની હયાતિ દરમિયાન એ વાત સ્પષ્ટપણે જાહેર નહોતી થઈ. કાયદાની અદાલતમાં પણ એ નામ છૂપું જ રહેલું અને એના લેખોને કાયદાની ચુંગાલમાં સપડાવવાના વિરોધીઓના પ્રયાસ નિષ્ફળ ગએલા. એરચશાના અવસાન પછી એ સ્પષ્ટ કરવામાં આવેલું કે તેમની હયાતીનાં છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન એ વિભાગ એમણે સંભાળેલો.

એરચશા હીરજીબહેદીનના અવસાન પછી પણ "અર્ધાનો ખુર્દો

અને અર્ધો બાવો "ની કટારો "સોનેરી સિક્કો" એવા તખલ્લુસવાળી લેખકે ટૂંક સમય સાચવેલી. હાલ તેના લેખક તરીકે "ચટપટીઆ"નું ઉપનામ નજરે પડે છે. હીરજીમહેદીનના અવસાન પછી આ કટારોમાં ગાંભીર્ય અને ઠરેલપણું આવ્યું છે, એટલે હવે એ વિષય રમૂજમાં લેખાય એમ નથી.

"મુંબઈ સમાચાર" સાપ્તાહિકમાં પ્રથમ પાને જ દેખા દઈ ગએલી છેલશંકર વ્યાસની "ઉઘાડે છોગે"ની કટારો તેના તીવ્ર કટાક્ષ માટે પ્રસિદ્ધ છે. આ લેખક મોટે ભાગે એ વિભાગમાં રાજદ્વારી પ્રશ્નો પરત્વે નીડર ટીકા કરતા. પોતે કુશળ કાયદાશાસ્ત્રી હોઈ કાયદાના ઝપાટામાં આવ્યા વિના એ કાર્ય નિયમિત કર્યે જતા. એમના લેખોમાં રમૂજ નહિ પણ વેધક કટાક્ષ જ પ્રધાનપણે હતો. "ઉઘાડે છોગે"ની કટારો એ પત્રમાં ચાલુ છે પરંતુ છેલશંકરે એમાં લખવાનું હવે છોડી દીધું છે.

ગૂજરાતી અખબારોની હળવી કટારોને સમૃદ્ધ કરવામાં "મસ્ત ફકીર"નો પણ ફાળો છે. એ કટારો લખવાની શરૂઆત એમણે "હિંદુસ્તાન" પત્રોથી કરી અને "અલીબાબો", "લખોટો", "લલ્લુ", "લહિયો", "રખડુ", "રઝળુ" વગેરે ઉપનામોથી એ આજ પર્યંત લખ્યે જાય છે. ૧૯૨૯માં એમણે "ઉલ્લાસ" નામે રમૂજી સાપ્તાહિક સ્વતંત્રપણે શરૂ કરેલું પરંતુ નાણાંકીય મુશ્કેલીને કારણે થોડા માસમાં જ તે બંધ પડેલું.[3]

"હિંદુસ્તાન" પત્રોમાં ચન્દ્રકાન્ત સુતરીઆ (નથ્થુભાઈ), મહમદ સાદીક, રવિશંકર મહેતા વગેરેએ હળવી કટારો ચલાવેલી અને એ લેખકો જુદાં જુદાં પત્રો સાથે સંબંધ સાધી તે પત્રો માટે એ દિશામાં કામ કરતા રહ્યા છે.

"કાતરિયું ગેપ" નામક ટૂંક સમય ચાલુ રહેલું સાપ્તાહિક તેના નામ પ્રમાણે રમૂજી સામગ્રી પૂરી પાડતું. તેના ઉત્સાહી તંત્રી એરફાની એકલે હાથે આ આખું પત્ર તૈયાર કરતા. એ પત્રની એ પણ વિશિષ્ટતા

3 ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ૩ (૧૯૩૨), પૃ. ૮૭

હસાવતા, ત્યારે "જામે જમશેદ"ના ગ્રાહકોને એ પત્રના માલિક જેહાંગીર બેરામજી મર્ઝબાન પોતાના લેખોથી ગમ્મત આપતા. ભાષાની ઝમક સાથે હાસ્યરસ એમના લેખોનું પ્રધાન લક્ષણ છે. હાસ્યને નામે કેટલાક લેખકો ત્યારે અશ્લીલ થઈ જતા તે દોષથી એઓ મુક્ત રહ્યા છે. એમની પછી એમના પુત્ર ફિરોઝશા મર્ઝબાને ('પીજામ') પણ હળવા લેખો "જામે જમશેદ"માં આપવાની પ્રથા ચાલુ રાખેલી.

પારસી પત્રોના હાસ્ય-અંગનો વિચાર કરતાં "જામે જમશેદ" પછી "કયસરે હિન્દ"નો "ચલણી રૂપિયો" નજરે આવે છે. "અર્ધાનો ખુર્દો અને અર્ધો બાધો" એ મથાળા હેઠળ "ચલણી રૂપિયા"ના ઉપનામથી લખાતી લેખમાળા પારસીઓમાં ખૂબ વંચાતી. નાગરિક સવાલો અને પારસી સમાજના મહત્ત્વના પ્રશ્નો પર એમાં કટાક્ષ વરસાવવામાં આવ્યો છે. એની પારસી ચર્ચાએ ઘણી વેળા કોમમાં કડ્વાશ પણ ફેલાવેલી અને બીજાં પત્રોમાં એ ચર્ચાનો જવાબ અપાતાં પારસી પ્રજામાં તેરીમેરીનું વાતાવરણ ફેલાઈ જતું. પારસી પત્રકારો પોતાની ફરજ ભૂલી જઈને એકમેકની બદગોઈ કરવામાં રાચતા. કોમનો શિષ્ટ અને સંસ્કારી વર્ગ આ નિંદાખોરીથી કચવાતો, છતાં આ કટારોનું આકર્ષણ એવું જબરું હતું કે તેના વિરોધીઓ પણ તે વાંચ્યા વિના રહેતા નહિ.

"ચલણી રૂપિયો" કોણ છે એ જાણવા પારસીઓ ઉત્સુક રહેતા અને એમ મનાતું કે "કયસરે હિન્દ"ના માલિક અને તંત્રી બેરચશા રુસ્તમજી હીરજીબહેદીન એ લખે છે, પણ એમની હયાતિ દરમિયાન એ વાત સ્પષ્ટપણે જાહેર નહોતી થઈ. કાયદાની અદાલતમાં પણ એ નામ છૂપું જ રહેલું અને એના લેખોને કાયદાની ચુંગાલમાં સપડાવવાના વિરોધીઓના પ્રયાસ નિષ્ફળ ગએલા. બેરચશાના અવસાન પછી એ સ્પષ્ટ કરવામાં આવેલું કે તેમની હયાતીનાં છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન એ વિભાગ એમણે સંભાળેલો.

બેરચશા હીરજીબહેદીનના અવસાન પછી પણ "અર્ધાનો ખુર્દો

અને અર્ધો બાવો"ની કટારો "સોનેરી સિક્કો" એવા તખલ્લુસધારી લેખકે ટૂંક સમય સાચવેલી. હાલ તેના લેખક તરીકે "ચટપટીઆ"નું ઉપનામ નજરે પડે છે. હીરજીમહેદીનના અવસાન પછી આ કટારોમાં ગાંભીર્ય અને ઠરેલપણું આવ્યું છે, એટલે હવે એ વિષય રમૂજમાં લેખાય એમ નથી.

"મુંબઈ સમાચાર" સાપ્તાહિકમાં પ્રથમ પાને જ દેખા દઈ ગએલી છેલશંકર વ્યાસની "ઉઘાડે છોગે"ની કટારો તેના તીવ્ર કટાક્ષ માટે પ્રસિદ્ધ છે. આ લેખક મોટે ભાગે એ વિભાગમાં રાજદ્વારી પ્રશ્નો પરત્વે નીડર ટીકા કરતા. પોતે કુશળ કાયદાશાસ્ત્રી હોઈ કાયદાના ઝપાટામાં આવ્યા વિના એ કાર્ય નિયમિત કર્યે જતા. એમના લેખોમાં રમૂજ નહિ પણ વેધક કટાક્ષ જ પ્રધાનપણે હતો. "ઉઘાડે છોગે"ની કટારો એ પત્રમાં ચાલુ છે, પરંતુ છેલશંકરે એમાં લખવાનું હવે છોડી દીધું છે.

ગુજરાતી અખબારોની હળવી કટારોને સમૃદ્ધ કરવામાં "મસ્ત ફકીર"નો પણ ફાળો છે. એ કટારો લખવાની શરૂઆત એમણે "હિંદુસ્તાન" પત્રોથી કરી અને "અલીબાબો", "લખોટો", "લલ્લુ", "લહિયો", "રખડુ", "રઝળુ" વગેરે ઉપનામોથી એ આજ પર્યંત લખ્યે જાય છે. ૧૯૨૯માં એમણે "ઉલ્લાસ" નામે રમૂજી સાપ્તાહિક સ્વતંત્રપણે શરૂ કરેલું પરંતુ નાણાંકીય મુશ્કેલીને કારણે થોડા માસમાં જ તે બંધ પડેલું.[3]

"હિંદુસ્તાન" પત્રોમાં ચન્દ્રકાન્ત સુતરીઆ (નથ્થુભાઈ), મહમદ સાદીક, રવિશંકર મહેતા વગેરેએ હળવી કટારો ચલાવેલી અને એ લેખકો જુદાં જુદાં પત્રો સાથે સંબંધ સાધી તે પત્રો માટે એ દિશામાં કામ કરતા રહ્યા છે.

"કાતરિયું ગેપ" નામક ટૂંક સમય ચાલુ રહેલું સાપ્તાહિક તેના નામ પ્રમાણે રમૂજી સામગ્રી પૂરી પાડતું. તેના ઉત્સાહી તંત્રી એરફાની એકલે હાથે આ આખું પત્ર તૈયાર કરતા. એ પત્રનો એ પણ વિશિષ્ટતા

---

૩ ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ૩ (૧૯૩૨); પૃ. ૮૭

હતી કે તેમાં રમૂજી લેખો ઉપરાંત જાહેરખબર પણ રમૂજી શૈલીમાં લખાતી અને તે વાંચવાને વાંચકોને મજા પડતી.

૧૯૨૪ના મે માસમાં "મોજમજાહ" નીકળ્યું. તે પછી એ જ વર્ષમાં તા. ૧૭મી ઑગસ્ટથી શયદા અને સાદીક સાથે મળીને "બે ઘડી મોજ" નામનું સાપ્તાહિક મુંબાઈથી શરૂ કર્યું અને તે ટૂંક સમયમાં સારી લોકપ્રિયતા અને બહોળો ફેલાવો પામ્યું. "બે ઘડી મોજ" સાથે શયદાનું નામ આજ સુધી સંકળાયેલું છે પરંતુ મહમદ સાદીક અનેક ઉપનામ ધારણ કરી એમાં માર્મિક, કટાક્ષમય, પ્રાસંગિક રમૂજી લેખો લખીને એની લોકપ્રિયતા વધારવામાં સારો ફાળો આપ્યો છે.

૧૯૩૨–૩૩ના અરસામાં "ફૂલછાબ"માં "હું, બાવા ને મંગળદાસ" નામે શરૂ થએલી હળવી કટારોએ ગૂજરાતી પત્રકારિત્વને નવી જ શૈલીનું હાસ્યાંગ આપ્યું એમ કહેવામાં હરકત નથી. એના સ્રષ્ટા તે ગુણવંતરાય આચાર્ય. "ફૂલછાબ"માં આવેલા એ લેખો પુસ્તકાકારે પ્રસિદ્ધ થયા છે અને તેનું અનુકરણ પણ થયું છે. "ફૂલછાબ"માં એ કટારો બંધ થયા પછી થોડા વખત પર ગુણવંતરાય આચાર્યે એ જ નામથી મુંબાઈના "પ્રવાસી"માં અગંભીર શૈલીના લેખો લખેલા.

અમદાવાદના "લોકપ્રકાશન લિમિટેડ"નાં બે પત્રો "પ્રજાબંધુ" સાપ્તાહિક અને "ગુજરાત સમાચાર" દૈનિકે પણ ગૂજરાતી અખબારોની હળવી કટારો ખીલવવામાં સારો ફાળો આપ્યો છે. ખાસ કરીને "પ્રજાબંધુ"માં "મંથન" અને "ચક્ર–ચાકૂ"ને નામે "મેરૂ" અને "ચક્રાર" ઉપનામધારી લેખકને હાથે લખાયેલી કટારો નોંધપાત્ર છે. એમાં સમકાલીન પ્રશ્નો પર રમૂજ યા કટાક્ષ વેરાતો અને એની વિશિષ્ટતા એ હતી કે સાધારણ રીતે અકબર–બીરબલની યા કોઈ બીજી એકાદ વાર્તા યા દંતકથાથી શરૂઆત કરી તેની વસ્તુ જોડે જે વિષય પર ચર્ચા કરવાની હોય તે મેળવી લેવામાં આવતો. મોટા માણસોની મિજલસ યોજી તેમનો વિનોદપ્રધાન સંવાદ આવતો. "ગુજરાત સમાચાર"માં "હું, શાણી ને શકરાભાઈ"ના મથાળા હેઠળ રજૂ થયેલા હળવા લેખો પણ નોંધપાત્ર છે. "પ્રજાબંધુ" અને "ગુજરાત

સમાચાર"માંની એ કટારો ચુનીલાલ વર્ધમાન શાહ લખતા. હાલ એ કટારો બંધ થઈ છે.

સુરતના "લોકવાણી" સાપ્તાહિકમાં જ્યોતીન્દ્ર દવેએ અવળવાણી રૂપે નિબંધિકાઓ લખેલી તે એડિસન અને સ્ટીલના નિબંધોની યાદ આપે તેવી છે. એમાં એમણે બહુ સારો કટાક્ષ કર્યો છે.

છેલ્લાં થોડાં વર્ષમાં કટાક્ષકથને સારી પ્રગતિ સાધી છે. એક ઉદાહરણથી એનો ખ્યાલ આવશે :

> "ઘનસ્યામ શરીરે ઘન હતા, અને ઘન જેવા શ્યામ જ હતા. કેટલાક માણસને પરમેશ્વર રૂપને માટે સર્જતો હશે તેમ કેટલાક માણસોને એ ઘનસ્યામ પણ સર્જી જાણે છે એ વાતની સાબિતી ઘનસ્યામભાઈ પૂરી પાડતા હતા.
>
> "પોતાનાથી અન્ય કાંઈ જ થઈ શકે એમ નથી એવી ખાતરી કર્યા પછી ઘનસ્યામ 'ધર્મિષ્ઠ' બન્યા હતા. એ શુદ્ધ સનાતની હતા. એટલે કે આ લોક પ્રત્યે બેપરવા બની પરલોકની ચિન્તા કરનારા હતા. પોતાની નાતની સર્વોપરિતા અને અગત્યતામાં માનતા હતા. વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવામાં આવે તો સ્ત્રીઓ જરૂર પોતાના પહેલીવારના પતિઓને મારી નાખીને બીજા પુરુષ સાથે ઘર માંડે, એમાં એમને સહેજ પણ શંકા ન હતી. સ્ત્રીઓને ભણાવવાથી વંઠી જાય છે અને પોતાના પતિ કરતાં વધારે ડાહી બની જાય તો કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં જેવો એ સંસાર દુઃખી જ બને એમ એમનું માનવું હતું. સંસ્કૃત ભાષાનું એમને જ્ઞાન ન હતું અને સંસ્કૃત વ્યાકરણ એમણે જોયું પણ ન હતું. છતાં સંસ્કૃત ભાષામાં લખેલાં શાસ્ત્રો સર્વ સંપૂર્ણ હતાં એવો એમને ઈતબાર હતો. બાપ કરતાં છોકરાંઓ મૂર્ખ જ હોય એમ એ બરોબર માનતા હોવાથી, આપણા પૂર્વજો આપણા કરતાં ડાહ્યા હતા અને એમણે જે

> કર્યું છે એ વિચારીને જ કર્યું હતું એવી એમને શ્રદ્ધા હોવાથી, એમને સ્વતંત્ર વિચાર કરવાની કદિ કોઈ જરૂર નહોતી લાગી: સ્ત્રીઓની પરાધીનતા અને હરિજનોની અસ્પૃશ્યતામાં એ માનતા હોવાથી દયાનંદ, ગાંધી વગેરેએ દેશનું નખ્ખોદ વાળી નાંખ્યું છે એવી એમની અચલ માન્યતા હતી." ૪

છાપાંમાં શરૂઆતમાં કટાક્ષકથન કેવું અસંસ્કારી અને આઘાતજનક કે બાલિશ આવતું તે આપણે આગલાં પ્રકરણોમાં જોયું છે. પત્રોમાં આવતા કટાક્ષકથને રમૂજમાં, વેધકતામાં અને સંસ્કારિતામાં કેટલી પ્રગતિ સાધી છે તે ઉપરના ઉદાહરણથી સમજાશે. અલબત્ત, આવા કટાક્ષકથનને "ભદ્રંભદ્ર" જેવા કટાક્ષનાં પુસ્તકોથી સારી પુષ્ટિ મળેલી એ સ્વીકારવું જોઈએ. "ફૂલછાબ"માં સાંબેલાના સૂરનો કટાક્ષ ઘણો જ લાક્ષણિક છે અને એમાંના કેટલાંક લખાણ ઉચ્ચ સાહિત્યરસ આપે છે તેથી ચિરંજીવી થશે એમ લાગે છે. એ કટાક્ષપ્રકાર નવલકથામાં પણ ઊતર્યો છે અને હમણાંની નવલકથા "ખંડિત કલેવરો"માં એ પ્રકાર જોવામાં આવે છે.

ગૂજરાતી વૃત્તપત્રોની લગભગ એક સૈકાની હળવી કટારો પર નજર કરતાં પારસીઓએ એ ક્ષેત્રને વિકસાવવામાં સારો ફાળો આપ્યો જણાય છે. એ માટે તેમની રમૂજવૃત્તિ કારણભૂત છે. પારસીઓને બાદ કરતાં ગૂજરાતની સામાન્ય ઉચ્ચ અને મધ્યમ વર્ગની પ્રજા વાણિજ્યપ્રેમી, નફાતોટાના વિચારને વશ રહેનારી પ્રજા મનાય છે. એના જીવનમાં વિનોદને સ્થાન ઓછું છે. સર રમણભાઈ નીલકંઠ એક સ્થળે કહે છે :

> "...કબૂલ કરવું પડશે કે ગુજરાતના સાહિત્યમાં હાસ્યરસ બહુ જ થોડો છે, લગભગ નહિ જેટલો છે. અલબત્ત, એનું એક કારણ એ છે કે ગુજરાતના અર્થાત્ પાદર ગુજરાતના—ચુંવાળથી લાટ દેશ સુધીના ગુજરાતના—લોકો વિચક્ષણ, વ્યવહારકુશળ, ડાહ્યા અને વેપારમાં સાહસિક છે, પણ હાસ્યવૃત્તિમાં કંઈક મોળા

---

૪ હું, બાવા ને મંગળદાસ (૧૯૩૬), પૃ. ૭૧

છે. કાઠીઆવાડીઓ "ઓય માળોઓઓઅ" જે લહેકાથી કહે છે તેટલું હાસ્યભર્યું વાક્ચાતુર્ય પણ તળગુજરાતીઓની વાણીમાં નજરે પડતું નથી. તેમનું સાહિત્ય તેમની વૃત્તિઓ પ્રમાણે હોય એ સ્વાભાવિક છે." ૫

અગાઉ ગૂજરાતી પત્રોની હળવી કટારોમાં રમૂજને નામે ઘણી વેળા ગાલિપ્રદાન થતું. એ કટારોમાં કોઈ વેળા ગ્રામ્યતાની તો કોઈ વેળા અશ્લીલતાની છાંટ જણાતી. રમૂજ અને કટાક્ષને નામે પત્રકારો પોતાનાં વેરઝેર એકમેક પર ખાલી કરતા અને આપણા વૃત્તવિવેચનને કલંકિત કરતા. પાછલાં વર્ષોમાં એમાં સારો સુધારો થયો અને નિર્દોષ હાસ્યની છોળો ઊડવી શરૂ થઈ. કેટલાક સંસ્કારી લેખકોએ એ ક્ષેત્રમાં પ્રવેશ કરતાં તેનો ઠીકઠીક વિકાસ થયો, પ્રજાનો એ ક્ષેત્રમાં રસ વધ્યો અને એવાં કેટલાંક લખાણો પાછળથી પુસ્તકાકારે પ્રસિદ્ધિ પામ્યાં.



---

૫ હાસ્યમંદિર (૧૯૨૬), પૃ. ૧૪૩

કર્યું છે એ વિચારીને જ કર્યું હતું એવી એમને શ્રદ્ધા હોવાથી, એમને સ્વતંત્ર વિચાર કરવાની કદિ કોઈ જરૂર નહોતી લાગી. સ્ત્રીઓની પરાધીનતા અને હરિજનોની અસ્પૃશ્યતામાં એ માનતા હોવાથી દયાનંદ, ગાંધી વગેરેએ દેશનું નખ્ખોદ વાળી નાંખ્યું છે એવી એમની અચલ માન્યતા હતી." ૪

છાપાંમાં શરૂઆતમાં કટાક્ષકથન કેવું અસંસ્કારી અને આઘાતજનક કે બાલિશ આવતું તે આપણે આગલાં પ્રકરણોમાં જોયું છે. પત્રોમાં આવતા કટાક્ષકથને રમૂજમાં, વેધકતામાં અને સંસ્કારિતામાં કેટલી પ્રગતિ સાધી છે તે ઉપરના ઉદાહરણથી સમજાશે. અલબત્ત, આવા કટાક્ષકથનને "ભદ્રંભદ્ર" જેવા કટાક્ષનાં પુસ્તકોથી સારી પુષ્ટિ મળેલી એ સ્વીકારવું જોઈએ. "ફૂલછાબ"માં સાંબેલાના સૂરનો કટાક્ષ ઘણો જ લાક્ષણિક છે અને એમાંના કેટલાંક લખાણ ઉચ્ચ સાહિત્યરસ આપે છે તેથી ચિરંજીવી થશે એમ લાગે છે. એ કટાક્ષપ્રકાર નવલકથામાં પણ ઊતર્યો છે અને હમણાંની નવલકથા "ખંડિત કલેવરો"માં એ પ્રકાર જોવામાં આવે છે.

ગૂજરાતી વૃત્તપત્રોની લગભગ એક સૈકાની હળવી કટારો પર નજર કરતાં પારસીઓએ એ ક્ષેત્રને વિકસાવવામાં સારો ફાળો આપ્યો જણાય છે. એ માટે તેમની રમૂજવૃત્તિ કારણભૂત છે. પારસીઓને બાદ કરતાં ગૂજરાતની સામાન્ય ઉચ્ચ અને મધ્યમ વર્ગની પ્રજા વાણિજ્યપ્રેમી, નફાતોટાના વિચારને વશ રહેનારી પ્રજા મનાય છે. એના જીવનમાં વિનોદને સ્થાન ઓછું છે. સર રમણભાઈ નીલકંઠ એક સ્થળે કહે છે :

"...કબૂલ કરવું પડશે કે ગુજરાતના સાહિત્યમાં હાસ્યરસ બહુ જ થોડો છે, લગભગ નહિ જેટલો છે. અલબત્ત, એનું એક કારણ એ છે કે ગુજરાતના અર્થાત્ પાદર ગુજરાતના—ચુંવાળથી લાટ દેશ સુધીના ગુજરાતના—લોકો વિચક્ષણ, વ્યવહારકુશળ, ડાહ્યા અને વેપારમાં સાહસિક છે, પણ હાસ્યવૃત્તિમાં કંઈક મોળા

૪ હું, બાવા ને મંગળદાસ (૧૯૩૬), પૃ. ૭૧

છે. કાઠીઆવાડીઓ "ઓય માળાઓઓઅ" જે લહેકાથી કહે છે તેટલું હાસ્યભર્યું વાક્ચાતુર્ય પણ તળગુજરાતીઓની વાણીમાં નજરે પડતું નથી. તેમનું સાહિત્ય તેમની વૃત્તિઓ પ્રમાણે હોય એ સ્વાભાવિક છે." ૫

અગાઉ ગૂજરાતી પત્રોની હળવી કટારોમાં રમૂજને નામે ઘણી વેળા ગાલિપ્રદાન થતું. એ કટારોમાં કોઈ વેળા ગ્રામ્યતાની તો કોઈ વેળા અશ્લીલતાની છાંટ જણાતી. રમૂજ અને કટાક્ષને નામે પત્રકારો પોતાનાં વેરઝેર એકમેક પર ખાલી કરતા અને આપણા વૃત્તવિવેચનને કલંકિત કરતા. પાછલાં વર્ષોમાં એમાં સારો સુધારો થયો અને નિર્દોષ હાસ્યની છોળો ઊડવી શરૂ થઈ. કેટલાક સંસ્કારી લેખકોએ એ ક્ષેત્રમાં પ્રવેશ કરતાં તેનો ઠીકઠીક વિકાસ થયો, પ્રજાનો એ ક્ષેત્રમાં રસ વધ્યો અને એવાં કેટલાંક લખાણો પાછળથી પુસ્તકાકારે પ્રસિદ્ધિ પામ્યાં.



૫ હાસ્યમંદિર (૧૯૨૬), પૃ. ૧૪૩

## ૨૩ : પત્રકારિત્વનું નિયમન

વૃત્તપત્રની ઉત્પત્તિ લોકોમાં સમાચાર ફેલાવવાના ઉદ્દેશથી થઈ, પરંતુ વિકાસ પામતાં તે પ્રજાના અવાજને પ્રસિદ્ધિ આપવાનું અને પ્રજામાનસ ઘડવાનું ભારે અસરકારક હથિયાર બની ગયું. આ કાર્ય તે બરોબર કરી શકે તે માટે તેને સ્વતંત્રતા હોવી જોઈએ. પશ્ચિમના કેટલાક લોકશાસિત દેશોમાં–ખાસ કરીને ઇંગ્લંડમાં–અખબારો આવી સ્વતંત્રતા ભોગવતાં આવ્યાં છે અને પરિણામે ત્યાં વર્તમાનપત્ર દેશનું જીવન ઘડનારી એક મહાસત્તારૂપ ગણાય છે. ત્યાં જાહેર જીવનમાં અગ્ર ભાગ લેનાર વ્યક્તિઓને વર્તમાનપત્રના અભિપ્રાયોનું ધ્યાન હંમેશ રાખવું પડે છે અને તેમની પ્રવૃત્તિ પર તેની સ્પષ્ટ અસર પણ રહે છે.

આપણા દેશમાં હજી ગઈ કાલ સુધી પરદેશી સરકાર હતી એટલે સ્વાભાવિક રીતે વૃત્તપત્રોના અભિપ્રાયો સાથે તેને મેળ નહોતો. રાજ્યની નીતિ અને લોકના આદર્શો વિરુદ્ધ હોવાથી બન્ને વચ્ચે ઘર્ષણ થતું રહ્યું. શરૂ શરૂમાં વર્તમાનપત્રોનો હેતુ માત્ર સમાચાર આપી દેવાનો હતો, ત્યાં લગી એ દિશામાં કાંઈક નરમાશથી કામ લેવાતું; પરંતુ પ્રજામાં રાજકીય જાગૃતિ આવતાં, પત્રોમાં હેતુપૂર્વક સમાચાર અપાવા માંડતાં, તેને લગતાં અંકુશ–નિયમન વધવા લાગ્યાં. આ ઘર્ષણનો ઇતિહાસ અત્રે વિસ્તારથી આપવાની જરૂર નથી, કારણ તે ફક્ત ગૂજરાતી વૃત્તવિવેચનને નહિ પરંતુ સમસ્ત દેશના પત્રકારિત્વને સ્પર્શે છે.

છાપાં અને છાપખાનાને લગતા કાયદાની શરૂઆત લોર્ડ વેલેસ્લીના અમલ દરમિયાન થઈ હતી. સન ૧૭૯૯માં તેણે એ સંબંધી પાંચ ફરમાન

બહાર પાડ્યાં, જે અન્વયે સરકારે નીમેલા ખાસ અમલદારને અગાઉથી બતાવ્યા વિના વર્તમાનપત્ર પ્રગટ થઈ શકતું નહિ, તંત્રીઓ અને પત્રોના માલિકોને પોતાનાં નામ અને બીજી જરૂરી માહિતી સરકારી દફતરે નોંધાવવી પડતી, પત્રને છેડે મુદ્રકને પોતાનું નામ આપવું પડતું અને રવિવારને દિને પત્ર પ્રગટ કરી શકાતું નહિ. હિંદમાં શરૂઆતનાં પત્રો પરદેશીઓ તરફથી નીકળ્યાં હતાં. અને તેઓ ઉપરનાં ફરમાનોનો ભંગ કરે તો તેમને યુરોપઃ દેશપાર કરવાની શિક્ષા થતી. પાછળથી મારૂક્વિસ ઑફ હેસ્ટિંગ્સના અમલમાં, સન ૧૮૧૮માં, બંગાળ પ્રાંતમાંથી નિયમન (Cencorship) ઉઠાવી લેવામાં આવ્યું અને તેને પગલે મુંબાઈમાંથી એલફિન્સ્ટનસાહેબે પણ તે બંધ કર્યું. હેસ્ટિંગ્સે નિયમન ઉઠાવી લીધું ખરું, પરંતુ તેને સ્થાને કેટલાંક નવાં ફરમાનો બહાર પાડ્યાં જે અનુસાર સરકારી અમલદારો વિરુદ્ધ યા પ્રજાની ધાર્મિક લાગણી છંછેડાય એવી બાબતો પર ટીકા કરવાની મનાઈ થઈ. આ ફરમાનો મોટે ભાગે તો કાગળ પર જ રહ્યાં, કારણ, એ ખૂન માટે જવાબદાર હોવાનો આક્ષેપ ખુદ હેસ્ટિંગ્સ સામે પણ મુકાયો હતો. આવા હિંમતભર્યા આક્ષેપ અંગ્રેજી પત્રકારો જ કરતા હતા. તે વેળાના હિંદી પત્રકારો જેમાં રાજા રામમોહન રોય જેવી વિરલ વ્યક્તિનો સમાવેશ થાય છે તેઓ તો સામાજિક સુધારા પર ભાર મૂકતા.

૧૮૨૩માં મારૂક્વિસ ઑફ હેસ્ટિંગ્સે હિંદ છોડ્યું અને તેને સ્થાને જોન એડમ આવ્યો. "કલકત્તા જર્નલ"નો તંત્રી જેમ્સ સિલ્ક બકિંગહામ અધિકારી વર્ગ પર તેમ જ ખાનગી વ્યક્તિઓ પર ખૂબ ટીકા કરતો હતો તેને, તક મળતાં જ, એડમે દેશપાર કર્યો.[1] અને વિશેષમાં ૧૮૨૩માં એવો

૧ હિંદમાં પહેલું અંગ્રેજી અખબાર જેમ્સ ઓગસ્ટસ હીકીએ ૧૭૮૦માં ચરૂ કરેલું, પરંતુ એ અગાઉ ૧૭૬૬માં વિલિયમ બોલ્ટસે એક વૃત્તપત્ર શરૂ કરવાનો નિર્ધાર કરેલો. આ વિલિયમ બોલ્ટસ બંગાળમાં ઈસ્ટ ઈંડિયા કંપનીની નોકરીમાં હતો. અખબાર પ્રગટ કરવાનો તેનો વિચાર કંપનીને ગમ્યો નહિ અને તેને હિંદ છોડીને યુરોપ ચાલી જવાની ફરજ પાડવામાં આવી. (Select Committee Proceedings, 18th April 1767, Vol. 1, Pages 189–90)

એ પછી ૧૭૯૪માં કલકત્તાના "ઈન્ડિયન વર્લ્ડ"ના તંત્રી વિલિયમ

કાયદો કર્યો કે કોઈ પણ વર્તમાનપત્ર સરકારી પરવાનો (License) મેળવ્યા વિના પ્રગટ થઈ શકે નહિ. એક વેળા આપેલો પરવાનો સરકાર ઇચ્છે ત્યારે પાછો ખેંચી શકે તથા પત્રનું પ્રકાશન પણ ધારે ત્યારે બંધ કરી શકે; વળી છપાયેલી નકલો પણ જપ્ત કરી શકે. આ ફરમાન સામે દેશમાં ઉગ્ર વિરોધ થયો. પ્રજાએ એ સંબંધી કાયદાનો મુદ્દો ઉપસ્થિત કરતાં ન્યાયમૂર્તિ સર ફ્રાન્સીસ મેકનોટને (Sir Francis McNaughten) સરકારની તરફેણમાં ચુકાદો આપ્યો એટલે દેશની આગેવાન વ્યક્તિઓની સહી સાથે એક નિવેદન ખુદ શહેનશાહ તરફ વિલાયત રવાના કરી એ હુકમ રદ કરવા વિનંતિ થઈ. સરસ રીતે ઘડાયેલા એ નિવેદનમાં જણાવ્યું હતું કે :

"The publication of truth, and the natural expression of men's sentiments through the medium of the press entail no burden on the state, and should it appear to Your Majesty, and enlightened men placed about your throne that this precious privilege, which is so essential to the well-being of your faithful subjects, could not be safely entrusted to the natives of India, although they have given such unquestionable proofs of their loyalty, subject to the limitations wisely imposed upon the press by the laws of England, your faithful subjects entreat on behalf of their countrymen that Your Majesty will be graciously pleased to grant it subject to such severe restraints and heavier penalties as may be deemed necessary; but *legal restraint, not those of arbitrary power* and penaties to be inflicted after trial and coviction according to the forms of the laws of England—not at the will or pleasure of one or two individuals, without investigation, or without hearing any defence as going through

હુઅનને કેટલાક ઉશ્કેરણીભર્યા લેખ પ્રસિદ્ધ કરવાના વાંક માટે અને ૧૭૯૮માં કલકત્તાના "ટેલીગ્રાફ"ના તંત્રી ચાર્લ્સ મેકલીનને કોઈ સરકારી અધિકારીના વહીવટ વિશે ટીકા કરવા માટે યુરોપ ચડાવી દેવામાં આવ્યા હતા.

any of the forms prescribed by law to ensure the equitable administration of justice." ૨

એ નિવેદનનું કાંઈ જ શુભ પરિણામ ન આવ્યું અને લૉર્ડ એમહર્સ્ટ હિંદ આવતાં તેણે વધારે કડક પગલાં ભરવા માંડ્યાં. ૧૮૨૭માં "કલકત્તા જર્નલ" બંધ કરાવવામાં આવ્યું અને ત્યાર પછી બે વધુ અંગ્રેજી પત્રો "સ્કૉટ્સમેન" અને "કલકત્તા ક્રોનીકલ"નાં પ્રકાશન પણ સરકારે બંધ કરાવ્યાં. બકિંગહામને સ્થાને આવેલા "કલકત્તા જર્નલ"ના તંત્રી આર્નોટને પણ યુરોપ ચડાવી દેવામાં આવ્યો. એ પહેલાં તા. ૬-૯-૧૮૨૪ને દિને સી. જે. ફેર નામના અંગ્રેજ પત્રકારને પણ દેશપાર કરવામાં આવ્યો હતો. અદાલતમાં ચાલતા એક મુકદ્દમા સંબંધી કેટલીક ટીકા "બૉમ્બે ગેઝેટ"ના તા. ૧૧-૮-૧૮૨૪ના અંકમાં થઈ તે પરથી એ પગલું લેવાયું. ફેરને સ્થાને ફ્રાન્સીસ બૉર્ડન આવ્યો. સન ૧૮૩૩માં તેને પણ હિંદ છોડવાનો સમો આવ્યો હતો. અંગ્રેજ સિપાઈઓ અને હુંડિયામણ (Rate of Exchange) વિશે એક ચર્ચાપત્ર "બૉમ્બે ગેઝેટ"માં પ્રગટ થએલું જોતાં સરકારની આંખ લાલ થઈ. પરંતુ ચર્ચાપત્રનો લેખક અંગ્રેજ સિપાઈ હતો તેનું નામ આપી બૉર્ડન છટકી ગયો. એ સિપાઈને ૭ માસની સજા થએલી. ૩

લૉર્ડ વિલિયમ બેન્ટિકના અમલ દરમિયાન ૧૮૨૩ના કાયદાની સખતાઈ ઓછી થઈ. એ ભલો હાકેમ છાપાંઓને મિત્રો તરીકે ઓળખાવતો અને કહેતો કે કોઈ પણ દેશમાં સુવહીવટ માટે પત્રોનો સાથસહકાર અનિવાર્ય છે.

સર ચાર્લ્સ મેટકાફે તા. ૩જી ઑગસ્ટ ૧૮૩૫ને દિને પસાર કરેલા

---

૨ The Government of India (1936), Page 155

૩ જાણીતા અંગ્રેજ પત્રકાર બેન્જામીન ગાય હોર્નિમેનને દેશપાર કરવાને લગતી બાબત પ્રજાયાદમાં તાજી છે. તા. ૨૬-૪-૧૯૧૯ને દિને મુંબાઈમાંના તેમના વર્લીના નિવાસસ્થાનેથી ધરપકડ કરી સ્ટીમર 'તકાદા'માં ચડાવી દેવામાં આવેલા. વર્ષો સુધી તેમને હિંદ પાછા ફરવાની પરવાનગી નહોતી મળી.

પત્ર વગેરેમાં મુદ્રક અને પ્રકાશકનું નામ પ્રગટ કરવાનું અને તેની નકલો મેજિસ્ટ્રેટને મોકલવાનું ફરજિયાત હતું. એ ફરમાનના ભંગ માટે રૂ. ૧,૦૦૦ સુધીનો દંડ અને દંડ ન ભરે તો ૭ માસ સુધીની કેદની શિક્ષા ફરમાવાઈ હતી. કોઈ પણ પુસ્તક, પત્ર, પત્રિકા વગેરેનું પ્રકાશન કે વેચાણ અટકાવવાની સરકારને સત્તા અપાઈ હતી અને એ દિશામાંના ફરમાનના ભંગ માટે બે વર્ષ સુધીની કેદ યા રૂ. ૫,૦૦૦ સુધીનો દંડ, યા કેદ અને દંડ બન્ને તથા પ્રસિદ્ધિને લગતી સાધનસામગ્રીની જપ્તીની સજા કરી હતી. ૬

બળવાના અસાધારણ સંજોગોને લીધે એ કાયદો કરવાની ફરજ પડેલી હોવાનું સરકારે જણાવ્યું હતું. દેશના થોડાક ભાગમાં બળવાના તણખા ઊડ્યા હતા, છતાં એ કાયદો સરકારે આખા દેશને લાગુ પાડ્યો. વર્તમાનપત્રો બળવા માટે જવાબદાર નહોતાં. એ અગાઉ દેશના કેટલાક ભાગમાં જ્યાં છાપાંને એકંદરે ઠીક સ્વાતંત્ર્ય હતું ત્યાં સરકાર અને પત્રો વચ્ચેનો સંબંધ એખલાસભર્યો હતો, જ્યારે કડક નિયમન ધરાવતા લેહોર જેવા સ્થળે બખેડા થયા હતા, એટલે સમગ્ર દેશને ૧૮૫૭નો ધારો લાગુ પાડવાનું કૃત્ય વાજબી નહોતું.

છાપાંના સ્વાતંત્ર્ય ઉપરનો આ પ્રતિબંધ સન ૧૮૬૫માં ઊઠી ગયો, એટલે દેશમાં પત્રો અને સામયિકોની સંખ્યામાં સારો વધારો થયો.

૧૮૬૭માં એક વધુ કાયદો નીકળ્યો : **Act XXV of 1867.** એનો મુખ્ય આશય તંત્રી, મુદ્રક, પ્રકાશક વગેરેને લગતી તથા બ્રિટિશ હિંદમાં છપાતી બાબતો વિશેની માહિતી અને ચોકસાઈ રાખવાનો હતો. એ કાયદા અનુસાર છાપખાનાના માલિકને પોતાને ત્યાં છપાતા દરેક પુસ્તકની પ્રત સરકારને વિના મૂલ્યે મોકલવાની હતી. એ ઉપરાંત તેણે મેજિસ્ટ્રેટ રૂબરૂ હાજર થઈ સામયિકનું નામ, છાપવાનું સ્થળ વગેરે જણાવવાનું હતું અને તેમાં ફેરફાર થતાં નવું 'ડેક્લેરેશન' નોંધાવવાનું

---

૬ Acts passed by the Legislative Council of India, in the year 1857 (year of publication and pages not given)

કાયદાથી ( Act No. XI of 1835 ) અગાઉના કેટલાક અખબારી ધારા–ખાસ કરીને ૧૮૨૩નો 'એડમ્સ રેગ્યુલેશન'–રદ કર્યા અને જાહેર સમાચાર યા તેવા સમાચાર ઉપર ટીકા ધરાવતાં અખબારો–સામયિકો માટે 'ડેક્લેરેશન' નોંધાવવાને લગતા નવા કાનૂન અમલમાં મેલ્યા, જે એકંદરે જનતાના હિતમાં હતા.[૪]

૧૮૩૫થી ૧૮૫૬ સુધી દેશી પત્રકારિત્વે ઠીક સ્વાતંત્ર્ય ભોગવ્યા પછી ૧૮૫૭ના બળવાને પરિણામે ૧૮૩૫નો કાયદો તહકૂબ થયો અને તા. ૧૩–૬–૧૮૫૭થી Act No. XV of 1857, જે 'લાયસન્સિંગ એક્ટ'ને નામે ઓળખાયો છે તે અમલમાં આવ્યો. દેશમાં ત્યારે ફાટી નીકળેલા બળવાને કારણે આ ધારો લાવવાની ફરજ પડેલી હોવાનું સરકારે જણાવેલું. આ ધારો ધારાસભામાં રજૂ કરતાં ગવર્નર જનરલે કહ્યું હતું કે ગયા થોડાં અઠવાડિયાં દરમિયાન દેશી વૃત્તપત્રોએ દેશની પ્રજાને બેદિલ અને બેવફા બનાવવાને શું શું કર્યું છે એનો પૂરો ખ્યાલ સૌને હોય એ માટે શંકા છે. આ કાર્ય તેણે ભારે ચાલાકીથી કર્યું છે. જાહેર વર્તમાનપત્રોમાં સત્ય હકીકતોને એવી મારીમચડીને રજૂ કરવામાં આવે છે કે પ્રજાનો સંસ્કારી વર્ગ તેના પ્રત્યે અણગમો જ દર્શાવે પરંતુ આ દેશના જુદા જુદા ભાગમાં વિખેરાયેલાં પ્રજાજનો જેઓ સરકારના કામોથી જેવા જોઈએ તેવા પરિચિત નથી તેઓ તો તેને સાચી જ માની લે.[૫]

૧૮૫૭ના આ ધારા અન્વયે દરેક છાપખાનાના તથા પત્રના માલિકને સરકારી પરવાનો મેળવવાવાનો હતો. એ ન મેળવવાના વાંક માટે છાપકામને લગતો તેનો તમામ સાધનસરંજામ જપ્ત કરવા ઉપરાંત રૂ. ૫,૦૦૦ સુધીનો દંડ, યા બે વર્ષ સુધીની કેદની સજા, યા દંડ અને કેદ બન્નેની સજા ઠરાવાઈ હતી. છાપખાનામાંથી છપાઇને બહાર પડનાર પુસ્તક,

---

૪ Acts of the Supreme Government (year of publication and pages not given)

૫ Proceedings of the Legislative Council of India (from January to December 1857), Vol. III (1857), Page 298

પત્ર વગેરેમાં મુદ્રક અને પ્રકાશકનું નામ પ્રગટ કરવાનું અને તેની નકલો મેજિસ્ટ્રેટને મોકલવાનું ફરજિયાત હતું. એ ફરમાનના ભંગ માટે રૂ. ૧,૦૦૦ સુધીનો દંડ અને દંડ ન ભરે તો ૭ માસ સુધીની કેદની શિક્ષા ફરમાવાઈ હતી. કોઈ પણ પુસ્તક, પત્ર, પત્રિકા વગેરેનું પ્રકાશન કે વેચાણ અટકાવવાની સરકારને સત્તા અપાઈ હતી અને એ દિશામાંના ફરમાનના ભંગ માટે બે વર્ષ સુધીની કેદ યા રૂ. ૫,૦૦૦ સુધીનો દંડ, યા કેદ અને દંડ બન્ને તથા પ્રસિદ્ધિને લગતી સાધનસામગ્રીની જપ્તીની સજા ઠરી હતી. [૬]

બળવાના અસાધારણ સંજોગોને લીધે એ કાયદો કરવાની ફરજ પડેલી હોવાનું સરકારે જણાવ્યું હતું. દેશના થોડાક ભાગમાં બળવાના તણખા ઊડ્યા હતા, છતાં એ કાયદો સરકારે આખા દેશને લાગુ પાડ્યો. વર્તમાનપત્રો બળવા માટે જવાબદાર નહોતાં. એ અગાઉ દેશના કેટલાક ભાગમાં જ્યાં છાપાંને એકંદરે ઠીક સ્વાતંત્ર્ય હતું ત્યાં સરકાર અને પત્રો વચ્ચેનો સંબંધ એખલાસભર્યો હતો, જ્યારે કડક નિયમન ધરાવતા વેલોર જેવા સ્થળે બખેડા થયા હતા, એટલે સમગ્ર દેશને ૧૮૫૭નો ધારો લાગુ પાડવાનું કૃત્ય વાજબી નહોતું.

છાપાંના સ્વાતંત્ર્ય ઉપરનો આ પ્રતિબંધ સન ૧૮૬૫માં ઊઠી ગયો, એટલે દેશમાં પત્રો અને સામયિકોની સંખ્યામાં સારો વધારો થયો.

૧૮૬૭માં એક વધુ કાયદો નીકળ્યો : **Act XXV of 1867.** એનો મુખ્ય આશય તંત્રી, મુદ્રક, પ્રકાશક વગેરેને લગતી તથા બ્રિટિશ હિંદમાં છપાતી બાબતો વિશેની માહિતી અને ચોકસાઈ રાખવાનો હતો. એ કાયદા અનુસાર છાપખાનાના માલિકને પોતાને ત્યાં છપાતા દરેક પુસ્તકની પ્રત સરકારને વિના મૂલ્યે મોકલવાની હતી. એ ઉપરાંત તેણે મેજિસ્ટ્રેટ રૂબરૂ હાજર થઈ સામયિકનું નામ, છાપવાનું સ્થળ વગેરે જણાવવાનું હતું અને તેમાં ફેરફાર થતાં નવું 'ડેક્લેરેશન' નોંધાવવાનું

---

૬ Acts passed by the Legislative Council of India, in the year 1857 (year of publication and pages not given)

હતું; તેવું 'ડેક્લેરેશન' નોંધાવનાર બ્રિટિશ હિંદની બહાર જતાં તેના સ્થાને જે કામ કરે તેની વીગત નોંધાવવાની હતી. આ ફરમાનોનો ભંગ કરનારને રૂ. ૫,૦૦૦ સુધીનો દંડ, યા બે વર્ષ સુધીની સાદી કેદ, યા દંડ અને કેદ બન્નેની સજા ફરમાવાઈ હતી. જાણીસમજીને ખોટું 'ડેક્લેરેશન' નોંધાવનારને માટે પણ એ જ સજા હતી.[૭] આ કાયદાની કશી અસર પત્રકારિત્વ પર નહોતી.

૧૮૭૮માં લોર્ડ લિટને 'વર્નાક્યુલર પ્રેસ એક્ટ'–Native Press Bill–Act IX of 1878–(An Act for the better control of Publications in oriental languages) પસાર કર્યો ત્યારે ફરી વિરોધ જાગ્યો. લોર્ડ લિટનની રાજનીતિ આંધળી અને અન્યાયી હતી. તેના અમલ દરમિયાન પ્રજાને અનેક મુશ્કેલી અને વિટંબણા ખમવી પડી. તેમાં વર્તમાનપત્રોને લગતો કાયદો પસાર થતાં ભારે કચવાટ ફેલાયો. એ કાયદો દેશી છાપાંને માટે ડ્રાચારૂપ હતો. મેટકાફે પત્રોને રાજકીય ચર્ચા કરવાનો અધિકાર આપ્યો હતો. લિટને જાહેર કર્યું કે દેશી પત્રોમાં દેશના વહીવટ વિરુદ્ધ લખાય છે અને પ્રજા રાજદ્રોહી બને એવાં લખાણ તેમાં આવે છે, તે દેશના સરળ શાંતિભર્યા રાજ્યઅમલ માટે હાનિકારક હોઈ દાબી દેવાની જરૂર છે અને તે કાજે આ ધારાની આવશ્યકતા છે. આ ધારા સામે પ્રજા-પોકાર કરે અને તેને પરિણામે તે અમલમાં આવતો અટકી જાય એ બીકે લિટને એ ધારા માટેની હિંદી વજીરની પરવાનગી તારથી મંગાવી હતી અને ધારાસભાની એક જ બેઠકમાં એક જ દિવસમાં એ કાયદો પસાર કરાવ્યો હતો.[૮]

---

૭ The Gazette of India, April 6, 1867, Pages 722/725

૮ "The measure was initiated by a telegram, dated the 13th march, 1878, from the Viceroy to the Marquis of Salisbury –the then Secretary of State for India......Lord Salisbury wired his consent on the 14th March, the Bill was introduced into the Legislative Council the *very same day*, and passed into law within a couple of hours." [Sir Pherozeshah Mehta, Vol. 1 (1921), Page 96]

૧૮૭૮ના આ ધારા અન્વયે પત્રના મુદ્રક અને પ્રકાશકને સરકાર વિરુદ્ધ યા પ્રજામાં વિખવાદ કરે એવી કશી બાબત પોતાના પત્રમાં પ્રગટ કરશે નહિ એવી બાંહેધરી આપવા હુકમ હતો. એમ છતાં તેમના પત્રમાં એવી વીગત પ્રગટ થતાં સ્થાનિક સરકારે ગેઝેટમાં જાહેર રીતે ભવિષ્યમાં ફરી તેમ ન કરવાને ચેતવણી આપવી અને ફરી તેવો ગુનો કરતાં છાપખાનું, તેમાંની સામગ્રી, વાંધાભર્યું સાહિત્ય તથા સરકારમાં જમાનત મુકાઈ હોય તો તે જપ્ત કરવાને સત્તા અપાઈ હતી. જો કોઈ પત્ર પોતાની આર્થિક સ્થિતિને કારણે જમાનત મૂકી ન શકે તો સરકારી અમલદારને 'પ્રૂફ' બતાવી, વાંધાભર્યા ભાગ કાઢી નાખીને, પત્ર છાપવાને છૂટ અપાઈ હતી.[૯]

આ સમયે દેશમાં કોઈ પણ પ્રકારનું તોફાની યા ગેરકાયદેસરનું વાતાવરણ પ્રસરેલું નહોતું, છતાં આ ફરમાન થવાથી પ્રજામાં સખેદાશ્ચર્ય ફેલાયું અને સ્વમાન ઘવાતું લાગ્યું. લોકનાયકોએ આ નવા ધારા સામે પોકાર કર્યો. ફિરોઝશા મહેતાએ "ધ ટાઈમ્સ ઑફ ઈંડિયા"માં એ કાયદા વિરુદ્ધ સબળ લખાણ કર્યું. કલકત્તામાં પાંચ હજારની મેદનીવાળી સભાએ વિરોધ નોંધાવ્યો અને ગ્લેડસ્ટને પાર્લામેંટમાં પણ એ સામે પોકાર ઉઠાવ્યો.

એવામાં ૧૮૮૦માં ઇંગ્લંડમાં બીકન્સફિલ્ડ પ્રધાનમંડળની હાર થઈ, ગ્લેડસ્ટનનો વિનીત પક્ષ સત્તામાં આવ્યો અને લૉર્ડ લિટનને હિંદ છોડી જવું પડ્યું. એને સ્થાને લૉર્ડ રીપન આવ્યો અને તેણે ૧૮૮૨માં "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ" જે "ગેગીંગ ઍક્ટ"ને નામે મશહૂર થયો છે તે રદ કર્યો. પ્રજામાં ખુશાલી વ્યાપી. પ્રજાઅવાજનો આમ વિજય થયો. આ દેશના છાપાના છૂટાપણા માટેની લડતના ઇતિહાસમાં આ બીજો મહત્ત્વનો બનાવ હતો.

૧૯૦૭માં વર્તમાનપત્રો પર અંકુશ મૂકનારો એક કાયદો પસાર થયો. લૉર્ડ કર્ઝનના રાજઅમલે પ્રજામાં નિરાશા ફેલાવી અને બંગભંગની નીતિને પરિણામે લોકોની લાગણી ખૂબ ઉશ્કેરાઈ. જુવાન વર્ગ હિંસક માર્ગે

૯ The Gazette of India, March 16, 1878, Pages 165/169

ધપવા લાગ્યો. એ તોફાની પ્રવૃત્તિને જાહેરાત તેમ ઉત્તેજન ન મળે તે માટે તેમ જ કેટલાંક પત્રોએ સરકાર સામે બેદિલી ફેલાવવા ખાસ પ્રયત્નો કર્યા હતા એમ સરકારને લાગવાથી, વૃત્તપત્રો પર અંકુશ મૂકવા હિંદી સરકારે નક્કી કર્યું. સરકારી ઠરાવમાં જણાવ્યું હતું કે જે પત્ર પ્રજામાં બેદિલી ઉત્પન્ન કરનારું યા રાજદ્રોહ ફેલાવનારું લખાણ છાપશે તેની સામે પીનલ કોડની કલમો અનુસાર કામ ચલાવવામાં આવશે. દેશમાં સુલેહશાંતિ ફેલાય અને પ્રજા કાયદાને માન આપીને ચાલે તે ખાતર એ ઠરાવ કર્યાનું સરકારે જાહેર કર્યું હતું, પરંતુ તે તેને અસરકારક ન જણાયાથી બીજે જ વર્ષે, ૧૯૦૮માં, વર્તમાનપત્રો દ્વારા ઉશ્કેરણી ફેલાવવા સંબંધી એક કાયદો–The Newspapers (Incitements to offences) Act, 1908–ધારાસભામાં પસાર કરાવ્યો–(Act VII of 1908). એ અંગે પ્રજાને ઉશ્કેરનારા અને રાજદ્રોહી વાતાવરણ ફેલાવવામાં સહાય આપનારાં પત્રો, તેનાં છાપખાનાં જપ્ત કરી, પત્રોનું પ્રકાશન બંધ કરવાની સત્તા કારોબારી અધિકારીઓને અપાઈ હતી. [૧૦]

પુખ્ત વિચાર કર્યા વિના, પ્રજાલાગણીની દરકાર કર્યા વિના, છાપાંની છૂટ પર ઘા કરનારા એક પછી એક બહાર પડેલા આવા કાયદા સરકારે ધારેલું પરિણામ નિપજાવી ન શક્યા. પ્રજાને પોતાની પ્રતિષ્ઠા ઘવાતી લાગી, પ્રજાકીય અકળામણ વધવા માંડી, વાતાવરણ સરકાર તરફેણમાં સુધરવાને બદલે બગડ્યું. એટલે સરકારે ગભરાઇને The Indian Press Act, 1910 ( Act I of 1910 ) ઘડ્યો. એ અન્વયે છાપખાનાં અને તેની સામગ્રી ઉપર, વર્તમાનપત્રના પ્રકાશકો ઉપર, આ દેશમાં આવતાં અને ટપાલદ્વારા મોકલાતાં વાંધાભરેલા છાપાં, ચોપડી, ચોપાનિયાં ઉપર તથા રાજદ્રોહી અને વાંધાભર્યાં વર્તમાનપત્રો–પુસ્તકો અને એવાં બીજાં લખાણો ઉપર અંકુશો મૂકવા સરકારની ઇચ્છા હતી અને તે અંગે સખત ધારા ઘડવામાં આવ્યા. એનો અમલ સુગમ બને તે માટે

૧૦ The Gazette of India, June 13, 1908, Pages 171/172

કારોબારી અધિકારીઓ હસ્તક સંપૂર્ણ સત્તા રાખવામાં આવી. લૉર્ડ સિંહાની વિનંતિ–જેને તે વેળાના હિંદી વઝીર લૉર્ડ મોર્લીનું અનુમોદન હતું–તેનાથી એ કાયદામાં એક કલમ ઉમેરવામાં આવેલી કે કારોબારી સત્તાના ફરમાન સામે હાઇકોર્ટમાં 'અપીલ' થઈ શકે.[૧૧]

૧૯૧૦ના આ હિંદી અખબારી ધારાની કલમો ઘણી કડક હતી, અને તેને લીધે છાપાંની તમામ સ્વતંત્રતા લુંટાઈ ગઈ. દેશના થોડાક ભાગમાં થોડાક માણસોએ હિંસક પ્રવૃત્તિ આદરી, તેથી આખા દેશને માટે આવો સખત કાયદો કરવાની સરકારની નીતિ દેશના આગેવાનોને અન્યાયી જણાઈ. એ કાયદાનાં પરિણામો સંબંધી સરકારે ૧૯૧૪માં એક શ્વેતપત્ર પ્રગટ કર્યો. તે પરથી જણાયું હતું કે એનો જૂજ જ ભંગ થયો હતો.

આ ધારો દૂર કરાવવા પ્રજાએ લાંબો સમય ચાલુ રાખેલો પોકાર એળે ગયો. છેક ૧૯૨૧માં હિંદી સરકારે પ્રેસ ઍક્ટ સંબંધી વિચાર ને તપાસ કરવા એક સમિતિ નીમી. તેના નિવેદનના પરિણામે The Press Law Repeal and Amendment Act, 1922 (Act XIV of 1922) પસાર થયો. એ અનુસાર ૧૯૦૮ અને ૧૯૧૦ના અખબારી કાયદા રદ થયા અને ૧૮૬૭ના કાયદામાં, સમિતિની ભલામણો મુજબ, કેટલોક ફેરફાર થયો.[૧૨]

અસહકારના દિવસોમાં, સન ૧૯૩૦માં, તા. ૨૭ની એપ્રિલે સરકારે કેટલાક વટહુકમ (ઑર્ડિનન્સ) કાઢીને છાપાના છૂટાપણા પર કેટલાક અંકુશ ફરી મૂક્યા. માર્ચ ૧૯૩૧માં ગાંધી–અરવિન કરાર થતાં એ વટહુકમ રદ થયા, પરંતુ ઑક્ટોબર ૧૯૩૧માં ફરી કેટલાક અંકુશ મુકાયા. ૧૯૩૧નો કાયદો (Act XXIII of 1931) જે The Indian Press (Emergency Power) Act, 1931ને નામે ઓળખાય છે તે

૧૧ The Gazette of India, February 12, 1910, Pages 1/5

૧૨ The Gazette of India, April 1, 1922, Pages 75/78

૧૯૧૦ના પ્રેસ ઍક્ટ જેવો હતો[13] અને ૧૯૩૨ અને ૧૯૩૪ના વધારાના કાયદાઓથી તેની સખતાઈ વધારી હતી, તેની મુદ્દત તા૦ ૨૩-૧૨-૧૯૩૫ સુધી લંબાવી હતી અને દેશી રાજ્યો સામે બેદિલી ફેલાવવાના ગુનાનો પણ તેમાં સમાવેશ થતો હતો.

ગાંધીજીએ સત્યાગ્રહ અને સવિનય ભંગનાં શસ્ત્રો ઉપાડ્યાં, ત્યારથી અખબારો સંબંધમાં વારંવાર સરકારી હુકમો નીકળ્યા છે. અનુભવી અને ઘણે અંશે નીડર બનેલા પત્રકારો એની કલમોની ઉપરવટ થઈને પણ હિંમતભેર લખતા રહ્યા; બલ્કે સરકારી હુકમ હુકમને સ્થાને રહે, અને તેનો અમલ અશક્ય થાય એવી તરકીબો શોધી તે દ્વારા પ્રજા આગળ પોતાની વિચારસરણી વ્યક્ત કરવાની અવનવી કરામતો પણ પત્રકારોએ યોજી છે. દૃષ્ટાંત તરીકે ૧૯૪૨ની આખરમાં જેઠીસન ભણશાળીના ઉપવાસ વિશે કશું જ ન છાપવા સરકારી ફરમાન નીકળ્યું હતું, પરંતુ "વંદેમાતરમ્"માંથી દીપક-જ્યોત રૂપે એ ઉપવાસની માહિતી પ્રજાને મળતી રહી અને સરકારી હુકમ નિરર્થક ગયો.

પત્રકારોની આવી કુશળતાને કારણે નવા નવા અંકુશ મૂકતાં ફરમાનો સરકાર તરફથી બહાર પડ્યે રહેતાં એટલો ગુંચવાડો થઈ ગયો કે સાધારણ પત્રકાર એ સર્વ કાનૂનો ને અંકુશોથી પૂરેપૂરો માહિતગાર રહ્યો હોય એમ માનવાને પણ શંકા રહે છે.

જાહેર જીવનમાં પત્રોની જે અસર છે તે જોતાં તે શિષ્ટતાના અમુક ધોરણને આધીન રહે એ માટે તો કાયદાનું બંધારણ જરૂરી છે; પરંતુ તે પ્રજાઅવાજને અને પત્રોની પ્રગતિને-તેના હકહિતને રૂંધનારું ન હોવું જોઈએ; ઊલટું પ્રજાકીય વિકાસની દૃષ્ટિએ તે ઘડાયેલું હોવું જોઈએ. આપણા દેશમાં હજી ગઈ કાલ સુધી પરદેશી સરકાર હોવાથી એમ ન થઈ શક્યું. અખિલ હિંદ પત્રકાર મંડળે પ્રવર્તતી પરિસ્થિતિ સામે ઝૂઝવા માંડ્યું હતું, ત્યાં તો વિદેશી સત્તા વિલય પામી છે અને હવે આપણી પોતાની

13 The Gazette of India, October 17, 1931, Pages 35/41

સરકાર સત્તામાં આવેલી હોવાથી આપણા અખબારને પૂરતું સ્વાતંત્ર્ય મળી રહેશે અને પ્રમાણિક પત્રકારોને વધુ સમય કોઈ પ્રકારની અનિચ્છનીય પીડા અનુભવવાની રહેશે નહિ એવી શ્રદ્ધા રાખી શકાય. છાપાંના તંત્રીઓની સલાહ લઈ તેમનો સહકાર આવકારી કેટલાંક નિયમનો હમણાંહમણાં થાય છે અને બધાં છાપાં તે સ્વેચ્છાએ સ્વીકારે છે. ગયા યુદ્ધ દરમિયાન આ પ્રણાલિ શરૂ થઈ છે, અને તે પૂરી સફળ ન થઈ હોવા છતાં ભાવિ માટે ઘણી આશાપ્રેરક છે. લોકશાસિત રાષ્ટ્રમાં એવી પ્રણાલિ બહુ સફળ થવા સંભવ છે.



## ૨૪: ઉપસંહાર

**[ આંતરપ્રવાહોનું વિહંગાવલોકન ]**

(૧)

મુંબાઈ ભૌગોલિક દૃષ્ટિએ ગૂજરાતમાં સમાવિષ્ટ નથી, પરંતુ એ ગૂજરાતની બાજુમાં જ આવેલું છે અને તેની આજની આબાદ સ્થિતિ મુખ્યત્વે કરીને ગૂજરાતીઓને જ આભારી છે. મોગલ શહેનશાહતના પતન પછી ગૂજરાતનું પાટનગર અમદાવાદ ફરી ખીલ્યું હાલહાલમાં જ, પરંતુ મુંબાઈએ અંગ્રેજ અમલની હિંદમાં શરૂઆત થવા સાથે જ પોતાની આબાદીનો કોટ મજબૂત બાંધી લીધેલો હોઈ, સાહસિક, સાધનસંપન્ન, વિદ્યારસિક ગૂજરાતીઓ ત્યાં સારા પ્રમાણમાં વસતા થયા અને ત્યાં વસીને જ તેમણે ગૂજરાતની પ્રગતિ–ખાસ કરીને સંસ્કારવૃદ્ધિ–માટે કામ કર્યું છે. ગૂજરાતી પત્રકારિત્વની શરૂઆત પણ મુંબાઈમાં થઈ, તેના પ્રથમ પત્ર-સાથે મુંબાઈનું નામ સંકળાયું અને તે પત્ર આજ પર્યંત ચાલુ છે. "મુંબઈ સમાચાર" ૧૮૨૨માં શરૂ થયું, એટલે સવાસો વર્ષનો ગાળો તે પછી વહી ગયો છે. એ ગાળામાં પ્રગટ થએલાં અને બંધ પડેલાં પત્રો, તેમનું છબી અને ચિત્રોનું સંયોજન, તેમની વિનોદકલા, તેમનું નિયંત્રણ વગેરેનો ઇતિહાસ આપણે જોઈ ગયા. હવે એ સળંગ ઇતિહાસ પરથી ગૂજરાતી પત્રકારિત્વની તત્ત્વરચના, તેના આંતરપ્રવાહો, તેની નીતિરીતિ, તેમાંથી સમજાતું પ્રજામાનસ વગેરે વિષે વિચાર કરીએ.

ગૂજરાતી વૃત્તપત્રના ઇતિહાસમાં ત્રણ યુગ અથવા તબક્કા પડે છે. પહેલો અને સૌથી લાંબો તે સન ૧૮૨૨માં "શ્રી મુમબઈના શમાચાર"ની સ્થાપનાથી તે સન ૧૮૮૦ સુધીનો. બીજો યાને મધ્ય યુગ તે સન ૧૮૮૦માં "ગુજરાતી" સાપ્તાહિક શરૂ થયું ત્યારથી તે ગાંધીજીએ ૧૯૧૯માં 'નવજીવન' સંભાળ્યું ત્યાં સુધીનો અને ત્રીજો ૧૯૧૯થી આજ સુધીનો.

પહેલો યુગ એટલે ગૂજરાતી પત્રકારિત્વનું બચપણ. એ યુગના વૃત્તપત્રનાં આગળ તરી આવતાં લક્ષણો તે અશુદ્ધ, જોડાક્ષર વિનાની, અણઘડ ભાષા, સમાચારના પ્રમાણમાં સામાજિક બાબતોને વધારે પ્રાધાન્ય અને તેમાં પણ જૂનવટની હિમાયત, દમકસ વિનાના પ્રશ્નો પર ઝેરીલા અંગત આક્ષેપોથી ભરપૂર ચર્ચા ને ગાળાગાળી; તથા રાજકીય સવાલો તરફ ઉદાસીનતા. બચપણમાં બાલક કાલુઘેલું, અશુદ્ધ બોલે એ મુજબ છેક શરૂઆતનાં પત્રોમાં ભાષા અશુદ્ધ હોય એ કુદરતી છે પણ એ અશુદ્ધિનાં બીજાં કારણો હતાં. તેમાં બીજાં તત્ત્વો ભળેલાં આપણે આગળ આ પ્રકરણમાં જોઈશું. સમાચારને તે અરસામાં પ્રાધાન્ય ન મળે એ પણ સ્વાભાવિક છે, કારણ તે વેળા સમાચાર મેળવવાનાં આજના જેવાં સાધન નહોતાં. તે ઉપરાંત પ્રજામાં કેળવણીનો પ્રચાર નામનો જ હોઈ ભિન્નભિન્ન વિષયને સ્પર્શતા સમાચાર જાણવાની જિજ્ઞાસા પણ ઓછી હતી. વેપારીઓને ઉપયોગી એવી માહિતી આપવાને કેટલાંક પત્રો તત્પર રહેતાં. "અખબારે સોદાગર" પત્ર તો તેના નામ પ્રમાણે એ દૃષ્ટિએ જ તૈયાર થતું. એવાં પત્ર બાદ કરતાં બીજાં છાપાં સાધારણ રીતે સામાજિક પ્રશ્નોની ચર્ચામાં—અને તે પણ મર્યાદિત ક્ષેત્રમાં—પોતાની કટારો ભરી દેતા. આ ચર્ચાની કક્ષા પણ એકંદરે નીચી હતી. તકરારી પ્રશ્ન બાજુએ રહી જતો અને તેને સ્થાને તંત્રીઓ અને લેખકો એકમેકની અંગત ટીકા કરતા, એકમેકના કુટુંબની ખાનગી વાતોને જાહેરમાં મૂકી તેમને હલકા પાડવાની કોશિશ કરતા. ટૂંકમાં ચર્ચાને નામે મુખ્યત્વે ગાલિપ્રદાન જ થતું. એમાં અપવાદ હતા. ફરદુનજી મર્ઝબાન, કરસનદાસ મૂળજી, રૂસ્તમજી ખબરદાર/કાબરાજી એ નીચી કક્ષાએ ઊતરી નહોતા પડ્યા. "મુંબઈના ચાબુક" વિરોધીઓ પર વીંઝેલા ચાબખા, વૈષ્ણવ

મહારાજોના વાજિંત્રોએ સુધારકો સામે કરેલા પ્રહારો, "મુમબઈ શમશેરે કેઆની"એ તેના વિરોધીને ખુલ્લા શબ્દોમાં સંભળાવેલી માબેન સમાણી ગાળ, શરૂઆતના વર્ષમાં આપણું પત્રકારિત્વ કેવી અધમ સ્થિતિએ હતું એ સ્પષ્ટ સમજાવે છે.

ઉપર કહ્યું તેમ પહેલા યુગમાં રાજકીય વિષયોની ચર્ચાનો સાવ અભાવ હતો. સુરતમાં સન ૧૮૭૮માં પ્રગટ થએલું "સ્વતંત્રતા", જે સ્વરૂપે માસિક પણ તત્ત્વતઃ વૃત્તપત્ર હતું, તે એમાં અપવાદ છે. એ અપવાદ વિરલ છે અને તેને લઈને જ, "સ્વતંત્રતા" માસિક હતું એ છતાં તેને માટે સ્વતંત્ર પ્રકરણ લખ્યું છે. એ બાદ કરતાં બાકીનાં પત્રોમાં સામાજિક બાબત જ મુખ્યત્વે ચર્ચાઈ અને તેમાંય જૂનવટવાદી સામાજિક ચર્ચા મુખ્ય હતી. દાદાભાઈ નવરોજી, દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી, કેખશરૂ કાબરાજી, કવિ નર્મદાશંકર જેવા મહારથીઓએ સમાજસુધારાનું કામ ઉપાડતાં, ધર્મને નામે ચાલતાં ધતિંગોનાં પોકળ ઉઘાડા પાડતાં, અર્થ વિનાના રિવાજો અને ક્રિયાકાંડોને તિલાંજલિ આપવાને પ્રજાને સલાહ આપતાં, રૂઢિપૂજકો છેડાઈ પડ્યા અને પત્રની કટારોમાં આ મહારથીઓ સામે હુમલા થયા. એ સુધારકોએ પોતાના વિચારોના પ્રવાહ કાજે "રાસ્ત ગોફ્તાર" અને "સત્ય પ્રકાશ" સ્થાપ્યાં અને તેમાં આ હુમલાનો જવાબ આપી સુધારાના કાર્યને વેગ આપવાને સબળ પ્રયાસ કર્યા. એવા છૂટાછવાયા પ્રયાસ બાદ કરતાં શરૂઆતના યુગનું તમામ ગૂજરાતી પત્રકારિત્વ સમાજ-સુધારાની બાબતમાં સંરક્ષક નીતિની હિમાયત કરનારું હતું, પણ એવી હિમાયત કરવા માટે તેણે જે અશિષ્ટ ભાષાનો ઉપયોગ કર્યો તે એ યુગના વૃત્તવિવેચન પર ડાઘ સમાન છે.

પત્રોમાં ધર્મને નામે ખૂબ જ ચર્ચા થઈ અને તે પણ નીચી કક્ષાની. આવું ઇંગ્લંડના પત્રકારિત્વના ઇતિહાસમાં જોવા મળતું નથી. માર્ટિન લ્યૂથર જેવી વીર વ્યક્તિઓએ અંધ ધર્મશ્રદ્ધા, કુરિવાજો વગેરે સામે પોકાર કર્યા પછીથી ત્યાં પત્રકારિત્વનો ઉદ્‌ભવ થયો, જ્યારે આપણે ત્યાં વર્તમાનપત્રો

નીકળ્યાં તે જ અરસામાં સમાજસુધારાની ચળવળ પણ શરૂ થઈ અને સુધારકોના અવાજને દાબી દેવા માટે તેની કટારીનો ઉપયોગ થતાં સુધારકોએ પણ પોતાનું પ્રચારવાહન ઊભું કર્યું અને પરિણામે એમાં સામસામા હુમલા થયા. સુધારકોનાં અંગત જીવન અને એમની પદ્ધતિ દોષરહિત તો નહોતાં, એટલે ઝેરીલી ચર્ચાને ખૂબ વેગ મળ્યો; વૃત્તપત્રનું એ દૂષણ કેટલોક વખત કાયમ જેવું રહ્યું.

૧૮૮૦માં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ મુંબાઈથી "ગુજરાતી" સાપ્તાહિક શરૂ કર્યું ને ગૂજરાતી પત્રકારિત્વમાં એક નવા યુગનું મંડાણ થયું. એની પૂર્વેનાં પત્રોનું ધ્યેય મર્યાદિત અર્થમાં સામાજિક હતું—સુધારા તરફ યા વિરુદ્ધ. "ગુજરાતી"માં તે સ્પષ્ટપણે રાજકીય થવા માંડ્યું. ક્રેખશરૂ કાબરાજી "રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ"માં પાછળથી રાજકીય વિષયોની ચર્ચા કરતા હતા, પરંતુ તેમના રાજકીય વિચારો સાંકડા હતા. સામાજિક ક્ષેત્રમાં ઉદાર વિચારો છતાં રાજકીય દિશામાંના તેમના સંકુચિત વિચારો આશ્ચર્ય ઉપજાવે છે; જો કે એક રીતે એ આશ્ચર્ય નથી. આ વિદ્વાનો અને વિચારકો એમ માનતા કે અંગ્રેજી રાજ્યને લીધે જ સાર્વત્રિક સામાજિક પ્રવૃત્તિ માટે દેશને યોગ્ય ભૂમિકા મળી રહે છે. અંગ્રેજી રાજ્ય આ દેશના અભ્યુદય માટે ઈશ્વરદત્ત યોજના છે એમ એ સમયના ઘણા આગેવાનો માનતા. એમ પણ ખરું કે નાની પારસી જેવી કોમે પોતાની હસ્તીની સુરક્ષા રાજ કરતી સત્તાને સાથ આપવામાં સ્વાભાવિક રીતે માની હશે, અને આપણે જાણીએ છીએ કે પારસીઓનો ફાળો ગૂજરાતી અખબાર-તવારીખમાં ઘણો અગત્યનો છે.

સૂરતના "સ્વતંત્રતા"માં, તેના નામને છાજે એવા રાજકીય વિચારો પ્રસરાવનાર ઇચ્છારામ દેસાઈએ "ગુજરાતી" સાપ્તાહિક દ્વારા એટલા જ પ્રગતિશાળી રાજદ્વારી વિચારો જાહેર કર્યા, ને સરકારની ખફાનજરનો ભોગ બન્યા; પરંતુ ઉદ્દામ રાજકીય વિચારો સાથે એમણે સામાજિક ક્ષેત્રમાં તેટલા જ પ્રમાણમાં સાંકડા વિચાર દર્શાવ્યા. "રાસ્ત ગોફ્તાર" અને "ગુજરાતી" તે સમયનાં બે આગેવાન અઠવાડિકો આમ તેમની નીતિમાં

સાવ ઊલટાં હોઈ એકમેકનાં જબ્બર વિરોધી બન્યાં. ગૂજરાતી વૃત્તવિવેચનનું આ એક અવનવું લક્ષણ છે કે કેટલાંક અગત્યનાં પત્રોએ રાજકારણમાં ઉદ્દામ વલણ અને સમાજસુધારામાં ઓછુંવધતું સ્થિતિરક્ષક વલણ અખત્યાર કર્યું છે. દાખલા તરીકે "ગુજરાતી", "સાંજ વર્તમાન", "પ્રજાબંધુ" (શરૂઆતનાં વર્ષોમાં). ઊલટ પક્ષે કેટલાક ઉદ્દામ સુધારકો રાજકારણમાં વિનીત રહ્યા એ પણ જાણીતું છે. કાબરાજી એનું સૌથી અગત્યનું દૃષ્ટાંત છે. પુનર્લગ્નની પહેલ કરીને ગૂજરાતના સમાજસુધારાના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ઝડપનાર માધવદાસ રૂઘનાથદાસે ૧૮૮૮માં વિદેશી સન્નારી મિસ મેનીંગના માનમાં પોતાના 'વિધવા વિવાહ હોલ'માં સમારંભ યોજેલો. તે પ્રસંગે કાબરાજીએ વ્યાખ્યાન આપતાં જણાવેલું કે પોતે અને પોતાના મિત્રો એવું માને છે કે રાજદ્વારી સુધારા અગાઉ સંસારસુધારાની જરૂર છે અને સંસારસુધારો એ સઘળા રાજદ્વારી સુધારાનો મૂળ આધાર અને પાયો છે. [1]

એ અરસામાં દેશના રાજકીય ક્ષેત્રમાં ચેતન આવ્યું, પરંતુ તેણે કેટલેક અંશે સમાજસુધારાની પ્રવૃત્તિને શિથિલ બનાવી. સાચી રીતે તો દેશને સંસારસુધારા અને રાજકીય સુધારા બન્નેની જરૂર હતી, અને પ્રજાના આગેવાનોને એ વસ્તુ સમજાતાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક સાથે જ વર્ષોવર્ષ હિંદી સંસાર સુધારા સમાજની બેઠક પણ મળતી. પરંતુ પૂનાની મહાસભાની બેઠક વેળા લોકમાન્ય ટિળક અને તેમના જેવું માનસ ધરાવનાર તેમના સાથીઓએ મહાસભાનો મંડપ સંસાર સુધારા સમાજ માટે વાપરવાને ના કહી. તેથી એવી માન્યતા પણ પ્રચલિત થઈ કે સંસારસુધારો રાજકીય સુધારાનો વિરોધક છે. [2]

રાજકીય પ્રશ્નોને મહત્ત્વ આપીને સમાજસુધારાને પાછળ નાખવાના પ્રયાસ થયા તેમાં "ગુજરાતી" સાપ્તાહિકે ફાળો આપ્યો. સુધારકો અને

૧ એક પુનર્વિવાહની કાહણી (૧૯૯૧). પૃ. ૧૭૧
૨ સમાજસુધારાનું રેખાદર્શન (૧૯૩૪), પૃ. ૧૪૯/૧૫૦

સુધારાની વાતોને સીધી રીતે ઉતારી પાડવા ઉપરાંત તેમની નિંદા કરતાં નાટકો, કાવ્યો, નવલકથાઓ તેમાં પ્રગટ થયાં; "આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા!", "વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ!", "નવો જમાનો અમૃત કે ઝેર?", "એમ૦ એ૦ બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબ કી?" વગેરે વાર્તાઓ "ગુજરાતી"માં છપાઈ, ને પાછળથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ. આવા પ્રચારથી સમાજસુધારાનું કાર્ય મંદ પડ્યું. "રાસ્ત ગોફતાર" જેવા સુધારકોના એકાદ વાજિંત્રને બાદ કરતાં બીજાં પત્રોની નીતિ "ગુજરાતી" જેવી જ હતી.

આ યુગમાં સમાચારનું સ્થાન વૃત્તપત્રમાં ગૌણ નહોતું રહ્યું. પ્રજાના માનસિક વિકાસ સાથે તેની સમાચારોની ભૂખ વધી હતી અને રેલવે તથા ટપાલવ્યવહારની ખીલવણીને લીધે બહારગામના સમાચાર મેળવવાનું સુલભ થયું હતું—અલબત્ત, આજના જેટલા પ્રમાણમાં નહિ. ઘણી વેળા સમાચાર ટીકાસહિત આપવામાં આવતા.

સમાચાર, સામાજિક સુધારો, રાજકારણ વગેરે બાબતો સાથે હવે સાહિત્ય પરત્વે પણ લક્ષ અપાવા માંડ્યું અને તે માટેનો મુખ્ય યશ ઇચ્છારામ દેસાઈને છે. આપણા પત્રકારિત્વે સાહિત્યની વૃદ્ધિમાં આપેલો ફાળો પ્રશંસનીય છે. બીબાંની મુશ્કેલી, કામદારોની નિરક્ષરતા વગેરેને કારણે ભાષાની શુદ્ધતા પ્રત્યે શરૂમાં જેવું જોઈએ તેવું ધ્યાન નહોતું અપાયું એ ખરું, પરંતુ સાહિત્યની વૃદ્ધિ માટેનું તે ત્યારે એકમાત્ર સાધન હતું અને તેનાથી પ્રજામાં વાચન માટે અભિરુચિ થઈ. તેને લઈને જ પાછલાં વર્ષોમાં આપણું સાહિત્ય વિકસ્યું અને હવે પત્રોના આધાર વિના પણ ટકી રહેવાની સ્થિતિએ પહોંચ્યું છે. આ સ્થિતિ ત્રીજા યુગમાં આવી છે, પણ એની શરૂઆત 'ગુજરાતી'ના યુગમાં થએલી અને તે એ યુગનું એક પ્રધાન લક્ષણ છે. ભાષાની શુદ્ધતા પરત્વે પણ એ અરસામાં વધારે કાળજી લેવાવા લાગી, એ બાબત આગળ વીગતે લખીશું.

નર્મદ અને ઇચ્છારામે પોતાનાં પત્રો દ્વારા ગુજરાતીઓમાં સ્વદેશા-

ભિમાન અને 'જોસ્સો' પ્રગટાવવા યત્ન કર્યો ને રાજકીય વિષયોમાં તેમને રસ લેતા કર્યા, પરંતુ એ કાર્યને ખરો વેગ મળ્યો ત્રીજા યુગમાં—ગાંધીજીએ ગૂજરાતી પત્રકારિત્વના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારથી. પત્રોને મોટા પ્રમાણમાં મળેલ રાજકીય સ્વરૂપ એ આ યુગનું અગત્યનું લક્ષણ છે. "ગુજરાતી" જેવા પત્રને બાદ કરતાં સાધારણ રીતે "ગુજરાતી" યુગનાં પત્રો રાજકીય બાબતોની ચર્ચા કરતાં તે મન મનાવવાની હતી અને મોટે ભાગે સરકારને પંપાળનારી હતી. ગાંધીજીએ "નવજીવન"નું સુકાન સંભાળ્યું ત્યારથી એ દિશામાં એક નવીન તબક્કો શરૂ થયો. ગામડાંને ખૂણેખૂણે સમજી શકાય એવી સાદી, સરળ શૈલીમાં, નિખાલસ ભાષામાં, કોઈની પણ સેહ રાખ્યા વિના, સાચી સ્વતંત્રતાની હિમાયત કરતા ગાંધીજીના લેખો પ્રગટ થયા અને તેની બીજાં પત્રો પર એવી પ્રબળ છાપ પડી કે તેમણે તેનું અનુકરણ કરવા માંડ્યું. પ્રજામાં કેળવણી પ્રસરી હતી, સ્વદેશાભિમાન વધ્યું હતું, ૧૯૧૬ની હોમરૂલ ચળવળ, ૧૯૧૭માં ટિળકની મુક્તિ અને દેશભરમાં તેમણે કરેલો પ્રવાસ, રોલેટ કાયદા વગેરેને લઈ દેશમાં રાજકીય જાગૃતિ આવી હતી એટલે ગાંધીજીના નવા વિચારોને પ્રજાએ અપનાવ્યા. તે મેળવવા માટેની માગણી પણ વધતી ચાલી અને એને લીધે પત્રોને સારો ટેકો અને ઉત્તેજન મળ્યાં.

ત્રીજા તબક્કાએ રાજકીય ક્ષેત્રમાં જેમ પ્રગતિવંત વિચાર આણ્યા, તેમ સામાજિક ક્ષેત્રમાં પણ આગળ વધેલા વિચાર જોયા. એ વાતાવરણ ફેલાવવામાં "નવજીવને" આપેલો ફાળો અદ્‌ભુત છે. ધર્મને નામે ચાલતાં ધતિંગો, રિવાજોને નામે સમાજમાં પ્રવર્તતી બદીઓ, ન્યાતમાં વર્ણો પાડી કેટલાકને હલકા ગીતરતા ગણી તેમને અન્યાય કરવાની પ્રથા, સ્ત્રીઓને થતા અન્યાયો—એ સર્વ દૂર કરવાને "નવજીવન" અને તે પછી "હરિજનબંધુ"એ અસાધારણ રીતે સમર્થ પ્રયાસ કર્યા. એ કાર્યમાં બીજાં પત્રોએ સારો સહકાર આપ્યો. એ નોંધવા જેવું છે કે ઘણાં જૂનાં વૃત્તપત્રો જેણે પાછલાં વર્ષોમાં સામાજિક સુધારાનાં કામોનો વિરોધ કર્યો હતો તેણે ગાંધીજીનાં ક્રાંતિપોષક રાજકીય વિચારોને પોષણ આપવા છતાં સામાજિક સુધારાનો

સામનો ચાલુ જ રાખ્યો. કેટલાકે અંત્યજોદ્ધાર જેવી ચળવળથી ગભરાઈને, ગાંધીજીના રાજકીય કાર્યક્રમનો વિરોધ તો ન કર્યો પણ તેને સબળ ટેકો આપવાનું માંડી વાળ્યું. ઈચ્છારામ દેસાઈનું "ગુજરાતી", જે તેમની હયાતી દરમિયાન ક્રાન્તિપોષક રાજકીય વિચારો અને સ્થિતિરક્ષક સામાજિક વિચારો દર્શાવતું, તે આ નવીન યુગમાં સામાજિક ક્ષેત્રમાં સંરક્ષક નીતિ ચાલુ રાખવા સાથે રાજકીય ક્ષેત્રમાં બહુ સંભાળી સમાલીને લખતું. "પ્રજાબંધુ" જેવાં થોડાંક પત્રોએ સામાજિક ક્ષેત્રમાંની પોતાની પ્રરક્ષક નીતિનો ત્યાગ કરી સામાજિક સુધારાઓની પ્રવૃત્તિઓને સમર્થન આપવાની નીતિ અખત્યાર કરી, એ પણ નોંધવા જેવું છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ક્રાન્તિપોષક વિચારો એ ત્રીજા યુગનું અગત્યનું લક્ષણ છે અને તે ગાંધીજીની અસરનું પરિણામ છે. એ અસર એટલી પ્રબળ ને વ્યાપક છે કે એ યુગને ગાંધીયુગ વિના સંકોચે કહી શકાય.

ગાંધીયુગના ગૂજરાતી વૃત્તવિવેચનનું એક વધુ લક્ષણ તે રાજસ્થાની પ્રશ્નોની ચર્ચા. "ગુજરાતમિત્ર" જેવા વિરલ અપવાદ બાદ કરતાં ગૂજરાતી વર્તમાનપત્રો રાજસ્થાની સવાલોમાં પડ્યાં નહોતાં, અને કોઈ તેની ચર્ચા કરતું તો તે ઉપરટપકી. ગાંધીયુગમાં એ દિશામાં વધારે ઊંડી નજર નાખવાની અને નિર્ભયપણે ટીકા કરવાની પ્રણાલિ શરૂ થઈ. એ જ મુખ્ય કાર્ય માટે "સૌરાષ્ટ્ર"નો ઉદ્ભવ થતાં તો ગૂજરાતને રંગીન શૈલીનું અવનવું વૃત્તવિવેચન મળ્યું. સનસનાટીનો શોખ, વિકૃત રોમાંચકતા ને લાગણીવેડા "સૌરાષ્ટ્ર"માં વારંવાર જણાતા, પણ એટલી ખામી બાદ કરતાં રજૂઆતની નવીન પદ્ધતિ, છટાદાર, હૃદયસ્પર્શી ને ક્વચિત્ લાડકી શૈલી, તળપદી ભાષાની છાંટ અને વિવેચનની નીડરતા વગેરેની "સૌરાષ્ટ્રે" શરૂ કરેલી પ્રણાલિકા આપણા પત્રકારિત્વમાં અજોડ છે. રાજસ્થાની પ્રશ્નોની ચર્ચા આજે મુંબાઈ અને ગૂજરાતનાં પત્રોમાં થાય છે. "જન્મભૂમિ" જેવું મુંબાઈથી નીકળતું પત્ર એ મુખ્ય હેતુથી સ્થપાયેલું છે, પરંતુ ગૂજરાતી વૃત્તવિવેચકોને એ દિશામાં જવા અને એ પદ્ધતિએ કામ કરવા પ્રેરનાર તો "સૌરાષ્ટ્ર" જ હતું. "નવજીવન"માં જે કામ સરળ મિતાક્ષરી, તર્કશુદ્ધ, નિરાડંબર ભાષામાં

થતું, તે કામ છટાદાર, અલંકારિક, ઊર્મિમય વાણીમાં "સૌરાષ્ટ્રે" કર્યું. ઉપરાંત, એ પત્ર દ્વારા કાઠિયાવાડની સંસ્કૃતિને સમગ્ર ગૂજરાતમાં ખૂબ પોષણ મળ્યું અને તે એક રીતે પુનર્જીવન પામી.

આજે "ફૂલછાબ" એ "સૌરાષ્ટ્ર"નું લગભગ નવું રૂપ છે. તેની નીતિ સહેજસાજ બદલાઈ છે. "સૌરાષ્ટ્ર"ના ગુણદોષ એમાં આવ્યા છે, પણ એકંદરે, સ્વતંત્રપણે નીડરતાથી વૃત્તવિવેચન કરી આજનું એ આગેવાન રાજસ્થાની અખબાર બન્યું છે.

લગભગ બેતૃતીયાંશ ગૂજરાત રાજસ્થાનવાસી છે અને તે કારણે તે ગૂજરાતી વૃત્તપત્રોના ફેલાવા માટેનું સારું ક્ષેત્ર છે, છતાં દેશી રાજાઓની સંકુચિત મનોદશાને કારણે એ પ્રજાની પ્રગતિ અને ઉદ્ધાર માટે કાર્ય કરનારાં પત્રો અંગ્રેજ હકૂમતમાં રહીને જ પ્રસિદ્ધ કરાતાં. "કાઠિયાવાડ સમાચાર", "કચ્છ વર્તમાન", "ફૂલછાબ" વગેરે પત્રો બ્રિટિશ હકૂમતમાં રહીને રાજસ્થાની પ્રજા માટે લડતાં.

આ સમયની લાક્ષણિક સામાજિક ઘટના એ છે કે રાજકીય ચળવળની ઉગ્રતા ઓછી થતાં, નેતાઓ વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડતા. સૂરતનું "નવયુગ", ભરૂચનું "વિકાસ" વગેરે એમ શરૂ થએલાં. રાજસ્થાનમાં "સૌરાષ્ટ્ર", "સૌરાષ્ટ્ર મિત્ર", "કચ્છ", "કચ્છ મિત્ર", "કચ્છ કેસરી", "કર્મભૂમિ", "વતન", "પ્રજામત", "પંચમહાલ રેવાકાંઠા વર્તમાન", "રાજસ્થાન", "દેશી રાજ્ય" વગેરે નીકળેલાં. એમાંનાં કેટલાંક પત્રો અલ્પ જીવન જીવીને બંધ પડ્યાં. પ્રજાની વાચનની, દેશવિદેશને લગતી વીગતો જાણવાની ઇંતેજારી વધવાથી લગભગ દરેક જિલ્લામાં એકાદ વર્તમાનપત્ર તો આજે નજરે પડે છે.

સન ૧૯૩૪–૩૫થી ગાંધીશૈલીની વૃત્તપત્રની ધાટીઓમાંથી ગૂજરાતી પત્રકારિત્વ નીકળી ગયું છે. અગ્રલેખોની લખાવટ, સમાચારની રજૂઆત, મથાળાં, જાહેરખબર વગેરેની ગોઠવણીમાં ફેરફાર થયો છે. સાપ્તાહિકોએ તો ગાંધીયુગના વૃત્તવિવેચનની પ્રણાલિ સાવ કાઢી નાખી છે.

(૨)

હવે ગૂજરાતી પત્રકારિત્વ અને ગૂજરાતી ભાષાનો વિષય લઈશું.

આપણે ત્યાં વર્તમાનપત્રની શરૂઆત થઈ લગભગ તે જ અરસામાં–તે પૂર્વે પ્રસિદ્ધ થએલા ગૂજરાતી પંચાંગ જેવા અપવાદ બાદ કરતાં—ગૂજરાતી ભાષામાં પુસ્તકો છપાવાં શરૂ થએલાં. એ પહેલાં હસ્તલિખિત ગ્રંથો જ હતા. એને લઈને તેમ જ પ્રજામાં કેળવણીનો પ્રચાર ઓછો તેથી પ્રજાનું વાચન નામનું હતું. વાચનનો શોખ કેળવાવાની શરૂઆત થઈ તે વર્તમાનપત્રોથી એમ કહી શકાય. આ કારણે શરૂઆતનાં વૃત્તપત્રોમાં આવતી ભાષાએ આપણા સાહિત્ય પર શી અસર કરી, ભાષાના વિકાસમાં વર્તમાનપત્રોએ શો હિસ્સો આપ્યો, ઇત્યાદિ મહત્ત્વના પ્રશ્નો છે. જૂના હસ્તલિખિત ગ્રંથો પરથી જણાય છે કે વર્તમાનપત્રો છપાવાં શરૂ થએલાં તે પહેલાં જોડાક્ષરોનો ઉપયોગ થતો હતો, પરંતુ ફરદુનજી મર્ઝબાને અને તેમની પછી બીજાઓએ ગૂજરાતી બીબાં તૈયાર કર્યાં એમાં જોડાક્ષરો નહોતા. એ બીબાંના મદદથી વૃત્તપત્રો છપાવાં લાગ્યાં એટલે શરૂથી જોડાક્ષર વિનાની ભાષા છપાવા લાગી. વળી ગુજરાતી પત્રકારિત્વની શરૂઆતમાં એ ધંધામાં પડનારા પારસી પત્રકારો ગૂજરાતી ભાષાના અભ્યાસી નહોતા, તેથી લખાવટ સાવ અશુદ્ધ રહી. પારસીઓને એક તો ગૂજરાતી ભાષાનું જ્ઞાન થોડું, બોલી પણ તેમની પોતાની કાંઈક જુદી, તેમાં વળી પારસી લેખકોને જેવું ઉચ્ચારવું તેવું જ લખવાની ટેવ, એટલે ગૂજરાતી પત્રની શરૂઆત બાળક કાલુંઘેલું ને અશુદ્ધ બોલે તેમ—સાવ અશુદ્ધ ભાષાથી થએલી. પારસીઓ કરતાં હિંદુઓને ગૂજરાતીનું વધારે જ્ઞાન હતું ને તેઓ લખતા હતા પણ વધારે શુદ્ધ, પરંતુ પ્રકાશનના ક્ષેત્રમાં તેઓ પડ્યા નહોતા. એ ક્ષેત્ર પારસીઓના હાથમાં હતું, એટલે તેઓ જે અશુદ્ધ ગૂજરાતી છાપતા તેની અસર બીજાઓ ઉપર પણ થવા માંડી. ૧૮૨૨માં “શ્રી મુમબઈના સમાચારે” અશુદ્ધ ભાષાથી શરૂઆત કરી અને તેની પછી પ્રગટેલાં “શ્રી મુમબઈના ચાબુક”, “જામે જમશેદ”,

"સમાચાર દર્પણ" વગેરે પણ એ સહેલે રસ્તે જ ચાલ્યાં, એટલે વર્ષો સુધી એ દિશામાં કશો સુધારો જોવા મળ્યો નહિ.

દાદાભાઇ નવરોજીએ "રાસ્ત ગોફ્તાર"ની સ્થાપના કરી તે પહેલાં તેઓએ તેમના મિત્રો ભેગા "જ્ઞાન પ્રચારક મંડળી"ની સ્થાપના કરી હતી, અને તેના તરફથી તા. ૧-૭-૧૮૪૯ને દિનથી એક ચોપાનિયું પ્રગટ થતું હતું. તે જમાનાની ભારે શિક્ષિત વ્યક્તિઓની એ સંસ્થા અને ચોપાનિયાનું નામ પણ 'ગનેઆન પરસારક' એમ બોલાતું, લખાતું, છપાતું. જ્ઞાનનો પ્રચાર કરવાને સ્થપાયેલી સંસ્થા અને તેનું વાજિંત્ર જ આમ અશુદ્ધ ભાષા પ્રગટ કરે એ ઠીક ન જણાતાં ભાષાની શુદ્ધતા સાચવવાનું નક્કી થયું એટલે સન ૧૮૫૧માં તેણે "શુધ જોડની" માટે પોતે કાળજી રાખશે એમ જણાવ્યું અને તે અનુસાર ચોપાનિયાનું નામ સુધારી "જ્ઞાન-પ્રસારક" છાપવા માંડ્યું.

બીજા પારસી પત્રકારોના પ્રમાણમાં કેખશરૂ કાબરાજીને ગૂજરાતી ભાષા ને લખાવટનું વધારે સારું જ્ઞાન હતું. "રાસ્ત ગોફ્તાર" એમના હાથમાં આવ્યા પછી પણ ઘણો સમય સુધી એ પત્રને કરસનદાસ મૂળજી સાથે સંબંધ હતો; છતાંય એની ભાષા અશુદ્ધ રહેલી; પરંતુ, બીજા પત્રકારોને ભાષાની શુદ્ધતા અશુદ્ધતા માટે કશી પરવા નહોતી ત્યારે કાબરાજીને એ બાબત અકળાવતી. તેમાં સુધારો કરવાને તેમણે કાંઇક સફળ પ્રયાસ કર્યો. પાલણજી દેશાઈએ એ કાર્યમાં સહકાર આપ્યો અને ફારસી શબ્દોના મૂળ ઉચ્ચાર સાચવવા ખાતર તેમણે અમુક અક્ષરો નીચે 'નુકતા' મૂકવાની પ્રથા શરૂ કરી.

પારસી પત્રકારો સ્વાભાવિક રીતે ફારસી શબ્દો વધુ વાપરતા અને તેની અસર એટલી પ્રબળ થઈ કે ત્યાર પછીના હિંદુ પત્રકારોએ પણ ઘણાક ફારસી શબ્દોનો ઉપયોગ કરવો ચાલુ રાખ્યો. આજે ય તેવા કેટલાક શબ્દોનો વપરાશ ચાલુ છે-દાખલા તરીકે, અહેવાલ, અખબાર, આઝાદ, કામયાબ, કતાર, જંગ, જહાંગીરી, દોસ્ત, દિલ, દુરસ્ત, દિલાવર, દફ્તર, બંદોબસ્ત

વગેરે.[૩] ફારસી શબ્દોના આવા વપરાશથી ગૂજરાતી ભાષાને હાનિ થઈ છે કે તેની સેવા થઈ છે એ વિદ્વાનોમાં વિવાદનો વિષય છે. ફારસી શબ્દોનો ઉપયોગ કરનારાઓનું કહેવું છે કે આ શબ્દોના વપરાશથી ગૂજરાતી ભાષા વધારે ઝમકદાર બની છે; જ્યારે કેટલાક હિંદુ વિદ્વાનો કહે છે કે ફારસી શબ્દોનો ગૂજરાતીમાં ઉપયોગ કરનારાઓએ ગૂજરાતી ભાષાને હાનિ પહોંચાડી છે. આજે એ પ્રશ્ન ખાસ ચર્ચાનો રહ્યો નથી. વર્તમાનપત્રની ભાષા જનસમૂહને સુગમ જોઈએ એ આવશ્યકતાએ જ આવો નિર્ણય આણ્યો છે. બહોળા જનસમૂહને જે પરિચિત હોય, તે જ બનતાં સુધી પત્રોમાં વપરાય.

પારસીઓએ ગૂજરાતી ભાષાના ઓછા જ્ઞાનને લઈ ફારસી શબ્દોનો ઉપયોગ કરવા ઉપરાંત ગૂજરાતી લિપિમાં અંગ્રેજી શબ્દો અને તે પણ અશુદ્ધ અંગ્રેજી શબ્દો વાપર્યા હતા. પારસીઓમાં એ ટેવ આજેય જોવાય છે. ફેર એટલો પડ્યો છે કે ભૂતકાળમાં અંગ્રેજી શબ્દો અશુદ્ધ રીતે ઉચ્ચારાતા તેમ જ લખાતા ને છપાતા, તેને બદલે હવે, કેળવણીના પ્રસારને કારણે, શુદ્ધ બોલાય છે ને છપાય છે. નિશાળકૉલેજમાં ગૂજરાતીનો અભ્યાસ કરીને જુવાન પારસી લેખકો અને લેખિકાઓ પારસી પત્રોમાં શુદ્ધ, તત્સમ ગૂજરાતી શબ્દો–દા. ત. 'અતિશયોક્તિ', 'અંજલિ', 'મનનીય', 'દીર્ઘદૃષ્ટિ'–વાપરે છે.

ભાષાની શુદ્ધતા સાચવવાને જે પ્રયાસ "રાસ્ત ગોફ્તારે" કર્યો તેને નર્મદના નિબંધો અને તેના પાક્ષિક "ડાંડિયો"થી વેગ મળ્યો. ગૂજરાતી ગદ્યનું હવે ખરું ખેડાણ થવા લાગ્યું. નર્મદે ગૂજરાતી ગદ્યને સ્વરૂપ આપ્યું, પરંતુ "ડાંડિયો" તેના હાથમાં લાંબો સમય રહ્યું નહિ એટલે વૃત્તપત્રની ભાષાને તેની શૈલીનો લાભ મળતો બંધ થયો.

---

૩ અમીરમિંયા હમદૂમિંયા ફારૂકીએ તૈયાર કરેલો "ગૂજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ" ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છપાવ્યો છે, તેમાંથી ગુજરાતી ભાષામાં વપરાતા થએલા એવા શબ્દોની વીગતવાર માહિતી મળી રહે છે.

પારસી પત્રકારો તે સમયનાં મુંબાઇનાં અંગ્રેજી પત્રોમાંથી ખબરો વગેરેના તરજૂમા કરી પોતાનાં પત્રોમાં છાપતા. આ પ્રથાએ ગૂજરાતી ભાષા પર માઠી અસર કરી. તેને નવા વિચાર અને રચના અને નવી ઢબની શબ્દ-વિન્યાસની રીતિઓ મળ્યાં, પરંતુ પારસી લેખકો અંગ્રેજીનો શબ્દશઃ તરજૂમો એવી રીતે કરતા કે ભાષા બેડોળ અને કૃત્રિમ બનતી. એક નમૂનાથી આ બાબત સારી રીતે સમજાશે:

> "લેજીશલેટીવ કાઉંશલ તા. ૯ મી જાનેવારીએ બેઠી હતી તે વેળાએ એક બીલ મીશતર લીજેટે રજુ કરીઉં હતું તે ઉપરથી હેવું જોવામાં આવે છે કે વેઆરથી મુમબઈ અને છાશતી ખાતે જે પાણી લાવવાનું કામ ચાલે છે તેહેની ઉપર ૩૫ લાખ રૂપીઆનો ખરચ થાઈ ચૂકો હતો અને એ કામ પુરૂં કરવા શારૂ મુમબઈની સરકારને બીજા પાંચ લાખ રૂપીઆ જોઇએ છે. વાશતે જે ખરચ સરકારે કરેઓ છે તથા થશે તે પાછો વસુલ કરવા પાણીને માથે કાંઈ ભાવ કરી મુમબઈના લોકો પાસેથી કર લેવો."[૪]

મુંબાઇના પારસી વૃત્તપત્રો પર ગૂજરાતનાં પત્રો સમાચાર માટે આધાર રાખતાં, તેથી મુંબાઈ અને ગૂજરાતમાં ભાષાની વિકૃતિઓ વિશેષ પ્રચલિત થઈ. આ સ્થિતિમાં ૧૮૮૪ પછી "ગુજરાતી" પત્રે પલટો આણ્યો. તેના તંત્રી ઇચ્છારામ દેસાઈ ગૂજરાતી સાહિત્યના ઉપાસક હોઈ સ્વાભાવિક રીતે ભાષાશુદ્ધિના મોટા હિમાયતી હતા. એ પત્રકારિત્વ પરત્વે નવી જ ભાવનાઓ સેવતા.. પારસી વૃત્તપત્રોનું આંધળું અનુકરણ એમને પસંદ નહોતું. સાહસ ને હિંમત એ ઇચ્છારામના સ્વભાવનાં લક્ષણ હતાં. અંગ્રેજી પત્રોમાંથી તરજૂમા કરવાની પ્રથા તેમણે છોડી દીધી એટલું જ નહિ, એવા તરજૂમા કરતાં પારસી પત્રકારો કેમ અર્થનો અનર્થ કરી બેસતા અને ભાષા તથા વ્યાકરણને કેવી મોટી હાનિ કરતા તે દેખાડી

૪. "શ્રી મુમબઈના જામેજમશેદ", તા. ૨૯-૧-૧૮૫૮.

આપ્યું. ભાષાશુદ્ધિ જાળવવા તે ખૂબ ઉત્સુક હતા, છતાં પારસી માલિકીના છાપખાનામાં છપાવાથી "ગુજરાતી"ના શરૂઆતના અંકોમાં ભાષાદોષ ઘણા રહ્યા છે. એ પત્રનું પોતાનું છાપખાનું થતાં "ગુજરાતી" ભાષાશુદ્ધિમાં આદર્શ પત્ર થયું. ગૂજરાતના પત્રકારોએ ખબરઅંતર માટે મુંબાઈના પારસી વૃત્તપત્રોને સ્થાને હવે "ગુજરાતી" તરફ લક્ષ દોડાવ્યું. તેમણે સ્વાભાવિક રીતે "ગુજરાતી"માં આવતી ભાષાનું અનુકરણ કર્યું. બીબાંની બનાવટમાં એ દરમિયાન જે સુધારાવધારા થયા તેને લીધે પણ ભાષાની શુદ્ધિ જાળવવાનું પહેલાં કરતા વધારે સુગમ બન્યું.

વિચારોને સુંદર સ્વરૂપમાં ગોઠવવા, વળાંકે વળાંકે નવા ફકરા પાડવા, પેટા મથાળાંઓની યોજના કરવી અને સમગ્ર લેખને મથાળે યોગ્ય શીર્ષક મૂકવું એ ઇચ્છારામની કલાનાં લક્ષણો હતાં. એને પરિણામે વાચકને એમના લેખોમાં રસ પડવા સાથે પત્રનો ઉઠાવ સરસ બન્યો. ગંભીરતા અને સચોટતા "ગુજરાતી"ની કટારે કટારે દૃષ્ટિગોચર થાય છે.

સન ૧૮૮૭ની અધવચમાં ઇંગ્લંડની આમની સભામાં હિંદના અંદાજપત્ર સંબંધી ચર્ચા ચાલેલી તે પર "ગુજરાતી"ના તા. ૧૬–૧૦–૧૮૮૭ના અંકમાં "બજેટનો ફારસ પાર્લામેંટમાં"એ શીર્ષક હેઠળ અગ્રનોંધ પ્રગટ થઈ છે. પોણા ત્રણ કટારની એ નોંધને ત્રણ કંડિકામાં વહેંચી છે. પહેલી કંડિકામાં આમસભાના સભ્યો હિંદી અંદાજપત્રની ચર્ચા પ્રસંગે કેટલી ઉદાસીનતા દાખવે છે તેને માટે ટીકા કરી છે, બીજી કંડિકામાં "હિંદુસ્થાનનો રાજવહીવટ કેવો ઢંગધડા વગરનો" ચાલે છે તેની પુરવારી આપી છે અને ત્રીજીમાં એ દિશામાં સુધારો થાય તે માટે ભારતવાસીઓને પોકાર ઉઠાવવાની સૂચના કરી છે. એ ત્રણે કંડિકામાંથી થોડો થોડો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે તે પરથી ઉપર વર્ણવેલા ઇચ્છારામના અને "ગુજરાતી"ના લાક્ષણિક તત્ત્વોનો ખ્યાલ મળી રહેશે :

૧. "......બજેટ એવે વખતે પાર્લામેંટમાં રજુ કરવામાં આવે છે કે જ્યારે પાર્લામેંટ એકદમ બંધ થવાની હોય, ઘણાક મેંબરો પોતાનો

આનંદ અવસર ગુજારવાને ઉપડી ગયા હોય, અથવા તો કેટલાક મેંબરોના હાથમાં ચાહના કપ હોય ને પોરટમેંટો પણ પકડયા હોય, તેવા વખતમાં આ બજેટ રજુ કરવામાં આવે છે. ખરૂં કહીએ તો આવા મામલાથી પાર્લામેંટ એવું બતાવી આપવા માગે છે કે તેઓને હિંદુસ્થાનના નાણાં સંબંધી હાલત પર કંઈ પણ વિચાર નથી–કાં તો તેઓ વિચારસુન્ય છે, અથવા તો દરકાર કરતા નથી...આમ સઘલી બાબત હોવાથી પરીણામ એ આવે છે કે હિંદુસ્થાનની સરકાર પોતાનો રાજવહીવટ પોતાના મનમાં આવે તેમ કરી જાય છે, ને તેમ કરવાથી ૨૫ કરોડ પ્રજાના સુખ માટે રાજ કરતી સભા પોતાનું અવ્યવસ્થીતપણું ચલાવી બીલકુલ સંભાલ લઈ શકતી નથી....."

૨. "......આ બજેટની બાબતમાં જે મોટો ગોટાળો વળ્યો છે તે બાબતમાં ઇંગ્લંડનું ધોરીંધર પત્ર "ધી ઈકોનોમિસ્ટ" અથવા "કરકસર" જણાવે છે કે તે જોઈને હિંદુસ્થાનના ઘણા કઢંગા રાજ્યબંધન માટે અમને ઘણો સંતાપ થાય છે કે આવી રીતે નાણાંની અવ્યવસ્થા કેમ ચાલે છે? સર જોન ગોરેસ્ટે, પાર્લામેંટમાં બજેટ પર ટીકા કરતા ત્રણ બાબત કહી છે...પહેલી વાત એ જણાવવામાં આવી છે કે બજેટના અડસટામાં જેટલી આવક કલ્પી હતી તે કરતા રૂ ૧૦૦૦૦૦૦૦નો વધારો થશે–બીજી ભુલ સ્ટોક નોટના જે ચારમાંથી સાડાત્રણ ટકામાં ઉતરવાની છે તેના સંબંધમાં થઈ છે, ને ત્રીજી ભુલ આગલા વરશના અડસટામાં છે. આ પ્રમાણે ત્રણ મોટી ભુલ કરવામાં આવી છે, ને તેના પર સર રીચર્ડ ટેંપલ જેવા એકવારના ફીનાન્સ મીનીસ્ટરે પણ કાંઇ ટીકા કીધા નથી ને સઘળાઓ હાજીહા કરીને ચાલ્યા ગયા છે, એ ઘણું શરમ પમાડનારૂં છે......"

૩. "......આપણે સારી રીતે જાણીએ છીએ કે હમણાં ને હમણાં

આ હાલની ઢંગધડા વગરની બજેટની રીતીમાં સુધારો થવાનો નથી, પ્રણુ તે માટે આપણે નચિંત રહેવું નહિ જોઇએ. હિંદુસ્થાનની સરકાર કંઈપણ તકરાર વગર બજેટ બહાર પાડે છે, તે ઇંગ્લંડની પાર્લામેંટ પણ તકરાર વગર પસાર કરે છે—જેમાં વળી ભુલો રહી જાય છે. ભારતવાસીઓની આવતી નેશનલ કૉનગ્રેસમાં આ મુખ્ય ને અગત્યની બાબત તકરાર માટે થઈ પડવી જોઈએ, કે હવે પછીના બજેટો તકરાર વગર પસાર થાય નહિ. કૉનગ્રેસના ગૃહસ્થોએ આ અગત્યની બાબત મુખ્યત્વે ઉપાડી લેવી જોઈએ, ને તે ઉપાડવી એ આપણી એક જાતની મુખ્ય ફરજ પૂરી કરવા જોગ છે. જ્યાં સુધી બજેટ તકરાર વગર પસાર થશે ત્યાં સુધી તેમાં અંધેર ને અવ્યવસ્થીતપણું કાયમ જ રહેશે.”[૫]

ઉપરના અવતરણમાં કોઈ જગ્યાએ ભાષા અશુદ્ધ છપાઈ છે અને અંગ્રેજી શબ્દોનો ઉપયોગ થયો છે, પણ રાજકારણની પરિભાષા તે વખતે ઘડાઈ નહોતી એટલે તેને લગતા અંગ્રેજી શબ્દોનો ત્યારે ઉપયોગ કર્યા વિના ચારો નહોતો. એ સમયે “ગુજરાતી”ને શરૂ થયે સાત વર્ષ થયાં હતાં. પછી પણ એમાં ઉત્તરોત્તર સુધારો થતો ગયો.

ઇચ્છારામ દેસાઈની “સ્વતંત્રતા”માંની ભાષા અઘરી હતી. સંસ્કૃત શબ્દોનો તેમાં ખૂબ જ ઉપયોગ થયો હતો. “ગૂજરાતી”માં આવતી ભાષા એટલી અઘરી નહોતી. ધીરે ધીરે ગૂજરાતી વર્તમાનપત્રોની ભાષા વધારે અઘરી થવા માંડી, તેમાં સંસ્કૃત તત્સમ્ શબ્દોનો ઉપયોગ વધી ગયો. કૉલેજ–કેળવણી પામેલો જુવાન વર્ગ વૃત્તવિવેચકના વ્યવસાયમાં પડતાં તેણે એવા શબ્દોનો વપરાશ વધારી મૂક્યો. પ્રજાના એક ભાગમાં રાજકીય ચેતન આવતાં અસલ સંસ્કૃતિના ગૌરવનું ભાન થવાથી પણ ભાષામાં સંસ્કૃત તત્ત્વ વધ્યું. આવી ભાષા શિક્ષિત વર્ગ વાંચતો, પણ તેમાં ગ્રામજનતા રસ લઈ

---

૫. “ગુજરાતી”, તા. ૧૬–૧૦–૧૮૮૭

શકતી નહિ. એ સ્થિતિને ગાંધીજીએ "નવજીવન" દ્વારા સુધારી. ગાંધીજીનાં લખાણોમાં ભાષાશુદ્ધિની ચીવટ તો જણાય જ, પણ તે સાથે તેમણે ભાષાની સરળતા પર ભાર મૂકયો. રાજકીય વિચારોના વ્યાપક પ્રચાર માટે સહેલી લખાવટ હોય તો જ ઘણાને પહોંચી શકાય એ મુદ્દાથી ભાષા સહેલી બનાવવાની જરૂર હતી. વર્તમાનપત્રોમાંનું લખાણ એવું હોવું જોઈએ કે તે ગામડે ગામડે પહોંચી શકે, પ્રજા તે સમજી અને પચાવી શકે. એ માટે ગાંધીજીએ શુદ્ધ, સાદી, સરળ ભાષા, અને સીધી, અનાડંબર અને ખૂબ ટૂંકાં વાકયોની શૈલીનો ઉપયોગ કર્યો. પરિણામે ગામડાંમાં વસતા લાખો ગૂજરાતીઓ છાપાં વાંચતા અને સમજતા થયા.

જોડણીનો પ્રશ્ન પણ "નવજીવને" ઉપાડયો. સંસ્કૃત નહિ પણ ગૂજરાતી શુદ્ધતાને અનુસરી, જોડણી નક્કી કરવા પર તેણે ભાર મૂકયો. આ વિશે વિદ્વાનોમાં ભારે મતભેદ હતો અને વિતંડા પણ થતી, પણ એમની ચર્ચાનો સાર ભાગ લઈ છાપવાની અનુકૂળતા ધ્યાનમાં લઈ પોતાની વગનો ઉપયોગ કરી વધુમાં વધુ સ્વીકાર્ય એવા જોડણીના નિયમો ગાંધીજીની પ્રેરણાથી નક્કી થયા. આજે ગૂજરાતી સાહિત્યના વિવિધ અંગોમાં સાદું, સરળ પરંતુ શુદ્ધ ગૂજરાતી પ્રજાની નજરે પડે છે. દૈનિક પત્રોને ભારે ઉતાવળમાં કામ કરવાનું હોય છે એટલે તેમને લખાવટની શુદ્ધતા જાળવવી પરવડે એમ નથી એવી દલીલ જે થોડાં વર્ષો પૂર્વે થતી હતી. તે યોગ્ય નહોતી એમ "જન્મભૂમિ" અને "વંદેમાતરમ્" જેવાં પત્રોએ, સંપૂર્ણ રીતે નહિ તો પણ ઘણે મોટે અંશે, પુરવાર કરી આપ્યું છે. આમ છતાં, આજે પણ સઘળાં દૈનિકોમાં, ઉતાવળ અને લિપિના બહાના હેઠળ, ભાષાની અશુદ્ધિ ઘણી રહે છે એ ખેદનો વિષય છે.

ગાંધીજીની શૈલીની એક બીજી શુભ અસર એ થઈ કે પારસી પત્રકારો સાથે બીજાઓને પણ અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરવાની ટેવ હતી તે ધીમે ધીમે ઓછી થઈ, અને કેટલાંક પારસી પત્રોને બાદ કરતાં તે લગભગ નાબૂદ થઈ છે. ગૂજરાતીમાં ન મળે એવા શબ્દો મરાઠી અને

હિંદીમાંથી લેવાયા છે, કેટલાક નવા બનાવાયા પણ છે અને તે હવે ગૂજરાતી ભાષાના જ શબ્દો બની ગયા છે. ગૂજરાતી પત્રોમાં અંગ્રેજી વિભાગ હોય એ સ્થિતિ સામે પણ ગાંધીજીએ અણગમો દર્શાવ્યો અને પરિણામે પારસી વૃત્તપત્રો સિવાય બીજાં પત્રોમાંથી અંગ્રેજી વિભાગ કાઢી નાખવામાં આવ્યો છે.

ગાંધીજી સાદી, સરળ અને નિખાલસ શૈલી દ્વારા ગ્રામવાસીઓના અંતર સુધી સફળતાથી પહોંચી ગયા તે અરસામાં જ "સૌરાષ્ટ્રે" દેશી રાજ્યોના સિતમો સામે જેહાદ ઉઠાવવા નવી જ શૈલી શરૂ કરી. એમાં સામર્થ્ય, વેગ, ઉત્સાહ, હૃદયસ્પર્શિતા, લાડકાપણું, ને સાથે શબ્દોની વધારે પડતી રમત હતી, આડંબર હતો, અને કપટ–રોમાંચકતા હતી. શૈલી નવી જ દિશામાં પ્રયાણ કરતી ને પત્રની નીતિને અનુરૂપ હોઈ તેણે વાચકવર્ગનું બહુ સારું લક્ષ ખેંચ્યું. "સૌરાષ્ટ્ર"ની શાળામાં તાલીમ લઈને બહાર પડેલા પત્રકારો આજેય એ શૈલીનું અનુકરણ કરી રહ્યા છે. સામળદાસ ગાંધી, કકલભાઈ કોઠારી, કાલિદાસ શેલત એનાં દૃષ્ટાંત છે. બીજા કેટલાક પત્રકારો જેમને "સૌરાષ્ટ્ર" સાથે સંબંધ નહોતો તેઓએ પણ એ શૈલીની કાચીપાકી નકલ કરવાની કોશિશ કરી છે. વાતાવરણમાં ગરમી હોય, કોઈ તકરારી પ્રશ્ન ખૂબ જોરશોરથી ચર્ચાતો હોય તેવે સમયે આ શૈલી વાચકના હૃદય પર અસર કરી જાય છે. બાકી, રોજ રોજ એ રીતે લખાતા લેખો વાચકો પર અસર નિપજાવી શકતા નથી. હરરોજ લાગણીને કૃત્રિમ હડસેલા દેતા શબ્દોના ફુવારા ઊડતા જોઈને વાંચકો આખરે તો અકળાય છે. વિચારશીલ વાચકવર્ગને તે અરુચિકર થઈ પડે છે અને છેવટે શબ્દોની શક્તિ જ ઓછી થઈ જાય છે. પણ એકંદરે "સૌરાષ્ટ્રે" અને ખાસ કરીને "ફૂલછાબે" કાઠિયાવાડમાં રોજિંદા વહેવારમાં ઉપયોગમાં લેવાતા અનેક શબ્દોને છૂટથી વપરાતા કર્યા છે. તેને લઈ આપણી ભાષા બળવાન સ્વત્વ ને સત્ત્વવાળી, લોકહૃદયને વિશેષ સ્પર્શ કરવાને પૂરતી સમૃદ્ધ અને તળપદા માધુર્યવાળી થઈ ;

( ૩ )

ગૂજરાતી વૃત્તવિવેચનને લગતી કેટલીક સામાન્ય ચર્ચા કરીને આ વિષય સમાપ્ત કરીશું.

હિંદમાં જેમ કોમો છે, ન્યાત અને પેટાન્યાતો છે તેમ કોમી પત્રો છે, ન્યાતોનાં વાજિંત્રો છે. કોમી પત્રોના સંચાલકો જો મન પર લે તો પોતાની કોમની આર્થિક તથા સામાજિક ઉન્નતિ અને પ્રગતિના પ્રચાર સાથે સાથે સાથે માતૃભૂમિની ઉન્નતિ માટેના પ્રયાસોમાં સારો સહકાર આપી શકે. કોમ કોમનાં અને કોઈક દાખલામાં પ્રાંત પ્રાંતનાં પત્રો વેરઝેર વધારી રહ્યાં છે ત્યારે કોઈક શિક્ષિત સમાજનાં પત્રો ભૂતકાળમાં એ દિશામાં ભૂલો કરી હોય તો તે પિછાણીને અને સાચી વસ્તુસ્થિતિ સમજીને હિંદની આર્થિક, સામાજિક અને રાજકીય પ્રગતિ માટેના પ્રયાસોમાં સારો સહકાર આપે છે.

આપણા આગેવાન અખબારોની ય આર્થિક સ્થિતિ એટલી સંગીન નથી હોતી કે જુદા જુદા વિષયોના નિષ્ણાતો નભાવી તેમના દ્વારા તેમના ખાસ વિષયોને સ્પર્શતા પ્રમાણભૂત લેખો મેળવી શકે, તેમજ એ વિષયોને લગતા મહત્ત્વના સમાચાર મળે ત્યારે તે કેટલે અંશે સાચા છે એની તુલના કરાવી શકે. આ સ્થિતિને લઈ પશ્ચિમનાં પત્રો માફક ગૂજરાતી અખબારોમાં ઝાઝા અભ્યાસપૂર્ણ લેખો જણાતા નથી. એવો કોઈ પ્રમાણભૂત લેખ એકાદ પત્રમાં દેખા દે, ત્યારે જુદાં જુદાં પત્રોમાં તેના ઉતારા કરી લેવામાં આવે છે. અંગ્રેજી અખબારોમાંના લેખોના તરજૂમા અપાય છે અને તેથી વિચારપૂર્ણ લેખોની વિવિધતા જણાતી નથી. આચાર્ય આનંદશંકર ધ્રુવે કહેલું કે :

> "આપણાં દેશી વર્તમાનપત્રોમાં એક જ તંત્રી વા ઉપતંત્રી બધા જ વિષયો પર લખે છે, તેને બદલે તેઓ તે વિષયના વિદ્વાનોની મદદ લે તો આપણાં વર્તમાનપત્રોનું સાહિત્ય ઘણું ઊંચું થઈ શકે. આપણાં ઘણાંખરાં વર્તમાનપત્રોમાં ગ્રન્થા-

વલોકન કે પુસ્તકપરિચય એ જ કારણથી નિર્માલ્ય રહે છે. પશ્ચિમનાં પત્રોમાં સાહિત્ય–કળા–કેળવણી–પ્રવાસ–રમતગમત વગેરે વિષયો ઉપર પણ તે તે વિષયના નિષ્ણાતજનો પાસે વર્તમાનપત્રને શોભતા લેખો લખાવાય છે, એથી ત્યાંના પત્રોમાં જે વિવિધતા આવે છે તે તેનું એક આકર્ષક રૂપ છે, અને જુદાં જુદાં પત્રો એમાંનાં કોઈ કોઈ અંગમાં વિશિષ્ટ કીર્તિ પ્રાપ્ત કરે છે." [૬]

આ સ્થિતિ આપણે ત્યાં નજીકના ભવિષ્યમાં આવે એમ હાલ તો જણાતું નથી કારણ થોડાંક સારી સ્થિતિનાં પત્રોને બાદ કરતાં ઘણાંખરાં પત્રોની વાનગી મોટે ભાગે પત્રનો માલિક જે પોતે તંત્રી પણ હોય છે તે એકાદબે મદદનીશના સહકારથી તૈયાર કરે છે, યા તો પોતે તંત્રીનું નામ પ્રકટાવવા–ધરાવવા છતાં ફક્ત નાણાંકીય બાજુ પર નજર રાખી એક ઉપતંત્રી અને એકાદ મદદનીશ નીમી તેની મારફતે પત્ર તૈયાર કરાવે છે. એવા તંત્રીઓની આવક સાધારણ નિર્વાહ કરી શકાય એટલી જ હોય છે અને ઉપતંત્રી કે મદદનીશનું વેતન તો ઘણું કંગાળ હોય છે. સામળદાસ ગાંધીએ સન ૧૯૩૭–૩૮ની ગૂજરાતી સાહિત્ય પરિષદના સંમેલનમાં એ વિષય પર ઠીક પ્રકાશ પાડ્યો હતો. તેમના કહેવા મુજબ ત્યારે મુંબાઈમાં પાંચ ગૂજરાતી દૈનિકો પ્રસિદ્ધ થતાં હતાં. ગૂજરાતી પત્રકારને વધુમાં વધુ રૂ. ૪૦૦ અને નેઅ ઓછામાં ઓછો રૂ. ૪૩નો દરમાયો મળતો હતો. રૂ. ૪૦૦નો આંકડો તો કોઈ એકાદ બે પત્રકારને જ લાગુ પડ્યો હશે બાકી સાધારણ રીતે બીજા તો રૂ. ૪૩ થી ૭૫ કે ૧૦૦માં કામ કરનારા હશે. આ સ્થિતિ મુંબાઈના આગેવાન દૈનિકોની કચેરીમાં કામ કરતા પત્રકારોની હોય તો તળ ગૂજરાતના ઉપપત્રકારોની સ્થિતિ શું હશે એ કલ્પી શકાશે. સાધારણ રીતે એ બિચારા રૂ. ૨૫થી ૭૫માં કામ કરનારા હોય છે. બીજી બાજુ મુંબાઈનાં અંગ્રેજી દૈનિકોમાં કામ કરતા પત્રકારોને વધુમાં વધુ રૂ. ૧૫૦૦ અને ઓછામાં ઓછા રૂ. ૭૫ ત્યારે મળતા, એટલે અંગ્રેજી અખબારમાં કામ કરતા

૬ બીજી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૯), પૃ. ૧૨

પત્રકારો ગૂજરાતી પત્રોની કચેરીમાં પરસેવો પાડનારા કરતાં વધુમાં વધુ ચારગણું અને ઓછામાં ઓછો એવડો પગાર મેળવતા[૭]. એક દશકા પર એ સ્થિતિ હતી અને આજેય લગભગ એ જ તફાવત છે. એ સંજોગોમાં પત્રોના જુદા જુદા વિભાગ માટે તે તે બાબતના અભ્યાસીઓને રોકવામાં આવે એ સ્થિતિ, એકાદ બે આગેવાન અખબારને બાદ કરતાં, નજીકના ભવિષ્યમાં જોવા મળે એમ જણાતું નથી.

ગૂજરાતના પત્રકારો અને પત્રોની આ સ્થિતિ હોવા છતાં ગૂજરાતી અખબારો પ્રગતિ કરતાં જણાય છે. થોડાં વર્ષ પૂર્વે એ પત્રો સમાચાર માટે મુંબાઈનાં વર્તમાનપત્રો પર મુખ્યત્વે કરીને આધાર રાખતાં હતાં. આજે સૂરત જેવા શહેરનાં દૈનિકો પણ રોયટર અને એસોસીએટેડ પ્રેસ સર્વિસ ધરાવે છે, તેમની કચેરીમાં 'ટેલી પ્રિન્ટર' યંત્રો મૂકાયાં છે. પરિણામે મુંબાઈનાં આગેવાન અખબારો સાથે સમાચાર આપવાની ઝડપમાં તેઓ સફળ હરિફાઈ કરી રહ્યાં છે અને થોડા સમયમાં મુંબાઈના ગૂજરાતી દૈનિકોને ગૂજરાતનું બજાર પોતા માટે મોટે ભાગે બંધ થએલું જણાશે. આ પ્રગતિ માટે દેશમાંનાં રાજકીય આંદોલનો તથા કેટલેક અંશે ગત યુદ્ધ જવાબદાર છે.

થોડાં વર્ષો પૂર્વે ગૂજરાત પાસે સારા ખબરપત્રીઓ નહોતા અને આજેય જોઈએ એટલા પ્રમાણમાં નથી. ખુરસી ટેબલે બેસીને કામ કરનારા પત્રકારો જડી શકે છે પરંતુ બહાર ફરીને, રખડી રઝળીને ત્વરાએ સારા સમાચાર મેળવી લાવનારા આપણે ત્યાં હજી બહુ ઓછા છે. આવા ખબરપત્રીઓમાં ખંત અને ઉત્સાહ સાથે સાહસ કરવાની પણ આવશ્યકતા રહે છે. તેમનામાં વાતચીત કરવાની અને વાતે વાતે માહિતી મેળવી લેવાની કલા જોઇએ. એમ કરી જાણનારા પોતાના પત્રને સારી સેવા અર્પી શકે છે. પશ્ચિમના ખબરપત્રીઓ યુદ્ધ પ્રસંગે સંગ્રામનાં જુદાં જુદાં સ્થળેથી જાનને જોખમે સમાચાર મેળવે છે.

---

૭ ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન–તેરમું અધિવેશન–અહેવાલ અને નિબંધ સંગ્રહ (૧૯૪૧), પૃ. ૨૯૨

આપણે ત્યાં હાલહાલમાં એ દિશામાં સુધારો થયો છે, પરંતુ તે સંતોષજનક નથી. પ્રજાના માનનીય રાજદ્વારી આગેવાનોનાં વ્યાખ્યાન સારી રીતે ઉતારી લેવાની કલા સિવાય એ દિશામાં આપણે ઝાઝી પ્રગતિ સાધી નથી. અને એ સ્થિતિ માટેનું મુખ્ય કારણ છે–આપણા ખબરપત્રીઓની અભ્યાસની ઊણપ. જે પ્રશ્નનો અભ્યાસ કર્યો ન હોય, જેની આંટીઘૂંટીની ખબર ન હોય એવી બાબત પર જ્યારે એ કલમ ચલાવે ત્યારે વિષયને બરાબર ન્યાય ન આપી શકવા ઉપરાંત ગોટાળો પણ થાય છે. આમ અભ્યાસને અભાવે આપણે ત્યાં મુલાકાત લેવાની કલા પણ ખીલતી નથી.

વિલાયતનાં આગેવાન અખબારો ખબરપત્રીઓના કામની વહેંચણી બહુ કાળજી રાખીને કરે છે. તેઓ જે વિષયના અભ્યાસી હોય તે જ બાબતના અહેવાલ મેળવવાનું કામ તેમને સોંપાય છે. દાખલા તરીકે લંડનના 'ટાઇમ્સ' પત્ર માટે અદાલતના અહેવાલો મેળવતા રિપોર્ટરો બૅરિસ્ટરો જ હોય.[8]

ગૂજરાતી રિપોર્ટિંગ ખામીભરેલું હોવાનું એક ખાસ કારણ શીઘ્રલિપિનો અભાવ છે. એવી લિપિને કારણે અંગ્રેજીમાં શબ્દશ: અહેવાલ ઉતારી શકાય છે તેમ ગૂજરાતીમાં કરવું ગમે એવા હોશિયાર ખબરપત્રીને માટે પણ શક્ય નથી. પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદે નિમેલા પત્રકાર મંડળે લઘુ લિપિ તૈયાર કરવાના વિષયમાં રસ દાખવેલો અને તેની સફળ યોજના કરનારને રૂપાનો ચન્દ્રક આપવાનું જાહેર કરેલું. મરાઠીમાં લઘુ લિપિનું પુસ્તક બહાર પાડનાર બેન્દ્રે નામના ગૃહસ્થે ગૂજરાતીનો પણ પ્રયાસ કરેલો પરંતુ તેમની યોજના મંડળને સંતોષકારક નહોતી જણાઈ.[9] એ પછી એ દિશામાં થએલો એક બીજો નોંધપાત્ર પ્રયાસ હરિકૃષ્ણ વ્યાસનો છે. "કુમાર"માં એમની લઘુ લિપિની વિસ્તારથી સમજણ અપાયેલી

8. The Newspaper (1943), P. 17.

૯. બીજી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૯), પૃ. ૪/૫

અને તેના પ્રચાર માટે અમદાવાદમાં વર્ગ પણ શરૂ થએલો. અમદાવાદના વૃત્તવિવેચકો એ લિપિ ઉપયોગમાં લઈ રહ્યા છે પરંતુ અમદાવાદ બહાર તેનો ઝાઝો પ્રચાર થયો નથી અને પરિણામે જાહેર સભાઓમાં જતા ખબરપત્રીઓનું કામ હળવું બન્યું નથી.

જાહેરખબર પત્રકારિત્વનું એક અગત્યનું અંગ બન્યું છે. દરેક દેશમાં વૃત્તપત્રોની પ્રગતિએ એ અંગ પર આધાર રાખ્યો છે. પશ્ચિમના દેશોમાં જાહેરાતની કલાએ ખૂબ વિકાસ કર્યો છે. ઘણા કલાકારો તથા સાહિત્યકારોએ એ વિકાસ માટે ખૂબ પરિશ્રમ લીધો છે. પરિણામે ત્યાંના પત્રોનો ઉઠાવ પણ સરસ બન્યો છે. જાહેરાતમાંથી પ્રજાને સમાચાર મળે અને ફાયદો થાય એવી વીગતો મળી રહે છે. વધારે મહત્ત્વની બાબત એ છે કે કોઈ વસ્તુની જાહેરાતમાં અતિશયોક્તિ જણાય કે પ્રજાને તે સાચી માહિતી આપનારી ન માલમ પડે તો તે સામે અમેરિકામાં "ફેડરલ ટ્રેડ કમિશન" પોકાર કરે છે. દૃષ્ટાંત તરીકે અમેરિકાનાં છાપાંમાં દંતમંજનોની જાહેરાતમાં કોઈ દાંતને ચળકાટવાળા બનાવવાની, કોઈ દાંતમાં રહેલા જીવ-જંતુ મારી નાંખવાની, તો કોઈ દાંતનાં દર્દો જડમૂળથી ઉખેડી નાંખવાની ડંફાસ મારતાં, આ સંસ્થાએ તે સંબંધમાં ઘટતી તપાસ કરીને તે દાવા ખોટા હોવાનું જણાવી ખોટી જાહેરખબર નહિ આપવા વેપારી સંસ્થાઓને સૂચવેલું.

આપણે ત્યાં કમનસીબે આવી સ્થિતિ નથી. સિનેમાની જાહેર-ખબરોને બાદ કરતાં સાધારણ રીતે ગૂજરાતી વૃત્તપત્રોમાં જણાતી મોટી જાહેરખબરો તાકાતની દવાઓ, ગોળીઓ, યાકુતિઓ, જડીબુટ્ટીઓ વગેરેને લગતી હોય છે. એ જાહેરખબરો ઘણી વેળા અશ્લીલ ચિત્રો સાથે છપાય છે અને તેનું લખાણ પણ શિષ્ટ સમાજને શોભાસ્પદ હોતું નથી.

સમાજમાં બદલો અને ઝેર ફેલાવતી આવી જાહેરખબરોને બાદ કરતાં એકંદરે જાહેરાતની કલા આપણે ત્યાં ગયાં થોડા વર્ષ દરમિયાન ઠીક

ખીલી છે. એ વિકાસ માટે સિનેમા ઉદ્યોગની પ્રગતિ કારણભૂત છે. સિનેમાની જાહેરખબરોની કાંઈ નવી જ દુનિયા હોય એમ તેની લખાવટ પરથી જણાય છે. જિતુભાઈ મહેતા, ચતુર્ભુજ દોશી, બકુલેશ વગેરેએ એ દિશામાં સરસ કામ કર્યું છે. મીલોના કાપડની જાહેરખબરો પણ આજે સરસ રીતે રજૂ થાય છે. ગૂજરાતી ચિત્રકલા એ જાહેરખબરોમાં જોવા મળે છે.

પત્રકારિત્વ આજે જગતભરમાં એક મહાન શક્તિ થઈ પડી છે. એ હજારો જીભ વડે બોલે છે, બલકે લાખો કાનોમાં સાદ પાડી શકે છે. એમાં છપાયેલું એક વક્રવાક્ય તેના વિષયની જીંદગીને હેરાનપરેશાન કરી મૂકે છે અને એક શુભ વાક્ય તેના નાયકને પ્રશંસામાં દાટી દઈ શકે છે. પત્રકારિત્વની આ શક્તિનો દુરુપયોગ પણ થયો છે. પ્રસિદ્ધ કરવા જેવી બાબતોને પણ લાંચ લઈને કોઈના અંગત હિત ખાતર દાટી દેવી, લાંચ લઈને પ્રસિદ્ધ ન કરવા જેવી બાબત પ્રસિદ્ધ કરવી, અગર લાંચ લઈને સાચી વાત વક્ર સ્વરૂપે રજૂ કરવી એ બધી કુટેવો ધીમે ધીમે આપણે ત્યાં પણ પ્રકટ થવા માંડી છે. નાણાં માટે ભૂંડું બોલનારાં અને નાણાં મળ્યે ચૂપ થનારાં વૃત્તપત્રો આપણે ત્યાં પણ જોવામાં આવે છે.

ગઈ પચ્ચીસીમાં ઘણાં ગૂજરાતી સાપ્તાહિકો શરૂ થયાં અને બંધ પડ્યાં. એમાંનાં કેટલાંક ખાસ કરીને સિનેમાસૃષ્ટિને સ્પર્શતાં હતાં. હાલમાં સિનેમાક્ષેત્રનો વિકાસ આપણા દેશમાં સારો થયો છે અને ભાવિમાં પણ હજી ઘણો થશે; પરંતુ એ વિકાસ જેટલો બોલપટોની સંખ્યામાં, તેની આવકમાં અને નટનટીઓને મળતા વેતનના આંકડામાં થયો છે તેટલો એને લગતી કલાના વિકાસમાં થયો નથી. એવો વિકાસ સાધવાનું શક્ય બને તેવી દોરવણી આપવાને સિનેમાસૃષ્ટિને સ્પર્શતાં ગૂજરાતી સાપ્તાહિકો પણ નિષ્ફળ નીવડ્યાં છે. એમનું જીવન સિનેમાસંચાલકોની મહેરબાની ઉપર મુખ્યત્વે આધાર રાખતું હોઈ તેમનાં સર્જનોની પ્રશંસા કરવામાં જ અને એ સૃષ્ટિને લગતા સમાચાર આપવામાં જ એની કટારો ભરાય છે. કુતૂહલ સંતોષવા પૂરતું એમાં બીજું થોડું વાચન હોય છે; દા. ત. જાતીય

પ્રશ્નોની ચર્ચા, જ્યોતિષની આગાહી, સટ્ટાના આંકડા, નટીઓની છબીઓ. બોલપટોની શાસ્ત્રીય ધોરણે ચર્ચા કરતી અને અપક્ષપાતપણે સમીક્ષા કરતી નોંધ એમાં ઓછી જોવા મળે. એ ક્ષેત્રનો વિકાસ શી રીતે થાય, પ્રજાને કેવાં બોલપટ લાભકારી, બાળકો માટે અનોખાં બોલપટ હોવાં જોઈએ કે કેમ વગેરે મહત્ત્વના વિષયો એમાં ક્વચિત્ જ આવે છે.

અમેરિકામાં સન ૧૮૮૩માં જોસેફ પુલીટઝરે (Joseph Pullitzar) "વર્લ્ડ" નામનું પત્ર શરૂ કર્યું અને સનસનાટીને તેનું મુખ્ય લક્ષણ બનાવ્યું. સમાજને થતા અન્યાય વગેરેના કુતૂહલપ્રેરક અહેવાલો દ્વારા તેણે મધ્યમ અને નીચલા વર્ગમાં ખૂબ પગપેસારો કર્યો. સમાજના એક ભાગને થતો અન્યાય દૂર કરવાની પુલીટઝરની નેમ સ્તુત્ય હતી અને તે માટે તેણે સનસનાટીને પોતાનું હથિયાર બનાવ્યું. એ શસ્ત્રની સફળતા અને લોકપ્રિયતાથી અંજાઈ ગએલા પુલીટઝર પછીના અમેરિકાના કેટલાક પત્રકારોએ કેવળ કમાણી કે કીર્તિ કાજે તેનો આશરો લીધો. સમાજને ન્યાય આપવાનો મૂળ ઉમદા હેતુ ભુલાઈ ગયો અને કેવળ વાચકોની લાગણી સાથે રમત કરતી, આગેવાન વ્યક્તિઓના ખાનગી જીવનમાં ડોકું ઘુસાડવાની કોશિશ કરતી, નિંદાનાલેશી, કુથલી, ગપાટાસપાટાને ઉત્તેજતી વાનગીઓથી વૃત્તપત્રોની કટારો ભરાવા લાગી અને આમ પીળા પત્રકારિત્વનો પ્રચાર થતો રહ્યો.[૧૦] શિષ્ટ સમાજે અને પત્રોએ એની સામે ચાલુ પ્રહારો કર્યા અને તેને કચડી નાંખવા કોશિશ કરી. એ પછીથી બીજા દેશોમાં પણ એવા પત્રકારિત્વનો પ્રચાર થતો ગયો અને શિષ્ટ સમાજના કચવાટ છતાંય એનો એક વર્ગ બંધાઈ ગયો છે. હિંદને પણ એના છાંટા ઊડ્યા છે. તદ્દન ક્ષુદ્ર, વાચકને ફાયદા વિનાના પણ સમાજમાં સફળતાથી સનસનાટી મચાવે એવા સમાચારને ચોંકાવનારાં શીર્ષક આપવાનું, બે લીટીના સમાચાર માટે તેથી વધારે જગ્યા રોકે એવાં મથાળાં મૂકી મહત્ત્વ વિનાની બાબતને શણગારવાનું, સાચાં–ખોટાં ચર્ચાપત્રો દ્વારા લોકવાણી સંભળાવવાનો ડોળ ઘાલવાનું વગેરે છેલ્લી

૧૦ A History of American Literature, Vol. III (1921), Pages 329 & 331

પચ્ચીસીમાં આવ્યું છે. લાગણીઓ ઉપર વેપાર કરતું, કૃત્રિમ રોમાંચકતાવાળું આ પીળું પત્રકારિત્વ આ જ અરસામાં દેખાવા માંડ્યું છે.

વિલાયતનાં વર્તમાનપત્રોએ ગ્રાહકસંખ્યા વધારવા માટે ઇનામી હરીફાઈ, ભેટ પુસ્તક, વીમાની યોજના વગેરેનો આધાર લીધો હતો. ગ્રાહકોને આવી લાલચ દ્વારા ખેંચવાની નીતિ શિષ્ટ ગણાઈ નથી. હેન્રી વીકહામ સ્ટેડ જેવો સુપ્રસિદ્ધ વૃત્તવિવેચક તેને discreditable means તરીકે ઓળખાવે છે અને આઈવર થોમસ તેને unjournalistic practice કહે છે. આપણે ત્યાં પણ એ નીતિ આવી છે. હરીફાઈ યોજી ઇનામ આપવાની જાહેરાત કરતા પત્રકારો એના બચાવમાં કહે છે કે આવી હરીફાઈથી વાચકના મગજને કસરત મળે છે અને તેમની ફુરસદનો સમય સારી રીતે પસાર થાય છે. આ દલીલમાં તથ્ય નથી અને પત્રકારો કેવળ ગ્રાહકસંખ્યા વધારવાને આવી હરીફાઈ યોજે છે એ છૂપું નથી. પુસ્તકો ભેટ આપવાની પ્રથા પણ ગ્રાહકને અપાતી લાલચ જેવી છે. ઘણાં આગેવાન ગૂજરાતી અખબારોએ એ પ્રથા અપનાવી છે, પરંતુ એટલું સારું છે કે એ પત્રોએ ભેટ-પુસ્તકોની પસંદગી એકંદરે સંભાળથી કરી છે, તેના વાચનથી પ્રજાને સારા સાહિત્ય માટે અભિરુચિ થઈ છે. ઉપરાંત એ પ્રથાને લઈ કેટલાક સમર્થ સાહિત્યકારો પ્રકાશમાં આવ્યા છે. "ગુજરાતી"એ કનૈયાલાલ મુનશીને, "સયાજીવિજયે" રમણલાલ દેસાઈને અને "પ્રજાબંધુ"એ ચૂનીલાલ શાહને એ જ રીતે બહાર આણ્યા છે. "ફૂલછાબે" ઝવેરચંદ મેઘાણીની સમર્થ વાર્તાલેખન શક્તિને બહાર આણી છે.

સ્વ. મહાદેવ દેસાઈએ વૃત્તપત્રો બેધારી તલવાર જેવાં થઈ શકે એમ જણાવતાં કહ્યું હતું :

"વર્તમાનપત્રો એ ધંધો બની શકે છે, કમાવાનું સાધન અને વેપાર થઈ શકે છે, અને થયાં છે એ આપણે જાણીએ છીએ; બીજી તરફથી વર્તમાનપત્રો એ પાણીના નળની જેમ, સુધરાઈ ખાતાંની જેમ, ટપાલખાતાંની જેમ, એક લોકસેવાનું

અમૂલ્ય સાધન થઈ શકે છે. જ્યારે એ કમાવાનું સાધન માત્ર બને છે ત્યારે એ નખોદ વાળે છે, જ્યારે પોતાનો ખર્ચ કાઢતાં કાઢતાં વર્તમાનપત્રકાર વર્તમાનપત્રને સેવાનું સાધન કરી મૂકે છે ત્યારે તે લોકજીવનનું આવશ્યક અંગ બને છે." ૧૧

મહાદેવભાઇના આ શબ્દો સામાન્ય રીતે સાચા છે. આપણે ત્યાં વર્તમાનપત્રો કમાવાનું સાધન બન્યાં છે ખરાં, પણ તેણે પ્રજાનું તેમ કરી નખોદ વાળ્યાના દાખલા ઝાઝા જડી શકે એમ નથી; ઊલટું, તેણે પ્રજાની સેવા કર્યાના દાખલા વધુ મળી શકે છે. દૃષ્ટાંત તરીકે આપણા આજના અગ્રણી અખબાર "જન્મભૂમિ"ની આર્થિક સ્થિતિ સધ્ધર છે, એમાં હિત ધરાવનારાઓને તેમાંથી સારો આર્થિક લાભ જરૂર થતો હશે; પરંતુ એ સ્થિતિ માટે તેણે પ્રજાની કરેલી સેવા જ કારણભૂત છે. તેની સેવાથી રાજી થઈને તેના વાચકો વધ્યા છે અને ગ્રાહકસંખ્યાના વધારા સાથે તેના જાહેરાતદારોની સંખ્યામાં પણ મોટો વધારો થયો છે. "જન્મભૂમિ"નું નામ માત્ર એક દૃષ્ટાંત દાખલ અત્રે ટાંક્યું છે અને એ જ હકીકત બીજાં પત્રોને પણ લાગુ પડે છે. એવાં પત્રો લોકસેવાનાં સાધન બન્યાં છે. ખાંડણીઆમાં માથાં મૂકીને તેના સંચાલકોએ જુદી જુદી દિશામાં પ્રજાની સેવા કરી છે અને એથી રાજી થતી પ્રજા તેને આર્થિક ફાયદો કરી આપે તો તે માટે એ સંચાલકોને દોષ દઈ શકાય નહિ. આર્થિક ફાયદો મેળવતા પત્રકારો સેવાનાં સાધન બન્યાં નથી એમ કહી શકાય નહિ. વિલાયત જેવા દેશમાં પત્રકારો સમાજમાં ભારે મહત્ત્વનું સ્થાન ધરાવવા સાથે જે મોટો નફો કરે છે તેની સરખામણીમાં આપણા સૌથી આબાદ આર્થિક સ્થિતિવાળાં પત્રોની આમદાની તુચ્છ છે. મોટો નફો કરવા માટે વિલાયતમાં ઘણા દાખલામાં વર્તમાનપત્રોએ પોતાની સ્વતંત્રતા કોઈ પક્ષને કે કોઈ મોટી ઉદ્યોગસંસ્થાને વેચી દીધી હોય છે. આ સ્થિતિ અયોગ્ય છે કારણ એને લઈ પ્રજાને માત્ર એક પક્ષની વાતો સાંભળવાની મળે છે અને સામાન્ય

૧૧ વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો, પૃ. ૫/૬

વાચકવર્ગ તો તેથી દોરવાઈ પણ જાય છે. એ સ્થિતિ આપણે ત્યાં હજી આવી નથી અને આપણાં અખબારોએ–શરૂના "ચાબુક" જેવા પત્રને બાદ કરતાં–પોતાની સ્વતંત્રતા કોઈ પક્ષને, શ્રીમંત વર્ગને કે કોઈ સધ્ધર સંસ્થાને વેચી દીધી નથી. તેમણે આંધળી તરફદારી કરી હોય તો માત્ર રાષ્ટ્રીય મહાસભાની. પણ તેમ કરવામાં તેમને સ્વાર્થ ખાસ નહોતો અને સામી બ્રિટિશ સરકારની ખફાનજરનો ભોગ બનવાની ભીતિ તો હરપળે હતી જ. આપણાં પત્રો હિંદી મહાસભાના ગુલામ બની જાય અને હરેક કાર્યમાં તેની આંધળી તરફદારી કરે એ સ્થિતિ ઇષ્ટ નથી, છતાં આર્થિક લાભને ખાતર પોતાની સ્વતંત્રતા ગીરવે મૂકવાનો આક્ષેપ તેમના ઉપર કરી શકાય એમ નથી. લોકસેવાની લગનીથી, કલમ સાથે કામ કરવાની આકાંક્ષાથી ઘણા ગૂજરાતી પત્રકારો ઝાઝા, અને કોઈ દાખલામાં તો કશાય, આર્થિક લાભ વિના વૃત્તવિવેચનના ક્ષેત્રમાં કામ કરી રહ્યા છે. વિલાયતના અને જગતના આગળ વધેલા બીજા સમૃધ્ધ દેશોમાં તવંગર વર્ગે પ્રજાસેવાના વિચારથી કામ કરતાં પત્રોને જે આશરો આપ્યો છે તેવો ચાલુ ટેકો આપણે ત્યાં આપવા જેટલો શ્રીમંત વર્ગ સેવાવૃત્તિવાળો બન્યો નથી. એ સ્થિતિનો વિચાર કરતાં આપણા સંતોષી પત્રકારો માટે, તેમની કેટલીક અપૂર્ણતાઓ જાણવા છતાં, એકંદરે ગર્વ અનુભવવો રહે છે.

## (૪)

ગૂજરાતી પત્રકારિત્વ શરૂ થયાને સવાસો વર્ષ થયાં છે. એ મુદ્દતમાં એણે ત્રણ યુગ અનુભવ્યા છે. એણે સંગીન પ્રગતિ સાધી છે ત્રીજા યુગમાં. બીજા યુગમાં ઇચ્છારામ દેસાઈએ એને વેગ આપ્યો અને ત્રીજા તબક્કામાં ગાંધીજીની અસર હેઠળ એણે સમાજમાં પોતાનું સ્થાન મેળવી લેવા ઉપરાંત પ્રગતિની દિશામાં ત્વરિત પગલાં ભર્યાં. છેલ્લી પચ્ચીસીમાં વૃત્તપત્રોમાં અતિચિત્રો અને ઉપહાસચિત્રો આવ્યાં છે, સમાચારચિત્રો (Newspictures) આવ્યાં છે, વિશિષ્ટ અંગોની કટારો (Features) આવી છે. એ અરસામાં જ દેશપરદેશની સમાચારસંસ્થાઓ સાથે ગૂજરાતી વૃત્તવિવેચને સંબંધ બાંધ્યો

છે અને રાજકીય દૃષ્ટિએ હિંદનાં અગત્યનાં શહેરોમાં પોતાના પ્રતિનિધિઓ રાખવા ઉપરાંત "જન્મભૂમિ" જેવાં સાહસિક પત્રોએ દેશપરદેશમાં પણ પોતાના ખાસ પ્રતિનિધિ નીમ્યા છે. "કૈસરે હિંદ" વિલાયતમાં મળેલી ગોળમેજી પરિષદમાં પોતાનો ખાસ હિંદી પ્રતિનિધિ મોકલ્યો હતો. આ સમય દરમિયાન જ સમાચાર વેચાતા લેવાની અને પોતાની કચેરી સાથે સીધો સંબંધ ન ધરાવતા પણ બહાર રહીને તેને સહાય આપતા લેખકો, ચિત્રકારો, વગેરેને દામ આપવાની પ્રથા તેણે સ્વીકારી છે. ઉપરાંત, ઉઠાવની દૃષ્ટિએ, પત્રના સમગ્ર સંયોજનની દૃષ્ટિએ સમાચારોની રજૂઆત અને અગ્રલેખોની લખાવટ વધારે સુધરી છે.

છેલ્લી પચ્ચીસીમાં ગૂજરાતી પત્રકારિત્વે તેનાં અલ્પ સાધનો વડે, પશ્ચિમનાં પત્રો જેવો વિશાળ ફેલાવો ન ધરાવવા છતાં, કોઇ પ્રાણવાન પત્રકાર મંડળ જેવી સદ્ધર સંસ્થાની દોરવણીની ગેરહાજરીમાંય, સરકારી બંધનોના બોજ હેઠળ દબાઈને પણ જે પ્રગતિ સાધી છે તે ઉત્સાહજનક ને ગૌરવપ્રેરક છે. જ્ઞાન અને વિદ્યાના પ્રચાર અને હુન્નરઉદ્યોગના વિકાસ સાથે, અને રાજકીય સ્વતંત્રતાની હવા લેતાં, તે વધારે વિકાસ સાધશે એ નિઃસંશય છે.

# પરિશિષ્ટ (૧)

ટૂંક સમય જીવીને યા ખાસ નોંધપાત્ર નહિ એવું જીવન જીવીને આથમી ગએલાં વૃત્તપત્રો જેમને લગતી થોડીઘણી માહિતી પણ જાણવા મળે છે તેમના સંબંધી ૧૬મા પ્રકરણમાં લખ્યું છે. જે પત્રોનાં માત્ર નામ યા તે શરૂ થયાની સાલ જાણવા મળે છે તેને લગતી વીગત અહીં આપી છે. એમ કરતાં સન ૧૯૨૦ (ગાંધીયુગના પ્રારંભ) સુધીની હદ દોરી છે અને તે પછી પ્રસિદ્ધ થએલાં એવાં અખબારો જેની સંખ્યા મોટી છે તેમના સંબંધી અત્રે જણાવ્યું નથી.

| પત્રનું નામ | સ્થળ | સ્થાપનાના વર્ષનો આંકડો | નોંધ |
|---|---|---|---|
| અખબારે કુબીસાં | મુંબાઈ | | |
| અમદાવાદ સમાચાર | અમદાવાદ | ૧૮૬૦ | |
| અખબારે ઈસ્લામ | | | |
| આર્યપ્રકાશ | આણંદ | ૧૯૦૪ | |
| અંકુશ | સુરત | ૧૯૦૮ | |
| ઈન્ડીઅન લોયલીસ્ટ | વઢવાણ | ૧૯૧૫ | |
| ઈન્સાફ | મુંબાઈ | ૧૯૨૦ | |
| કરાંચી સમાચાર | કરાંચી | | |

| પત્રનું નામ | સ્થળ | સ્થાપનાના વર્ષનો અડસટ્ટો | નોંધ |
|---|---|---|---|
| કચ્છ વર્તમાન | | | |
| કાઠિયાવાડ હિમાયતી | અમદાવાદ | | |
| કાઠિયાવાડ સમાચાર | અમદાવાદ | | |
| ખબરદર્પણ | અમદાવાદ | | |
| ખરશેદે જરઅફશાર | મુંબાઈ | | |
| ખેડા નીતિપ્રકાશ | ખેડા | ૧૮૫૭ | |
| ખોજાદોસ્ત | મુંબાઈ | ૧૮૫૨ | |
| ગુજરાત ગેઝેટ | અમદાવાદ | ૧૮૮૬ | |
| ગુજરાત વર્તમાન | અમદાવાદ | | |
| ગુજરાત સમાચાર | વડોદરા | | |
| ગુલજારે હકીમી | બરહાનપુર | ૧૯૦૯ | |
| ચંદ્રોદય | અમદાવાદ | | |
| ચંડિકા | સૂરત | ૧૯૦૬ | |
| જગતવર્ણન | મુંબાઈ | ૧૮૫૬ | |
| જગન્મિત્ર | મુંબાઈ | | આ નામનું માસિક પણ હતું |
| જન્મભૂમિ | નડિયાદ | ૧૯૨૦ | |
| જૈન | ભાવનગર | ૧૯૦૨ | |
| જૈનપ્રકાશ | મુંબાઈ | ૧૯૧૩ | |

| પત્રનું નામ | સ્થળ | સ્થાપનાના વર્ષનો અડસટ્ટો | નોંધ |
|---|---|---|---|
| દેશભક્ત | વડોદરા | | |
| દેશોદય | સૂરત | ૧૯૧૯ | |
| દીનબંધુ | | | ૧૮૯૧–૯૨ના સરકારી અહેવાલ મુજબ એની ત્યારે ૧૫૫૦ નકલ નીકળતી હતી. |
| નવયુગ | સૂરત | | |
| ન્યાયદર્શક | | | |
| નૌકા | કોચીન | | |
| પ્રજાઅભિલાષ | અમદાવાદ | ૧૮૬૩ | |
| પ્રજામત | અમદાવાદ | | |
| પ્રતિનિધિ | અમદાવાદ | | |
| પોલિટિકલ ભોમિયો | અમદાવાદ | | |
| પારસી ટીકાકાર | | | ૧૮૯૧–૯૨ના સરકારી અહેવાલ મુજબ એની ત્યારે ૨,૪૦૦ નકલ નીકળતી હતી. |
| બામદાદ | | | |
| ભારત | મુંબાઈ | | |

| પત્રનું નામ | સ્થળ | સ્થાપનાના વર્ષનો અડસટ્ટો | નોંધ |
|---|---|---|---|
| મલબાર સમાચાર | કોચીન | | |
| મુંબઇ ગુજરાતી | મુંબાઈ | ૧૯૧૩ | |
| મુંબઈ સવદાગર | મુંબાઈ | ૧૮૬૦ | |
| રાજનગર પત્રિકા | અમદાવાદ | ૧૮૯૯ | |
| રાજસ્થાન | | | |
| રાજસ્થાનમિત્ર | મોડાસા | | |
| રાજ્યભક્ત | મુંબાઈ | | |
| રાજપત્રિકા | અમદાવાદ | | |
| લોહાણા હિતેચ્છુ | રાજકોટ | ૧૯૧૫ | |
| લોહાણામિત્ર | વડોદરા | | |
| વલસાડપત્રિકા | વલસાડ | | |
| વર્તમાનપત્ર | રાજકોટ યા જૂનાગઢ | ૧૮૬૪ | |
| વ્યાપારપત્ર | મુંબાઈ | ૧૮૪૬ | |
| વિદ્યોદય | જૂનાગઢ | | |
| વીરશાસન | અમદાવાદ | | |
| સ્વદેશ હિતેચ્છુ | | | |
| સ્વરાજ્ય | અમદાવાદ | | |
| સ્વદેશવત્સલ | અમદાવાદ | ૧૮૭૫ | ૧૮૭૫માં જ બંધ થયું. |

| પત્રનું નામ | સ્થળ | સ્થાપનાના વર્ષનો અડસટ્ટો | નોંધ |
|---|---|---|---|
| સુરત સોદાગર | સૂરત | ૧૮૬૨ | |
| સુરત અખબાર | સૂરત | | ૧૯૨૦માં બંધ થયું. |
| સુરત વર્તમાન દર્પણ | સૂરત | ૧૮૬૪ | |
| સૂર્યપ્રકાશ | સૂરત | | |
| સૌરાષ્ટ્રદર્પણ | જૂનાગઢ | | |
| સૌરાષ્ટ્રમિત્ર | રાણપુર | | |
| સુધારક | | | ૧૮૯૧–૯૨ના સરકારી અહેવાલ મુજબ એની ત્યારે ૩,૦૦૦ નકલ નીકળતી હતી. |
| શક્તિ | સૂરત | ૧૯૦૪ | |
| શંખનાદ | સૂરત | | |
| હિંદુસ્તાન | અમદાવાદ | | પાછળથી મુંબાઈ જઈ બંધ પડ્યું. |
| જ્ઞાનોત્તેજક | | | |
| જ્ઞાનસુધા | અમદાવાદ | ૧૮૮૬ | પ્રારંભે સામાહિક, પછી પખવાડિક ને તે પછી માસિક. |

# પરિશિષ્ટ (૨)

સરકાર તરફથી પ્રાંતીય અહેવાલ દર સાલ પ્રગટ થાય છે તેમાં પ્રાંતને લગતી વિવિધ ક્ષેત્રની માહિતી અપાય છે. આવા સરકારી અહેવાલમાં અખબારોને લગતી માહિતી પણ કેટલીક મુદ્દત સુધી અપાયેલી છે. ૧૮૭૧–૧૮૭૨ના અહેવાલથી પત્રોને લગતી વીગત મુંબાઈ પ્રાંતના અહેવાલમાં અપાવા માંડેલી. કેટલાંક વર્ષો સુધી ઠીકઠીક પ્રમાણમાં એવી માહિતી અપાયા પછી તે ઓછી થતી ગઈ. ૧૯૨૧–૧૯૨૨ના વર્ષથી માત્ર છાપાની સંખ્યા જણાવવામાં આવી; અને ૧૯૩૩–૧૯૩૪ પછીનાં અહેવાલોમાં તેટલી વીગત પણ અપાતી બંધ થઈ ગઈ.

આવા સરકારી અહેવાલ (Reports on the Administration of the Bombay Presidency)માં પત્રકારિત્વને લગતી અપાયેલી બાબતોમાંથી ગૂજરાતી વૃત્તવિવેચનને સ્પર્શતી માહિતી તારવીને નીચે આપી છે. છાપાની નીતિ સંબંધી એમાં જે જણાવાયું છે, તેમાં મુંબાઈ ઈલાકાનાં જુદી જુદી ભાષાનાં પત્રો ભેગાં ગૂજરાતી પત્રોનો સમાવેશ થાય છે છતાં તે કેવળ ગૂજરાતી પત્રો માટે જ નથી.

ગૂજરાતી ઉપરાંત બીજી ભાષાનાં મુંબાઈ ઈલાકાનાં અખબારોને લગતી કેટલીક માહિતી પણ એમાં જણાશે. સાચી વસ્તુસ્થિતિ સમજવામાં તેમ જ પ્રાંતનાં બીજાં પત્રોની સરખામણીમાં ગૂજરાતી પત્રોનું સ્થાન શું હતું તે જાણવામાં એ હકીકત ઉપયોગી થઈ પડે એમ હોવાથી બહુ ટૂંકમાં આપી છે. અલબત્ત, આ બધીય માહિતી–ટીકા સરકારદૃષ્ટિએ અપાયેલી છે.

## ૧૮૭૧–૧૮૭૨ (પૃ. ૪૪૮/૪૪૯)

ગૂજરાતી પત્રોની સંખ્યા ૨૬ની હતી. એમાં ૪ દૈનિક હતાં. મુંબાઈમાંથી ૧૩, અમદાવાદમાંથી ૪, સૂરત અને ખેડા દરેકમાંથી ૨ અને ભરૂચ, કપડવંજ, મહુધા, કરાંચી અને રાજકોટ એ દરેકમાંથી એકેક ગૂજરાતી પત્ર નીકળતાં. બે પત્રો અંગ્રેજી વિભાગ સહિત હતાં.

દેશી છાપાં એકંદરે સરકારને વફાદાર હતાં. સરકારના કોઈક અમલદારો કે અમુક સરકારી પગલાં પરત્વે હુમલા કરવા છતાં એ બ્રિટિશ રાજ્યઅમલના ફાયદા સમજતાં અને સ્વીકારતાં.

## ૧૮૭૨–૧૮૭૩ (પૃ. ૫૬૧)

ગૂજરાતી પત્રોની સંખ્યા ૨૩ની હતી, જેમાંના બેમાં ગૂજરાતી ભેગા અંગ્રેજી વિભાગ પણ આવતો. મુંબાઈમાંથી ૧૧, અમદાવાદમાંથી ૪, સૂરત અને ખેડા દરેકમાંથી ૨ અને કરાંચી, રાજકોટ, ભરૂચ અને મહુધા એ દરેકમાંથી એકેક પત્ર નીકળતું.

## ૧૮૭૩–૧૮૭૪ (પૃ. ૫૬૩/૫૬૪)

૨૧ ગૂજરાતી પત્રો નીકળતાં હતાં, જેમાંના ૩માં અંગ્રેજી વિભાગ પણ રહેતો. મુંબાઈમાંથી ૩ દૈનિક બહાર પડતાં અને એક પખવાડિક ચીનમાં વસતા હિંદીઓ માટે પ્રગટ થતું. કુલ્લે મુંબાઈમાંથી ૯ ગૂજરાતી પત્રો બહાર પડતાં અને બીજાં ૯ અમદાવાદ, સૂરત અને ખેડા મળી પ્રગટ થતાં. કરાંચી, ભરૂચ અને રાજકોટ એ દરેકમાંથી એકેક પત્ર નીકળતું.

સાલ દરમિયાન પેસ્તનજી દીનશાહની તપાસ ને બચાવ, દુખ્માનો (Towers of Silence) મુકદ્દમો, મુસ્લિમ હુલ્લડો અને મહુવા મહાજન મુકદ્દમામાં ગૂજરાતી અખબારોએ ઉત્સાહ દાખવ્યો હતો.

## ૧૮૭૪–૧૮૭૫ (પૃ. ૨૮૯)

ગયા વર્ષના ૫૧ પરથી વધીને દેશી અખબારનો આંક ૫૫ પર

આવ્યો હતો જેમાંના ૩૦ મરાઠીમાં, ૨૪ ગૂજરાતીમાં અને ૧ હિંદુસ્તાનીમાં બહાર પડતાં. એ ૫૫માંના ૩૫ છપાતાં અને ૨૩ લીથો પર તૈયાર થતાં. મરાઠી છાપાંમાંના ૧૧માં અને ગૂજરાતીના ૩માં અંગ્રેજી વિભાગ પણ આવતો. મુંબાઈમાં એક ગૂજરાતી પખવાડિક, ચીનમાં વેપાર કરનારા પારસીઓ અને ત્યાં વસતા હિંદીવાનો માટે, બહાર પડતું અને ચીન મેલ મારફતે રવાના થતું.

૨૪ ગુજરાતી પત્રોમાંના ૧૧ મુંબાઈમાંથી, સૂરત, અમદાવાદ અને ખેડા (નડિયાદ સહિત) દરેકમાંથી ૩ અને ભરૂચ, મહુધા, રાજકોટ અને કરાંચી એ દરેકમાંથી એકેક પત્ર બહાર પડતું.

## ૧૮૭૫–૧૮૭૬ (પૃ. ૩૧૫/૩૧૭)

ગૂજરાતી પત્રોની સંખ્યા ૨૬ની હતી અને એમાંના ૩માં અંગ્રેજી વિભાગ પણ આવતો હતો. મુંબાઈમાંથી ૩ દૈનિકો પ્રગટ થતાં. ૨૬ પત્રોમાંનાં ૧૨ મુંબાઈમાંથી, ૪ અમદાવાદમાંથી, ૩ સૂરતમાંથી અને ૨ ખેડામાંથી, તથા ભરૂચ, નડિઆદ, મહુધા, રાજકોટ અને કરાંચી એ દરેકમાંથી એક પત્ર પ્રગટ થતું.

આ વર્ષમાં કુલ્લે ૬૧ દેશી ભાષાનાં પત્રો પ્રગટ થતાં હતાં, જેમાંનાં ૩૪ મરાઠીમાં, ૧ હિંદુસ્તાનીમાં અને ૨૬ ગૂજરાતીમાં બહાર પડતાં હતાં. એ ૬૧માંના ૩૭ છપાતાં અને ૨૪ લીથોગ્રાફ પર તૈયાર થતાં.

ઈલાકાનાં દેશી અખબારો સંબંધી સામાન્યપણે આ અહેવાલમાં જણાવાયું છે કે સામાજિક અને ધાર્મિક બાબતો તથા સ્થાનિક ફરીઆદોને, અખબારોમાં સ્થાન અપાયું હતું. સાબરમતીમાં આવેલી રેલ, દક્ષિણનાં હુલ્લડો અને લવાદઅદાલતો (Arbitration Courts)ની સ્થાપનાને સારું મહત્ત્વ મળ્યું હતું. કચ્છના રાવના અવસાન પરત્વે ખેદ દર્શાવવામાં આવ્યો હતો અને ડૉ. વિલસનના સ્વર્ગવાસથી સંશોધનને ગએલ ખોટ માટે ઘણાં દેશી પત્રોએ લાગણીભર્યો ઉલ્લેખ કર્યો હતો. હંમેશ જેમ, દેશી રાજ્યોની ચર્ચા કરતાં વડોદરાને મહત્ત્વ અપાયું હતું. પ્રિન્સ ઓફ વેઈલ્સની

પધરામણી અને મુસાફરીના રસિક અહેવાલ આવ્યા હતા. સૉલ્ટ ઍક્ટ, ટૉલ્સ (Toll's) ઍક્ટ, ધ બૉમ્બે રેવેન્યુ જ્યુરિસડિક્શન ઍક્ટ, ન્યુ ટેરિફ ઍક્ટને સામાન્યપણે વખોડવામાં આવ્યા હતા અને ફૅક્ટરી ઍક્ટ સામે વિરોધ પોકારવામાં આવ્યો હતો. રૉયલ ટાઇટલ્સ બિલ પર પુષ્કળ ચર્ચા કરવામાં આવી હતી અને દેશીઓને રાજકારોબારને લગતા વિશાળ હક્કો આપવા સામાન્યપણે હિમાયત કરવામાં આવી હતી. હિંદ અંગે ઇંગ્લંડમાં ચાલતી પ્રવૃત્તિમાં પણ રસ લેવાયો હતો. સેક્રેટરી ઑફ સ્ટેટ અને ઇન્ડિયન એક્ઝિક્યૂટિવના અધિકારો વિસ્તૃત કરવા સામે, અખબારી સ્વાતંત્ર્ય પર પડનારી તરાપ સામે અને કાપડ ઉપરની આયાત-જકાત દૂર કરાવવાના મૅન્ચેસ્ટર તરફના પ્રયત્નો સામે પોકાર કરવામાં આવ્યો હતો.

## ૧૮૭૬–૧૮૭૭ (પૃ. ૪૦૭)

૨૩ ગૂજરાતી પત્રો બહાર પડતાં તેમાંનાં ૩માં અંગ્રેજી લેખો પણ આવતા. ૩ દૈનિક અને ૨૦ સાપ્તાહિક સ્વરૂપે પ્રગટ થતાં. ૧૦ મુંબાઈમાંથી, ૩ સૂરતમાંથી, ૫ અમદાવાદમાંથી, ૨ ખેડામાંથી અને ભરૂચ, રાજકોટ, કરાંચી, નડિયાદ અને મહુધા એ દરેકમાંથી એકેક પત્ર નીકળતું.

દેશી અખબારોમાં મુંબાઈથી પ્રગટ થતું એક નાનું પખવાડિક નકલ દીઠ માત્ર એક પાઈ યાને વાર્ષિક બે આનાના લવાજમે મળતું. અલીબાગથી બહાર પડતા એક બીજા પત્રનું લવાજમ વાર્ષિક નવ આના હતું અને બીજાં બાર અખબારનાં લવાજમ વાર્ષિક રૂપિયા બેથી વધુ નહોતાં.

## ૧૮૭૭–૧૮૭૮ (પૃ. ૪૨૫)

૨૪ ગૂજરાતીમાંનાં ૨માં અંગ્રેજી વિભાગ આવતો. ૩ દૈનિક સ્વરૂપે નીકળતાં. ૧૧ મુંબાઈમાંથી, ૫ સૂરતમાંથી, ૩ અમદાવાદમાંથી અને ભરૂચ તથા ખેડા દરેકમાંથી ૨ પત્ર પ્રગટ થતાં હતાં.

## ૧૮૭૮–૧૮૭૯ (પૃ. ૪૦૭/૪૦૮)

૨૪ ગૂજરાતી વૃત્તપત્રો નીકળતાં હતાં તે ઉપરાંત બીજાં ૨માં

અંગ્રેજી વિભાગ આવતો. ૩ દૈનિક હતાં અને ૧ પત્ર અઠવાડિયામાં ત્રણ વખત બહાર પડતું. સૌથી વધુ પ્રત (૧૬૯૦) એક પારસી વ્યાપારી અખબારની નીકળતી હતી.

મુંબાઈમાંથી બહાર પડતાં દેશી પત્રોની સંખ્યા ૨૨ની હતી, જેમાં ૧૫ ગૂજરાતી હતાં. દેશી છાપાના એક ભાગની વલણ સરકાર પરત્વે વફાદારીની હતી જ્યારે બીજા ભાગની બિનવફાદારીભરી નહિ, તો પણ સામાન્યપણે અસંતોષીપણાની હતી.

**૧૮૭૯–૧૮૮૦** **(પૃ. ૪૦૪/૪૦૬)**

૩૧ સંપૂર્ણપણે ગૂજરાતી અને ૩ ગૂજરાતી ભેગા અંગ્રેજી વિભાગ ધરાવતાં પત્રો નીકળતાં હતાં. એમાંનાં ૧૮ મુંબાઈમાં, ૭ સૂરતમાં, ૪ અમદાવાદમાં, ૩ ભરૂચમાં અને ૨ ખેડામાંથી બહાર પડતાં હતાં.

દેશી છાપાંની નીતિ એકંદરે બિનવફાદાર ગણાય એવી નહોતી. અલબત્ત, એ ખામી શોધનારી (Faultfinding) હતી. દેશી છાપાની મુખ્ય ઊણપ તંત્રીએ વિચાર માગી લે એવી સૂચના કરવાની છે. સરકારના લગભગ દરેક કૃત્યનો એ જોશભેર વિરોધ કરે છે પરંતુ તેને સ્થાને કંઈ સંગીન વિચારણીય વસ્તુનું સૂચન કરી શકતો નથી. તેના કહેવામાં ખૂબ અસ્પષ્ટતા અને અનિશ્ચિતતા રહેતી. આમ હોવાથી જાહેર તંત્રના સંચાલનમાં એનું કશું જ વજન નથી. સ્થાનિક ગેરવહીવટને પ્રકાશમાં આણવામાં તે કેટલીક વેળા ઉપયોગી થઇ પડે છે એ ખરું.

**૧૮૮૦–૧૮૮૧** **(પૃ. ૪૪૧/૪૯૩)**

૧૮૮૦ની આખરે ૪ અંગ્રેજી વિભાગ સાથનાં અને ૨૭ સંપૂર્ણ ગૂજરાતી (જેમાં સામયિકોનો સમાવેશ થઈ જાય છે) પત્રો પ્રગટ થતાં. એમાંનાં ૩ દૈનિક હતાં, ૧ અઠવાડિયામાં ત્રણ વેળા બહાર પડતું હતું અને બાકીનાં સાપ્તાહિક હતાં. (ગૂજરાતી સામયિકો માસિક હતાં). એમાંનાં ૧૮ મુંબઈમાંથી, ૫ સૂરતમાંથી અને અમદાવાદ ને ખેડા દરેકમાંથી ૩ તથા ભરૂચમાંથી ૨ બહાર પડતાં હતાં.

દેશી છાપાં એકંદરે સરકારી નીતિથી વિરુદ્ધ વચનો લખતાં અને "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ" કાઢી નાખવાને આગ્રહ કરતાં. દેશી અખબારના ઉદાર (liberal) કહેવાતા વિચારોની પરીક્ષા કરવાની તક ઉત્તર વિભાગના કેળવણી ખાતાના વડાના ફરમાન પરત્વે તેણે દાખવેલી વલણ પરથી મળી હતી. શાળાઓમાં અંત્યજ (Outcastes) કોમનાં બાળકોને દાખલ કરવાના એ ફરમાનનો જોરશોરથી વિરોધ કરવામાં આવ્યો હતો.

## ૧૮૮૧–૧૮૮૨ (પૃ. ૨૯૧/૨૩)

૧૮૮૧ની આખરે ૩૮ ગૂજરાતી અખબારો બહાર પડતાં હતાં, જેમાં અંગ્રેજી વિભાગ સાથનાં પત્રોનો સમાવેશ થઈ જાય છે. એમાંનાં ૩૫ છપાતાં અને ૩ લીથો પર તૈયાર થતાં; ૩ દૈનિક સ્વરૂપે નીકળતાં, ૧ અઠવાડિયામાં ત્રણ વખત બહાર પડતું અને બાકીનાં સાપ્તાહિક હતાં. એ ૩૮માંથી બરોબર અર્ધાંનું સંચાલન પારસીઓ હસ્તક, ૧૮નું હિંદુઓ અને ૧નું મુસ્લિમ હસ્તક હતું.

"પારસી પંચ" (સચિત્ર) અને "દાતરડું" હળવી વાનગી પીરસતાં ગૂજરાતીમાં પ્રગટ થતાં પત્રો હતાં. "દાતરડું"માં પારસી જીવન સંબંધી સરસ અને કટાક્ષ-યુક્ત લેખો આવતા. "હિંદુ પંચ" ઉઘાડી રીતે હાસ્ય-રસિક છાપું હતું અને તે કેટલાકને ગ્રામ્ય લાગતું.

## ૧૮૮૨–૧૮૮૩ (પૃ. ૨૭૫)

ગૂજરાતી અખબારોમાં "મુંબઈ સમાચાર", "જામે જમશેદ" "ગુજરાતમિત્ર" અને "રાસ્ત ગોફ્તાર" મહત્ત્વનાં સ્થાન ધરાવતાં.

એ વર્ષ દરમિયાન દેશી વૃત્તપત્રોએ "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ" નીકળી જવા માટે ભારે ખુશાલી પ્રદર્શિત કરી, આર્મ્સ ઍક્ટ (Arms Act) પણ કાઢી નાખવા યા હળવો બનાવવા આગ્રહ કર્યો હતો. ફૉરેસ્ટ ઍક્ટની કડક કલમોને તેણે વખોડી કાઢી એ ધારો પણ દૂર કરવાને જણાવ્યું હતું.

**૧૮૮૩–૧૮૮૪** (પૃ. ૨૧૨)

સૌથી સસ્તું દેશી અખબાર "સ્વદેશ હિતેચ્છુ" હતું અને તેની અતિ અલ્પ કિંમતના પ્રમાણમાં તે સારી રીતે ચલાવાતું હતું. ગૂજરાતી ભાષામાં ત્રણ દૈનિકો પ્રગટ થતાં હતાં. "મુંબઈ સમાચાર" દૈનિક ગૂજરાતી અખબારોમાં આગેવાન સ્થાન ધરાવતું, ઉપસ્થિત થતા પ્રશ્નો પર તે સત્વર ધ્યાન આપતું અને તેમ કરતાં સારી હોશિયારી અને ઠરેલપણું દાખવતું. સાપ્તાહિકોમાં "રાસ્ત ગોફ્તાર"નું સ્થાન અગત્યનું હતું. તેના વિચારો ઉદાર હતા અને વેચાણ સારું હતું. ગૂજરાતના આગેવાન અખબાર તરીકેનું સ્થાન "ગુજરાતમિત્રે" જાળવી રાખ્યું હતું. આ પત્ર તથા બીજાં વૃત્તપત્રો જેમાં અંગ્રેજી વિભાગે આવતો તેમાંના અંગ્રેજી લેખો ઘણી ઊતરતી કક્ષાના હતા; પરંતુ ગૂજરાતી વિભાગમાંના લેખો એકંદરે સારા હતા.

**૧૮૮૪–૧૮૮૫** (પૃ. ૨૧૧)

૨૧ ગૂજરાતી પત્રો બહાર પડતાં તેનાં "રાસ્ત ગોફ્તાર"ની ૧,૭૫૦ પ્રત નીકળતી જે સૌથી વધારે હતી.

દેશી અખબારે લોર્ડ રિપનના રાજ્યઅમલને વધાવ્યો અને તેમની નિવૃત્તિ માટે ખેદ દર્શાવ્યો. કેટલીક બાબતો પર દેશી છાપાં ટીકા કરતાં આવ્યાં છે તે બાબતો પર તેણે તેમ કરવું ચાલુ જ રાખ્યું હતું, પણ વર્ષ દરમિયાન દેશી અખબારની નીતિ એકંદરે વફાદારીભરી હતી.

**૧૮૮૫–૧૮૮૬** (પૃ. ૧૮૦)

૨૩ સંપૂર્ણ ગૂજરાતી અને ૫ અંગ્રેજી વિભાગ સાથનાં વૃત્તપત્રો પ્રગટ થતાં હતાં. અંગ્રેજી વિભાગ સાથનાં ૫ પત્રોમાં "ગુજરાતમિત્ર"નો અવાજ આગળ પડતો હતો. ૨૩ ગૂજરાતી અખબારોમાં "મુંબઈ સમાચાર" ને "જામે જમશેદ"નાં સ્થાન મોખરાનાં હતાં અને તેમાંય "મુંબઈ સમાચાર"નું સંચાલન બહુ સારી રીતે થતું હતું.

## ૧૮૮૬-૧૮૮૭ (પૃ. ૨૦૩/૨૦૪)

૩૧ સંપૂર્ણપણે ગૂજરાતી અને ૪ અંગ્રેજી વિભાગવાળાં ગૂજરાતી પત્રો પ્રગટ થતાં હતાં. સૂરતથી બહાર પડતું "ગુજરાતમિત્ર" અંગ્રેજી-ગૂજરાતી પત્રોમાં સૌથી આગળ પડતું હતું. દૈનિકોમાં "મુંબઈ સમાચારે" પોતાનું મોખરાનું સ્થાન જાળવી રાખ્યું હતું અને તેના પછી "જામે જમશેદ"નું સ્થાન આવતું હતું. ગૂજરાતી સાપ્તાહિકોમાં "રાસ્ત ગોફ્તારે" આગેવાન સ્થાન ધરાવી રાખ્યું હતું. ત્રણ રમૂજી પત્રોમાં "પારસી પંચ" (સચિત્ર) સૌથી સારું હતું. "રાસ્ત ગોફ્તાર"ની ૧,૭૮૬, "કયસરે હિન્દ"ની ૧,૬૨૮ અને "ગુજરાતી"ની ૧,૫૩૬ નકલ નીકળતી હતી.

## ૧૮૮૭-૧૮૮૮ (પૃ. ૨૩૫/૨૩૬)

અંગ્રેજી વિભાગ સાથેનાં ૬ ગૂજરાતી પત્રો નીકળતાં હતાં, જેમાંનાં "જ્ઞાનસુધા" અને "ગુજરાત ગેઝેટ" ૧૮૮૬માં અમદાવાદથી નીકળવાં શરૂ થયાં હતાં. "મુંબઈ સમાચાર", "જામે જમશેદ", "રાસ્ત ગોફ્તાર", "કયસરે હિન્દ", "પારસી પંચ" અને એવા ગણતરીના અપવાદ બાદ કરતાં બીજાં પત્રોના સંચાલકો, તેમની કેળવણી અને સમાજમાંનું તેમનું સ્થાન જોતાં, પ્રજાઅવાજ રજૂ કરવાની લાયકાત ધરાવતા નહોતા. ૧૮૮૫, ૧૮૮૬ અને ૧૮૮૭માં શરૂ થએલાં ૬૩ પત્રોમાંનાં ૨૪નું સંચાલન સરકારી નોકરીમાંથી બરતરફ થયેલા યા ચોરી, વિશ્વાસઘાત કે એવા બીજા ગુનામાં સંડોવાયેલા યા શકમંદ ચારિત્ર્ય ધરાવનાર યા સમાજમાં કશું જ સ્થાન ન ધરાવનાર યા કેળવણીની અલ્પ લાયકાત ધરાવનાર યા તો શાળાના વિદ્યાર્થીઓ, યા ધર્મઝનૂનીઓ કે એવા બીજા આસામીઓ તરફથી થઈ રહ્યું હતું. આ પત્રો વિચિત્ર ધખારા, યા બીજા અખબારોમાંથી ઉતારેલી જૂની થઈ ગયેલી બાબતોથી ભરાતાં. તેમનું લવાજમ અલ્પ અને તેમની પ્રતસંખ્યા પણ નામની હતી. કેટલાંક સાપ્તાહિકો એવાંય નીકળતાં, જેમનું વાર્ષિક લવાજમ આના આઠથી રૂપિયા એક સુધીનું હતું અને જેમની ભાગ્યે જ બસો નકલ છપાતી. કેટલાંકની તો સૌથી

નીકળતી. આવાં અખબારો ગમે તેમ કરી થોડી મુદ્દત જીવતાં અને સમાજમાં તેમના નામની અસર કે ત્રાસ રહ્યાં નથી એ સમજાતાં બંધ પડી જતાં.

**૧૮૮૮–૧૮૮૯** (પૃ. ૧૮૮)

"રાસ્ત ગોફ્તાર", "ગુજરાતી", "મુંબઈ સમાચાર", "જામે જમશેદ", "કયસરે હિન્દ" અને એવાં બીજાં થોડાં વૃત્તપત્રો જેમનું વજન પડતું રહ્યું છે, તેમના સંચાલનમાં સારો સુધારો જોવાયો. એમાંનાં ઘણાંક, ખાસ કરીને "ગુજરાતી," સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં સુધારો કરવાની હિમાયત કરતાં હતાં.

**૧૮૮૯–૧૮૯૦** (પૃ. ૧૮૧/૧૮૨)

"યઝદાં પરસ્ત" અને "દાંતરડું" ૧૮૮૯માં બંધ થયાં. દેશી છાપાં એકંદરે સ્વતંત્ર મનોવૃત્તિ દાખવતાં હતાં, અને આગેવાન અખબારોએ અગત્યની બાબતોની ચર્ચા સારી હોશિયારીથી કરી હતી. રાજકીય ક્ષેત્રમાં ઘણાં પત્રોએ ઉદ્દામ (Extreme) વલણ દાખવવી ચાલુ રાખી હતી, પણ તેમના પોકારમાંની કડવાશ ઓછી થઈ હતી.

**૧૮૯૦–૧૮૯૧** (પૃ. ૨૫૦)

મુંબાઈથી બહાર પડતાં દેશી પત્રો સામાન્ય રીતે ભણેલા વર્ગના હાથમાં હતાં. પરંતુ મુંબાઈ બહારનાં દેશી પત્રો માટે એવું કહી શકાય એમ નહોતું. આ પત્રોએ રાજકીય દિશામાં પ્રગતિશીલ વિચારો ધરાવવા ચાલુ રાખ્યા હતા, પરંતુ સામાજિક સુધારા પરત્વે તેમની વલણ વિરોધની હતી.

ગૂજરાતી પત્રોમાં "કયસરે હિન્દ"ની ૨,૫૦૨, "ગુજરાતી"ની ૨,૪૫૦, "મુંબઈ સમાચાર"ની ૧,૮૦૦, "રાસ્ત ગોફ્તાર"ની ૧,૬૮૦ અને "જામે જમશેદ"ની ૧,૬૦૦ નકલ નીકળતી હતી.

**૧૮૯૧–૧૮૯૨** (પૃ. ૨૪૫/૨૪૬)

સન ૧૮૯૧માં બહાર પડતાં દેશી વૃત્તપત્રોની સંખ્યા, આગલાં

વર્ષોની સંખ્યા સાથ સરખામણીમાં લગભગ બેવડી હતી અને પત્રોના ફેલાવામાં પણ સારો સુધારો થયો હતો. વર્તમાનપત્રોએ તેમની રીતિ અનુસાર સરકારી પ્રવૃત્તિઓની ટીકા છૂટથી કરવી ચાલુ રાખી હતી. એકંદરે, દેશી છાપું ઠરેલ (sober) જણાયું હતું.

કેટલાંક પત્રોની પ્રતસંખ્યા આ પ્રમાણે હતી:

| | | | |
|---|---|---|---|
| "પારસી ટીકાકાર" | —૪,૦૦૦ | "સુધારક" | —૩,૦૪૦ |
| "કૈસરે હિન્દ" | —૨,૫૦૨ | "ગુજરાતી" | —૨,૪૫૦ |
| "જામે જમશેદ" | —૨,૦૦૦ | "મુંબઈ સમાચાર" | —૧,૮૦૦ |
| "રાસ્ત ગોફતાર" | —૧,૬૯૭ | "દીનબંધુ" | —૧,૫૫૦ |

## ૧૮૯૨–૧૮૯૩ (પૃ. ૪૧૭)

વર્ષ દરમિયાન દેશી છાપાની નીતિરીતિ ભૂતકાળ જેવી જ જણાઈ હતી. રાજકીય દિશામાં એકદમ આગળ વધેલા વિચારો અને ધાર્મિક અને સામાજિક ક્ષેત્રોમાં તેટલા જ પ્રરક્ષક વિચારોનો પ્રસાર તેણે ચાલુ રાખ્યો હતો.

## ૧૮૯૩–૧૮૯૪ (પૃ. ૨૫૩/૨૫૪)

રાજકીય ક્ષેત્રે ઉદાર વલણ અને સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે સ્થિતિરક્ષક વલણ દાખવવું દેશી છાપાંએ ચાલુ રાખ્યું હતું. વર્ષના આગલા ભાગમાં અખબારોનું સંચાલન સારી રીતે–પ્રજાનો વિકાસ સાધે એ રીતે–થતું જોવાયું હતું. પરંતુ એ પછીથી હિંદુ મુસ્લિમો વચ્ચેનું વાતાવરણ તંગ બનતાં, હિંદુ માલિકીનાં કેટલાંક અખબારોએ તંત્રીવિભાગ ઉપરાંત સમાચારના વિભાગમાં પણ, શિષ્ટ પત્રકારિત્વને ન છાજે એવું, અગાઉ ન જોવામાં આવ્યું હોય એટલી હદે, કોમી માનસ દાખવ્યું હતું; છતાં એ સ્વીકારવું રહ્યું કે એમાં કેટલાક અપવાદ પણ હતા અને વર્ષની આખરે કોમી ઝનૂનનો જુવાળ ઊતરી ગયો હતો.

## ૧૮૯૪–૧૮૯૫ (પૃ. ૨૮૯)

ગૂજરાતી અને અંગ્રેજી–ગૂજરાતી પત્રોમાં સાપ્તાહિક "ગુજરાતી"

સૌથી વધુ વંચાતું હતું. તે પછી "કયસરે હિંદ", "મુંબઈ સમાચાર" અને "જામે જમશેદ" આવતાં હતાં. એ દરેકની બેથી ત્રણ હજાર નકલ નીકળતી હતી. "સમાચાર" અને "જામે" દૈનિક હતાં એ જોતાં તેમનો ફેલાવો સારો કહેવાય અને સાપ્તાહિકોના પ્રમાણમાં તેઓ આગળ વધેલાં ગણાય.

થોડાં જ અખબારો અને તેમાં ય "રાસ્ત ગોફ્તાર" એવો આગ્રહ કરી રહ્યું હતું કે પ્રજાની પ્રગતિ અને ઉન્નતિ માટે પ્રથમ સામાજિક સુધારાની આવશ્યકતા છે. દેશી છાપાનો મોટો ભાગ પોતાનું સઘળું લક્ષ રાજકીય પ્રવૃત્તિ પર કેન્દ્રિત કરતું અને સામાજિક સુધારાની દરખાસ્તોનો પોતાથી બની શકતા જોરશોરથી વિરોધ પોકારતું. દેશી છાપાંના તંત્રીઓની કેળવણી વિચારતાં અને એમાં લખનારા અને એ વાંચનારાનો વિચાર કરતાં એકંદરે એ જે ધોરણ દાખવતાં તે માટે આશ્ચર્ય ઊપજવાનું કારણ નહોતું.

## ૧૮૯૫–૧૮૯૬ (પૃ. ૨૩૩)

પૂરેપૂરાં ગૂજરાતી તથા અંગ્રેજી વિભાગવાળાં ગૂજરાતી વૃત્તપત્રોમાં "કયસરે હિંદ" અને "ગુજરાતી" બંને ૩,૦૦૦ની ગ્રાહકસંખ્યા સાથે મોખરે હતાં. ગણતર દેશી અખબારોનું સંચાલન સારી રીતે થતું હતું. એનો મોટો ભાગ જે રીતે તૈયાર થતો એ પરથી સ્પષ્ટ થતું કે સમાજના સંસ્કારી વર્ગને વૃત્તવિવેચનના વ્યવસાય પરત્વે આકર્ષણ નહોતું.

## ૧૮૯૬–૧૮૯૭ (પૃ. ૨૩૫)

અંગ્રેજી–ગૂજરાતી અને ગૂજરાતી વૃત્તપત્રોમાં, બે સૌથી જૂનાં ગૂજરાતી પત્રો "મુંબઈ સમાચાર" અને "જામે જમશેદ" વધુ લોકપ્રિય હતાં અને તેમના પછી "ગુજરાતી" અને "કયસરે હિંદ" આવતાં હતાં.

## ૧૮૯૭–૧૮૯૮ (પૃ. ૨૫૧/૨૫૨)

પ્લેગના રોગચાળાને કારણે કેટલાંક પત્રોની પ્રતસંખ્યામાં ઘટાડો થયો હતો અને કેટલાંક પત્રોનું પ્રકાશન બંધ થઇ ગયું હતું. ગૂજરાતી

અખબારોમાં સૌથી પુરાણાં પત્રો હોવાની ખ્યાતિ ધરાવતાં "મુંબઈ સમાચાર" અને "જામે જમશેદ" સૌથી વધુ લોકપ્રિય હતાં અને તેમની અનુક્રમે ૩,૨૦૦ અને ૨,૬૦૦ નકલ છપાતી હતી.

દેશી છાપાની નીતિરીતિમાં કશો નોંધપાત્ર ફેરફાર થયો નહોતો. રાજકારણમાં એકદમ ઉદ્દામ અને સામાજિક ક્ષેત્રમાં અતિ પ્રરક્ષક વિચારો જ જોવાતા હતા. થોડાંક સારાં પત્રોનું સંચાલન હોશિયારીથી થતું અને સરકારી પ્રવૃત્તિઓની તેમણે કરેલી ટીકા સંગીન અને નિષ્કપટ હતી; પરંતુ મોટા ભાગનાં પત્રો આંખો મીંચી સરકારનો વિરોધ જ કર્યે જતાં અને એમ કરતાં કેટલાંક તો બિનવફાદારના વર્ગમાં મુકાય એ હદે ગયાં હતાં.

## ૧૮૯૮–૧૮૯૯ (પૃ. ૨૬૬)

મુંબાઈમાંથી બહાર પડતાં પાંચ ગૂજરાતી દૈનિકોની ૯૦૦થી ૩,૨૦૦ નકલો નીકળતી હતી.

## ૧૮૯૯–૧૯૦૦ (પૃ. ૨૩૦)

૧,૦૦૦થી વધુની ગ્રાહકસંખ્યા ધરાવનાર ૩૫ પત્રોમાં ૧ અંગ્રેજી, ૯ ગૂજરાતી, ૧૪ મરાઠી, ૧ હિંદી અને ૧ સિંધી ભાષાનાં હતાં, તથા ૯ પત્રો દેશી ભાષા ઉપરાંત અંગ્રેજી વિભાગ ધરાવનારાં હતાં.

હિંદી રાષ્ટ્રીય મહાસભા –કોંગ્રેસ– પ્રત્યેનો દેશી છાપાનો ઉત્સાહ ઓસરતો જતો હતો.

## ૧૯૦૦–૧૯૦૧ (પૃ. ૯૬)

વર્ષ દરમિયાન દેશી છાપામાં ચર્ચાની મુખ્ય બાબત દુકાળની હતી. પાછલા ભાગમાં દુકાળ રાહત અંગે લેવાયેલાં પગલાં, સરકારી પ્લેગ નીતિમાં થએલ ફેરફાર–જેને લઈ પ્લેગ અટકાવવાની પ્રવૃત્તિમાં વધુ છૂટછાટ મુકાયેલી–એ બધાને સારો આવકાર મળ્યો હતો. વેલ્બી કમિશનની ભલામણ

અનુસાર વિલાયત સરકારે ( Home Government ) હિંદને પાઉન્ડ ૨,૫૭,૦૦૦ની રાહત આપવાને કરેલ ઠરાવથી છાપાંને સારો સંતોષ થયો હતો.

**૧૯૦૧–૧૯૦૨** (પૃ. ૧૭૨)

૧૯૦૧ના વર્ષમાં "રાસ્ત ગોફ્તાર" અને "અખબારે સોદાગરે" પોતાના જયંતી મહોત્સવ ઊજવ્યા હતા. "મુંબઈ સમાચાર" ૪,૦૦૦ની ગ્રાહકસંખ્યાથી ગૂજરાતી અખબારોમાં મોખરે હતું. મરાઠી "કેસરી"ની ૧૩,૦૦૦ નકલ નીકળતી હતી.

**૧૯૦૨–૧૯૦૩** (પૃ. ૭૯)

આગલાં વર્ષો માફક ગૂજરાતી વૃત્તપત્રોમાં "મુંબઈ સમાચાર"નું સ્થાન મોખરાનું હતું. એની હરરોજ ૪,૦૦૦ નકલ ખપતી હતી.

**૧૯૦૩–૧૯૦૪** (પૃ. ૮૫)

આધુનિક પરિસ્થિતિ પરત્વે હંમેશ અસંતોષ દાખવ્યા કરવાની ટેવને કારણે અપક્ષપાત વિવેચન કરવાની લાયકાત ગુમાવી દેનારાં મરાઠી વૃત્તપત્રોને બાજુ મૂકતાં દેશી છાપાએ આગલા વર્ષોના પ્રમાણમાં એકંદરે શાંત વૃત્તિ દાખવી હતી અને દરેક વસ્તુની તેના ગુણદોષ ઉપર તુલના કરવા તરફ વધારે વલણ બતાવી હતી.

પ્લેગ અંગેની સરકારી નીતિ માટેની ટીકા બહુ હળવી બની ગઈ હતી. આ રોગ અટકાવવાની દિશામાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઉદાસીનતા દાખવતી, તે સંબંધી ટીકા કરીને દેશી છાપાંએ સંતોષ માન્યો હતો.

**૧૯૦૪–૧૯૦૫** (પૃ. ૯૦)

ઇલાકામાં બહાર પડતાં છાપાંની સંખ્યામાં ગૂજરાતી પત્રોનું પ્રમાણ ૧૬ ટકા હતું. "હિંદુ પંચ"ની પ્રતસંખ્યા ૯૦૦ પરથી વધીને ૧,૫૦૦ની થઈ હતી.

કેવળ વિરોધ કરવાને ટેવાઈ ગએલાં કેટલાંક મરાઠી પત્રોને બાદ કરતાં દેશી છાપાએ એકંદરે નરમ (Moderate) વલણ દાખવી હતી.

**૧૯૦૫–૧૯૦૬** (પૃ. ૯૬)

આગેવાન છાપાંની વેચાણસંખ્યામાં નોંધપાત્ર ફેરફાર થતો રહ્યો હતો. "ગુજરાતી" અને "જામે જમશેદ"ની વેચાણસંખ્યા સારી રીતે વધી હતી, ત્યારે "કૈસરે હિન્દ"ની ઘટી ગઈ હતી.

સ્વદેશીની હિલચાલને વર્તમાનપત્રોએ એકે અવાજે આવકારી હતી.

**૧૯૦૬–૧૯૦૭** (પૃ. ૯૩)

દક્ષિણનાં પત્રોની દોરવણી હેઠળ ધસડાતાં દેશી અખબારોનો અંગ્રેજી રાજ્ય પરત્વેનો વિરોધ વધ્યો અને તે સાથે "સ્વરાજ" માટેની તેમની જોશીલી છતાં અસ્ફુટ વાતો પણ વધી હતી. એથી ઊલટું "ધ ઈન્ડિયન સ્પેક્ટેટર", "ધ ઇન્ડિયન સોશિયલ રીફોર્મર", "જામે જમશેદ" વગેરે બંધારણપૂર્વકની પ્રગતિ અને પ્રવૃત્તિનાં હિમાયતી હતાં.*

**૧૯૦૮–૧૯૦૯** (પૃ. ૯૫)

ઈલાકામાં પ્રગટ થતાં પત્રોમાં ગૂજરાતી ભાષાનાં પત્રોનું પ્રમાણ સાડા સોળ ટકા હતું.

**૧૯૦૯–૧૯૧૦** (પૃ. ૧૦૧)

પ્રગટ થતાં ૧૫૦ પત્રમાં ૨૭ ગૂજરાતી હતાં. એ વર્ષમાં ૧,૮૦૦ જેટલો સંગીન વધારો "સાંજ વર્તમાને" તેની પ્રતસંખ્યામાં નોંધાવ્યાનું જણાયું. "કૈસરે હિન્દ" અને "ગુજરાતમિત્ર" દરેકે પણ આગલા વર્ષ કરતાં પોતાની ગ્રાહકસંખ્યામાં ૫૦૦નો વધારો બતાવ્યો હતો.

૧૯૦૮ના ધારા અન્વયે આ વર્ષમાં "હિંદુ પંચ" સામે કામ ચાલ્યું હતું. એ પત્રનું 'ડેક્લેરેશન' રદ કરવામાં આવ્યું હતું અને જ્યાં એ છપાતું તે છાપખાનું જપ્ત કરવામાં આવ્યું હતું.

---

*૧૯૦૭–૧૯૦૮ના સરકારી અહેવાલમાં અખબારોને લગતું પાનું ફાટી ગયેલું હતું.

## ૧૯૧૦–૧૯૧૧ (પૃ. ૪૦૮)

ગૂજરાતી વૃત્તપત્રોની સંખ્યા ૧૮ની હતી. "અખબારે સોદાગર" અને "સાંજ વર્તમાન" દરેકે પ્રતસંખ્યામાં એક હજારનો વધારો બતાવ્યો. "ગુજરાતી"ની પ્રતસંખ્યામાં ઘટાડો થયો. "હિંદુ પંચ" બંધ પડ્યું.

## ૧૯૧૧–૧૯૧૨ (પૃ. XXV અને ૧૭)

ગૂજરાતી પત્રોની સંખ્યા ૧૭ની હતી.

છાપાંની પ્રતસંખ્યામાં ઘટાડો થયો હતો. અંગ્રેજી વિભાગ વિનાનાં ગૂજરાતી પત્રો, મરાઠી પત્રોની સરખામણીમાં, ગ્રાહકસંખ્યાની દિશામાં ઘણાં પછાત હતાં. બિનહિંદુ માલિકીનાં ત્રણ પત્રો–"પારસી", "અખબારે સોદાગર" અને "અખબારે ઇસ્લામ"ની પ્રતસંખ્યામાં મુખ્ય ઘટાડો નોંધાયો હતો.

## ૧૯૧૨–૧૯૧૩ (પૃ. ૧૧૭)

બહાર પડતાં ૧૩૮ પત્રોમાં ૧૯ ગૂજરાતી ભાષાનાં હતાં. અંગ્રેજી વિભાગ સાથનાં ગૂજરાતી પત્રોમાં "ગુજરાતી" અને "સાંજ વર્તમાન" ઘણાં લોકપ્રિય હતાં. તેમની ગ્રાહકસંખ્યા અનુક્રમે ૮,૦૦૦ અને ૭,૦૦૦ની હતી. કેવળ ગૂજરાતીમાં છપાતાં પત્રોમાં "મુંબઈ સમાચાર" ૪,૪૦૦ની ગ્રાહકસંખ્યા સાથે મોખરે હતું.

## ૧૯૧૩–૧૯૧૪ (પૃ. ૧૧૫)

ઇલાકામાં પ્રગટ થતાં ૧૨૮ વૃત્તપત્રોમાં ગૂજરાતી ભાષાનાં પત્રોની સંખ્યા ૧૯ની હતી. "ઍંગ્લો વર્નાક્યુલર" અખબારોમાં "ગુજરાતી" અને "સાંજ વર્તમાને" અનુક્રમે ૧૧,૫૦૦ અને ૭,૦૦૦ની પ્રતસંખ્યા બતાવી પોતાની લોકપ્રિયતા જારી રાખી હતી. "મુંબઈ સમાચાર"ની ગ્રાહકસંખ્યા આગલા વર્ષ જેમ ૪,૪૦૦ની હતી. "ગુજરાતી"એ ગ્રાહકસંખ્યામાં ૮,૦૦૦પરથી ૧૧,૫૦૦, "જામે જમશેદે"

૪,૦૦૦ પરથી ૫,૦૦૦ અને "પારસી"એ ૩,૦૦૦ પરથી ૪,૦૦૦ની પ્રગતિ બતાવી હતી.

**૧૯૧૪-૧૯૧૫** (પૃ. ૧૦૯)

ઇલાકામાં પ્રગટ થતાં ૧૨૨ પત્રોમાં ૨૧ ગૂજરાતી ભાષાનાં હતાં. "ગુજરાતી" ૧૪,૫૦૦, "સાંજ વર્તમાન" ૭,૫૦૦ અને "મુંબઈ સમાચારે" ૫,૨૦૦ની ગ્રાહકસંખ્યા મેળવી પ્રગતિને પંથે મજલ ચાલુ રાખી હતી. "પ્રજામિત્ર અને પારસી" સાપ્તાહિક પણ આગળ આવી રહ્યું હતું.

**૧૯૧૫-૧૯૧૬** (પૃ. ૯૬)

પત્રોની કુલ સંખ્યા ૧૧૫ની અને ગૂજરાતી ભાષાનાં પત્રોની ૧૮ની હતી. "ગુજરાતી" અને "સાંજ વર્તમાન" 'એંગ્લો-વર્નાક્યુલર' અખબારોમાં મોખરે જ હતાં, પરંતુ "જામે જમશેદે" પ્રતસંખ્યામાં ૧,૩૫૦નો સંગીન વધારો દેખાડ્યો હતો.

**૧૯૧૬-૧૯૧૭** (પૃ. ૧૦૩)

ઇલાકામાંથી બહાર પડતાં પત્રોમાં ૧૯ ગૂજરાતી ભાષાનાં હતાં. "ગુજરાતી"ની ૧૬,૦૦૦ અને "સાંજ વર્તમાન"ની ૭,૦૦૦ નકલ નીકળતી. એ અંગ્રેજી વિભાગ સાથનાં ગૂજરાતી પત્રો હતાં. સળંગ ગૂજરાતીમાં પ્રગટ થતાં અખબારોમાં "મુંબઈ સમાચાર" ૪,૨૦૦ની ગ્રાહકસંખ્યા સાથે પહેલું હતું. એ વર્ષમાં "પ્રજામિત્ર અને પારસી"એ પોતાની પ્રતસંખ્યામાં ૧,૭૫૦નો અને "ગૂજરાતી"એ ૧,૫૦૦નો વધારો બતાવ્યો, ત્યારે "સયાજી વિજયે" અને "જામે જમશેદે" ઘટાડો દેખાડ્યો.

**૧૯૧૭-૧૯૧૮** (પૃ. ૧૦૨)

ઇલાકાનાં કુલ્લે પત્રો ૧૩૯ અને તેમાં ગૂજરાતી ભાષાનાં ૧૮. "ગુજરાતી" સાપ્તાહિકની પ્રતસંખ્યા ૧૬,૫૦૦. પરંતુ મરાઠી "કેસરી"ની ૨૫,૦૦૦. "પ્રજામિત્ર અને પારસી" સાપ્તાહિકનો ૧,૩૦૦નો અને દૈનિકનો ૧,૦૦૦નો વધારો પ્રતસંખ્યામાં નોંધાયો.

**૧૯૧૮–૧૯૧૯** (પૃ. ૧૧૪)

ઇલાકાનાં ૧૩ અખબારોમાં ૧૮ ગૂજરાતી હતાં. અંગ્રેજી–ગૂજરાતી પત્રોમાં મોખરે વિરાજતા "ગુજરાતી"ની નકલો વધીને ૧૭,૬૦૦ની થઈ, પરંતુ મરાઠી "કેસરી" ૩૦,૦૦૦નો આંક બતાવતું હતું. પૂરેપૂરાં ગૂજરાતી પત્રોમાં "સયાજી વિજયે" ૪,૨૦૦ની પ્રતસંખ્યા બતાવી, ૩,૫૦૦ની સંખ્યા દેખાડતા "મુંબઈ સમાચાર"ને બાજુ હડસેલી પ્રથમ સ્થાન સર કર્યું. "પ્રજામિત્ર અને પારસી" દૈનિક તથા સાપ્તાહિક દરેકે ૨,૫૦૦ નકલનો, "ગુજરાતી"એ ૧,૧૦૦ નકલનો અને "જામે જમશેદે" ૧,૦૦૦ નકલનો વધારો તેમની પ્રતસંખ્યામાં બતાવ્યો.

**૧૯૧૯–૧૯૨૦** (પૃ. ૧૫૫)

ઇલાકાનાં વૃત્તપત્રોની ૧૩૯ની સંખ્યામાં ગૂજરાતી પત્રોની સંખ્યા આગલા બે વર્ષ જેમ ૧૮ની હતી. અંગ્રેજી–ગૂજરાતી પત્રોમાં ૧૮,૫૦૦ની ગ્રાહકસંખ્યા બતાવી "ગુજરાતી" મોખરે જ ઊભું હતું, પરંતુ "સાંજ વર્તમાન"ની સંખ્યામાં ઘટાડો થયો એટલે ૬,૮૦૦ની ગ્રાહકસંખ્યાથી "કયસરે હિંદે" બીજું સ્થાન મેળવ્યું હતું. એ પછી "જામે જમશેદ" અને "પ્રજામિત્ર અને પારસી" દૈનિક દરેક ૬,૫૦૦ની ગ્રાહકસંખ્યાથી આવતાં હતાં. "સાંજ વર્તમાન"ની નકલો ઘટીને ૬,૦૦૦ નીકળતી હતી.

પહેલેથી છેલ્લે સુધી ગૂજરાતીમાં જ પ્રગટ થનાર પત્રોમાં, એક નવા પત્રે, પહેલે જ ઝપાટે પ્રથમ નંબર મેળવ્યો. એ પત્ર તે ગાંધીજીનું સાપ્તાહિક "નવજીવન". એની ત્યારે ૯,૦૦૦ નકલ નીકળતી અને "સયાજી વિજય" ૪,૫૦૦ની પ્રતસંખ્યાથી બીજે નંબરે હતું. ઉપર જોયા મુજબ "સાંજ વર્તમાને" ગ્રાહકસંખ્યામાં મોટો ઘટાડો બતાવ્યો ત્યારે "કયસરે હિન્દે" ૧,૪૦૦નો, "હિંદુસ્થાન" સાપ્તાહિકે ૧,૪૦૦નો, "દેશી મિત્રે" ૧,૧૦૦નો અને "ગુજરાતી"એ ૯૦૦નો વધારો જણાવ્યો.

## ૧૯૨૦–૧૯૨૧ (પૃ. ૧૫૨)

ઇલાકાનાં પત્રોની સંખ્યા ગયા વર્ષની ૧૩૯ પરથી વધીને ૧૬૨ની થઈ અને તેમાં ગૂજરાતી પત્રોની સંખ્યા ૧૮ પરથી ૨૪ પર આવી હતી. અંગ્રેજી–ગૂજરાતી પત્રોમાં ૧૯,૦૦૦ પ્રતસંખ્યાથી સાપ્તાહિક "ગુજરાતી" તેની લોકપ્રિયતા પુરવાર કરતું હતું. બીજે નંબરે ૮,૫૦૦ની ગ્રાહક સંખ્યાવાળું "કયસરે હિંદ" હતું. "સાંજ વર્તમાને" ફરી ઝપાટો મારી ૭,૦૦૦ની ગ્રાહકસંખ્યા દેખાડી ત્રીજું સ્થાન મેળવ્યું. "જામે જમશેદ" ને "પ્રજામિત્ર અને પારસી"ની પ્રતસંખ્યા ઘટીને દરેકની ૫,૦૦૦ થઈ હતી.

ગૂજરાતી પત્રોમાં ૨૦,૦૦૦ નકલવાળું "નવજીવન" મોખરે હતું. "કૈસરે હિંદે" ૧,૭૦૦નો, "મુંબઈ સમાચારે" ૧,૫૦૦નો અને "સાંજ-વર્તમાને" ૧,૦૦૦નો વધારો ગ્રાહકસંખ્યામાં બતાવ્યો.

આ પછીના સરકારી અહેવાલો ઇલાકામાંથી બહાર પડતાં અખબારોની કુલ સંખ્યા જણાવે છે અને જુદી જુદી ભાષાનાં પત્રોની ટકાવારી યા સંખ્યા આપે છે. એમાંથી નીચેની માહિતી તારવી છે:

| અહેવાલ | પત્રોની કુલ સંખ્યા | ગૂજરાતી પત્રો |
|---|---|---|
| ૧૯૨૧–૧૯૨૨ (પૃ. ૧૭૧) | ૧૫૯ | ૧૩ ટકા |
| ૧૯૨૨–૧૯૨૩ (પૃ. ૨૧૪) | ૧૭૪ | ૧૫ ” |
| ૧૯૨૩–૧૯૨૪ (પૃ. ૧૬૮) | ૧૯૪ | ૨૨ ” |
| ૧૯૨૪–૧૯૨૫ (પૃ. ૧૯૮) | ૨૦૫ | ૧૯ ” |
| ૧૯૨૫–૧૯૨૬ (પૃ. ૨૦૭) | — | ૨૬ ” |
| ૧૯૨૬–૧૯૨૭ (પૃ. ૨૧૬) | — | ૨૪ ” |
| ૧૯૨૭–૧૯૨૮ (પૃ. ૨૨૩) | — | ૨૨ ” |
| ૧૯૨૮–૧૯૨૯ (પૃ. ૨૪૩) | — | ૨૨ |
| ૧૯૨૯–૧૯૩૦ (પૃ. ૨૪૦) | ૩૧૪ | ૭૦ |

| | | |
|---|---|---|
| ૧૯૩૦–૧૯૩૧ (પૃ. ૧૬૫) | ૨૬૩ | ૫૯ પત્રો |
| ૧૯૩૧–૧૯૩૨ (પૃ. ૧૬૩) | ૨૯૦ | ૭૧ ,, |
| ૧૯૩૨–૧૯૩૩ (પૃ. ૧૫૪) | ૨૬૮ | ૬૬ ,, |
| ૧૯૩૩–૧૯૩૪ (પૃ. ૧૬૦) | ૩૦૮ | ૭૫ ,, |

૧૯૩૪–૧૯૩૫ની સાલથી સરકારી અહેવાલોમાં વૃત્તપત્રોને લગતી માહિતી અપાતી બંધ થઈ. મુંબાઈ ઇલાકામાં પ્રગટ થતાં પત્રોને લગતી યાદી સરકાર તરફથી ૧૯૩૭થી પ્રગટ થાય છે. તા. ૩૧મી માર્ચ ૧૯૪૬ સુધીનાં અખબારોને લગતી આવી યાદી જોતાં જણાય છે કે એ તારીખે મુંબાઈ ઇલાકામાં ગૂજરાતી ભાષાનાં ૨૯ દૈનિક, ૭૮ સાપ્તાહિક અને ૧૨ પખવાડિક મળી કુલ ૧૧૯ પત્રો પ્રગટ થતાં હતાં. એમાં ગૂજરાતી ભેગા બીજી ભાષાના વિભાગ ધરાવનાર પત્રોનો સમાવેશ થઈ જાય છે.



# ગ્રંથસૂચિ

અમદાવાદનો ઈતિહાસ (૧૮૫૧)
લે. મગનલાલ વખતચંદ

અમદાવાદના જડજ મીસતર ચારલ્સ મેથ્યુ હારીસને ગુજરાતી; વરનાક્યુલર, સોસાઈટીના, વરતમાન ઉપર એક ફરીઆદ કરી તે વીશે એ જડજ તથા સોસાઈટીની કામેટી વચે ચાલેલાં કાગળ પતર. (૧૮૬૧)

અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ પહેલો (૧૯૩૫)
લે. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ

અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ બીજો (૧૯૩૬)
લે. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ

અહેવાલે મોબેદ ફરદુનજી મરજબાંનજી (૧૮૯૬)
લે. મીનોચહેર ખુરશેદ

એક નામવર જીંદગીની ટુંક તવારીખ (૧૯૦૨)
લે. કાવસજી મનચેરજી મનસુખ

એક પુનર્વિવાહની કાહણી (૧૮૯૧)
લે. માધવદાસ રૂગનાથદાસ

કરસનદાસ મૂળજી ચરિત્ર (૧૮૭૭)
લે. મહીપતરામ રૂપરામ

કવીશ્વર દલપતરામ, ભાગ ૨, પૂર્વાર્ધ (૧૯૩૪)
લે. નાનાલાલ દલપતરામ કવિ

ગુજરાતમિત્ર હીરક મહોત્સવ અંક (૧૯૨૩)

ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકળા
લે. બચુભાઈ રાવત

ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો (૧૯૩૦)
લે. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, તેરમું અધિવેશન, કરાંચી, અહેવાલ અને નિબંધસંગ્રહ (૧૯૪૧)

ગુજરાતી પંચ રજત મહોત્સવ ખાસ અંક (૧૯૨૬)

ગુજરાતી દીપોત્સવી અંક (૧૯૧૨)

ગુજરાતમાં ખ્રીસ્તી મંડળીનો ઉદય (૧૯૩૦)
લે. રેવ. લાજરસ તેજપાળભાઈ

ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ત્રીજું (૧૯૩૨)
લે. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ

ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક પાંચમું (૧૯૩૪)
લે. હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ

જામે જમશેદ સેનટેનરી વોલ્યુમ (૧૯૩૨)

જૂનું નર્મગદ્ય (૧૯૧૨)

દાદાભાઈ નવરોજી (૧૯૪૩)
(રુસ્તમ મસાનીના અંગ્રેજી પુસ્તકનો આર. એમ. દમણિયાએ કરેલો અનુવાદ)

નર્મકવિતા (૧૯૧૪)

નર્મદ શતાબ્દિ ગ્રંથ (૧૯૩૩)

પહેલી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૫)

પ્રજાબંધુ રૌપ્ય મહોત્સવ વિશેષાંક (૧૯૨૩)

ફરદુનજી મર્ઝબાનજી (૧૮૯૮)
લે. કૈકોબાદ બેરામજી મર્ઝબાન

બીજી ગુજરાતી પત્રકાર પરિષદનો રિપોર્ટ (૧૯૨૯)

બુદ્ધિપ્રકાશ–૧૮૫૦ (પ્રથમ અંક)

બુદ્ધિપ્રકાશ–જાન્યુઆરી ૧૮૬૪

બુદ્ધિપ્રકાશ–એપ્રિલ ૧૮૭૮

મહાસભાનો ઇતિહાસ (૧૯૩૫)
(નવજીવન પ્રકાશન મંદિર)

મારી હકીકત, ભાગ પહેલો (૧૯૩૩)
લે. નર્મદાશંકર લાલશંકર

રાવસાહેબ મંછારામ ઘેલાભાઈ, "ગુજરાત મિત્ર"ના એડિટર અને માલિકનું જન્મચરિત્ર (૧૮૯૦)
લે. ભગુભાઈ રામશંકર જાની

રેખા–જુલાઈ ૧૯૪૦

લીલાંસૂકાં પાન (૧૯૪૨)
લે. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

વીસમી સદી–એપ્રિલ ૧૯૧૭

વૃત્તવિવેચન (૧૯૪૫)
લે. રમેશ રંગનાથ ગૌતમ

વૃત્તવિવેચન અને વૃત્તવિવેચકો
વ્યાખ્યાતા : મહાદેવ હરિભાઈ દેસાઈ

શારદા–અક્ટોબર ૧૯૪૨

સત્યના પ્રયોગો અથવા આત્મકથા (૧૯૪૦)
લે. મોહનદાસ કરમચંદ ગાંધી

સમાજસુધારાનું રેખાદર્શન (૧૯૩૪)
લે. નવલરામ જગન્નાથ ત્રિવેદી

સાઠીના સાહિત્યનું દિગ્દર્શન (૧૯૧૧)
લે. ડાહ્યાભાઈ પીતાંબર દેરાસરી

સાંજ વર્તમાન રજત મહોત્સવ અંક (૧૯૨૭)

સુદર્શન ગદ્યાવલિ (૧૯૦૯)
પ્રકાશકો : હિંમતલાલ છોટાલાલ પંડ્યા અને પ્રાણશંકર ગૌરીશંકર જોશી.

સુરતની તવારીખ (૧૮૯૦)
લે. એદલજી બરજોરજી પટેલ

સુરત રાયટ કેસ

શ્રીબોધ : કાબરાજી સ્મારક અંક (૧૯૦૪)

સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષરજીવનની રૂપરેખા (૧૯૨૮)
લે. નટવરલાલ ઈચ્છારામ દેસાઈ

સ્વતંત્રતા—જાન્યુઆરી ૧૮૭૮

સ્વતંત્રતા—માર્ચ ૧૮૭૮

હાસ્યમંદિર (૧૯૨૬)
લે. રમણભાઈ મહિપતરામ નીલકંઠ અને વિદ્યા રમણભાઈ નીલકંઠ

હિંદુસ્તાન—પ્રજામિત્ર રજત મહોત્સવ અંક (૧૯૩૮)

હું, બાવા ને મંગળદાસ (૧૯૩૬)
લે. ગુણવંતરાય આચાર્ય

પારસી પ્રકાશ :

**દફતર ૧ :** ભાગ ૪ (૧૮૮૦)
ભાગ ૬ (૧૮૮૧)
ભાગ ૭ (૧૮૮૨)

ભાગ ૮ (૧૮૮૩)
ભાગ ૯ (૧૮૮૪)
દફ્તર ૨ : ભાગ ૧ (૧૮૯૧)
ભાગ ૨ (૧૮૯૨)
ભાગ ૩ (૧૮૯૪)
ભાગ ૪ (૧૮૯૬)
ભાગ ૬ (૧૯૦૩)
ભાગ ૮ (૧૯૧૦)
દફ્તર ૩ : [ભાગ ૧થી ૧૧નું એક સળંગ દફ્તર] (૧૯૨૦)
દફ્તર ૪ : ભાગ ૧ (૧૯૨૩)
ભાગ ૨ (૧૯૨૬)
ભાગ ૩ (૧૯૨૮)
દફ્તર ૭ : ભાગ ૫ (૧૯૪૨)

मुद्रण-प्रवेश अर्थात कंपोज-कला (१९३८)
ले॰ शंकर रामचंद्र दाते
अनुवादक : गोपी वल्लभ उपाध्याय

A History of American Literature, Vol. III (1921)
(Supplementary to the Cambridge History of English Literature)

Acts of Supreme Government

Acts passed by the Legislative Council of India in the year 1857

Dadabhai Naoroji (1939)
By R. P. Masani

Gujarat and its Literature (1935)
By K. M. Munshi

Imperial Gazetteer of India–Bombay Presidency, Vol. I (1909)

Journalism (1922)
By Low Warren

List showing Newspapers Published in the Province of Bombay ( corrected upto 31st March 1946 )

Parsi Lustre on Indian Soil (1939)
By H. D. Darukhanawalla

Proceedings of the Legislative Council of India (From January to December 1857), Vol. III (1857)

Reports on the Administration of the Bombay Presidency for the Years 1871–1872 to 1933–1934

Sir Pherozeshah Mehta, Vol. I (1921)
By H. P. Modi

The Government of India (1936)
By Chuni Lal Anand

The Vaishnavas of Gujarat (1935)
By N. A. Thoothi

The Story of Civilisation, Part I (1935)
By Will Durant

The Newspaper (1943)
By Ivor Thomas

The Bombay Review–15th October 1879

The Calcutta Review–October 1877

The Calcutta Review–April 1898

The Legacy of India (1937)
Edited by G. T. Garratt (Oxford University Press)

The Gazette of India, April 6, 1867
March 16, 1878
June 13, 1908
February 12, 1910
April 1, 1922
October 17, 1931



# મહત્વની તારીખો

૧૫૫૦ હિંદમાં પ્રથમ વાર ગોવામાં મુદ્રણકલાનો પ્રચાર થયો.

૧૫૫૬ ગોવામાં હિંદનું પ્રથમ પુસ્તક (Cathechismo de Doctrina) છપાયું.

૧૭૭૮ એ અરસામાં રુસ્તમ કેરસાસ્પજીએ મુંબાઇમાં પ્રથમ અંગ્રેજી બીબાંનું છાપખાનું શરૂ કર્યું.

૧૭૭૯ યા ૧૭૮૦ રુસ્તમ કેરસાસ્પજીએ અંગ્રેજી પંચાંગ પોતાના છાપખાનામાં છાપી બહાર પાડયું.

૧૭૮૦ બંગાળામાં સર ચાર્લ્સ વિલ્કિન્સે ત્યાંનું પ્રથમ છાપખાનું કાઢયું.

૧૭૯૭ જીજીભાઈ બહેરામજી છાપગરે "બોમ્બે કૂરિયર"માં ગૂજરાતી જાહેરખબરો છાપવા માટે પહેલવહેલાં ગૂજરાતી બીબાં પાડ્યાં.

૧૭૯૯ વેલેસ્લીએ છાપાં ને છાપખાનાને લગતાં ફરમાન બહાર પાડ્યાં.

૧૮૧૨ દેવનાગરી અક્ષરોના બીબાંનો પ્રથમ સેટ તૈયાર થયો.

૧૮૧૨ ફરદુનજી મર્ઝબાનનું, પાછળથી "મુંબઈ સમાચારનું છાપખાનું" તરીકે ઓળખાયેલું, છાપખાનું શરૂ થયું.

૧૮૧૪ ફરદુનજી મર્ઝબાને પોતાના છાપખાનામાંથી સૌપ્રથમ ગૂજરાતી પંચાંગ ( સંવત ૧૮૭૧નું ) બહાર પાડ્યું.

૧૮૧૮ "સમાચાર દર્પણ" નામનું બંગાળાનું સૌથી પહેલું દેશી પત્ર ખ્રિસ્તી મીશનરીઓએ બહાર પાડ્યું—તા. ૩૧મી મે.

૧૮૨૦ સુરતનું "મિશન પ્રેસ" સ્થપાયું.

૧૮૨૨ બાબુ રામમોહનરાયનું "સંગબાદ કૌમુદી" (હિંદી હાથે બહાર પડેલું હિંદનું પ્રથમ પત્ર) પ્રગટ થયું.

૧૮૨૨ "શ્રી મુંમબઈના શમાચાર" (મુંબઈ સમાચાર) નામનું પ્રથમ ગૂજરાતી અખબાર પ્રસિદ્ધ થયું–તા. ૧લી જુલાઈ.

૧૮૨૩ જોન એડમે કડક અખબારી ધારા ઘડ્યા.

૧૮૩૦ "મુંમબઈ વરતમાન" (પાછળથી "શ્રી મુમબઈના ચાબુક" નામે જાણીતું થએલું) સાપ્તાહિક શરૂ થયું–તા. ૧લી સપ્ટેમ્બર.

૧૮૩૨ "જામે જમશેદ" શરૂ થયું–તા. ૧૨મી માર્ચ.

૧૮૩૫ ડેવીડ બ્રસે સીસકાક્ષર ઢાળવાનું પ્રથમ યંત્ર બનાવ્યું.

૧૮૩૫ Act XI of 1835થી ૧૮૨૩નો છાપાનો કડક કાયદો રદ થયો–તા. ૩૭ ઓગસ્ટ.

૧૮૪૮ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરવા સભા મળી–તા. ૨૬મી ડીસેમ્બર.

૧૮૪૯ "વરતમાંન" નામનું ગૂજરાતનું સૌથી પહેલું પત્ર શરૂ થયું–તા. ૨૭ મે.

૧૮૫૦ વિદ્યાભ્યાસક મંડળીએ શિલા પ્રેસ પર છપાતું "બુદ્ધિપ્રકાશ" શરૂ કર્યું. (જે ૧૮૬૪થી ટાઈપમાં છપાવા માંડેલું.)

૧૮૫૧ "વરતમાંન"માં અમદાવાદની તુરંગ સંબંધી ચર્ચાસ્પદ થએલો લેખ પ્રગટ થયો–તા. ૨૭ જુલાઈ.

૧૮૫૧ "રાસ્ત ગોફ્તાર" શરૂ થયું–તા. ૧૫મી નવેમ્બર.

૧૮૫૨ "અખબારે સોદાગર" પ્રસિદ્ધ થવા માંડ્યું–તા. ૧લી જૂન.

૧૮૫૫ "સત્ય પ્રકાશ"નો જન્મ થયો.

૧૮૫૭ કરસનદાસ મૂળજી ડીસા જવાથી મહીપતરામ રૂપરામ "સત્ય પ્રકાશ"ના કામચલાઉ તંત્રી થયા.

૧૮૫૭ બળવાને કારણે ૧૮૩૫નો અખબારી ધારો તહકૂબ થયો ને તા. ૧૩મી જૂનથી 'લાયસન્સિંગ એૅક્ટ' અમલમાં આવ્યો.

૧૮૫૮ "પારસી પંચ" શરૂ થયું–તા. ૧લી જાનેવારી. (૧૮૮૮થી એનું નામ "હિંદી પંચ" રખાયેલું ને તે નામે જ વિખ્યાતી પામેલું.)

૧૮૬૦ "મહારાજ લાઇબલ કેસ" માટે કારણભૂત કરસનદાસનો લેખ ("હીંદુનો અસલ ધરમ અને હાલના પાખંડી મતો") "સત્ય પ્રકાશ"માં પ્રગટ થયો–તા. ૨૧મી અક્ટોબર.

૧૮૬૦ "સત્ય પ્રકાશ" "રાસ્ત ગોફ્તાર" સાથે જોડાઈ ગયું.

૧૮૬૧ જદુનાથજી મહારાજે "સત્ય પ્રકાશ"ના તંત્રી અને પ્રકાશક સામે બદનક્ષીની ફરીઆદ નોંધાવી.

૧૮૬૧ "ખેડા વર્તમાન" શરૂ થયું.

૧૮૬૨ "મહારાજ લાઇબલ કેસ" શરૂ થયો–તા. ૨૬મી જાનેવારી.

૧૮૬૨ "મહારાજ લાઇબલ કેસ"નો ચુકાદો આવ્યો–એપ્રિલ.

૧૮૬૩ "સુરત મિત્ર" શરૂ થયું (જેનું નામ ફેરવાઈ ને તા. ૧૧–૯–૧૮૬૪થી "ગુજરાત મિત્ર" રખાયું).

૧૮૬૪ જાવજીએ સીસકાક્ષર ઢાળવાનું કારખાનું કાઢ્યું.

૧૮૬૪ "ડાંડિયો" શરૂ થયું–તા. ૧લી સપ્ટેમ્બર.

૧૮૬૫ ૧૮૫૭નો 'લાયસન્સિંગ એૅક્ટ' દૂર થયો.

૧૮૬૭ Press and Registration Act, 1867 અમલમાં આવ્યો.

૧૮૬૮ "સન્ડે રિવ્યૂ" શરૂ થયું–તા. ૨૭ જાનેવારી.

૧૮૭૦ "ડાંડિયો" "સન્ડે રિવ્યૂ" સાથે જોડાઈ ગયું – ૧લી જાનેવારી.

૧૮૭૦ જાવજીએ ડેવીડ બ્રસવાળું સીસકાક્ષર ઢાળવાનું યંત્ર હિંદમાં પ્રથમ મંગાવ્યું.

૧૮૭૧ "સન્ડે રિવ્યૂ અને ડાંડિયો" બંધ થયું.

૧૮૭૧ કરસનદાસ મૂળજીનું અવસાન થયું – તા. ૨૮મી ઑગસ્ટ.

૧૮૭૨ "અખબારે સોદાગર તથા સમાચાર દર્પણ"માં "મુંબઈ ચાબુક" ભળી ગયું–તા. ૧૫મી માર્ચ.

૧૮૭૩ "દેશી મિત્ર" શરૂ થયું – જૂન.

૧૮૭૪ મનસુખનું "સતીઅ મીતર" (સત્ય મિત્ર) શરૂ થયું–તા. ૧૯મી જુલાઈ.

૧૮૭૮ "સ્વતંત્રતા" શરૂ થયું – જાનેવારી.

૧૮૭૮ સૂરતમાં મોટું હુલ્લડ થયું જેમાંથી મશહૂર "સૂરત રાયટ કેસ"ના બી રોપાયાં–તા. ૫મી એપ્રિલ.

૧૮૭૮ "સૂરત રાયટ કેસ"ના આરોપીઓ–સૂરતના અગ્રગણ્ય પત્રકારો–મંછારામ, કીકાભાઈ વગેરેની ધરપકડ થઈ– તા. ૧૧મી મે.

૧૮૭૮ "સૂરત રાયટ કેસ"નો ચુકાદો અપાયો – તા. ૨૩મી સપ્ટેમ્બર.

૧૮૭૮ "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ"(ગૅગીંગ ઍક્ટ) પસાર થયો–તા. ૧૪મી માર્ચ.

૧૮૭૯ વર્ષની આખરીએ "સ્વતંત્રતા" બંધ થયું.

૧૮૮૦ "ગુજરાતી" શરૂ થયું–તા. ૬થી જૂન.

૧૮૮૨ "વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ" રદ થયો.

૧૮૮૨ "ક્યસરે હિન્દ" શરૂ થયું – તા. ૧લી જાનેવારી.

૧૮૮૪ "ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ"ની સ્થાપના થઈ.

૧૮૮૮ "ગુજરાત દર્પણ" શરૂ થયું–તા. ૧લી એપ્રિલ.

૧૮૯૪ "ગુજરાત મિત્ર" અને "ગુજરાત દર્પણ" જોડાઈ ગયાં–તા. ૧૯મી ઑગસ્ટ.

૧૮૯૮ "પ્રજાબંધુ" શરૂ થયું–તા. ૬થી માર્ચ.

૧૮૯૮ મનસુખનું "સતીઅ મીતર" બંધ થયું.

૧૯૦૧ "ગુજરાતી પંચ" શરૂ થયું–તા. ૨૦મી મે.

૧૯૦૨ "સાંજ વર્તમાન" શરૂ થયું–તા. ૧લી મે.

૧૯૦૪ "ગુજરાતી"નો રૌપ્ય મહોત્સવ ઉજવાયો.

૧૯૦૫ "પ્રજાબંધુ"નું સ્વતંત્ર છાપખાનું—"પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ"—સ્થપાયું

૧૯૦૮ The Newspapers (Incitement to offences) Act, 1908 પસાર થયો.

૧૯૧૦ Indian Press Act, 1910 ઘડાયો.

૧૯૧૦ "ગુજરાતી" પાસે પ્રેસ ઍક્ટ અન્વયે સરકારે રૂ. ૨,૫૦૦ની જામીનગીરી લીધી.

૧૯૧૨ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનું અવસાન થયું–તા. ૫મી ડીસેમ્બર.

૧૯૧૯ "નવજીવન"નું સુકાન ગાંધીજીએ સંભાળ્યું.

૧૯૨૧/૨ પ્રેસ ઍક્ટ સંબંધી વિચાર કરવા હિંદી સરકારે સમિતિ નીમી જેને પરિણામે ૧૯૨૨નો ધારો નંબર ૧૪ આવ્યો. એથી ૧૯૦૮ અને ૧૯૧૦ના અખબારી કાયદા રદ થયા અને ૧૮૬૭ના ધારામાં ફેરફાર થયો.

૧૯૨૧ "સૌરાષ્ટ્ર" શરૂ થયું–સપ્ટેમ્બર.

૧૯૨૩ "સંદેશ" શરૂ થયું–તા. ૨૮મી ઑગસ્ટ.

૧૯૨૪ પહેલી ગૂજરાતી પત્રકાર પરિષદ અમદાવાદમાં મળી–તા. ૧લી અને ૨જી નવેમ્બર.

૧૯૨૭ બીજી ગૂજરાતી પત્રકાર પરિષદ અમદાવાદમાં મળી–૨૫મી ડીસેમ્બર.

૧૯૩૦/૧ તા. ૨૭મી એપ્રિલ ૧૯૩૦ને દિને સરકારે વટહુકમ કાઢીને છાપા પર કેટલાક અંકુશ મેલ્યા, માર્ચ ૧૯૩૧માં તે રદ કર્યા અને અક્ટોબર ૧૯૩૧માં ફરી કેટલાક અંકુશ મૂક્યા.

૧૯૩૧ "સ્ત્રીશક્તિ" શરૂ થયું.

૧૯૩૨ "નવજીવન"નું પ્રકાશન બંધ થયું.

૧૯૩૨ "ગુજરાત સમાચાર" શરૂ થયું–તા. ૧૬મી જાનેવારી.

૧૯૩૨ "જામે જમશેદ"ની શતાબ્દિની ઉજવણી થઈ.

૧૯૩૪ "જન્મભૂમિ" શરૂ થયું.

૧૯૪૦ હરિજન પત્રોનું પ્રકાશન મોકૂફ રખાયું–અક્ટોબર.

૧૯૪૦ "હિંદુસ્તાન અને પ્રજામિત્ર" દૈનિકનો છેલ્લો અંક તા. ૩૧મી અક્ટોબરે બહાર પડ્યો અને તા. ૩જી નવેમ્બરથી તે સાપ્તાહિક સ્વરૂપે નીકળવા માંડ્યું.

૧૯૪૦ "પ્રજાબંધુ" અને "ગુજરાત સમાચાર" લિમિટેડ કંપનીને સોંપાયાં–તા. ૧લી ડીસેમ્બર.

૧૯૪૧ "વંદેમાતરમ્" શરૂ થયું–તા. ૧૫મી માર્ચ.

૧૯૪૨ "જામે જમશેદ વીકલી" સ્વતંત્ર રૂપે બહાર પડ્યું–તા. ૨૮મી જૂન.

૧૯૪૨ "મુંબઈ વર્તમાન" શરૂ થયું–તા. ૧લી સપ્ટેમ્બર.

૧૯૪૩ "ગુજરાતી પંચ" સંદેશ લિમિટેડને સોંપાઈ ગયું – ઑગસ્ટ.

૧૯૪૬ હરિજન પત્રો ફરી પ્રગટ થવા માંડ્યાં.

૧૯૪૮ મહાત્મા ગાંધીજીનું અવસાન થયું – તા. ૩૦મી જાનેવારી.
હરિજન પત્રોનું પ્રકાશન ટૂંકે સમય મોકૂફ રખાયું.
એપ્રિલથી કિશોરલાલ મશરૂવાળાના તંત્રીપદે ફરી ચાલુ થયાં

## સૂચિ

### અ

## ઈ

## ખ



## ગ

## ચ



## છ



## જ

### ધ

## ફ

## બ

 લ

હોવાથી જૂનવટના હિમાયતીઓ સાથે એમને ઘર્ષણમાં આવવું પડતું. સામાજિક ક્ષેત્રમાં આગળ વધેલા વિચાર ધરાવવા છતાં, એ સમયના બીજા પત્રકારો માફક, એમના રાજદ્વારી વિચારો નરમ હતા.

"મુંબઈ સમાચાર"ને લગતા ઉલ્લેખ સરકારી અહેવાલો (Administration Reports)ના અનેક અંકોમાં થએલા છે તે પરથી ગયા વર્ષોમાં એની ગ્રાહકસંખ્યા કેટલી હતી તે જાણવા મળે છે. ૧૮૯૦માં "મુંબઈ સમાચાર"ની ૧૮૦૦ પ્રત નીકળતી હતી[૭], તે વધતાં વધતાં ૧૯૧૪માં ૫,૨૦૦ની થઈ હતી[૮] પરંતુ એ પછીથી કેટલોક સમય એમાં નજીવો ઘટાડો થયો હતો. આજે તો એની ગ્રાહકસંખ્યા એથી ઘણી વધારે છે.

એ નોંધવા જેવી બાબત છે કે લાંબી મુદ્દત સુધી "મુંબઈ સમાચાર"ની પ્રત ગૂજરાતી દૈનિકોમાં સૌથી વધારે નીકળવા છતાં ગૂજરાતી સાપ્તાહિકોની પ્રત તેના કરતાં ઘણી વધારે નીકળતી. ૧૯૧૩–૧૯૧૪માં "મુંબઈ સમાચાર"ની ૪,૪૦૦ નકલ નીકળતી અને ગૂજરાતી દૈનિકોમાં એ પ્રતસંખ્યા સૌથી વધારે હતી ત્યારે પણ ઇચ્છારામ દેસાઈનો "ગુજરાતી" સાપ્તાહિકની ૧૧,૫૦૦ નકલ પ્રસિદ્ધ થતી હતી.[૯] બનવાજોગ છે કે સાપ્તાહિકનું લવાજમ ઓછું હોઈ ભૂતકાળમાં પ્રજા અઠવાડિયામાં એક વેળા સમાચારપત્ર વાંચી સંતોષ માનતી હશે. મરાઠી છાપાંની પ્રતો ગૂજરાતી અખબારો કરતાં ઘણી વધારે નીકળતી આવી છે. ૧૯૦૧માં "મુંબઈ

---

૭ Report on the Administration of the Bombay Presidency for the year 1890–1891 (1891), Page 250.

૮ Report on the Administration of the Bombay Presidency for the year 1914-1915 (1916), Page 109

૯ Report on the Administration of the Bombay Presidency for the year 1913-1914 (1915), Page 115

સમાચાર"ની ગ્રાહકસંખ્યાનો આંક ૪,૦૦૦ પર હતો ત્યારે મરાઠી "કેસરી"ના ૧૩,૦૦૦ ગ્રાહકો હતા.[૧૦]

સન ૧૯૨૧માં કેખશરૂ મીનોચહેરહોમજીનાએ "મુંબઈ સમાચાર" કાર્યાલય નવરોજી હોરમસજી બેલગામવાળાને વેચી નાખ્યું. નવા માલિકે તંત્રી તરીકે સોરાબજી પાલણજી કાપડીઆને આણ્યા, જેઓ એ સ્થાને ચાલુ છે. ૧૯૩૩માં બેલગામવાળા એ વ્યવસાયમાંથી નિવૃત્ત થયા ત્યારથી એ પત્ર અને છાપખાનાની માલિકી કામા નોર્ટન એન્ડ કંપનીવાળા મંચેરજી નસરવાનજી કામા હસ્તક છે.

સામાન્ય પ્રશ્નોમાં "મુંબઈ સમાચાર"નું ધોરણ મધ્યમ નીતિ જાળવવાનું છે અને રાજકારણમાં પણ તેણે એ નીતિ વર્ષો સુધી જાળવી હતી.[૧૧] ગાંધીજીનો નાદ હિંદના રાજકીય ક્ષેત્રમાં ગુંજવા લાગ્યો તે અરસામાં નવરોજી બેલગામવાળાએ આ પત્ર ખરીદ્યું અને એ દ્વારા ગાંધીજી અને તેમના નેતૃત્વ નીચે કાર્ય કરતી હિંદી રાષ્ટ્રીય મહાસભાની નીતિને સમર્થન આપવા માંડ્યું. ગાંધીજી અને કોંગ્રેસને સબળ ટેકો આપનારાં અનેક અખબારો મુંબાઈ અને ગુજરાતમાં ગયાં થોડાં વર્ષ દરમિયાન ઊભાં થયાં છે, પરંતુ ત્રણ દસકા પૂર્વે "મુંબઈ સમાચાર" જેવા સૌથી જૂના અને પ્રતિષ્ઠા ધરાવનાર ગૂજરાતી પત્રે હિંદી રાષ્ટ્રીય મહાસભાને જે સંગીન સહકાર આપ્યો તે તેને અસામાન્ય મદદરૂપ થઈ પડ્યો. એમ કરતાં તેના તંત્રી સોરાબજી કાપડીઆને સન ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામ વેળા જેલનિવાસી પણ થવું પડેલું.

"મુંબઈ સમાચાર"ની સાપ્તાહિક આવૃત્તિ પણ દર રવિવારે પ્રસિદ્ધ થાય છે. તેમાં પહેલે જ પાને છેલશંકર વ્યાસની કલમે ગયાં વર્ષોમાં

૧૦ Report on the Administration of the Bombay Presidency for the year 1901–1902 (1903), Page 172

૧૧ Imperial Gazetteer of India, Bombay Presidency, Vol. I (1909), Page 128.

સમાચાર"માં ઉપયોગ થએલો જણાય છે, છતાં તે વર્ષોનાં બીજાં વર્તમાન-પત્રોની સરખામણીમાં તે શિષ્ટતાની હદ સાવ વટાવી નહોતું ગયું. વળી "મુંબઈ ચાબુક" શાંત થતાં તે સત્વર પોતાના આગલા રાહ પર આવી ગયું હતું. શિષ્ટ ટીકાચર્ચાની એની નીતિ એકંદરે એકધારી ચાલુ રહી છે. ૧૪

૧૪ ટિપ્પણ ૪ અનુસાર "મુંબઈ સમાચાર"ની "મશેહુરનામા"નો મહત્ત્વનો ભાગ નીચે મુજબ છે:—

"શરવે ગુજરાતી વાંચનારા શેઠ લોકોની શેવામાં શેવક ફરેદુનજી મોબેદ મરજબાનજી અરજ અને જાહેર અને જાણીતું કરે છે જે એ શેવકે ગુજરાતી ભાશા મધે એક અઠવાડીઆનું (નીઉજ પેપર) એટલે અઠવાડીઆંનાં શમાચાર છાપવા ઠેરવેઉ છે તે તારીખ ૧લી આવતા જુલાઇ મહીનાંની, શંવત ૧૮૭૮નાં આખાડ શુદી ૧૨ને શોમવારને દનથી પેહલું શ્રી મુમબઈનાં શમાચારનું પતર પરેશ મધેથી એટલે જે છાપાનાં ઈયંતર મધેથી બાહેર પડશે અને એ દનથી શદા દર અઠવાડીઆંનાં શોમવારે શ્રી મુમબઈનાં શમાચાર છપાએઆ કરશે, અને એ અઠવાડીઆંનાં પતરનું નામ શ્રી (મુમબઈના શમાચાર) રાખેઉ છે.

"જે કાંઇ શ્રી મુમંબઇના સમાચાર પતર મધે ગુજરાતી ભાશામો દર અઠવા-ડીએ છપાશે, તેહુની વીગત.

"જે કાંઈ જીનશો તથા વશતુઓ શ્રી મુમબઈમાંની તથા દેશાવરોની હરેક કોહની વેચવાની હશે તેહુની તથા જે કાંઈ અંગત કારણ હશે તેહુની શરકે લોકોને જાણ પડવા શારૂ ખબર જે કોઇ તેહુનાં ધારા પરમાંણે ખરચ આપીને છપાવશે તો છાપશે.

"અને તેહવાર પછે ચોખુંણ પરથવીનાં દેશાવરોનાં શમાચારો તથા શંધે-શાઓ તથા હોણીઓ જે કાંઈ અંગરેજ બાહદરોની વેલાએતના તથા શ્રી હીનદોશતાંનનાં દેશો જેહવા કે કલકતું તથા મધરાજ તથા શેલાંન તથા મુમબઇનાં અંગરેજી શમાચાર મધે છપાએલું હશે તે મધેથી જે કાંઇ આપણાં લોકોને કાંમ આવે તેહવી વારતાવો હશે તે ગુજરાતી ભાશામો છપાશે અને વળી તે શાથે શારા ચાલચલણની અને શુધે મારગે ચાલવાની લોકોનું મનપતીજે તેહવી શારી માહાભારત શીખાંમણો જે કાંઈ વીદેઆવાન પંડીત લોકોની ફારશી તથા અંગરેજી પુશતકોમો કેહલી છે તે તથા મોહોટાં વાંહાંણોને લાંબાં દેશાવરોથી આવવા તથા

લખાયેલી "ઉઘાડે છોગે"ની નીડર કટારોએ ગૂજરાતી વાચકવર્ગનું સારું લક્ષ ખેંચ્યું હતું.

"મુંબઈ સમાચાર" પ્રજાભેગી સરકારની પણ પ્રશંસા પામતું આવ્યું છે. ૧૮૮૩–૧૮૮૪ના સરકારી અહેવાલમાં એના માટે જણાવાયું હતું કે: "The *Bombay Samachar* is the leading Gujarati Journal. Being published daily it deals at once with all important subjects as soon as they are brought forward for discussion, and evinces great ability, sound judgment and clam consideration in their treatment". [૧૨] ૧૮૮૫–૧૮૮૬ના અહેવાલમાં પણ એનું સંચાલન જે પ્રકારે થતું રહ્યું છે તેની પ્રશંસા કરવામાં આવી છે અને તે પછીના અહેવાલોમાં પણ તેને લોકપ્રિય અને પ્રજામાં સારો વગવસીલો ધરાવનાર વૃત્તપત્ર તરીકે ઓળખાવવામાં આવ્યું છે.[૧૩]

"મુંબઈ સમાચાર" ગૂજરાતી ભાષાનું સૌપ્રથમ અખબાર છે ને સવાસો વર્ષથી પ્રજાસેવામાં તત્પર રહ્યું છે. તેના પ્રથમ પ્રવર્તકે તેને માટે કરેલી સંગીન શરૂઆત અને તે પાછળ ઉઠાવેલી જહેમતનું એ પરિણામ લાગે છે. "મુંબઈ સમાચાર"ની ચાલુ સેવા અને સફળતાનું મુખ્ય કારણ અવશ્ય એ છે કે તેના સ્થાપકે અંગત આક્ષેપથી તેને પર રાખ્યું હતું. એ નીતિમાં વચ્ચે થોડો સમય પલટો આવ્યો હતો, પણ તેને અપવાદરૂપ ગણી શકીએ. "મુંબઈ ચાબુક" જેવા જબ્બર હરીફને હંફાવવા માટે શિષ્ટ ન કહી શકાય એવી ભાષાનો તે સમયમાં "મુંબઈ

---

૧૨ Report on the Administration of the Bombay Presidency for the year 1883–1884 (1884), Page 212

૧૩ Reports on the Administration of the Bombay Presidency for the year 1885–1886 (1886), Page 180; for the year 1896–1897 (1897), Page 235 and for the year 1897–1898 (1898), Page 251.

સમાચાર "માં ઉપયોગ થએલો જણાય છે, છતાં તે વર્ષોનાં બીજાં વર્તમાનપત્રોની સરખામણીમાં તે શિષ્ટતાની હદ સાવ વટાવી નહોતું ગયું. વળી "મુંબઈ ચાબુક" શાંત થતાં તે સત્વર પોતાના આગલા રાહ પર આવી ગયું હતું. શિષ્ટ ટીકાચર્ચાની એની નીતિ એકંદરે એકધારી ચાલુ રહી છે. [૧૪]

૧૪ ટિપ્પણ ૪ અનુસાર "મુંબઈ સમાચાર"ની "મહેહનજર"નો મહત્ત્વનો ભાગ નીચે મુજબ છે:—

"શરવે ગુજરાતી વાંચનારા શેઠ લોકોની શેવામાં શેવક ફરેદુનજી મોબેદ મરઝબાનજી અરજ અને જાહેર અને જાણીતું કરે છે જે એ શેવકે ગુજરાતી ભાશા મધે એક અઠવાડીઆનું (નીઉજ પેપર) એટલે અઠવાડીઆંનાં શમાચાર છાપવા ઠેહરાવેઉ છે તે તારીખ ૧લી આવતા જુલાઇ મહીનાંની, શંવત ૧૮૭૮નાં આખાડ શુદી ૧૨ને શોમવારને દંનથી પેહલું શ્રી મુમબઈનાં શમાચારનું પતર પરેશ મધેથી એટલે જે છાપાનાં ઈઅંતર મધેથી બાહેર પડશે અને એ દનથી શદા દર અઠવાડીઆંનાં સોમવારે શ્રી મુમબઈનાં શમાચાર છાપાએઆ કરશે, અને એ અઠવાડીઆંનાં પતરનું નામ શ્રી (મુમબઈના શમાચાર) રાખેઉ છે.

"જે કાંઇ શ્રી મુમંબઇના સમાચાર પતર મધે ગુજરાતી ભાશામો દર અઠવાડીએ છપાશે તેહની વીગત.

"જે કાંઈ જીનશો તથા વશતુઓ શ્રી મુમબઈમાંની તથા દેશાવરોની હરેક કોહની વેચવાની હશે તેહની તથા જે કાંઈ અંગત કારણ હશે તેહની શરવે લોકોને જાણ પડવા શારૂ ખબર જે કોઇ તેહનાં ધારા પરમાંણે ખરચ આપીને છપાવશે તો છાપશે.

"અને તેહવાર પછે ચોખુંણ પરથવીનાં દેશાવરોનાં શમાચારો તથા શંધેશાવો તથા હોણીઓ જે કાંઈ અંગરેજ બાહદરોની વેલાએતના તથા શ્રી હીનદોશતાંનનાં દેશો જેહવા કે કલકતું તથા મધરાજ તથા શેલાંન તથા મુમબઇનાં અંગરેજી શમાચાર મધે છપાએલું હશે તે મધેથી જે કાંઇ આપણાં લોકોને કાંમ આને તેહવી વારતાવો હશે તે ગુજરાતી ભાશામો છપાશે અને વળી તે શાથે શારા ચાલચલણની અને શુધે મારગે ચાલવાની લોકોનું મનપતીજે તેહવી શારી માહાભારત શીખાંમણો જે કાંઈ વીદેઆવાન પંડીત લોકોની ફારશી તથા અંગરેજી પુશતકોમો કેહલી છે તે તથા મોહોટાં વાંહાંણોને લાંબાં દેશાવરોથી આવવા તથા

જવાની ખબર તથા અંગરેજ બાહાદોરનાં રાજદોઅરાને તાએબેનાં અંગરેજ અમલદારો તથા કારકુનો તથા લશકરી કમેનડરો તથા બીજા મોટાં આદમીઓ શ્રી મુમબઈ મધે આવશે તથા શ્રી મુમબઈથી હરેક દેસાવર જાશે તેહની ખબર તથા તે લોકોનાં મરણનાં શંધેશાવો તથા જે કાંઈ દેશાવરથી આડતીઆવો તથા શ્રી (મુમબઈના શમાચાર) પતરનાં લેનારાવો જે કાંઈ દેશાવરોનાં શંદેશાવો તથા વરતમાંનો ગુજરાતી મધ્યે લખશે તે મધેથી જે કાંઈ છાપવા જોગ હશે તે તથા જે કાંઈ નવી નવાઇ તથા અચરત ભરેલી તથા ભેદભરેલી વારતાઓ તથા દોહેરા, ચોપઈ તથા કવેતો જે કાંઈ પુશતકોમો કવેશરોનાં લખેલા હશે તે તથા જે કાંઇ કોઈ કવેશર નવા ગુજરાતીમો બનાવીને મોકલશે તે મધેથી જે કાંઇ છાપવાજોગ હશે તે તથા મન વેહેરવાની ચુટી કાડેલી વારતાવો તથા ગનેઆંન ભરેલી વારતાવો તથા વીદઆનું અભુશણ તથા ધાગીખરી અગત કરીને વેપારી-આને કાંમ લાગે તેહવી વણુજ વેપારની બાબતો તથા બન્તરની જીનશોનો ચાલતો ભાવ અને એ વગેરે બીજી કેટલીએક બાબતો એ શ્રી મુમબઈનાં શમાચાર મધે છપાએઆ કરશે તે શરવેનું માન છપાએઆથી જણાશે અને વલી કોઇ વેલા અંગરેજી તથા ફારશી તથા અરબી ભાશા મધે પણ કાંઇ થોડું એક છાપવા જોગ હશે તે પણ છાપશે........"

## ૪ : મુંબઇ ચાબુક

"મુંબઈ સમાચાર"ના સ્થાપક ફરદુનજી મર્ઝબાનના હાથ નીચે પત્રકારિત્વની તાલીમ મેળવનારામાં નવરોજી દોરાબજી ચાનદારૂ ઉર્ફે હલકારૂ સૌથી વધુ ચંચળ ગણાયો છે. ફરદુનજીનો તે માનીતો હતો. તેઓ તેને "નવલુ"ને નામે બોલાવતા. "મુંબઈ સમાચાર" પછી થોડો સમય બોમ્બે ગેઝેટ છાપખાનામાં પણ તે રહ્યો હતો અને ત્યાર બાદ ૧૮૩૦માં તેણે પોતાની માલિકીનું ઈલાયદું છાપખાનું કાઢી, તા. ૧લી સપ્ટેમ્બર ૧૮૩૦થી "મુમબઈના વરતમાન" નામનું ગુજરાતી અઠવાડિક પત્ર પ્રગટ કરવા માંડ્યું. તા. ૮મી નવેમ્બર ૧૮૩૧થી તેમાં અંગ્રેજી વિભાગ શરૂ કર્યો અને પત્રનું "મુમબઈના વરતમાન" નામ બદલી "મુમબઈના હલકારૂ અને વરતમાન" કરી રાખ્યું. આ યોજના તેને ફાવી ન હોય તેથી યા વાચકવર્ગને પસંદ ન પડી હોય તેથી કે ગમે તે કારણે તા. ૫મી નવેમ્બર ૧૮૩૩થી અંગ્રેજી વિભાગ બંધ કર્યો અને પત્રનું નામ ફરી બદલી "મુમબઈના ચાબુક" રાખ્યું હતું. આ ફેરફારી સાથે જ તેને સાપ્તાહિક-માંથી બદલી અઠવાડિયામાં બે વેળા પ્રગટ થતું બનાવ્યું.[1] એ પત્રના નામની જ ફેરફારી થઈ છે અને તેના માલિક જૂના જ છે એની વાચકવર્ગને ખાતરી આપવા "પુરાનો દોશત—નવા લેબાશથી" એવું એક મથાળું નીચે પ્રમાણે પ્રથમ પાના પર મૂકવાનું તેણે શરૂ કર્યું:

૧ "પારસી પ્રકાશ", દફતર ૧, ભાગ ૯ (૧૮૮૪), પૃ. ૭૯૬




(પુરાંનો દોશત – નવા લેખાશથી)

(અગતનાં કારણશર અઠવાડીઆંમાં બેએ વાર – તે મંધ બુધ–તથા શંણવારની **શાંહાંજનાં.** છપાએ છે *)

કીમત વરશ એકનાં રૂ ૧૮) અથવા કુવાર-ટરલીના રૂપીઆ ૪॥ આંગ ઉપર આપે તો વરશ એકનાં રૂપીઆ ૧૫) અથવા કુવારટલીનાં રૂ. ૩॥

જાહેર ખબર રૂપીઆ એકની ૬ લેન * તથા. હરેક બાજુ અંગરેજી અથવા ગુજરાતી ખતે ડીઆં. અથવા શીલાના ઈઅંતરમો છપાવવાને મોકલશે તેઓ પાશેથી મધ્યઅંમ ભાવ લેશે અને ઊતાવળેથી. છાપી આપશે. *

એ પત્ર નીચેના શબ્દોથી ખતમ થતું:

"આએ ચાબુકનું પતર મુમબઈનાં કોટમાં ગંણબાવાનાં કુવાની પડોશમો જુની મારકીટમો હેમજી ગીરીવાલાનાં દુકાંનને માંથે શોરાબજી ફરાંમજી વાડીઆનાં ઘરમો ચાબુકના માલેકને વાશતે **નવ-રોજજી દોરાબજી**એ છાપીઊંછ *"

ફરદુનજી મર્ઝબાનની હયાતી દરમિયાન "મુંબઈ સમાચાર" અને

નવરોજી ચાનદારના પત્ર વચ્ચે મીઠો સંબંધ હતો, પરંતુ પાછલાં વર્ષોમાં એ સંબંધ તૂટયો. ફરદુનજીના મરણ પછી "મુંબઈ સમાચાર"ની માલિકી જુદા જુદા હાથોમાં જતાં "મુમબઈના ચાબુક" તેનું જબ્બર વિરોધી બન્યું, અને આજે આપણને વાંચતાં પણ શરમ લાગે એવી ભાષામાં તેણે પોતાના ભાઈબંધ સામે વેરની લાગણી જાહેર કરી. "મુંબઈ સમાચારે" પણ સખત શબ્દોમાં પોતા સામે થએલી ટીકાનો જવાબ વાળ્યો. "મુંબઈ સમાચાર"ની એ ભાષા શિષ્ટ પત્રકારિત્વને શોભે એવી નથી જ, છતાં તે "મુમબઈ ચાબુક"ની ભાષા જેટલી અશિષ્ટ નથી.

એક જ દૃષ્ટાંતથી આ વાત સ્પષ્ટ થશે. ૧૮૪૭માં એક નાની બાબત પર આ બે અખબાર વચ્ચે મોટી ઝુંબેશ ઊઠી. 'ચાબુકે' ફરિયાદ કરી કે 'સમાચાર' કલકત્તાનાં વર્તમાનપત્રોમાંથી સમાચાર તફડાવી છાપે છે અને જે પત્રોમાંથી સમાચાર લીધા હોય તે પત્રોનાં નામ સાથે સાથે પ્રસિદ્ધ કરતું નથી. 'સમાચારે' એવો વળતો આક્ષેપ કર્યો કે 'ચાબુક' 'સમાચાર'માંથી ખબરો ઉતારે છે અને તેથી તે 'સમાચારનો ખબરચોર છે'.

આ સાધારણ બાબત પરથી વાત વધી પડી અને સામસામાં લખાણો થવા માંડ્યાં. 'સમાચારે' 'ચાબુકને' 'સમાચારનો અસલી ચોર', 'તોછરાઈ અને અપમાન ભરેલો', 'કોફટ સતાવનાર', 'નીરગુન અને ઝેહેરી સવભાવ દેખાડનાર', 'દુજતી અને ઉનમતી', 'ભુંડો અને લોકોને કંટાલાભરેલો મારગ ધરનાર' વગેરે અનેક વિશેષણોથી નવાજ્યો. વિશેષમાં તેણે લખ્યું કે

"શોનું રૂપું તે વાલેઉં વલે, અને લોહડું વલે તે તાપે;
શમાંણુશ તે વારેલું વલે, અને કમાંણુશ તે લાતે." ૨

આવાં વિશેષણો અને લખાણોનો જવાબ 'ચાબુક' ઘણા ગરમ શબ્દોમાં આપે છે:

---

૨ "શ્રી મુમબઇના શમાચાર," તા. ૧૩-૬-૧૮૪૭

"શમાચારના અધીપતી જેવો નખતો ધધેડો અને શોહાંમણું ચોપગું હમોએ હમારી ઉમરમો બીજું કોઈ જોઈઉતું નહી.....એ માંણુશની શુરતનું હેવાન.....નાંખ બોહી આજેજ થાઈ.....માફ માંગી હારીને પાછું હટીઉંચ.....હમોને એ અનાંરી પશુની દએગ્યા આવેચ.....કાંજે હેમાં મનુશનો આકાર છે પણ આચાર નથી.....એ નાંખ વગરના ધરધલમો ઢોરને જેટલું બી ગનેઆન નથી.....શમાચાર જેહવો નફ્ત અને વગર નાંખનો ધંધેડો.....કોઈ હજારો મુશરાંનો માર ખાએચ... પણ.....લજવાતો અથવા શરમાતો નથી.....એ શમાચારનાં બનાંવનાંર જેહવું શોખ ચાંમરાંનું જાંનવર હમોએ બીજું કોઈ જોઈઉંતું નહી. એ તો એ જ કંમબખત જાંનવરનું ચામડું છે કે ડફ્ણાં ખંમી શકેચ.....બાકી હેવાં ડફેણાંથી તો એકવાર પારાનું ચામડું બી આજેજ થાએ....." ૩

"મુબઈ સમાચાર" માફક "જામે જમશેદ" સાથે પણ "ચાબુક"નો અધિપતિ જ્યારેત્યારે જંગ જમાવતો હતો. અનેક સ્થળે તેણે 'જામે'ના તંત્રીને "માંથું ફરી ગએલ", "હાંધલો થઇને" વગેરે અલંકારોથી નવાજ્યા. "તારીખ ૩૧મી આગશટ શને ૧૮૪૪ ને શનેઊની શાંહાંજ"ના અંકમાં "જામે જમશેદ" પર હુમલો કરવામાં હદ કરી છે. એમાં 'જામે'ના તંત્રીની અંગત તેરીમેરી કરવામાં આવી છે, તેમના ઘરની ખાનગી બાબત પર જાહેરમાં હુમલા કર્યા છે. ને તેમને રંડી' ભીખ માગનાર વગેરેની ઉપમા આપી છે. પોતાના હરીફને કેટલો દબડાવતો અને સાથે સાથે જ પોતાનં વગાડનો તે આ

ગરજ નથી કાં જે હમો જો બીજો ઊદંમ કરીએ તો હમો એ જ ઈઅંતરમોથી વધારે નંફો મેલવીએ.....તમે જમશેદ બાહેર કહેવો ધોતો ધોતો અને શાસુનાં ગોરા જેહેવો ફ્રેચ-અને તેહનાં ઘેરમો હેનાં કુતુંમબની પરવરશી શી રીતે થાએચ અને તેવો પાએલી ચોખાને તથા શેર તેલને તથા મંન લાકડાંને વાશતે કોહ્લા હાએવાએ કરેચ તે જો સઘલું લખીએ તો તંમે જમશેદને ઘરથીબી ઊભો રેહેવાની જગો નાહી આપશેઃ રે નીલાજરા જરરા લાજ કરીને રર-તારે કરતાં તો કશબન રાંડ ભલી છે કે તે બી કાંઈ લાજ રાખીને પોતાનાં ઘેરનાં લોંડ બાંડાંની પરવરશી કરેચ-હમો કાંઈ તારી પેઠે વગર ભાડે નથી રેહેતા-હમો કાંઈ તારી પેઠ બચાંને હાથની હારડી વેચીને વરશગાંઠ નથી કરતા-હમો કાંઈ વારા ઘરણે મેલીને દોશતનાં છોકરાને જભલું ટોપી નથી કરતા-હમો કાંઈ આંધલા લુલાવોની પુંજીમોથી ભીખ માંગીને ધીરો નથી લેતા-હમો કાંઈ તારી પેઠ શેઠીઆવોના ગોલાંમી નથી કરતા-હમો કાંઈ તુકડા રોટી અને બાટલી શરાબને વાશતે પાલખીઓ પકડીને હમાલની શાથે દોડતા નથી-હમો કાંઈ નવ રૂપીઆની લવાડીમો એ ફેરા ચોખા લઈને વારડ નથી કરતા-હમો કાંઈ તારી પેઠે રંડીબાજી કરીને કશબનોને હાથની ટોલ છકર નથી ખાતા-હમો શેહેરોની સાથે શફાઈથી અને વાજબીથી લડત કરીએચ-હમો ખરચ કરીએચ-હમો કરજ કરીએચ-અને પરમેશવરની કરૂણીથી હમારી જાતે પેદા કરીને અદા કરીએચઃ"......

"મુમબઈના ચાબુક"માં છપાયેલાં ચર્ચાપત્રોમાં પણ બુરખાધારી લેખક યા બુરખાતળે તંત્રી પોતે જ અંગત હુમલા કરતી કે બીજાની નિંદા-નાલેશી કરતી બાબત પ્રગટ કરતા. એ ચર્ચાપત્રો અત્રે ઉતારી લેવામાં ઉપયોગી હેતુ સરે એમ નથી, પરંતુ તે જમાનામાં ચર્ચાપત્રો કેવી રીતે લખાતાં તેનો ખ્યાલ મળે તે સારુ એ પત્રમાં કોઈ 'નશવાંન ખીચરા'ની મૂંજી સંબંધે છપાયેલું એક જ 'ચરચા પતર' નીચે આપ્યું છે:

"શમાચારના અધીપતી જેવો નખતો ધધેડો અને શોહાંમણું ચોપગું હમોએ હમારી ઉમરમો બીજું કોઈ જોઈઉતું નહી......એ માંણુશની શુરતનું હેવાન......નાંખ ખોહી આજેન્ટ થાઈ......માફ માંગી હારીને પાછું હટીઉંચ......હમોને એ અનાંરી પશુની દયેઆ આવેચ......કાંજે હેમાં મનુશનો આકાર છે પણ આચાર નથી......એ નાંખ વગરના શરધભમો ઢોરને જેટલું બી ગનેઆન નથી......શમાચાર જેહવો નફ્ત અને વગર નાંખનો ધધેડો......કોઈ હજારો મુશરાંનો માર ખાએચ... પણ......લજવાતો અથવા શરમાતો નથી......એ શમાચારનાં બનાંવનાંર જેહવું શોખ ચાંમરાંનું જાંનવર હમોએ બીજું કોઈ જોઈઉતું નાહી. એ તો એ જ કંમબખત જાંનવરનું ચામડું છે કે ઠકેણાં ખંમી શખચ......બાકી હેવાં ઠકેણાંથી તો એકવાર પારાનું ચામડું બી આર્જેજ થાયે......"[3]

"મુંબઈ સમાચાર" માફક "જામે જમશેદ" સાથે પણ "ચાબુક"નો અધિપતિ જ્યારેત્યારે જંગ જમાવતો હતો. અનેક સ્થળે તેણે 'જામે'ના તંત્રીને "માંથું ફરી ગણીચ", "હાંધલો થઈ ને" વગેરે અલંકારોથી નવાજ્યા. "તારીખ ૩૧મી આગશટ શને ૧૮૪૪ ને શનેઊની શાંહાંજ"ના અંકમાં "જામે જમશેદ" પર હુમલો કરવામાં હદ કરી છે. એમાં 'જામે'ના તંત્રીની અંગત તેરીમેરી કરવામાં આવી છે. તેમના ઘરની ખાનગી બાબત પર જાહેરમાં હુમલા કર્યા છે, ને તેમને રંડીબાજ, કૂતરો, ભીખ માગનાર વગેરેની ઉપમા આપી છે. પોતાના હરીફોને કલમના જોરે નવરોજી ચાનદારૂ કેટલો દબડાવતો અને સાથે સાથે જ પોતાની સેવા અને હોશિયારીનું નગારું કેમ વગાડતો તે આ લખાણ પરથી સ્પષ્ટ થશે:

"—બેચારા દેશીઓ—તહમો જોવો કે તહમારાં કલેઆંણ ઇછવા શેવાએ બીજાં કોઈ કારણશર હમોને ચાબુક છાપવાની

3 "મુમબઈના ચાબુક", તા. ૧૫–૯–૧૮૪૭